# સર રાધાકૃષ્ણનનાં

## પુસ્તકો



| | |
|---|---|
| ધર્મોનું મિલન | ૫-૦ |
| હિંદુ ધર્મ | ૪-૪ |
| વેદની વિચારધારા | ૨-૪ |
| મહાભારત | ૨-૦ |
| ભારતનો વારસો | ૩-૦ |
| કલ્કિ અને સંસ્કૃતિનું ભાવિ | ૦-૧૪ |
| જગતનો આવતીકાલનો પુરુષ | ૧-૪ |
| ગૌતમબુદ્ધ | ૧-૮ |
| હિંદુ જીવનદર્શન | ૦-૧૦ |
| મહાત્મા ગાંધી | ૦-૧૦ |
| ગાંધીજીને જગવંદના | ૩-૦ |



ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય

ગાંધીરસ્તો : અમદાવાદ

# ધર્મોનું મિલન

[ રાધાકૃષ્ણનના 'The Meeting of Religions' અને ઇતર નિબન્ધો ]

અનુવાદક

ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ




મુખ્ય વિક્રેતા :
ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય
ગાંધીરસ્તો : અમદાવાદ.

પ્રકાશક :
ભારતીય વિદ્યા ભવન
મુંબઈ.

પ્રકાશક :

પ્રો. જયંતકૃષ્ણ એચ. દવે

ઓન. રજીસ્ટ્રાર, ભારતીય વિદ્યા ભવન

૩૩–૩૫ હારવે રોડ, મુંબઈ–૭



બીજી આવૃત્તિ : ૧૯૪૭

કિંમત રૂપિયા પાંચ

મુદ્રક :

ગોવિંદલાલ જગશીભાઈ શાહ : શ્રી શારદા મુદ્રણાલય

જુમ્મામસ્જિદ સામે, પાનકોર નાકા : અમદાવાદ.

# ભારતીય વિદ્યા ભવનનાં ગુજરાતી પ્રકાશનો

| | | | |
|---|---|---|---|
| (૧) | ભરતેશ્વર બાહુબલી રાસ | ... | શ્રી. આચાર્ય જિનવિજયજી |
| (૨) | ગુજરાતી સ્વરવ્યંજનોની પ્રક્રિયા | ... | પ્રોફેસર કે. કા. શાસ્ત્રી |
| (૩) | ઐતિહાસિક સંશોધન | ... | શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રી |
| (૪) | પરિષદપ્રમુખોનાં ભાષણો | ... | ગુજરાતી સાહિત્યપરિષદ |
| (૫) | અહેવાલ અને નિબંધસંગ્રહ ૧૩મું સંમેલન | ... | ,, |
| (૬) | અહેવાલ અને નિબંધસંગ્રહ (પાટણ) | ... | ,, |
| (૭) | પિરામીડની છાયામાં | ... | શ્રી. ચંદ્રશંકર શુક્લ |
| (૮) | આદિવચનો અને બીજાં વ્યાખ્યાનો | ... | શ્રી. ક. મા. મુનશી |
| (૯) | અહેવાલ ૧૪મું સંમેલન | ... | ગુજરાતી સાહિત્યપરિષદ |
| (૧૦) | કાવ્યવિચાર | ... | શ્રી. નગીનદાસ પરીખ |
| (૧૧) | અહેવાલ ૧૫મું સંમેલન | ... | ગુજરાતી સાહિત્યપરિષદ |
| (૧૨) | નર્મદ શતાબ્દિ ગ્રંથ | ... | |
| (૧૩) | નર્મદ શતાબ્દિ ચિત્રાવલી | ... | |
| (૧૪) | ગુજરાતી સાહિત્યપરિષદપત્રિકા | ... | ગુજરાતી સાહિત્યપરિષદ |
| (૧૫) | મુનશી સૂક્તિસંચય | ... | શ્રી. રામનારાયણ પાઠક |
| (૧૬) | છીએ તે જ ઠીક | ... | શ્રી. ક. મા. મુનશી |

# પ્રસ્તાવના

ગયા મે માસમાં હું કાશીથી મુંબઈ ગયો ત્યારે મારા પરમ સુહૃદ મુનિશ્રી જિનવિજયજીના સૌહાર્દથી અને પરમવિદ્યાનિરત શ્રીમાન મુનશીજીના સૌજન્યસંભૃત ઔદાર્યથી એક માસ ભારતીય વિદ્યા ભવનમાં રહેવાનું બન્યું. તેટલા સમયના મધુર સ્મરણથી આકર્ષાઈ ફરી પણ ઑગસ્ટ–સપ્ટેંબરમાં એક માસ હું ભવનમાં રહ્યો. આ નિવાસ દરમ્યાન જે હૃદયસ્પર્શી મધુર અનુભવો થયા તે વર્ણવવાનું આ સ્થાન નથી. પણ એક બાબત નિર્દેશ્યા વિના હું રહી શકતો નથી. તે એ કે મુંબઈ જેવા ધમાલિયા ને ઘોંઘાટવાળા શહેરમાં હોવા છતાં ભવન અધ્યયન–અધ્યાપન, ચિન્તન–મનન અને લેખન–સંપાદનની દૃષ્ટિએ સાચા અર્થમાં 'વિદ્યાભવન' જ બની રહ્યું છે. એમ કહી શકાય કે તેમાં સધાતો વિદ્યાયોગ, મુંબઈના વિક્ષેપક જીવનથી કુંઠિત થવાને બદલે, ત્યાંના પ્રવૃત્તિપ્રધાન જીવનમાં શાન્તિ અને સંસ્કારનું જીવન ઊભું કરી રહ્યો છે. ભવનનો દેહ નાનો છે, પણ એમાં પ્રાણ મોટો વસે છે. ભવનમાં ગયો ત્યારે પ્રથમ જ મને ચિરપરિચિત શ્રી. ચંદ્રશંકર શુક્લ મળ્યા. તેમનું 'પિરામીડની છાયામાં' એ પુસ્તક રસપૂર્વક સાંભળી રહ્યો હતો એટલામાં જ 'ધર્મોનું મિલન' એ નામના પ્રસ્તુત પુસ્તકના ચારેક છાપેલા ફરમા આપ્યા. જેમ જેમ ફરમા આવતા ગયા તેમ તેમ તેમણે મને આપ્યા; અને હું આખું પુસ્તક, મારા પ્રિય વિષયનું શિષ્યભાવે નવેસર અધ્યયન કરી રહ્યો હોઉં તેટલા જ આદરથી, સાંભળી ગયો. હું શરૂઆતમાં એને મારી દૃષ્ટિએ જ સાંભળી ક્યાંક ક્યાંક નોંધો કરાવતો હતો. એ વખતે એ વિષે મારે કંઈક લખવું પણ પડશે એ ખ્યાલ સુદ્ધાં ન હતો. પરંતુ વચ્ચે શ્રી ચંદ્રશંકરે મને એ વિષે કંઈક લખી આપવા કહ્યું ત્યારથી હું બીજી દૃષ્ટિએ પણ સાંભળવા લાગ્યો.

જૂનથી આજ સુધીમાં હું આરોગ્ય અને સખત અનારોગ્યના ઝૂલામાં ઝૂલતો રહ્યો છું; એક સ્થાનમાં સ્થિર રહી પણ શકયો નથી, આખા પુસ્તકનું એકધારું સળંગ ઇષ્ટ શ્રવણ–મનન પણ કરી શકયો નથી. અને આ લખું છું ત્યારે પણ અપેક્ષિત સ્વાસ્થ્ય નથી. છતાં આ પુસ્તકના મૌલિક પ્રિય વિષયે, તેની હૃદયહારિણી નિરૂપણપદ્ધતિએ, તેમ જ અનુવાદકની પ્રસાદપૂર્ણ ભાષા અને સુબોધક શૈલીએ મારા મન પર એવી મોહક છાપ પાડી છે કે તેથી હું આ અનધિકારચેષ્ટામાં પ્રવૃત્ત થયો છું.

પ્રસ્તુત પુસ્તકમાં સર સર્વપલ્લી રાધાકૃષ્ણને ઈંગ્લંડમાં જુદે જુદે સમયે અને જુદે જુદે સ્થાને આપેલાં ભાષણોનો તથા જુદે જુદે વખતે લખેલા લેખોનો અપુનરુક્ત સંગ્રહ છે. એમાં નાનામોટા અનેક વિષયોની અનેકમુખી ચર્ચા છે. પણ એ બધા વિષયો અને બધી ચર્ચા મુખ્યરૂપ ધર્મના વિષયની આસપાસ જ ગોઠવાયેલાં છે. ગૌણ મુખ્ય બધા વિષયોની ચર્ચા ઐતિહાસિક દૃષ્ટિએ તેમ જ તુલનાત્મક પદ્ધતિએ કરવામાં આવી છે.

આમાં શ્રી. રાધાકૃષ્ણનની ત્રણ વિશેષતાઓ વિશેષ રૂપે નજર આગળ તરી આવે છે: (૧) કંટાળો ઊપજે એવું લંબાણ કર્યા સિવાય મનોહર શૈલીએ તદ્દન સ્ફુટ ચર્ચા કરવી; (૨) ચર્ચાતા વિષય પર ગંભીરપણે લખનાર સંખ્યાબદ્ધ લેખકોની સાક્ષીઓ આપી તેમનાં કામલાયક અવતરણોના સમુચિત સંકલનથી પોતાના વક્તવ્યને સ્ફુટ અને સમૃદ્ધ કરવું; (૩) ત્રીજી વિશેષતા એમનાં તર્કપાટવ અને સમભાવની છે.

ભૂતકાળની પેઠે આ યુગમાં પણ ભારતે અનેક સમર્થ ધર્મ-ચિન્તકો, ધર્મ વિષે સાધિકાર લખનાર–બોલનારાઓ નિપજાવ્યા છે. અસાધારણતા તે બધાનો સામાન્ય ગુણ છે, છતાં તે સૌની ભૂમિકા જુદી જુદી છે. ભારત અને ભારત બહારના વિશ્વ ઉપર ધર્મ વિષેની પોતાની વિચારણા અને અનુભૂતિની વિશિષ્ટ છાપ પાડનાર પાંચ

પુરુષો સુવિદિત છે. શ્રી. અરવિંદ ગૂઢ તાન્ત્રિક સાધના દ્વારા અને ગૂઢ વાણી દ્વારા ધર્મનાં ગૂઢ તત્ત્વો પ્રકાશે છે; તે પારાના રસાયન જેવાં હોઈ સર્વભોગ્ય નથી. કવિવર રવીન્દ્ર પોતાની કવિસુલભ સર્વતોમુખી પ્રતિભા અને સહજસિદ્ધ ભાષાસમૃદ્ધિના હૃદયંગમ અલંકારોથી ધર્મના તત્ત્વનું રસપૂર્ણ નિરૂપણ કરે છે. તે ઉપનિષદ અને ગીતાની ગાથાઓ સમું સરલતમ અને ગૂઢતમ બંને પ્રકારનું કાવ્ય બની રહે છે; તેથી તે બહુભોગ્ય છતાં વસ્તુતઃ અલ્પભોગ્ય જ છે. ગાંધીજીનાં ધર્મ વિષેનાં ઉદ્ગારો ને લખાણો સર્વલક્ષી હોઈ, તે ગંભીર છતાં પણ સંતસમા તપસ્વીની વાણીરૂપે સર્વગમ્ય બને છે. તેથી તે અધિકારીભેદે બકરી અને ગાયના દૂધની પોષક ગરજ સારે છે. ડૉ. ભગવાનદાસનાં ધર્મચિન્તન અને વિચારલેખન એ અનેક ઉદ્યાનોમાંનાં અનેકવિધ પુષ્પોમાં રહેલ મકરંદને પચાવી ભૃંગરાજે કરેલા મધુસંચય જેવાં છે. તે મધુર અને પથ્ય હોવા છતાં દૂધના જેટલાં સુપચ નથી. શ્રી. રાધાકૃષ્ણનનાં ધર્મપ્રવચનો એ અનેક ઉદ્યાનોમાંથી અનેકવિધ લતાવૃક્ષો પરથી ચૂંટી એકત્ર કરેલાં અનેકરંગી ને અનેક જાતનાં કુસુમો વડે અસાધારણ કુશળતા ધરાવનાર માલાકારે ગૂંથેલી એક મનોરમ પુષ્પમાળા સમાન છે. તે ગમે તે પ્રેક્ષક અધિકારીની દૃષ્ટિને લોભાવે છે, અને પોતાની મહેકથી તેમ જ વિવિધવર્ણી સુન્દરતાથી વાંચનાર કે શ્રોતાને વિષયમાં લીન બનાવી રસ લેતા કરે છે.

ધર્મ એટલે સત્યની તાલાવેલી અને વિવેકી સમભાવ, તેમ જ એ બે તત્ત્વોની દોરવણી નીચે ઘડાતો જીવનવ્યવહાર. આ જ ધર્મ પારમાર્થિક છે. બીજા જે વિધિનિષેધો, ક્રિયાકાંડો, ઉપાસનાના પ્રકારો વગેરે ધર્મની કોટિમાં ગણાય છે, તે બધા જ વ્યાવહારિક ધર્મો છે. અને તે ત્યાં લગી અને તેટલે જ અંશે યથાર્થ ધર્મના નામને પાત્ર છે, જ્યાં લગી અને જેટલે અંશે તે ઉક્ત પારમાર્થિક ધર્મ સાથે અભેદ્ય સંબન્ધ ધરાવતા હોય છે. પારમાર્થિક ધર્મ

એ જીવનની મૂલગત તેમ જ અદૃશ્ય વસ્તુ છે. તેનો અનુભવ કે સાક્ષાત્કાર તે ધાર્મિક વ્યક્તિને જ હોય છે; જ્યારે વ્યાવહારિક ધર્મો દૃશ્ય હોઈ પરપ્રત્યેય છે. પારમાર્થિક ધર્મનો સંબન્ધ ન હોય તો ગમે તેટલા જૂના અને બહુસંમત બધા જ ધર્મો વસ્તુતઃ ધર્માભાસ જ છે.

આધ્યાત્મિક ધર્મ એ કોઈ એક વ્યક્તિના જીવનમાંથી નાના મોટા સ્રોતરૂપે પ્રગટ થાય છે, અને તે આસપાસના માનવસમાજની ભૂમિકાને પ્લાવિત કરે છે. એ સ્રોતનું બળ કે પ્રમાણ ગમે તેટલું હોય છતાં તે સામાજિક જીવનની ભૂમિકાને અમુક અંશે જ આર્દ્ર કરે છે. ભૂમિકાની એ અધૂરી ભીનાશમાંથી અનેક કીટાણુ જન્મે છે, અને તે પોતાની આધારભૂત ભૂમિકાને જ ભરખે છે. એવામાં વળી કોઈ બીજી વ્યક્તિમાં ધર્મનો સ્રોત ઉદ્‌ભવે છે, અને તે પ્રથમના કીટાણુજન્ય સડાને ધોઈ નાખવા મથે છે. આ બીજો સ્રોત પ્રથમના સ્રોત ઉપર બાઝેલી લીલને ધોઈ નાખી જીવનની ભૂમિકામાં વધારે ફલદાયી કાંપ મૂકે છે. વળી એ કાંપના બીજા થર ઉપર લીલ જામે છે, અને ક્યારેક કાલક્રમે ત્રીજી વ્યક્તિમાં પ્રભવેલ ધર્મસ્રોત એનું માર્જન કરી નાખે છે. આવી રીતે માનવજીવનની ભૂમિકા પર ધર્મસ્રોતનાં અનેક વહેણો વહેતાં રહે છે, અને એ રીતે એ ભૂમિકા વિશેષ ને વિશેષ યોગ્ય તેમ જ ફળદ્રુપ બનતી જાય છે.

ધર્મસ્રોતનું પ્રકટીકરણ એ કોઈ એક દેશ કે એક જાતિની પૈત્રિક સંપત્તિ નથી. એ તો માનવજાતિરૂપ એક વૃક્ષની જુદી જુદી શાખા પર ઉદ્‌ભવનાર સુફળ છે. તેનો પ્રભાવ વિરલ વ્યક્તિમાં હોય છે ખરો, પણ તે દ્વારા સમુદાયમાં અમુક અંશે વિકાસ અવશ્ય થાય છે. તે જ રીતે ધર્મની આકર્ષકતા, તેની પ્રતિષ્ઠા, અને તેના નામ નીચે બધું જ સારું નરસું કરવાની શકયતા, તેમ જ નરસાને ત્રાણ આપવાની એની શક્તિ, એ બધાં બળોને લીધે માનવ સમુદાયમાં અજ્ઞાન અને વાસનાજન્ય અનેક ભયસ્થાનો પણ ઊભાં થાય છે. કોઈ પણ ધર્મપંથ આવાં એક યા બીજા પ્રકારનાં ભયસ્થાનોથી

છેક જ મુક્ત હોતો નથી. તેથી જ આ લોક અને પરલોકનો ભેદ મટાડવાની, પ્રેય અને શ્રેય વચ્ચે અભેદ સાધવાની, તેમ જ આવતા બધી જાતના વિક્ષેપોને ટાળી માનવજીવનમાં સામંજસ્ય સ્થાપવાની ધર્મની મૌલિક શક્તિ કુંઠિત બને છે. ધર્મના ઉત્થાન અને પતનના ઇતિહાસનું આ જ હાર્દ છે.

ધર્મનદીને કિનારે અનેક તીર્થો ઊભાં થાય છે, અનેક પંથના ઘાટો બંધાય છે. એ ઘાટો પર નભનાર વાડાજીવી સર્વ પંડા કે પુરોહિતો પોતપોતાના તીર્થ અને ઘાટની મહત્તા કે શ્રેષ્ઠતા ગાઈને જ સન્તોષ નથી પામતા; પણ મોટે ભાગે તેઓ બીજાં તીર્થો અને બીજા પંથરૂપ ઘાટોની ઊણપો બતાવવામાં વધારે રસ લે છે. તેઓ ધર્મની પ્રતિષ્ઠા સાથે કેટલાંક તત્ત્વોને સેળભેળ કરી નાખે છે. તેમાંનું એક તત્ત્વ તો એ કે અમારો ધર્મ એ મૂલતઃ શુદ્ધ છે, અને તેમાં જો કોઈ અશુદ્ધિ હોય તો તે પરપંથની આગંતુક અસર છે. બીજું તત્ત્વ એ કે બીજા ધર્મપંથોમાં કંઈ સારું હોય તો તેને પોતાના ધર્મની અસર તરીકે બતાવવું. ત્રીજું તત્ત્વ એ કે સનાતનતા સાથે જ શુદ્ધિ અને પ્રતિષ્ઠાનો સંબન્ધ વિચારવો. આ અને આના જેવાં બીજાં વિકારી તત્ત્વોથી લોકોનું ધાર્મિક જીવન પણ ક્ષુબ્ધ બને છે. દરેક પંથ પોતાની સનાતનતા ને પોતાની શુદ્ધિ સ્થાપવા મથે છે, અને બીજા ધર્મપંથોમાં રહેલ ઉચ્ચ તત્ત્વો સામે આંખ મીંચી દે છે.

ધાર્મિક જીવનના આ સડાને દૂર કરવાના અનેક માર્ગો પૈકી એક માર્ગ — અને સુપરિણામદાયી માર્ગ — એ પણ છે કે દરેક ધર્મજિજ્ઞાસુને ધર્મનું જ્ઞાન ઐતિહાસિક તેમ જ તુલનાત્મક દૃષ્ટિએ આપવું, જેથી ધર્મનું શિક્ષણ માત્ર એકપંથગામી મટી સર્વપંથગામી બને, અને સ્વ કે પર દરેક પંથના સ્થૂલ તેમ જ સૂક્ષ્મ જીવનના ઇતિહાસનું પણ ભાન થાય. આ જાતના શિક્ષણથી પોતાના પંથની પેઠે બીજા પંથમાં પણ રહેલ સુતત્ત્વોને સહેલાઈથી જાણી

શકાય છે, અને પરપંથની જેમ સ્વપંથમાં રહેલી ત્રુટીઓનું પણ વાસ્તવિક ભાન થાય છે. તેની સાથેસાથે પ્રાચીનતામાં જ મહત્તા અને શુદ્ધિનો બંધાયેલો ભ્રમ પણ સહેલાઈથી ટળે છે. આ દૃષ્ટિએ ધર્મના ઐતિહાસિક અને તુલનાત્મક શિક્ષણનું બહુ ઊંચું સ્થાન છે.

ધર્મનું વ્યાપક અને તટસ્થ દૃષ્ટિએ ઐતિહાસિક ને તુલનાત્મક શિક્ષણ આપવું હોય તો તે માટે પૂર્ણ યોગ્ય સ્થાન તો સાર્વજનિક કૉલેજો ને યુનિવર્સિટીઓ જ છે. એમ તો દરેક દેશમાં અનેક ધર્મધામો છે, અને જ્યાં જ્યાં ધર્મધામ હોય ત્યાં ત્યાં નાનાં મોટાં વિદ્યાધામ હોવાનાં જ. પણ આપણે જાણીએ છીએ કે એ વિદ્યાધામો જે જે પંથના હોય તે જ પંથના વિદ્યાર્થીઓ અને મોટે ભાગે તે જ પંથના અધ્યાપકો તેમાં હોય છે. તે વિદ્યાધામ ગમે તેટલું ઉદાર વાતાવરણ ધરાવતું હોય છતાં તેમાં પરપંથોના વિદ્યાર્થીઓ કે અધ્યાપકો જતા નથી, અને જાય તો તેમાં એકરસ થઈ શકતા નથી. એટલે પરિણામ એ આવે છે કે દરેક પંથ દ્વારા ચલાવાતાં વિદ્યાધામોમાં ધર્મનું શિક્ષણ એકદેશી જ રહી જાય છે. એને લીધે પંથ પંથના અનુયાયીઓની વિચારણામાં રહેલું અંતર કે તેમાં રહેલી ભ્રાન્તિઓ મટવાને બદલે, વિશેષ વધે નહિ તો પણ, કાયમ તો રહે છે જ. જ્યારે વર્તમાન યુગ દૂરવર્તી ભિન્નભિન્ન ખંડના માણસોને સહેલાઈથી મળવાનાં સાધનો ધરાવે છે, અને અનેક બાબતો પરત્વે વિશ્વસંઘની વ્યવસ્થા કરવાની શક્તિ ધરાવે છે, ત્યારે તે યુગમાં માણસજાતનાં હાડમાંસ સાથે સંકળાયેલ ધર્મ-તત્ત્વનું એકદેશીય શિક્ષણ કદી નભી ન શકે, નભવું ન જોઈએ. ખરી રીતે આ યુગે જ સર્વમિલનયોગ્ય કૉલેજો અને યુનિવર્સિટીઓ ઊભી કરી છે; અને તે જ સંસ્થાઓ પ્રાચીન વિદ્યાધામો અને ધર્મશિક્ષણનાં ધામોનું સ્થાન લઈ રહેલ છે. તેને જ અનુરૂપ ઐતિ-હાસિક તેમ જ તુલનાત્મક ધર્મશિક્ષણનો પાયો નંખાયો છે. આ શિક્ષણ કાં તો પ્રાચીન ધર્મધામોને પોતાની ઉદારતાથી અજવાળશે,

અને કાં તો, જો તેઓ પોતાની સંકીર્ણતા નહીં છોડે તો, તેમને અવશ્યમેવ તેજોહીન બનાવશે. શ્રી. રાધાકૃષ્ણન સાચું જ કહે છે કે કૉલેજો કે યુનિવર્સિટીઓ એ ધર્મપ્રચારનાં ધામો નથી; એ તો શુદ્ધ અને વ્યાપક જ્ઞાન પૂરું પાડનાર શિક્ષણસંસ્થાઓ છે. આજે જ્યાં જુઓ ત્યાં દરેક વિષયના સાર્વજનિક શિક્ષણની મહત્તા વધી રહી છે. તે યુગમાં ધર્મના પણ સર્વગ્રાહ્ય સાર્વજનિક શિક્ષણની કેટલી અગત્ય છે, અને તે વિષે લોકો કેટલી રુચિ ધરાવે છે, એ વસ્તુ દિવસે દિવસે વધતા જતા અને લોકપ્રિય થતા ધર્મવિષયક ઐતિહાસિક અને તુલનાત્મક શિક્ષણથી સિદ્ધ થાય છે. જો કે આવા શિક્ષણની શરૂઆત યુરોપિયનો દ્વારા અને યુરોપની ભૂમિ પર જ થઈ, છતાં ખુશીની વાત તો એ છે કે ભારતના એક સાચા બ્રાહ્મણે * એ યુરોપની ભૂમિમાં પણ આ વિષયનું ગુરુપદ પ્રાપ્ત કર્યું છે. જ્યારે મનુએ કહેલું કે કોઈ પણ દેશના વાસીએ ભારતમાં આવીને વિદ્યા મેળવવી, ત્યારે કદાચ તેનો ઊંડો આશય એ પણ હોય કે ભારતના યુગાનુરૂપ બ્રાહ્મણો ભારતની બહાર જઈને પણ યુગાનુરૂપ ભાષામાં યુગાનુરૂપ શિક્ષણ આપશે. જ્યારે સનાતન સંસ્કારના એ દ્વિજો મનુના એ શબ્દને આજ પણ વળગી રહ્યા છે, ત્યારે મનુના જ્ઞાનનો વારસો ધરાવનાર એક શ્રી. રાધાકૃષ્ણન જેવા સનાતની માત્ર તેના શબ્દોને વળગી ન રહેતાં તેના ગર્ભિત અર્થને અમલમાં મૂકે છે.

બુદ્ધિ, સ્મૃતિ, વિશાળ વાચન, સંકલનશક્તિ અને ભાષા પરનું અસાધારણ પ્રભુત્વ એ બધું હોવા છતાં જો શ્રી. રાધાકૃષ્ણનને આર્યધર્મ અને તેનાં તત્ત્વોનું વિશદ, સૂક્ષ્મ અને સમભાવી જ્ઞાન ન હોત તો તેઓ આટલી સફળતાથી દુનિયાના બધા જ ધર્મોની તાત્ત્વિક અને વ્યાવહારિક મીમાંસા ભાગ્યે જ કરી શકત.

આ પુસ્તકમાં પદે પદે વિશદતા ટપકતી હોવા છતાં વાચકોને તેનો એકાદ નમૂનો સૂચવવો હોય તો પૃ. ૧૭૮ પર આવેલ ‘નિવૃત્તિ

વિ. પ્રવૃત્તિ ' એ મથાળા નીચે દોરાયેલું ચિત્ર સૂચવી શકાય. વાચકો જોઈ શકશે કે એમાં પૂર્વ ને પશ્ચિમના ધર્મોનો સ્વરૂપભેદ, તેમનો માનસભેદ અને ઉદ્દેશ્યભેદ કેટલી તાદશતાથી ચિત્રિત કર્યા છે. તેમની વિચારસૂક્ષ્મતા માટે બે ત્રણ સ્થળો સૂચવ્યા વિના સન્તોષ નથી થતો. શ્રી. રાધાકૃષ્ણન મોક્ષનું સ્વરૂપ ચર્ચતાં ધર્મોના એક ગૂઢ કોયડાને ઉકેલે છે. કેટલાક મોક્ષને ઈશ્વરની કૃપાનું ફળ માની બહારથી મળી આવનાર એક બક્ષિસ માને છે, જ્યારે બીજા કેટલાક તેને આત્મપુરુષાર્થનું ફળ ગણે છે. એનો ઝીણવટ-ભરેલો ઉકેલ લેખક કરે છે ત્યારે ખરેખર તેમાં યોગશાસ્ત્રની ' ચિત્તભૂમિકાઓ ', જૈન શાસ્ત્રનાં ' ગુણસ્થાનો ', અને બૌદ્ધ પિટકના ' માર્ગોનું ' જ અત્યંત સરળ ભાષામાં સૂચન કરે છે. તેઓ કહે છે : " મોક્ષ એ આપણા હૃદયમાં વસતા ઈશ્વરતત્ત્વનો ધીમેધીમે થતો વિકાસ છે." " ઈશ્વરની કૃપા અને આત્માનો પુરુષાર્થ એ એક જ ક્રિયાનાં બે જુદાં જુદાં પાસાં છે." (પૃ. ૧૧૯) કર્મ અને પુનર્જન્મ વિષે ચર્ચા કરતાં, પાપીનું પાપ ધોઈ કાઢવા બીજો જ માણસ દુઃખ ભોગવે છે એવા ખ્રિસ્ત ધર્મના સિદ્ધાન્તની તેઓ બારીકાઈથી સમીક્ષા કરે છે; અને સમર્થ રીતે સિદ્ધ કરે છે કે સ્વકૃત કર્મ અન્યથા થઈ શકે નહીં, અને થાય તોયે કર્તાના પોતાના સત્પુરુષાર્થ વડે જ. આ આખી ચર્ચા પૃ. ૧૩૩થી વાંચતાં ભારે રસ પડે તેમ છે.

ભિન્ન ભિન્ન સંપ્રદાયોમાં પરમાત્મદર્શન માટેનાં સાધનોની બાબતમાં કેટલાક ન ભૂંસાય એવા વિરોધો દેખાય છે. કોઈ પરમાત્મ-દર્શન માટે એક અથવા બીજા પ્રકારની મૂર્તિનું અવલંબન લે છે, જ્યારે બીજા કેટલાક મૂર્તિને સાવ નિરર્થક માની જપ કે ચિન્તનને જ પરમાત્મદર્શનનું સાધન માને છે. આ બે માર્ગો વચ્ચે જે ઊંડો વિરોધ છે તેણે ભાઈ–ભાઈ અને કોમ–કોમ વચ્ચે સંક્રામક ઝેર સિંચ્યું છે ને અનેકોના પ્રાણ હર્યા છે. આ વિરોધનો પરિહાર શ્રી.

રાધાકૃષ્ણને જે શાસ્ત્રીયતા ને મૌલિકતાથી કર્યો છે તે સાંભળતાં મને મારા જ જીવનનો એક અદ્ભુત પ્રસંગ યાદ આવ્યો. હું જન્મથી મૂર્તિ ન માનનાર ફિરકાનો હતો. અનેક તીર્થો અને મંદિરોમાં જવા છતાં એમાં પાષાણની ભાવના સિવાય બીજી ભાવના સ્ફુરતી નહિ. ક્યારેક જૈન પ્રખર તાર્કિક યશોવિજયનું 'પ્રતિમાશતક' મારા વાંચવામાં આવ્યું. તેમાં તેમણે એક સરળ દલીલ કરી છે કે પરમાત્માનું સ્મરણ કરવું એ ઉપાસકનું ધ્યેય છે. હવે તે સ્મરણ જો નામથી થતું હોય તો રૂપથી પણ થાય છે જ. એવી સ્થિતિમાં સ્મરણના કોઈ એક સાધનને જ માનવું ને બીજાને તરછોડી કાઢવું એ શું યોગ્ય છે? આ દલીલ મારે કાને પડી તે જ ક્ષણે મારો જન્મસિદ્ધ કુસંસ્કાર સરી ગયો. શ્રી. રાધાકૃષ્ણને મૂર્તિ ન માનનારને સંબોધીને આ જ વસ્તુ બહુ વિસ્તારથી ને અતિ ઝીણવટથી કહી છે. તેમણે કહ્યું છે કે પરમાત્મતત્ત્વ એ તો ખરી રીતે વાણી અને મનને અગોચર જ છે; પણ આપણા જેવા અપૂર્ણ અધિકારીને માટે તે માર્ગે આગળ વધવાને, તેનું સ્મરણ પુષ્ટ કરવાને, અનેક પ્રતીકો છે; પછી ભલે તે પ્રતીકો કાષ્ઠ, પાષાણ કે ધાતુનાં મૂર્ત રૂપ હોય, અગર કલ્પના કે જપસ્વરૂપ માનસિક ને અમૂર્ત હોય. આખરે તો એ બધાં મૂર્ત – અમૂર્ત પ્રતીકો જ છે. તેમણે આ ચર્ચાપ્રસંગે માનસશાસ્ત્રના સિદ્ધાન્તો અને તત્ત્વજ્ઞાનનો જે સુમેળ સાધ્યો છે તેના ઉપર કોઈ તટસ્થપણે વિચાર કરે તો એના મનમાંથી મૂર્તિપૂજા સામેનો કાળજૂનો વિરોધ સરી પડ્યા વિના ન રહે.

શ્રી. રાધાકૃષ્ણનના નિરૂપણની ખૂબી એમના સમભાવમાં છે. તેઓ સહિષ્ણુતા, દયા, અને ઉદારતા કરતાં પણ સમભાવને, ગાંધીજીની પેઠે જ, ઊંચું સ્થાન આપે છે. જ્યારે તેઓ ઇસ્લામની સમીક્ષા કરે છે ત્યારે પણ ઇસ્લામનાં બે તત્ત્વો—ઈશ્વરનું પિતૃત્વ અને માનવોનું ભ્રાતૃત્વ — ને અપનાવવા અને જીવનમાં ઉતારવા હિંદુઓને કહે છે. તેઓ મુખ્યત્વે ખ્રિસ્તીઓ સમક્ષ બોલતા હોઈ ખ્રિસ્તી ધર્મની ભ્રમણા-

ઓ વિષે વધારે ટીકા કરે છે; છતાં પણ ખ્રિસ્તી ધર્મનાં માનવ-સેવા, વ્યવસ્થા આદિ તત્ત્વોને અપનાવવા સૂચવે છે. હિંદુઓને તેમની અણઘડ અને જંગલી પ્રથાઓ ફેંકી દેવાનો દઢાગ્રહ રાખવા કહ્યું છે તે રાધાકૃષ્ણનની સમતોલ બુદ્ધિનું પ્રમાણ છે. પરંતુ રાધાકૃષ્ણનની ખરી સંસ્કારિતા અને સૌંદર્યદૃષ્ટિ તો ત્યારે વ્યક્ત થાય છે જ્યારે તેઓ કહે છે કે "અહિંસાની જેઓ છટાભેર વાતો કરે છે તેઓ પશુયજ્ઞોને ઉત્તેજન આપતા દેખાય છે;" (પૃ. ૧૬૭) તેમ જ જ્યારે તેઓ કહે છે કે "એકબીજાનું ખંડન કરવામાં રચ્યા-પચ્યા રહેલા અનેક વાદો, બુદ્ધિ ન સમજી શકે એવાં તત્ત્વનાં ટૂંપણાં અને જુલમગાર પ્રથાઓ, જેની નીચે મનુષ્યનો આત્મા સાવ કચડાઈ જાય છે, તે બધાંને નાબૂદ કરતાં આપણને આવડવું જોઈએ." (પૃ. ૧૬૭)

શ્રી. રાધાકૃષ્ણન 'ધર્મ અને રાષ્ટ્રાભિમાન' એ મથાળા નીચે (પૃ. ૧૯૩) આજે વિચારકોનાં મનમાં ઘોળાઈ રહેલા એક અગત્યના પ્રશ્નને છણે છે. એમનો મુદ્દો એ છે કે ધર્મસંઘોએ મિથ્યા રાષ્ટ્રાભિમાનને વશ ન થવું જોઈએ. તેમણે આ બાબતમાં મુખ્યપણે ખ્રિસ્તી ધર્મને લક્ષીને કહ્યું છે. ખ્રિસ્તી ધર્મે રાષ્ટ્રાભિમાનને વશ થઈ પોતાનો આત્મા ગુમાવ્યો છે. ખ્રિસ્તી સંઘો પોતાના રાષ્ટ્રને જ વફાદાર રહે છે, ઈસુના સિદ્ધાન્તને નહિ. આ દોષ મુસલમાનોમાં પાકિસ્તાનરૂપે પુનઃ આજે અવતરે છે. કેમકે પછી તો એમ થશે કે ઇસ્લામ ધર્મ પાળનાર જેમાં રહે તે દેશ જ સર્વોચ્ચ, નહિ કે કુરાનના સિદ્ધાન્તો. જો હિંદુ મહાસભા એ પ્રમાણે કરે તો તે પણ હિંદુ ધર્મમાં વિકાર લાવે. જપાની બૌદ્ધોએ પોતાના બૌદ્ધ ધર્મને જપાનની રાજસત્તાને હવાલે કરી દીધો છે. આ રીતે ધર્મનું તેજ હણાતાં તે તે રાષ્ટ્રો લડે ત્યારે ધર્મગુરુઓ તેમને લડાઈથી મુક્ત કરવાનું ધાર્મિક બળ ગુમાવી બેસે છે. ગાંધીજી રાજકારણમાં પણ ધર્મ દાખલ કરે છે ત્યારે તે ધર્મ એટલે કોઈ સંપ્રદાય નહિ,

પણ સર્વસંપ્રદાયસંમત પ્રેમ, સેવા અને ત્યાગનો ધર્મ છે. ગાંધીજી રાષ્ટ્રને માટે લડે છે, પણ તે ધર્મને નિર્જીવ કે ગૌણ કરીને નહિ. રાષ્ટ્ર આડે રસ્તે જાય ત્યાં તેને પણ તેઓ ધર્મદૃષ્ટિએ જ ચેતવે છે. તેઓ જેમ પરાધીનતામાંથી મુક્ત થવા ધર્મનો આશ્રય લઈ કાર્યની યોજનાઓ ઘડે છે, તેમ સ્વરાષ્ટ્ર પણ શુદ્ધ ધર્મથી વિહોણું ન થાય તેવી સાવચેતી રાખે છે. ઘણા કહે છે કે ગાંધીજી રાષ્ટ્રીય નહિ પણ ધાર્મિક છે; ત્યારે એમ સમજવું કે તેઓ છે તો રાષ્ટ્રીય, પણ રાષ્ટ્રને આડે રસ્તે ન જવા દેવામાં સાવધ રહે છે માટે જ તેઓ ધાર્મિક છે. માત્ર ધાર્મિક હોત તો તેઓ બીજા નિષ્ક્રિય બાવાઓની પેઠે એકાંતમાં બેસી જાત. પણ તેઓ તો ધર્મ વાટે જ રાષ્ટ્રોદ્ધાર કરવામાં ધર્મ માને છે, અને તે દ્વારા જ ધર્મ છે કે નહિ તેની પરીક્ષા કરે છે. ગાંધીજી માત્ર ધાર્મિક હોત તો ધર્મનું નામ લઈ આખા દેશને ઉશ્કેરત અને તેને બીજા ધર્મોની સામે થવા કહેત. પણ તેઓ તો બીજાઓની લૂંટારુવૃત્તિ સામે થાય છે, નહિ કે બીજાઓના અસ્તિત્વ સામે. એ જ રીતે તેઓ સ્વદેશની નિર્બળતા સામે થાય છે; અને સાથે જ રાષ્ટ્રના ઉદ્ધારમાં ઉદાસીનતા પણ જરાયે દાખવતા નથી. જ્યારે ધર્મ રાષ્ટ્રને વશ થાય ત્યારે રાષ્ટ્રના આક્રમણકાર્યમાં તે સહાયક બને છે, અને બીજાઓની ગુલામી પોષે છે; તેમ જ સાથેસાથે સ્વરાજમાં ગુલામીનાં બીજ પણ વાવે છે. જેમ ગ્રીસ, રોમ, અરબસ્તાન આદિમાં થયું છે તેમ આજે જપાની બૌદ્ધ ધર્મ આ જ વસ્તુ કરી રહ્યો છે. વળી જ્યારે ધર્મ રાષ્ટ્રને આધીન થાય છે ત્યારે રાષ્ટ્ર પોતાના બચાવ માટે અધર્માચરણ કરે તેમાં પણ ધર્મ સહાયક બને છે. જેમ કે ચીનનો બૌદ્ધ ધર્મ. ચીન દુશ્મનો સામે હિંસક લડાઈ લડે છે ત્યારે ત્યાંનો બૌદ્ધ ધર્મ તેમાં સહાયક બને છે. આ જ ધર્મની રાષ્ટ્રાધીનતા. જો ધર્મ પ્રધાન રહે તો તે રાષ્ટ્રને આક્રમણ કરવા ન દે; તેમાં તે સહાયક ન બને; અને સ્વરાષ્ટ્ર ગુલામીથી મુક્ત થતું હોય ત્યારે પણ તે અધર્મ્ય સાધનોથી

તેમાં મદદ ન કરે. ઊલટું ધર્મ્ય સાધનો તદ્દન નવાં યોજી તે દેશને ગુલામીથી છોડવે. આ દૃષ્ટિએ જોતાં જો કોઈ પણ દેશ આજે ધર્મની સ્વતંત્રતા સાચવવા મથતો હોય તો તે ભારત જ છે; અને તે પણ ગાંધીજીને હાથે. ગાંધીજીનો ધર્મ સક્રિય છે અને નિષ્ક્રિય પણ છે. પરસત્ત્વ હરવામાં તે નિષ્ક્રિય છે, જ્યારે સ્વસત્ત્વ સિદ્ધ કરવામાં તે સક્રિય છે. ભારત આક્રમણ તો કરતું જ ન હતું. એટલે તેના ધર્મોમાં આક્રમણકાર્યમાં મદદ કરવાનો દોષ તો આવ્યો જ ન હતો, જેવો કે ઇસ્લામ અને ખ્રિસ્તી ધર્મમાં આવ્યો છે. પણ તેનામાં બીજાનું આક્રમણ સહેવાનો દોષ કે અન્યાય ખમવાનો દોષ પૂરેપૂરો આવેલો. તેને જ ગાંધીજી દૂર કરવા મથે છે. ધર્મ દ્વારા રાષ્ટ્રને ગુલામીથી મુક્ત કરવાનો ગાંધીજીનો અપૂર્વ પંથ છે. શ્રી. રાધાકૃષ્ણન કે ટાગોર આદિ જ્યારે ધર્મ અને રાષ્ટ્રાભિમાનને સેળભેળ થતાં અટકાવવા કહે છે ત્યારે તેમની સામે બધા અધર્મગામી રાષ્ટ્રોનું સજીવ ચિત્ર હોય છે.

આ પુસ્તકનું નામ 'ધર્મોનું મિલન' રાખેલું છે તે બહુ જ ઉચિત છે. એમાં સંઘરાયેલાં બધાં જ લખાણો ને પ્રવચનો મુખ્યત્વે ધર્મમિલનમાં જ પર્યવસાન પામે છે. ધર્મમિલનનું સાધ્ય શું એ મુખ્ય પ્રશ્ન છે. એનો ઉત્તર શ્રી. રાધાકૃષ્ણને પોતે જ 'મહાસમન્વય'-ની ચર્ચા દ્વારા આપ્યો છે. દરેક ધર્મના સુવિચારી અનુયાયી અને જ્ઞાતાઓનો આજે નિશ્ચિત મત છે કે ધર્માન્તરની વટાળ પ્રવૃત્તિ અનિષ્ટ જ છે. સાથેસાથે કોઈ ધર્મનો ઉચ્ચતર અભ્યાસી અને વિચારક એવો નથી જે પોતાના પરંપરાગત ધર્મના સ્વરૂપમાં જ સંતુષ્ટ હોય. દરેક સુવિચારી ઉત્સાહી પોતાની પરંપરાગત ધર્મભૂમિકાને છે તે કરતાં વિશેષ ઉન્નત અને વિશેષ વ્યાપક બનાવવા માગે છે. એક તરફથી પન્થાન્તરનો કે ધર્માન્તરનો વધતો જતો અણગમો, અને બીજી તરફથી પોતપોતાના ધર્મને વિકસાવવાની–વિશેષ વ્યાપક અને શુદ્ધ બનાવવાની ઉત્કટ અભિલાષા, એમાં દેખીતો વિરોધ છે. પણ

એ વિરોધ જ 'મહાસમન્વય'ની ક્રિયા સાધી રહ્યો છે. કોઈ એક ધર્મ સંપૂર્ણ નથી, જ્યારે બીજો કોઈ પૂર્ણપણે પાંગળો નથી. માત્ર જાગરૂક દૃષ્ટિ અને વિવેકશીલ ઉદારતા હોય તો હરકોઈ ધર્મ બીજા ધર્મમાંથી સારું એટલું બધું અપનાવી શકે, અને બીજો ધર્મ પહેલામાંથી. આ રીતે જ દરેક ધર્મનું ઉચ્ચીકરણ સંભવે છે; અને એ જ ખરા ધર્મજિજ્ઞાસુઓની ભૂખ છે. આ ભૂખ શ્રી. રાધાકૃષ્ણનના સર્વધર્મવિષયક ઉદાર અને તટસ્થ તુલનાત્મક અધ્યયનથી સંતોષાય છે. અને તે પોતે ગાંધીજીના જેટલા જ ધર્માન્તરના કટ્ટર વિરોધી હોવા છતાં પોતાના આવા નિરૂપણ દ્વારા જુદા જુદા દરેક ધર્મના અનુયાયીઓને પોતપોતાના ધર્મમાં રહીને ઉચ્ચીકરણ સાધવાની તક પૂરી પાડે છે.

શ્રી. રાધાકૃષ્ણને અંગ્રેજી સિવાય બીજી કોઈ ભાષામાં લખ્યું હોય એમ જાણમાં નથી આવ્યું. પોતાના વિષયના પ્રૌઢ જ્ઞાન અને અંગ્રેજી ભાષા ઉપરના પોતાના વિશિષ્ટ અધિકારને લીધે જ તેઓ પરદેશમાં પ્રાધ્યાપક બન્યા છે. તેમના વિચારદોહનનો લાભ તેમના જ દેશના અંગ્રેજી નહિ જાણનાર કે ઓછું જાણનાર જિજ્ઞાસુને મળી શકતો નથી. અને તેથી જ ભારતીય વિદ્યા ભવને તેમનાં કેટલાંક વિશિષ્ટ લખાણો ને વ્યાખ્યાનોનો શ્રી. ચંદ્રશંકરે કરેલો આ સુંદર અને સુબોધ અનુવાદ પ્રસિદ્ધ કરી ગુજરાતી જનતા માટે સર્વસુલભ કર્યો છે. ગુજરાત કરતાં વધારે વસ્તીવાળા અને વિદ્વાનોની મોટી સંખ્યા ધરાવનારા બીજા પ્રાન્તોની ભાષાઓમાં હજુ લગી રાધાકૃષ્ણનનાં આવાં લેખો ને પ્રવચનો અનુવાદિત નથી થયાં ત્યારે ભારતીય વિદ્યા ભવને આ પ્રકાશન દ્વારા ગુજરાતની ઉદારતા ને પરિમાર્જિત રુચિનું પ્રમાણ આપ્યું છે.

છેલ્લે પ્રસ્તુત અનુવાદ વિષે કાંઈક કહેવું પ્રાપ્ત થાય છે. 'નવજીવન'ના યુગથી 'હરિજન' બંધ પડવાના સમય સુધીમાં શ્રી. ચંદ્રશંકરે જે જવાબદારીપૂર્ણ અનેક પ્રવૃત્તિઓ યશસ્વીપણે ચલાવી છે

તેમાં અંગ્રેજીમાંથી ગુજરાતી ભાષામાં આવા પ્રૌઢ લેખો અને નિબંધો-ના ઉત્તમ અનુવાદ કરવાનું કામ એક ખાસ સ્થાન ભોગવે છે. એમના એ દીર્ઘકાલીન વ્યાસંગે એમને કેવી સિદ્ધહસ્તતા અર્પી છે તેનો છેલ્લો નમૂનો તે પ્રસ્તુત અનુવાદ છે. વાંચનાર ભાગ્યે જ સમજી શકે કે આ અનુવાદ છે. તેમણે તત્ત્વજ્ઞાન અને ધર્મના કેટલાયે પારિભાષિક શબ્દોને ગાંધીજીની ઢબે સરળ ગુજરાતીમાં મૂક્યા છે. સ્વ. શ્રી. મહાદેવભાઈના ઉત્કૃષ્ટ ગુજરાતી લખાણ જેવી શ્રી. ચંદ્ર-શંકરની પ્રસન્ન શૈલી છે. તેમનું સંસ્કૃત અને દાર્શનિક જ્ઞાન પણ આ અનુવાદમાં અનેક સ્થળે પ્રગટ થાય છે. એમાં જે કેટલાંક નાનાં નાનાં ટિપ્પણો તેમણે જોડયાં છે તે એવાં યોગ્ય સ્થાને આવ્યાં છે કે તેથી પુસ્તકની સુંદરતા પર ઓપ ચડે છે. મારા મત પ્રમાણે આ પુસ્તક ધર્મના દરેક ઉચ્ચતર અભ્યાસીએ વાંચવા જેવું છે. અને જ્યાં જ્યાં ઉચ્ચ ધાર્મિક શિક્ષણ ગુજરાતી ભાષા દ્વારા અપાવાની શકયતા હોય ત્યાં ત્યાં તે અભ્યાસક્રમમાં રાખવા જેવું પણ છે.

હિંદૂ યુનિવર્સિટી,
બનારસ

**સુખલાલ**

# અનુક્રમણિકા

त्रयी सांख्यं योगः पशुपतिमतं वैष्णवमिति
प्रभिन्ने प्रस्थाने परमिदमदः पथ्यमिति च ।
रुचीनां वैचित्र्याद् ऋजुकुटिलनानापथजुषां
नृणामेको गम्यस्त्वमसि पयसामर्णव इव ॥

—महिम्नस्तोत्र

[વેદ, સાંખ્ય, યોગ, પાશુપત અને વૈષ્ણવ સંપ્રદાય એ જુદા જુદા રસ્તામાંથી રુચિની ભિન્નતાને લીધે કેટલાક એકને સારો માને છે, કેટલાક બીજાને. તો પણ, હે પરમાત્મન્, તે બધા તારી પાસે જ પહોંચે છે, જેમ નદીઓ ગમે તેવી વાંકીચૂંકી ચાલીને પણ અંતે જઈને સમુદ્રને જ મળે છે.]

**સૂચના:**—આ પુસ્તકમાં પાનાંની નીચે આપેલાં ટિપ્પણો બે પ્રકારનાં છે: એક સર રાધાકૃષ્ણનનાં પોતાનાં મૂકેલાં; અને બીજાં કેટલાંક વધારે માહિતી યા સ્પષ્ટીકરણને સારુ અનુવાદકે મૂકેલાં. સર રાધાકૃષ્ણનનાં ટિપ્પણો જુદાં ઓળખાઈ આવે એટલા સારુ તેના આંકડાની સાથે * એવી ફૂદડી મૂકી છે: જેમકે ૧*. અનુવાદકનાં ટિપ્પણોના આંકડાની સાથે કશી નિશાની નથી.

૧

# તુલનાત્મક ધર્મ[1]

તુલનાત્મક ધર્મ વિષેનાં આ વ્યાખ્યાનો અહીં આપવાની તક મેંચેસ્ટર કૉલેજ અને ઑક્સફર્ડ યુનિવર્સિટીના અધિકારીઓએ મને આપી છે. તેને સારુ હું તેમનો ઘણો ઋણી છું. આ વિષયનો પાયો ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમાં વિદ્યાના આ મહાધામમાં જ નંખાયો હતો. એટલે એનો અભ્યાસ અહીં થાય એ યોગ્ય જ છે.

## ૧ : આ શાસ્ત્રનો વિકાસ

તુલનાત્મક ધર્મશાસ્ત્રનો વિષય ગયાં સો વરસમાં ઘણો ખીલ્યો છે. એમાં મુખ્ય ફાળો બે ઘટનાઓનો છે: પૂર્વના ધર્મગ્રંથો (ધી સેક્રેડ બૂક્સ આફ ધી ઇસ્ટ)નું પ્રકાશન તથા અધ્યયન; અને માનવવંશશાસ્ત્રનો[2] વિકાસ. બંનેની પાછળ પ્રેરણા ઑક્સફર્ડના ધુરંધર વિદ્વાનોની હતી. ભારતવર્ષના તેમ જ આર્ય પ્રજાના ધર્મોના પ્રખર સંશોધક ફ્રેડરીક મેક્સમૂલરે તુલનાત્મક ધર્મ વિષે વ્યાખ્યાનો

---

૧*. ઑક્સફર્ડની મેંચેસ્ટર કૉલેજમાં તુલનાત્મક ધર્મ વિષે આપેલી વ્યાખ્યાનમાળાનું પ્રથમ વ્યાખ્યાન. તે ૨૨–૧૦–૧૯૨૯ ને રોજ અપાયું હતું.

૨. 'અન્થ્રોપોલોજી.' એને માટે 'નૃવંશશાસ્ત્ર' શબ્દ પણ વપરાય છે.

આપ્યાં, તેમ જ પૂર્વના અનેક ધર્મગ્રંથોના અંગ્રેજી અનુવાદો પ્રસિદ્ધ કર્યા; અને એ રીતે આ વિષયના અભ્યાસને ઘણો વેગ આપ્યો. એ વ્યાખ્યાનોને વિષે તેમણે કહેલું: "એ જગતના મુખ્ય ધર્મોના તુલનાત્મક અભ્યાસની પ્રસ્તાવનારૂપ છે." તેમનું મહાકાર્ય આ જ કૉલેજના અધ્યાપક ડૉ. એસ્ટલીન કારપેન્ટરે ચાલુ રાખ્યું, અને ધીરજ તથા વિદ્વત્તાપૂર્વક સંશોધન કરીને આગળ વધાર્યું. ભારતવર્ષના સેશ્વરવાદી સંપ્રદાયોનો, અને બૌદ્ધ તથા ખ્રિસ્તી ધર્મ વચ્ચેના સંબંધનો તેમણે ખાસ અભ્યાસ કર્યો હતો. જ્ઞાનની આ શાખાનો વિકાસ જ્યાં લગી ચાલુ રહેશે ત્યાં લગી કારપેન્ટરના નામનું કૃતજ્ઞતાપૂર્વક સ્મરણ થયાં કરશે.

ઑક્સફર્ડના બીજા એક પ્રૌઢ વિદ્વાન સર એડવર્ડ ટાયલિરે જગતની અતિપ્રાચીન સંસ્કૃતિ ('પ્રીમીટીવ કલ્ચર') અને માનવવંશશાસ્ત્ર ('એન્થ્રોપોલૉજી') વિષે પુસ્તકો લખ્યાં; અને ધર્મનો અભ્યાસ માનવવંશશાસ્ત્રની દૃષ્ટિએ કરવાનો રસ્તો બતાવ્યો. સર જેમ્સ ફ્રેઝરે 'ધી ગોલ્ડન બાઉ' (સોનેરી ડાળ), 'ટોટેમીઝમ ઍન્ડ એક્ઝોગેમી' (પ્રાણીપૂજા અને અસગોત્ર વિવાહ) વગેરે મહાગ્રંથો લખ્યા. તેમાં ઐતિહાસિક હકીકતોની પુષ્કળ સામગ્રી ભેગી કરી છે. તે સામગ્રી ધર્મની ઉત્પત્તિ ને વૃદ્ધિના અભ્યાસને માટે ઘણી કીમતી છે. તે ઉપરાંત એ વિષયના અનેક વિદ્વાનોએ અતિપ્રાચીન સમયની જંગલી ને પછાત જાતિઓની માન્યતાઓ ને રૂઢિઓનો પણ ઊંડો અભ્યાસ કર્યો છે; અને વિશ્વનો ગૂઢ હેતુ શોધવા તથા સમજવાને માણસજાતે કરેલા પહેલવહેલા પ્રયત્નો પર પુષ્કળ પ્રકાશ પાડ્યો છે. એ વિદ્વાનોનાં લખાણોનો ઉલ્લેખ મારે તમારી સમક્ષ કરવાની જરૂર હોય ખરી કે? આ વિદ્યાપીઠમાં સર એડવર્ડ ટાયલિરે માનવવંશશાસ્ત્રના અધ્યયન ને અધ્યાપનનું જે કાર્ય શરૂ કરેલું તેને આજે ડૉ. મૅરેટ જેવા સમર્થ વિદ્વાન ચલાવી રહ્યા છે, એ જોઈને આનંદ થાય છે.

ગયા સૈકામાં ડાર્વિને[3] વિજ્ઞાનમાં વિકાસવાદનો સિદ્ધાંત પ્રવર્તાવ્યો. એ સિદ્ધાંતે માનવવંશશાસ્ત્રના, અને એની મારફતે, પરોક્ષ રીતે, તુલનાત્મક ધર્મના અભ્યાસને ઉત્તેજન આપ્યું છે. માનવવંશશાસ્ત્રે એક વાત એ શોધી કાઢી છે કે માનવજાતિ આરંભમાં સંસ્કૃતિની અણઘડ ને સાદી અવસ્થામાં હતી; તેમાંથી તે એકંદરે સુઘડ, સંસ્કારી ને સુવિકસિત સંસ્કૃતિ તરફ આગળ વધી રહી છે. એ શાસ્ત્ર માને છે કે માનવી સંસ્કૃતિ જે અનેક અવાન્તર અવસ્થાઓમાં થઈને પસાર થઈ છે તેમાંથી ધર્મ એ પણ એક અવસ્થા છે; અને મનુષ્યની રચેલી બીજી સામાજિક પ્રથાઓ જે નિયમોને અધીન છે તે જ નિયમો ધર્મને પણ લાગુ પડે છે.

ગયા સૈકામાં બીજો એક બનાવ બન્યો, તેનાથી પણ તુલનાત્મક ધર્મના અભ્યાસને આગળ વધવામાં મદદ થઈ. એસીરિયા, બેબીલોનિયા અને મિસરનાં જે પ્રાચીન લખાણો વાંચી શકાતાં નહોતાં તે અનેક વિદ્વાનોના દીર્ઘ પરિશ્રમને પરિણામે ઉકેલાયાં, અને જ્ઞાનના જે ભંડારો બંધ જેવા હતા તે ઊઘડ્યા. તે જ પ્રમાણે દેશપરદેશમાં ગયેલા ખ્રિસ્તી પાદરીઓએ પણ કંઈ ઓછું કામ કર્યું નથી. પછાત કોમો અને આદિવાસી પ્રજાઓની ધાર્મિક માન્યતાઓ અને રૂઢિઓનાં ચોક્કસ ને સવિસ્તર વર્ણનો તેમણે આપણને આપ્યાં છે.

## ૨: આ અભ્યાસ સામેના આક્ષેપો

પણ તુલનાત્મક ધર્મ એટલે એક નોખા પ્રકારનો ધર્મ નથી. એ તો કેવળ ધર્મનો અભ્યાસ કરવાની એક નોખી પદ્ધતિ છે. શરીરશાસ્ત્ર અને માનસશાસ્ત્ર, ભાષાશાસ્ત્ર અને ધારાશાસ્ત્ર જેવાં

---

૩. અંગ્રેજ વૈજ્ઞાનિક. ઈ. સ. ૧૮૦૯–૧૮૮૨. મનુષ્ય નીચલી કોટિનાં પ્રાણીઓમાંથી ક્રમે ક્રમે વિકાસ પામીને ઊતરી આવેલો છે, એ એનો મુખ્ય સિદ્ધાંત છે.

જ્ઞાનનાં વિવિધ ક્ષેત્રોમાં તુલનાત્મક પદ્ધતિનો પ્રયોગ કરવામાં આવ્યો છે; ને તેમાં સારી સફળતા મળી છે. વળી થોડા જ વખત પર એક ફ્રેંચ લેખકે તુલનાત્મક તત્ત્વજ્ઞાન વિષે પણ એક પુસ્તક લખ્યું છે. છતાં ધર્મના તુલનાત્મક અભ્યાસની સામે વિરોધના અવાજો ઊઠતા આપણે અવારનવાર સાંભળી છીએ.

એનું એક કારણ આ છે: કેટલાક લોકોને એવી બીક છે કે ધર્મનો પદ્ધતિસર અને વૈજ્ઞાનિક નિયમો અનુસાર અભ્યાસ થાય તો કદાચ ધર્મનો પાયો જ હાલી જાય. વૈજ્ઞાનિક નિયમો અનુસાર ધર્મનો અભ્યાસ કરનારને સર્વ ધર્મો પ્રત્યે સંપૂર્ણ અનાસક્તિ ને તટસ્થા રાખવી પડે છે, અને ધાર્મિક રાગદ્વેષથી પર રહેવું પડે છે. એને મન સર્વ ધર્મો સમાન હોય છે. એક ધર્મ સારો ને બીજો નરસો એવો ભેદ તે પાડતો નથી. પણ આવી નિરાગ્રહી અને નિષ્પક્ષ-પણાની વૃત્તિ અને અનેકાંતવાદની ભાવના માનવજાતિના મોટા ભાગને રુચતી નથી. એવા માણસો કહે છે કે, "ધર્મ જો પક્ષપાતી ને એકાંતિક ન હોય તો પછી તેમાં રહ્યું શું? દરેક માણસના મનમાં સ્વધર્મ-ને વિષે ઉમળકા ને ભક્તિભાવની લાગણી હોય છે. હવે જો આપણે પૂર્વના ધર્મગ્રંથો અને પશ્ચિમનાં ધર્મશાસ્ત્રો વચ્ચે તુલના કરવા બેસીએ તો એ લાગણી દુખાય." આ આક્ષેપનો ઉત્તર એ છે કે સત્ય એ કોઈ પણ ધર્મ કે સંપ્રદાયના કરતાં ઉચ્ચતર વસ્તુ છે. વળી આ વિષયોના અભ્યાસમાં વૈજ્ઞાનિક વૃત્તિ ધારણ કરવાથી તત્કાળ કંઈક હાનિ થતી કદાચ દેખાશે; પણ સરવાળે એના કરતાં અનંત-ગણો લાભ જ થશે. વળી, આપણો જ ધર્મ સાચો ને બીજા ખોટા, અથવા આપણો જ સૌથી સારો, એવો મમત આપણે છોડી દઈશું તો પણ, જે ધર્મમાં આપણે ઊછર્યાં તે ધર્મ આપણને વિશેષ આકર્ષક અને મોહક લાગતો મટી જવાનો નથી.

બીજો એક આક્ષેપ આ છે: "તુલના એટલે સામ્યદર્શન. હવે જો એક ધર્મ બીજાના જેવો જ છે એમ જણાઈ આવે, તો કેટ-

લોક ધર્મો પોતે શ્રેષ્ઠ અને અજોડ હોવાનો જે દાવો કરે છે તેનું શું થાય?" તુલનાત્મક ધર્મ જુદા જુદા ધર્મો વચ્ચેનાં સામ્ય અને વૈષમ્ય બંનેની નોંધ કરે છે. એ ધર્મો વચ્ચે કેટલીક બાબતોમાં સરખાપણું હોય એનો અર્થ એ નથી કે તેમની વચ્ચેના ભેદ નજીવા ને ઉપેક્ષાપાત્ર છે. આપણે કોઈ એક ધર્મની શ્રેષ્ઠતા પુરવાર કરવી હોય તો પણ, ઇતર ધર્મોની ભૂતકાળની સિદ્ધિઓ, ભવિષ્યની આકાંક્ષાઓ, અને વર્તમાન સ્થિતિ આપણે જાણવી ને સમજવી જોઈએ.

બીજી એક દલીલ આ કરવામાં આવે છે: "ઉચ્ચતર કોટિના ધર્મોમાં હીન અને અસંસ્કારી ધર્મોને મળતાં કેટલાંક તત્ત્વો છે, એમ તુલનાત્મક ધર્મ આપણને બતાવતો લાગે છે. એમાંથી તો એમ જ પુરવાર થાય કે આપણી ધાર્મિક માન્યતાઓ હલકી કોટિની ને બાલિશ છે. એક દાખલો લઈએ: રોમના બાદશાહ કોન્સ્ટેન્ટાઈને[૪] ખ્રિસ્તી ધર્મ અંગીકાર કર્યો, તેને પરિણામે એ ધર્મની વિજય. પતાકા રોમન સામ્રાજ્યમાં ફરકી. પણ એનું આ ધર્માન્તર ઘણા વખત સુધી અનિશ્ચિત હતું. મિથ્ર[૫] અને ઇસુ એમાંથી કોનું શરણ લેવું એ વિષે એના મનમાં સારી પેઠે ઘડભાંજ ચાલી રહી હતી; કેમ કે મિથ્રધર્મ અને ખ્રિસ્તી ધર્મ વચ્ચે સામ્ય ઘણું જ હતું. ઇસુની પેઠે મિથ્ર પણ ઈશ્વર અને મનુષ્ય વચ્ચે મધ્યસ્થી કરનાર મનાતો હતો; અને તેણે આપેલા સ્વદેહના બલિદાનને પ્રતાપે તેના અનુયાયીઓને મોક્ષપ્રાપ્તિની ખાતરી મળી ચૂકી હતી. નીતિનિયમ અને મરણોત્તર જીવન વિષેની મિથ્રધર્મી-

૪. રાજ્યકાળ ઈ. સ. ૩૦૬–૩૩૭. તેણે ખ્રિસ્તીધર્મ અંગીકાર કરી તેને રાજધર્મ બનાવ્યો. ઈ. સ. ૩૨૬માં કોન્સ્ટેન્ટીનોપલ સ્થાપી ત્યાં રાજધાની કરી.

૫. જુઓ આ પુસ્તકમાંનું પ્રકરણ ૨: 'મિથ્રધર્મ'.

ઓની શ્રદ્ધા ખ્રિસ્તીઓના જેટલી જ દૃઢ હતી. રોમમાં ટર્ટૂલિયન[૬] નામનો એક ખ્રિસ્તી ધર્મવેત્તા હતો, તે કહેતો: 'આ બે ધર્મો વચ્ચે જે નિકટનું સામ્ય દેખાય છે તે શેતાનની કરામત છે.' રોટી અને દારૂને ઇસુ ખ્રિસ્તનાં દેહ અને લોહી માનીને ખાવાની ક્રિયા ખ્રિસ્તીઓ કરતા; તેના જેવો જ વિધિ મિથ્રધર્મમાં થતો જોઈને તો એને વિશેષ આઘાત થયેલો. વળી બીજા ઘણા પ્રાચીન ધર્મોના અનુયાયીઓ માનતા કે તેમના દેવ ઉપાસકોને કાજે દેહનું બલિદાન આપીને મૃત્યુ પામ્યા છે. એમાંના ઘણા આદિવાસીઓ કોઈ પ્રાણીને દેવરૂપે પૂજતા. તેઓ તો ખરેખર દેવના શરીરનો જ આહાર કરતા, ને એ રીતે દેવ સાથે ઐક્ય સાધતા. પ્રાણીના, વીરપુરુષના કે દેવના દેહનું ભક્ષણ કરવાથી ઉપાસકો તેમના સદ્ગુણો પ્રાપ્ત કરી શકે છે એમ મનાતું. દેવનું ઉપાસકોને કાજે પ્રાણાર્પણ, અને દેવનાં અંગનું ભક્ષણ કરીને દેવની સાથે ઉપાસકોનું ઐક્ય સાધવાનો વિધિ, એ વસ્તુઓ ખ્રિસ્તી ધર્મના પાયારૂપ છે. પણ તુલનાત્મક ધર્મે તો હવે બતાવ્યું છે કે એ ખ્રિસ્તી ધર્મની નવી શોધ ન હતી; પણ તેનું મૂળ આ અતિપ્રાચીન, અર્ધસંસ્કૃત પ્રજાઓની માન્યતાઓમાં હતું."

આ વિષે પણ એટલું જ કહેવું જરૂરનું છે કે ધાર્મિક વિધિઓ ને માન્યતાઓના મૂળની શોધ, અને આધ્યાત્મિક દૃષ્ટિએ તેમનાં ન્યૂનાધિક મૂલ્યનો નિશ્ચય, એ બે પ્રશ્નો નોખા છે; તેમને ભેળવી દેવા એ બરાબર નથી; અને એમ કરવાથી ગોટાળો જ પેદા થાય. ધાર્મિક કલ્પનાઓની ઉત્પત્તિ શોધી કાઢવી, અને એ કલ્પનાઓમાં સત્યનો અંશ કેટલો છે એ નક્કી કરવું, એ બે સાવ નોખી વસ્તુઓ છે. વળી પછાતમાં પછાત પ્રજાઓનાં હૃદયમાં ઊંડી સ્ફુરણાઓ અને ઈશ્વરપ્રાપ્તિની અસ્પષ્ટ ઝંખના હોય છે. તેનું રૂપ ભલે અતિશય વિકૃત હોય, પણ તેની હસ્તીનો અસ્વીકાર થઈ શકે એમ નથી.

૬. ઈ. સ. ૧૬૦–૨૨૦. એ પોતે પેગન મટીને ખ્રિસ્તી થયેલો.

અંધકારથી છવાયેલાં સ્થળોમાંથી પણ આપણને આધ્યાત્મિક પ્રકાશ લાધે એ સંભવિત છે. તુલનાત્મક ધર્મ કહે છે કે, જગતના સર્વ ધર્મોમાં સત્યનો કંઈક ને કંઈક અંશ તો હોય જ છે. એ વસ્તુ મારે તમને આથી વિશેષ વિસ્તારથી સમજાવવાની જરૂર નથી; કેમ કે આ કૉલેજ તો ધર્મને વિષે છૂટથી ચર્ચા થવા દેવાની નીતિને અનુસરે છે.

એટલે, તુલનાત્મક ધર્મના અભ્યાસનાં પરિણામો જોઈને કેટલાક લોકો આજે ભલે બેચેન થતા હોય, પણ તેઓ અંતે એણે લીધેલા પરિશ્રમને સારુ એનો આભાર માન્યા વિના રહેવાના નથી. કેમ કે તેણે નિર્વિવાદપણે સિદ્ધ કરી બતાવ્યું છે કે ધર્મનાં કલેવરોમાં અગણિત પરિવર્તનો થાય છે ખરાં; પણ તે સર્વમાં વસતો ધર્મરૂપી આત્મા તો અવ્યય ને અવિનાશી છે, અને તે સર્વ દેશ-કાળમાં દેખા દેતો આવ્યો છે. જગતની પાસે ધાર્મિક માન્યતાઓ ને વિધિઓનું એક ભંડોળ પડેલું છે. તેની વહેંચણી સર્વ દેશોની વચ્ચે લગભગ સરખે અંશે થયેલી હોય છે. એ માન્યતાઓ ને વિધિઓમાં, ઉપરટપકે જોતાં, ફરક દેખાય છે ખરા; પણ તે સર્વમાં અમુક આવશ્યક અંગોને વિષે તો એકરૂપતા ને સામ્ય જ દેખાઈ આવે છે. ધર્મ એ મનુષ્યના મનમાં જન્મથી જડાયેલી વસ્તુ છે. તે મનુષ્યના જન્મસિદ્ધ સ્વભાવનું જ એક અવિભાજ્ય અંગ છે. આ બ્રહ્માંડમાં બીજું બધું નાશ પામશે; પણ ઈશ્વર વિષેની આસ્થા તો અવિચળ રહેવાની છે, તેનો લોપ કદી થવાનો નથી. જગતના સર્વ ધર્મોને અંતે ઈશ્વરની હસ્તી સ્વીકાર્યા વિના ચાલ્યું નથી. ધર્મ દેશકાળ અનુસાર વિવિધ રૂપો ધારણ કરશે ખરો; પણ મનુષ્ય આજે જેવો છે તેવો — શક્તિ અને અશક્તિના, દૈવી અને આસુરી સંપત્તિના, મિશ્રણરૂપ — રહેશે ત્યાં સુધી ધર્મ જગતમાં કાયમ રહે-વાનો જ છે, તેનો નાશ કદી થવાનો નથી. માનવવંશશાસ્ત્રના અભ્યાસમાં ધર્મનાં જે પ્રાચીનતમ રૂપો જોવામાં આવ્યાં છે તે

ધર્મના આ અવિચળપણાનો પુરાવો આપે છે. ઈશ્વરની હસ્તીને વિષે માનવજાતિમાં એકંદરે એકમતી છે, અને ઈશ્વરપ્રાપ્તિને માટે મનુષ્યનો આત્મા સર્વ દેશકાળમાં ઝંખતો આવ્યો છે; એ હકીકત જ પુરવાર કરે છે કે ઈશ્વરની હસ્તી છે;—આવી દલીલ આજ પહેલાં અનેક વેળા કરવામાં આવી છે. એનું સચોટ સમર્થન હવે તુલનાત્મક ધર્મે ભેગી કરેલી વીગતો પરથી મળી રહે છે. પ્લેટોના એક સંવાદમાં, આથેન્સથી આવેલા એક માણસે ક્રીટના ફિલસૂફ ક્લીનિયાસને કહ્યું કે 'ઈશ્વરની હસ્તી સિદ્ધ કરી બતાવો.' ત્યારે ક્લીનિયાસે બે દલીલો આપી : (૧) વિશ્વની અચૂક ક્રમમાં ચાલતી વ્યવસ્થા, તથા ઋતુચક્રની નિયમિતતા; અને (૨) ગ્રીસના તેમ જ ઇતર દેશોના સર્વ મનુષ્યોનાં હૃદયમાં રહેલી આસ્તિકતા. બ્રહ્મ, યાહવે, અહુરમઝદ, અલ્લા વગેરે ભિન્ન ભિન્ન નામોની પાછળ એક જ આશય, એક જ પુરુષાર્થ, એક જ શ્રદ્ધા રહેલાં છે. સર્વ ધર્મરૂપી વૃક્ષો માનવી મનરૂપી પુણ્યભૂમિમાંથી ઉદ્ભવે છે, અને એક જ ભાવનારૂપી જળનું સિંચન પામે છે. જુદાં જુદાં દર્શનો કહો કે ફિલસૂફીના વાદો કહો, એ પરબ્રહ્મ કે પરમાત્માના સ્વરૂપ વિષે બાંધેલી કામચલાઉ કલ્પનાઓ છે. એ કલ્પનાઓ પરબ્રહ્મના યથાર્થતમ સ્વરૂપનું વર્ણન તો નથી કરી શકતી, છતાં તેમાંથી મનુષ્યના મનને આહ્લાદક સંતોષ મળી રહે છે. એ કલ્પનાઓની વચ્ચે જે કેટલુંક સામ્ય છે તેનો ખુલાસો આપતાં તુલનાત્મક ધર્મ કહે છે કે મનુષ્યમાત્રનો આત્મા એક જ સત્ તત્ત્વને ઝંખે છે, અને એ તત્ત્વ તેના પર કોઈક રીતે પ્રભાવ પાડે છે; તેથી એ એક જ તત્ત્વના પ્રભાવથી નીપજેલી કલ્પનાઓમાં કંઈક સામ્ય હોય એ સ્વાભાવિક છે. એટલે, તુલનાત્મક ધર્મ જેમ રૂઢ વિચારો ને પ્રણાલિકાઓને ટેકો નથી આપતો, તેમ નાસ્તિકતા કે અનાસ્થા પણ એની ઓથ લઈ શકતી નથી.

## ૩ : આ અભ્યાસની ઉપયોગિતા

તુલનાત્મક ધર્મ આપણને કહે છે કે સર્વ ધર્મોને તેમનો પોતપોતાનો ઇતિહાસ હોય છે, અને કોઈ પણ ધર્મ અંતિમ કે સંપૂર્ણ નથી. ધર્મ એ વિકસતું વૃક્ષ છે; અને સર્વ પ્રકારના સાચા વિકાસનું નવું તત્ત્વ જૂનાનો આધાર લે છે. દરેક ધર્મમાં રૂઢિ, આચાર આદિના કેટલાક જૂના અવશેષો હોય છે, જેમાં એક કાળે કંઈક અર્થ ને ઉપયોગિતા હતાં પણ હવે રહ્યાં નથી, છતાં જેને નભાવી લેવામાં આવે છે. વળી, આપણને ધર્મનાં વર્તમાન રૂપોથી સંતોષ ન હોય તો પણ એથી સારા રૂપની આશા આપણે રાખી શકીએ છીએ. ધર્મનાં બાહ્ય રૂપો જો ઈશ્વરી ઇચ્છાના અંતિમ અને કશી ભૂલ કે ખોડખાંપણ વિનાના આવિષ્કારો હોય, તો આપણે ગુલામી, પુરુષ આગળ સ્ત્રીની તાબેદારી, અને બીજા ઘણા કુ-રિવાજોને ઈશ્વરની કૃતિઓ તરીકે સ્વીકારવા પડે. આપણાં હૃદય જો નિખાલસ હોય તો આપણે જરૂર કબૂલ કરીએ કે આપણે જે દેવોને પૂજતા તેમનાં શીલ અને ગુણ કોઈ રીતે આદર્શ ગણાય એવાં નથી. જગતમાં જેટલાં ગુના અને ક્રૂર કર્મો કલ્પી શકાય તે બધાં એ દેવોને હાથે થતાં વર્ણવવામાં આવ્યાં છે. તે છતાં તેમના ઉપાસકો ને ભક્તોને ભક્તિભાવે તેમની પૂજાઅર્ચા કરતાં કશો અંતરાય આવ્યો નથી. બાળકમાત્ર જન્મે છે ત્યારે પાપી હોય છે, અને ખ્રિસ્તી ધર્મની દીક્ષા (બેપ્ટીઝમ) એને અપાય ત્યારે જ તે ઈસુની કૃપાથી પાપમુક્ત થાય છે, એ સિદ્ધાંત ખ્રિસ્તી ધર્મમાં છે. એને વિષે શંકા ઉઠાવ્યાને કારણે એક માણસને થોડા જ વખત પર ધર્મદ્રોહી જાહેર કરાવમાં આવ્યો હતો. એ સિદ્ધાંત પરથી જો ખ્યાલ બાંધીએ, તો ખ્રિસ્તીઓનો ઈશ્વર પણ બહુ દયાળુ ન હતો એમ લાગે. તેથી, ધર્મનું કોઈ પણ રૂપ સંપૂર્ણ, સર્વાંગસુંદર અને સર્વથા દોષમુક્ત નથી એમ જાણીને આપણાં મનને આશ્વાસન મળે

છે. એવી માન્યતા આપણને જગતભરમાં બૌદ્ધ ધર્મ કે ખ્રિસ્તી ધર્મ ફેલાવવામાં ભલે મદદ ન કરે, પણ એથી અગત્યનું એક કામ તે કરે છે. તે ધર્મ ધર્મ વચ્ચેના ભેદોના ખુલાસા આપી એ ભેદોને શમાવે છે; અને વર્તમાન સંપ્રદાયોને જે લૂણો લાગી રહ્યો છે તેમાંથી ખુદ ધર્મને ઉગારી લે છે.

વળી તુલનાત્મક ધર્મનો અભ્યાસ તો અગાઉ પણ હમેશાં ચાલ્યાં કરતો; પણ તે શિખાઉ વિદ્યાર્થીના પ્રયત્નો જેવો હતો, ને તેમાં પદ્ધતિ કે નિયમ જેવું કંઈ હતું નહિ. બુદ્ધિશાળી લોકો હમેશાં જાણતા હતા કે ઘણા ધર્મો મનુષ્યોનાં જીવન પર અંકુશ મેળવવાને મથી રહ્યા છે; તેમનાં પોતપોતાનાં નોખાં નોખાં માન્યતાઓ ને ધર્મવિધિઓ છે; અને તેનું ઘડતર તે તે ધર્મના વિશિષ્ટ સંજોગો અનુસાર જુદી જુદી રીતે થાય છે. વૈદિક આર્યો જ્યારે ભારતવર્ષમાં દ્રાવિડોને અને દેશની આદિવાસી કોમોને મળ્યા ત્યારે બંને સમૂહના આચારવિચારની તુલનાઓ થઈ હતી અને બન્નેના ગુણદોષ ચર્ચાયા હતા. પ્રાચીન ગ્રીક લોકો તેમની આસપાસ ચાલતી વિવિધ ધાર્મિક રૂઢિઓ ને માન્યતાઓમાં ઘણો રસ ધરાવતા; તેનો અભ્યાસ કરતા; ને તેના અનેક અંશો ગ્રહણ પણ કરતા. મિસરવાસીઓ, ફિનીઓ, સિથિયનો અને જંગલીમાં ખપે એવી બીજી જાતિઓના આચારવિચાર વિષે કેટલીક માહિતી ગ્રીક ઇતિહાસકાર હેરોડોટસ મૂકી ગયો છે. ટેસીટસ,[૭] ટાયરનો મેકસીમસ, કેટલાક નોસ્ટીક સંપ્રદાયવાળા,[૮] ઓરીજેન,[૯] અને

૭ રોમન ઇતિહાસ.

૮. આ સંપ્રદાય એ પ્લેટોના સિદ્ધાંતો અને હિંદુ તત્ત્વજ્ઞાનનો સમન્વય કરવાનો પ્રયત્ન હતો. ઈ. સ. ના પહેલા સૈકામાં એણે ખ્રિસ્તી ધર્મનાં કેટલાંક તત્ત્વોને પણ ભેળવ્યાં.

૯. ખ્રિસ્તી ધર્મવેત્તા. ઈ. સ. ૧૮૫–૨૫૪. તેણે ખ્રિસ્તી ધર્મસિદ્ધાંતોનું

ક્લેમંટ[10] એ સર્વને ઇતર ધર્મોનું જ્ઞાન હતું. યુરોપ પર આરબોનું આક્રમણ થયું ત્યારે ખ્રિસ્તી ધર્મ અને ઇસ્લામનો સમાગમ થયો. શહેનશાહ અકબર, તથા પ્રત્યેક ધર્મના પ્રચારકો પોતપોતાની રીતે તુલનાત્મક ધર્મના પુરસ્કર્તા હતા. માત્ર એ પ્રચારકોમાંના ઘણાને મન તુલનાત્મક ધર્મ એ સ્વધર્મનું મંડન અને પરધર્મનું ખંડન કરવાનું એક સાધન હતું; અને ધર્માભિમાની લોકો વાદવિવાદમાં સ્વધર્મના બચાવ માટે એ જ્ઞાનનો ઉપયોગ કરતા. તુલનાત્મક ધર્મના હમણાં શરૂ થયેલા અભ્યાસે એ સ્થિતિમાં ફેરફાર કર્યો છે. હકીકતોની ચોકસાઈ વધી છે તેની સાથે જ અભ્યાસની દૃષ્ટિ પણ બદલાઈ છે. હવે આપણને આછી રૂપરેખાવાળાં ચિત્રો નથી મળતાં, પણ વધારે સાચી ને ચોક્કસ હકીકત પરથી બંધાયેલા સટીક અભિપ્રાયો મળે છે.

## ૪ : ખ્રિસ્તી મિશનો અને હિંદના ધર્મો

આ કથનની યથાર્થતા બતાવવા માટે આપણી જાણનું એક ઉદાહરણ લઈએ. હિંદુસ્તાનમાં આવીને વસતા ખ્રિસ્તી પાદરીઓના હિંદી ધર્મો પ્રત્યેના વલણનો નાજુક સવાલ લો. ગ્રેટબ્રિટન અને હિંદ વચ્ચેનો રાજકીય સંબંધ જેમ કંઈક બદલાયો છે, તે જ રીતે આ પાદરીઓના વલણમાં પણ સહેજસાજ ફેર થવા પામ્યો છે. રાજકીય સંબંધમાં ત્રણ અવસ્થાઓ ગણાવી શકાય : (૧) ઇસ્ટ ઇંડિયા કંપની, (૨) બ્રિટિશ સામ્રાજ્ય, (૩) બ્રિટિશ પ્રજાસંઘ. પહેલી અવસ્થામાં હિંદુસ્તાન કેવળ લૂંટ ચલાવવાનું ક્ષેત્ર મનાતું. તેને પોતાના કશા હક હતા નહિ; અને જોન કંપની તેની સાથે જરા પણ આદરથી વર્તવાની જરૂર જોતી નહિ, તો પછી પૂજ્ય-

પ્રતિપાદન કરતાં તેમાં ગ્રીક તત્ત્વજ્ઞાન, સ્ટોઇક સિદ્ધાંતો, હિંદુ ફિલસૂફી વગેરેનાં અનેક તત્ત્વો દાખલ કરી દીધેલાં. તે અલેક્ઝાંડ્રિયાના હતા.

૧૦. ઓરિજેનના પુરોગામી. તેણે ખ્રિસ્તી ધર્મતત્ત્વના અર્થ બહુ ઉદારતાથી કરવાની પ્રથા પાડેલી. તે પણ અલેક્ઝાંડ્રિયાના હતા.

ભાવનો તો સવાલ જ ક્યાંથી હોય? હિંદુસ્તાનના ધર્મોમાં કંઈ ચેતનપ્રદ કે ઉપયોગી અંશો છે એમ એ જમાનાના ખ્રિસ્તી પાદરીઓ માનતા જ નહિ. તેમની નજરે તો દેશી ધર્મો એ ઘોર અંધકાર અને ભ્રમના પુંજરૂપ હતા. ખ્રિસ્તી સિવાયના સર્વ ધર્મોને વિષે તેમનાં મનમાં હડહડતો તિરસ્કાર હતો; અને તેઓ એ ધર્મોને જડમૂળથી ઉખાડી નાખવા માગતા હતા. મારો પોતાનો દેવ આખા જગતનો ઈશ્વર છે, અને બીજા બધા દેવો માણસને હાથે રચાયેલા ઢીંગલા છે, એમ માનવા તરફ મનુષ્યનું મન સહેજે ઝૂકે છે. ખ્રિસ્તી ધર્મ એ જ એક માત્ર સાચો ધર્મ છે, અને ઇતર સર્વ ધર્મો છેક જ જૂઠા છે, એવી માન્યતા ખ્રિસ્તી ધર્મસંઘનાં અનુયાયી એવાં સામાન્ય કોટિનાં સ્ત્રીપુરુષોમાં જ નથી રહી: ઘણાં બુદ્ધિશાળી ને સુશિક્ષિત ખ્રિસ્તી સ્ત્રીપુરુષો પણ એમ જ માનતાં આવ્યાં છે. જે એક જ વસ્તુ ખરેખરી જરૂરની છે તેનો — એટલે કે હૃદયની ઉદારતાનો — આ આક્રમણકારી પ્રચારકાર્યમાં અભાવ જ હતો.

૧૮૫૭માં હિંદુસ્તાનમાં મોટો બળવો થયો. બળવો જરૂરી હતો. તે પછી, ૧૮૫૮માં, બ્રિટિશ સરકારે હિંદુસ્તાનનું રાજ્યતંત્ર પોતાના હાથમાં લીધું, અને હિંદી પ્રજાનાં અમુક હકો ને હિતો કબૂલ રાખ્યાં. પણ હિંદુસ્તાન તાબેદાર દેશ બન્યો; રાજ્યકર્તાઓની ધારણાઓ પાર પાડવાનું સાધન થઈ પડ્યો; અને ગ્રેટબ્રિટનનો સ્વાર્થ સર્વોપરી ગણાવા લાગ્યો. છતાં, ઇસ્ટ ઈંડિયા કંપનીના વખતમાં જે સ્થિતિ હતી તેમાં કંઇક સુધારો અવશ્ય થયો. તે જ પ્રમાણે આ બીજી ભૂમિકાના ખ્રિસ્તી પાદરીઓ પરધર્મો પર હુમલા ને આક્ષેપો કરવાની નિષ્ફળતા સમજી ગયા. હિંદુસ્તાનના ધર્મો વહેમોથી ભરેલા ને અનાચારને ઉત્તેજન આપનારા છે એમ માનીને એ ધર્મ પ્રત્યે દુર્લક્ષ કરવાનું તેમણે છોડી દીધું; અને પોતાના ધર્મના જેવા જ કેટલાક સદ્‌ગુણો એ ધર્મોમાં પણ છે એમ તેઓ જોતા ને સમજતા થયા. હિંદુ ધર્મ ચાર હજાર વરસથી જીવતો છે ને વિકસતો રહ્યો

છે. તેણે પ્રાપ્ત કરેલી આધ્યાત્મિક સિદ્ધિઓ અન્ય ધર્મોની સારામાં સારી કૃતિઓની હારોહાર મૂકી શકાય એવી છે. એવા ધર્મમાં કશું દૈવત નથી, અને તેનામાં હવે આગળ ટકી રહેવા જેટલું ચેતન નથી, એમ કહીને તેની અવગણના ન કરી શકાય. સાથેસાથે, સ્વધર્મનું અભિમાન રાખનારા કેટલાક ખ્રિસ્તીઓ એમ પણ માનતા થયા કે બીજા ધર્મો પૂર્વતૈયારીરૂપ હતા, અને ખ્રિસ્તી ધર્મ એ સહુમાં શિરોમણિ છે, ને બીજા સર્વ ધર્મોની ઊણપો પૂરનારો છે. આમાંથી પહેલા પ્રકારની વૃત્તિ ખ્રિસ્તી ધર્મવેત્તા ટર્ટૂલિયનમાં હતી; તેને પેગન ધર્મમાં[11] શેતાનની કૃતિ સિવાય કશું દેખાતું જ નહોતું. બીજા પ્રકારની વૃત્તિને સેંટ પૉલ[12] અને ઑરીજેનનો ટેકો છે. સેંટ પૉલ માનતા કે પેગનો "ઈશ્વરને શોધવા ફાંફાં મારી રહ્યા છે; જાણે સદ્‌ભાગ્યે ઈશ્વર ક્યાંક જડી જાય તો કેવું સારું !" જેવો માણસ તેવી વાત તેની આગળ કરવાની, અને જુદા જુદા માણસો આગળ જુદા જુદા મત પ્રગટ કરવાની, સેંટ પૉલની જે નીતિ હતી, તે કંઈ અજ્ઞાનમાંથી કે ગમે તેમ કરીને કામ સાધી લેવાની વૃત્તિમાંથી જન્મેલી ન હતી. એ જ પ્રકારની વૃત્તિ જૉનની ચોથી સુવાર્તા (ગૉસ્પેલ), ગ્રીસના ઘણા ખ્રિસ્તી સાધુઓ, મધ્ય યુગના ખ્રિસ્તી શાસ્ત્રીઓ, અને પ્લેટોના વિચારને અનુસરનારા ખ્રિસ્તી-ઓમાં પણ હતી. એ વર્ગની દલીલ એવી છે કે જૂના ધર્મોમાં જે

---

૧૧. યહૂદી, ખ્રિસ્તી અને મુસલમાન સિવાયના ધર્મો. 'પેગન' કે 'હીધન' એ શબ્દો ખ્રિસ્તીઓ તિરસ્કાર સૂચવવા વાપરતા.

૧૨. એ મૂળ યહૂદી હતા. સ્વેચ્છાએ ખ્રિસ્તી બન્યા, ખ્રિસ્તી ધર્મ-પ્રચારને જીવન અર્પણ કર્યું, ને તે કાર્યને સારુ અનેક દેશોમાં પ્રવાસ કર્યા. ઈ. સ. ૬૪ કે ૬૭માં રોમમાં શહીદ થયા, ને રાજ્યસત્તા તરફથી તેમનો વધ કરવામાં આવ્યો. ખ્રિસ્તી ધર્મમાં ઈસુ ખ્રિસ્તને બાદ કરતાં સૌથી મહત્ત્વની વ્યક્તિ તે સેંટ પૉલ છે.

કંઈ સારા ને ઉપયોગી અંશો હતા એ બધા આ નવા ધર્મમાં સચવાયેલા છે; કેમ કે ઇસુ જૂનાનો નાશ કરવા નહોતા આવ્યા, પણ જૂનાની ત્રુટીઓ પૂરી કરવા આવ્યા હતા. 'હિંદની ધાર્મિક શોધ' (ધી રિલિજિયસ કવેસ્ટ ઑફ ઇંડિયા) એ નામની જે અંગ્રેજી ગ્રંથમાળા થોડાં વરસ પર નીકળી છે, તે આ બીજી ભૂમિકાનું ઉદાહરણ છે. છતાં એમાં પણ, અથથી ઇતિ સુધી, એવો સામ્રાજ્ય-વાદી સૂર ભરેલો છે કે ખ્રિસ્તી ધર્મ એ ધર્મભાવનાનો સર્વશ્રેષ્ઠ આવિષ્કાર છે; એ માનવજાતિ માટે નીતિ અને સદાચારના આદર્શ-રૂપ છે; અને અન્ય સર્વ ધર્મોને ખ્રિસ્તી ધર્મના ગજ વડે જ માપવા જોઈએ.

૧૯૧૪થી ૧૯૧૮ સુધી યુરોપમાં મહાયુદ્ધ ચાલ્યું. યુદ્ધ જરૂરનું હતું. ઠંડી ધાતુ કદી ઓગળતી નથી, તેને અગ્નિમાં નાખવામાં આવે ત્યારે જ તેની કઠિનતા ઓગળે છે. ૧૯૧૭માં, મહાયુદ્ધની અધવચમાં, ગ્રેટબ્રિટન અને હિંદ વચ્ચેના સંબંધની એક નવી કલ્પના જાહેર કરવામાં આવી. હિંદુસ્તાનને કહેવામાં આવ્યું કે તેને સ્વતંત્ર ને સ્વરાજ ભોગવતી પ્રજાઓના બ્રિટિશ રાષ્ટ્રસમૂહનું સભ્ય બનાવવામાં આવશે, અને સામ્રાજ્યના તથા જગતના રાજ-કાજમાં તેને સરખા દરજ્જાનું ભાગીદાર ગણવામાં આવશે. જૉન કંપનીના સમય જેવો લૂંટનો સવાલ હવે રહ્યો નથી; તેમ જ સામ્રાજ્ય-ના સમય જેવો તાબેદારીનો પણ સવાલ રહ્યો નથી; પણ ઐચ્છિક અને સમાન દરજ્જાની ભાગીદારીની વાત ચાલે છે. આ ધ્યેય હજુ દૂરવર્તી આદર્શરૂપે જ રહ્યું છે; સિદ્ધિના ક્ષેત્રમાં ઊતર્યું નથી. મહાયુદ્ધે ખ્રિસ્તી ધર્મની આકરી કસોટી કરી. યુદ્ધ દરમ્યાન એ ધર્મે પારાવાર ખુનામરકી ને જાદવાસ્થળીમાં પૂરેપૂરી સંમતિ આપી હતી. યુદ્ધની સમાપ્તિ પછી તેનામાં પોતાની જાતને ઠપકો આપવાની ને પોતાની ટીકા કરવાની વૃત્તિ જાગી. વળી નવા વાતાવરણે ઇતર ધર્મોની ભાવના ને કિંમત સમજવા માટે વધારે અવકાશ પણ આપ્યો.

આપણા યુગની સહુથી વધારે ધ્યાન ખેંચે એવી ઘટના તે જગતનું વધતું જતું એકીકરણ છે. વિજ્ઞાન જગતના જુદા જુદા દેશોને દિવસે દિવસે વધારે ને વધારે સમીપ લાવે છે, અને માનવ-સમાજના વિચિત્ર ને અવનવા ઘાટ ઘડે છે. આપણે ઉત્તર ધ્રુવથી દક્ષિણ ધ્રુવ સુધીની પૃથ્વીના તસુએ તસુથી પરિચિત છીએ. આપણા પૂર્વજોએ કદી સ્વપ્ને પણ કલ્પના ન કરી હોય એટલી હદ સુધી આપણાં વહેવાર અને અવરજવરનાં સાધનો વધી ગયાં છે. આપણે સમજતા થયા છીએ કે આપણી સૃષ્ટિ, આપણું તત્ત્વદર્શન ને આપણો ધર્મ એના ઉપરાંત બીજી સૃષ્ટિઓ, બીજાં તત્ત્વદર્શનો ને બીજા ધર્મો પણ હસ્તી ધરાવે છે. ભિન્ન ભિન્ન રૂપરંગ અને પ્રણાલિકાવાળાં ધર્મો ને સંસ્કૃતિઓ દૈવયોગે ભેળાં થયાં છે; અને તેમનામાં જે ચૈતન્ય છે તેના તરફ આંખ મીંચવી આપણે માટે મુશ્કેલ છે.

દાખલા તરીકે હિંદુ ધર્મ લો. અનેક સૈકાંઓ થયાં એની મોહની એશિયાના મોટા ભાગ પર — પૂર્વ એશિયા તેમ જ પશ્ચિમ એશિયા પર — ફેલાયેલી છે. બૌદ્ધ ધર્મ, જૈન ધર્મ અને શીખ ધર્મની તેની શાખાઓને[૧૩] પણ ગણતરીમાં લઈએ, તો એ ધર્મ કરોડો માણસોને રુચે છે એમ કહી શકાય. અનેક લડાયક સંપ્રદાયોએ એને કચડી ભોંયભેગો કરવાનો પ્રયાસ કર્યો, છતાં તે હજુ

૧૩. સરખાવો : "આપણા વસ્તીપત્રકમાં હિંદુ, બૌદ્ધ, શીખ અને જૈન એવા ભેદો પાડવામાં આવે છે. પણ તે ભેદો અવાસ્તવિક છે. સર્વ એક જ ધર્મની શાખાઓ છે. શાખા કહેતાં પણ મને સંકોચ થાય છે, કારણ કે શાખા એકબીજાથી ભિન્ન હોય છે. આપણા ધર્મમાં તેવું પણ નથી ...વૈરાગ્ય. ભૂતદયા ઇત્યાદિ આ સર્વ સત્યો સનાતન છે; અને તે જૈન, બૌદ્ધ અને વેદ ધર્મ એ ત્રણે ધર્મમાં એકનાં એક છે. એ ધર્મ વસ્તુતઃ જુદા નહોતા અને જુદા છે પણ નહિ." — આ. બા. ધ્રુવ : 'આપણો ધર્મ', પૃ. ૬૬૭.

ટટાર ઊભો છે. પ્રાચીન અને અર્વાચીન ઘણા ટીકાકારોએ તેને મારી નાંખ્યો, તેના મૃત્યુનું પ્રમાણપત્ર આપ્યું, અને તેની ઉત્તરક્રિયા સુદ્ધાં કરી, છતાં એ તો હજુ જીવતો છે. બુદ્ધિમાં કોઈથી ન ઊતરે એવા, નીતિમાં અધમ નહિ એવા, પોતાનાં મંતવ્યો ને મૂલ્યાંકનો વડે પોતાની સંસ્કારિતાની પ્રતીતિ કરાવનારા માણસો, ગાંધીજી અને રવીન્દ્રનાથ જેવા પુરુષો, હિંદુ હોવાનો 'અપરાધ' કબૂલ કરે છે. એવા ધર્મને વિષે આપણને અણગમો, તિરસ્કાર કે ઘૃણા ઊપજે એ શકય નથી. તેને વિષે તો આપણને જિજ્ઞાસા ઊપજે છે, આપણું કુતૂહલ જાગ્રત થાય છે. આટલી અખૂટ શક્તિ તે કયાંથી મેળવે છે, તેના ચૈતન્યનો સ્રોત કયાંથી ઉગમ પામે છે, એ જાણવાનું આપણને મન થાય છે. એવા ધર્મની અવગણના કરવામાં કે એના પ્રત્યે આંખ મીંચવામાં કશો સાર નથી.

ભવિષ્યમાં ભિન્ન ભિન્ન ધર્મોનો એક સ્વતંત્ર બંધુસમાજ રચાવો જોઈએ, અને ત્યાં એકબીજાના સમાગમ અને વિનિમય દ્વારા પ્રત્યેક ધર્મ નવી ભાવના ને નવું ચેતન પ્રાપ્ત કરી શકે એવી જોગવાઈ હોવી જોઈએ — એમ કહેનારા વિચારશીલ પાદરીઓ હવે કયાંક કયાંક જોવા મળે છે, એમાં કંઈ આશ્ચર્ય નથી. પણ એમની સંખ્યા હજુ નાની છે. આ નવી વૃત્તિને વર્ણવનારો એક શબ્દ જોઈએ, તો તે છે 'સંવિભાગ' અથવા 'વિનિમય'. પૂર્વ અને પશ્ચિમના ભિન્ન ભિન્ન સંપ્રદાયના ધર્મનિષ્ઠ માણસો પોતાનાં દર્શનો ને સાક્ષાત્કારો, આશાઓ ને આશંકાઓ, યોજનાઓ ને આકાંક્ષાઓની માંહોમાંહે આપલે કરે છે. દુર્ભાગ્યે, જેમ રાજકીય ક્ષેત્રમાં તેમ આમાં પણ, આ વસ્તુ અમલમાં ઊતરવાને બદલે હજુ મનની ઝંખનારૂપે જ રહી ગઈ છે. તુલનાત્મક ધર્મ આપણને ધર્મો વચ્ચે છૂટે હાથે આપલે કરવાના આદર્શની સિદ્ધિમાં મદદ કરે છે. તે માને છે કે ભિન્ન ભિન્ન ધર્મો એ ભિન્ન ભિન્ન પ્રયોગો છે, અને તેમની એકબીજા પર અસર પડે ને તેમની વચ્ચે આપલે થાય, તો એ સમન્વયના

ફળરૂપે એક સ્વતંત્ર ને સર્જનશીલ સંસ્કૃતિ ઉત્પન્ન થવા પામે. એ સર્વ ધર્મો જગતમાં આજના કરતાં ઉચ્ચતર અને અધિક સ્થાયી જીવનની ઇમારત ચણવાના સંયુક્ત પ્રયત્નમાં ગૂંથાયેલા છે. તેઓ એક જ ધ્યેયની પ્રાપ્તિ માટે પ્રયત્ન કરી રહેલા સહચરો છે. એ સર્વના અનુયાયીઓ સાથે સ્નેહ અને સજ્જનો સંબંધ બાંધવો, તથા સ્વાર્થ અને અશુદ્ધિ, અન્યાય અને અધર્મનાં બળો પર આક્રમણ કરવું, એ આપણું આજનું કર્તવ્ય છે.

## ૫ : અભ્યાસની દૃષ્ટિ

આ પરથી આપણે જોઈ શકીએ છીએ કે કોઈ પણ એક ધર્મ કે સંપ્રદાય ધર્મભાવનાનો સર્વોચ્ચ આવિર્ભાવ છે એમ પુરવાર કરી બતાવવાનું તુલનાત્મક ધર્મનું ધ્યેય નથી. કેમ કે, એક ધર્મને મળતાં વિચારો ને વિધિઓ બીજા ધર્મના લોકોમાં પણ છે એવી શોધ રોજેરોજ થયાં કરતી હોય, ત્યાં કોઈ પણ એક ધર્મની શ્રેષ્ઠતા પુરવાર કરવી મુશ્કેલ છે. કેટલાક ધર્મોના અનુયાયીઓ પોતાનો ધર્મ સર્વશ્રેષ્ઠ હોવાનો દાવો કરે છે, કેમ કે તેઓ માને છે કે પોતાના ધર્મનાં વિશિષ્ટ મતો, વિધિઓ ને પુરાણકથાઓ અપૂર્વ ને અદ્વિતીય છે. આ માન્યતા ભૂલભરેલી છે એમ તુલનાત્મક ધર્મે બતાવી આપ્યું છે. તુલનાત્મક ધર્મના અભ્યાસનો આરંભ કરનાર વિદ્વાનોમાં આ સત્ય સમજવા જેટલી મનની વિશાળતા હતી. જે માણસો આપણા ધર્મને અનુસરતા ન હોય તેમના મુખમાંથી ઇશ્વરને ઉદ્દેશીને નીકળેલી પ્રાર્થનાને એ જગપતિ ઠોકરે ઉડાવતો નથી. મેક્સમૂલરે આ વાત બહુ સ્પષ્ટ ભાષામાં ને ભાર દઈને કહી છે. તે કહે છે: "હું માનું છું કે જગતના પ્રત્યેક મહાધર્મમાં કંઇક દૈવી તત્ત્વ રહેલું છે. એ સર્વ ઇશ્વરની કૃતિઓ છે; એને શેતાનની કૃતિ કહેવી એ પાપ છે. વળી હું એમ પણ માનું છું કે મનુષ્યના હૃદયમાં જે આસ્તિકતા હોય છે તે ઇશ્વરની પ્રેરણાનું જ પરિણામ હોય છે,

મનુષ્યના અંતરમાં વિરાજતા અંતર્યામીની સ્ફુરણાનું જ ફળ હોય છે; તે વિના બીજી રીતે આસ્તિકતા કદી સંભવતી જ નથી. હું જો આથી ઊલટો મત ધરાવું, મારી જે ઊંડામાં ઊંડી પ્રતીતિ છે તેને કોરે મૂકીને એમ માનું કે ઈશ્વર એકલા ખ્રિસ્તીઓની જ પ્રાર્થના સમજી શકે છે, તો મને ખ્રિસ્તી કહેવડાવવાનો અધિકાર નથી. આપણો ધર્મ શું કે બ્રાહ્મણધર્મ શું, ધર્મમાત્ર મનુષ્યની તોતડી વાણી જેવા છે. એ સર્વના શાસ્ત્રગ્રન્થોનો અનુવાદ કરવો રહ્યો; અને તે ગ્રન્થો ગમે તેટલી ત્રુટીઓવાળા હશે તો પણ તેમનો અનુવાદ થશે જ, એ વિષે મને તો લવલેશ શંકા નથી.” ડૉ. એસ્ટલીન કારપેન્ટરનું વલણ પણ એ જ પ્રકારનું હતું. તેમનું રેખાચિત્ર લખનાર એક લેખકે લખ્યું છે: “ડૉ. કારપેન્ટર કબૂલ કરતા કે કોઈ પણ ધર્મ સંપૂર્ણ છે એ માન્યતા તેઓ સ્વીકારી શકે એમ હતું નહિ. તેઓ કહેતા: મારા પોતાના અભ્યાસ પરથી એક વાતને વિષે મારી ખાતરી થઈ છે. જગતના ઇતિહાસમાં ખ્રિસ્તી ધર્મ સિવાય બીજે ક્યાંય ઈશ્વરના સ્વરૂપનું સાચું નિરૂપણ થયું નથી, કે મનુષ્યની નૈતિક ભાવનાને પ્રગટ થવા માટે એ ધર્મ સિવાય બીજો કોઈ રસ્તો જડ્યો નથી, એ વિચાર ભૂલભરેલો છે; અને એમાં રહેલી ભૂલ આપણે ખ્રિસ્તીઓ સમજતા થઈએ એથી આપણને લાભ છે. વળી ખ્રિસ્તી ધર્મના જે ગ્રંથો અત્યારે ઉપલબ્ધ છે તે પરથી ખ્રિસ્તી ધર્મ અપૂર્વ ને અદ્વિતીય નથી ઠરતો.” આવું મોકળું મન રાખીએ તો જ આપણે બીજાના ધર્મને સમજી શકીએ. આવી ઉદારતાને આપણા અંતરાત્માના તારેતાર જોડે વણી ન લઈએ ત્યાં સુધી તે બુદ્ધિના પ્રદેશથી ઊંડી ઊતરવા નહિ પામે. આપણે અન્યધર્મીઓને સમજવા ઇચ્છતા હોઈએ, તો જે કલ્પનાઓ ને ભાવનાઓથી તેમની હૃદયવીણાના તાર ઝણઝણી ઊઠતા હોય તેનો આપણે પણ અનુભવ કરવો જોઈએ.

આ કૉલેજ અને આ યુનિવર્સિટીના વિદ્યાર્થીઓનું પ્રથમ ને

સર્વોત્તમ ધ્યેય તે સત્યની શોધ છે. કૉલેજ એ કોઈ ધર્મસંઘ કે ધાર્મિક સંપ્રદાય નથી. કોઈના પણ અસાધારણ અધિકારોની રક્ષા કરવા માટે કે માણસોની પાસે ધર્મના આચારોનું પાલન કરાવવા માટે તેની હસ્તી નથી. તેનું મુખ્ય કાર્ય તો એ છે કે સ્વતંત્રતા ને સમભાવના વાતાવરણમાં સત્યની શોધ ચલાવવી; અને ધર્મ જેવા જે વિષયને અંગે માણસોના રાગદ્વેષ સહેજે જાગૃત થાય છે ને જેની ચર્ચા કરતાં માણસો આવેશમાં આવી જાય છે, તેમાં પણ સમભાવ ને તટસ્થતાની વૃત્તિ છોડવી નહિ. ભિન્ન ભિન્ન ધર્મો એક જ ધ્યેયની પ્રાપ્તિ માટે કામ કરતા સાથીઓ કે સહચરો જેવા છે. તમે મને નિમંત્રણ આપ્યું છે તે પુરવાર કરે છે — જો પુરાવાની જરૂર હોય તો — કે આ કૉલેજ તો સર્વોચ્ચ સત્ય અને વિમુક્તિથી ઊતરતો આદર્શ નથી જ સ્વીકારતી. ને કોઈ પણ એક મતનો પ્રચાર કરવાને હસ્તી નથી ધરાવતી. તેમ જ એમ પણ ન કહી શકાય કે આવી ભાવના જગતના જીવતા ધર્મોના સર્વોચ્ચ આદેશોથી વિરુદ્ધ કે વિસંગત છે.

આ વૃત્તિના સમર્થનમાં કેટલાક ઐતિહાસિક આધારો આપવા જેવા છે. વેદના ઋષિઓએ કહેલું: "સત્ એક છે, તેને વિપ્રો બહુ રીતે વર્ણવે છે; તેઓ તેને અગ્નિ, યમ, માતરિશ્વા વગેરે કહે છે."[૧૪] તેમણે એમ પણ કહેલું કે "એ સુપર્ણ એક છે, તેને વિપ્ર કવિઓ અનેક રૂપે કલ્પે છે."[૧૫] ગીતાકારે કૃષ્ણને મુખે કહેવડાવ્યું છે: "હે કૌન્તેય, જેઓ બીજા દેવતાને ભજે છે તેઓ પણ, ભલે વિધિ વિના છતાં મને જ ભજે છે."[૧૬] બૌદ્ધો પણ

---

૧૪. एकं सद् विप्रा बहुधा वदन्त्यग्निं यमं मातरिश्वानमाहुः। —ऋग्वेद १–१६४–४६.

૧૫. सुपर्णं विप्राः कवयो वचोभिरेकं सन्तं बहुधा कल्पयन्ति। — ऋग्वेद १०–११४–५.

१६ येऽप्यन्यदेवताभक्ता यजन्ते श्रद्धयान्विताः।
तेऽपि मामेव कौन्तेय यजन्त्यविधिपूर्वकम्॥ ९–२३

આગ્રહપૂર્વક આવી જ સહિષ્ણુતાનું પ્રતિપાદન કરે છે. અશોકના એક શિલાલેખમાં કહ્યું છે: "દેવોના પ્રિય પ્રિયદર્શી રાજા દરેક ધાર્મિક સંપ્રદાયને માન આપે છે, પણ માને છે કે ધર્મના સારની વૃદ્ધિ કરવી એના જેવું દાન કે માન બીજું એકે નથી: અને એ સારનો પાયો એ છે કે પોતાના ધર્મને આદર આપવો ને બીજાના ધર્મને ગાળ ન દેવી. જે માણસ એથી ઊલટી રીતે વર્તે છે તે પોતાના ધર્મને હાનિ કરે છે ને બીજાના ધર્મને અન્યાય કરે છે." "મારા રક્ષણ તળે સર્વ ધર્મોનાં શાસ્ત્રોનું અનુશીલન કરવાની છૂટ રહેશે." માનવી સંસ્કૃતિના ઇતિહાસમાં આટલા પ્રાચીન કાળમાં ઉચ્ચારાયેલાં આ વચનો ખરેખર સાનંદાશ્ચર્ય ઉપજાવે છે. તે જ પ્રમાણે ગ્રીક તત્ત્વચિંતકોએ મનુષ્ય અને પ્રકૃતિમાં વિહરતા ઈશ્વરી અંશરૂપે 'લોગોસ' (Logos)ની કલ્પના કરી હતી; ને ધર્મની ભાવના સર્વ દેશકાળમાં જોવા મળે છે એનું કારણ મનુષ્યમાત્રના અંતરમાં વસતા અંતર્યામી લોગોસની પ્રેરણા માન્યું હતું. ખ્રિસ્તી ધર્મના આરંભકાળમાં આ કલ્પનાએ મોટો ભાગ ભજવ્યો હતો. એ સમયના કોઈ વિચારકે કહ્યું છે કે ધર્મો એ "જગતની પ્રત્યેક પ્રજાના હૃદયમાં વવાયેલાં લોગોસરૂપી બીજમાંથી ઊગેલાં વૃક્ષો છે." ખ્રિસ્તી હુતાત્મા જસ્ટીન (ઈ. સ. ૧૫૦)ના મત પ્રમાણે, જગતમાં જે જે માણસોએ લોગોસનું સાંનિધ્ય અનુભવેલું ને તેને સુકાની બનાવી જીવનનું નાવ ચલાવેલું તે સહુ ઈસુ ખ્રિસ્તના જન્મ પહેલાંના ખ્રિસ્તીઓ હતા. એ જમાનાના શાસ્ત્રના અક્ષરને વળગનારા 'સનાતનીઓ' એ સોક્રેટિસ[૧૭] અને હિરેક્લીટસ[૧૮] જેવા

---

૧૭. સોક્રેટિસ. જુઓ આ પુસ્તકમાંનું પ્રકરણ ૩.

૧૮. હિરેક્લીટસ. જીવનકાળ સુમારે ઈ. સ. પૂર્વે ૪૯૦. પ્લેટો પહેલાંનો સૌથી સમર્થ ગ્રીક ચિન્તક. તેણે દેવદેવીઓ વિષેની ગ્રીક માન્યતાઓ પર ટીકાના પ્રહારો કર્યા, અને કહ્યું કે પ્રાકૃતિક તત્ત્વ મૂકીને અતિપ્રાકૃતિક તત્ત્વને શોધો.

ફિલસૂફોને ભલે નાસ્તિક ને નિરીશ્વરવાદી માન્યા; તેથી શું? જસ્ટીને કહ્યું છે: "અમે અગાઉ સિદ્ધ કરી ચૂક્યા છીએ કે ઇસુ ખ્રિસ્ત જે ઇશ્વર અને લોગોસના જ્યેષ્ઠ પુત્ર હતા તેમનો જ અંશ મનુષ્ય-માત્રને પણ મળેલો છે. અને જેમણે સદાચારી જીવન ગાળ્યાં તે સહુ ખ્રિસ્તીઓ હતા; તેમના જમાનામાં તેમને ભલે નાસ્તિક ને નિરીશ્વરવાદી ગણવામાં આવ્યા હોય." જસ્ટીનના મત અનુસાર, કવિતા કે ફિલસૂફીમાં, ધર્મશાસ્ત્ર કે કાયદામાં જે કંઈ ઉદાત્ત વચનો છે તે લોગોસનાં શોધ અને ચિંતનમાંથી ઉદ્ભવેલાં છે. તે પ્રમાણિક-પણે કહી શકતો હતો કે "મનુષ્યમાત્રે જે કંઈ સદ્વચન કહ્યું હોય તે આપણી ખ્રિસ્તીઓની મિલકત છે." માનવી વિચારનાં સુંદરમાં સુંદર ફળ લોગોસ સાથેના અનુસંધાનમાંથી નીપજેલાં છે. સેંટ પીટરે કહેલું: "હું ખરેખર માનું છું કે ઇશ્વરના મનમાં નથી કોઈપણ મનુષ્યને વિષે પક્ષપાત, કે નથી કોઈને વિષે દ્વેષ. દરેક પ્રજામાં જે કોઈ તેનાથી ડરે છે ને ધર્માચરણ કરે છે તેને તે અપનાવે છે." આ સૌથી પહેલા મોટા ખ્રિસ્તી પ્રચારકે કહેલું કે ઇશ્વરપરાયણ સાધુસંતો સર્વ દેશમાં ને સર્વ યુગોમાં થયેલા છે. રોમન સામ્રાજ્યે જ્યારે પશ્ચિમ એશિયા, ઉત્તર આફ્રિકા, તથા દક્ષિણ અને મધ્ય યુરોપની બહુરંગી પ્રજાઓ પર પોતાની આણ વર્તાવી, ત્યારે તેના તત્ત્વચિન્તકોએ શોધી કાઢ્યું કે એ પ્રજાઓની ઉપાસનાના ભિન્ન ભિન્ન પ્રકારોમાં સર્વને સમાન એવું તત્ત્વ એ હતું કે એ સહુ ઇશ્વરને એક ને અદ્વિતીય માનતા હતા. સિઝરિયાના યુસેબિયસે (સુમારે ઈ. સ. ૨૬૦–૩૪૦) "ઇસુના ઉપદેશની પૂર્વતૈયારી" વિષે એક ગ્રંથ લખ્યો હતો; તેને ડૉ. એસ્ટલીન કારપેન્ટરે "ખ્રિસ્તી ઇશ્વર-વાદમાંથી નીપજેલો, તુલનાત્મક ધર્મ વિષેનો પ્રથમ મહાગ્રંથ" કહ્યો છે. મદાઉરાના મૅક્સીમસે ઈ.સ. ૩૯૦ને સુમારે ઓગસ્ટાઇનને[૧૯] લખેલું: "પરમેશ્વર એક જ છે. તેને કોઈ ઔરસ પુત્ર નથી.

૧૯. ખ્રિસ્તી સંત અને ધર્મશાસ્ત્રી. જીવનકાળ ઈ. સ. ૩૫૩–૪૩૦. તેની

તે સર્વનો અધિપતિ અને સર્વશક્તિમાન પિતા છે. એ ઈશ્વરની વિભૂતિઓ તેણે રચેલા વિશ્વમાં સર્વત્ર પથરાયેલી છે. એ વિભૂતિઓને આપણે ઘણે નામે પૂજીએ છીએ, કેમ કે એ સર્વેશ્વરનું સાચું નામ આપણને સહુને અજ્ઞાત છે. એટલે એમ બને છે કે ભિન્ન ભિન્ન સ્તુતિઓ કરવામાં જાણે આપણે જુદા જુદા સમૂહ રચીને એ પરમાત્માના અમુક અંશોની ઉપાસના કરીએ છીએ. પણ વસ્તુતઃ તો જે પરમાત્મામાં આ સર્વ અંશો એકરૂપે સમાઈ જાય છે તેની જ ઉપાસના કરતા હોઈએ છીએ." (परेऽव्यये सर्व एकीभवन्ति) ઑગસ્ટાઈન 'સનાતની' ખ્રિસ્તી ધર્મના પુરસ્કર્તા મનાય છે. તે પણ તેના અંતિમ ગ્રંથમાં કહે છે: "જેને આજે ખ્રિસ્તી ધર્મ કહેવામાં આવે છે તે વસ્તુ પ્રાચીન પ્રજાઓમાં પણ મોજૂદ હતી; અને માનવજાતિના આરંભકાળથી ઈસુ ખ્રિસ્તના જન્મ લગી કદી તેનો લોપ થયો જ ન હતો. જે સાચો ધર્મ અગાઉથી હસ્તીમાં હતો તે ઈસુના જન્મ પછી ખ્રિસ્તી ધર્મ કહેવાવા લાગ્યો એટલું જ." શહેનશાહ અકબરને વિષે મેક્સમૂલરે કહ્યું છે કે "એમને જગતના ધર્મોના તુલનાત્મક અભ્યાસમાં ઊતરનાર પ્રથમ પુરુષ ગણી શકાય." એ અભ્યાસને પરિણામે તેમણે ઈસ્લામની સંપૂર્ણતા વિષેની પોતાની શ્રદ્ધા છોડી દીધી હતી, અને કહેલું કે "જ્ઞાની માણસો સર્વ ધર્મોમાં છે, અને સંયમી વિચારકો તથા ચમત્કારી શક્તિવાળા માણસો સર્વ પ્રજાઓમાં છે." ઋગ્વેદમાં વરુણને ઉદ્દેશીને કરેલી સ્તુતિઓ છે તે ખ્રિસ્તી સ્તોત્રો અને ખ્રિસ્તી ધર્મના ભક્તિસાહિત્યની ભાષાનું સ્મરણ કરાવે છે. પ્રાચીન બૅબીલન કે મિસરના શું અથવા તો આજના રોમ કે બનારસના શું, સર્વ ઈશ્વરભક્તો ઉત્કંઠા ને સ્તુતિમાં, ક્ષમાપના ને પ્રાર્થનાનાં એક જ પ્રકારનાં વચનો ઉચ્ચારતા, એ દયાસિંધુના સિંહાસન પાસે જાય છે. મનુષ્યના અંતરમાં વસતી

---

આત્મકથા, જે 'કનફેશન્સ' એ નામે પ્રગટ થયેલી, તે સુપ્રસિદ્ધ છે. બીજો એક મહાગ્રંથ તેણે ખ્રિસ્તી ધર્મતત્ત્વોના સમર્થનને માટે લખેલો.

ધર્મવૃત્તિના મૂળ વસ્તુતત્ત્વમાં આટલા યુગમાં ભાગ્યે જ કંઈ ફેરફાર થવા પામ્યો છે. તે જુદે જુદે રૂપે ને જુદી જુદી વાણીમાં પ્રગટ થાય છે એટલું જ. એ પ્રકારભેદનું કારણ એ હોય છે કે તે તે વખતના ઐતિહાસિક સંજોગો જુદા જુદા હોય છે. સહૃદય માણસ ભિન્ન ભિન્ન ધર્મોમાં રહેલા ભેદ કરતાં તેમાં રહેલા સામ્યને જ વધારે મહત્ત્વ આપે છે.

તુલનાત્મક ધર્મનો યોગ્ય રીતે અભ્યાસ કરવામાં આવે ત્યારે તે અભ્યાસથી ઈશ્વરના વ્યાપકના વિષેનો આપણો વિશ્વાસ વધે છે, અને માનવજાતિ પ્રત્યેના આપણા આદરમાં ઉમેરો થાય છે. ઇતર ધર્મો પ્રત્યે કેવળ સહિષ્ણુતા રાખવી ઉચિત નથી, કેમ કે સહિષ્ણુતામાં ગર્ભિત રીતે શ્રેષ્ઠત્વનું ગુમાન રહેલું હોય છે; દયા રાખવી ઉચિત નથી, કેમ કે તેમાં મોટેરાપણાનો ભાવ રહેલો હોય છે; ઉદારતા રાખવી ઉચિત નથી, કેમ કે એમાં કૃપાદૃષ્ટિ દેખાઈ આવે છે. સાચા આદર અને સમભાવની વૃત્તિ રાખવી જ ઉચિત ગણાય. તુલનાત્મક ધર્મનો અભ્યાસ આપણને એ વૃત્તિ રાખતાં શીખવે છે. અધ્યાત્મજ્ઞાનના પ્રાચીન તેમ જ અર્વાચીન પ્રત્યેક સત્યનિષ્ઠ અને આત્માર્થી ઉપદેશકના શિક્ષણનો મર્મ શોધી કાઢવાનો પ્રયત્ન આપણે કરવો જોઈએ. પુરાતન સ્થાપત્યના અભ્યાસીઓ પુરાતત્ત્વનાં સંગ્રહાલયોમાં સાચવેલા પ્રાચીન ખંડેરોના અવશેષોનો અભ્યાસ કરે છે તેવી રીતે જગતના ધર્મોનો અભ્યાસ કરવામાં કશો સાર નથી. ધર્મો એ મનુષ્યના મનની અપાર્થિવ આકાંક્ષાઓનાં પ્રગટ રૂપો છે. એ આકાંક્ષાઓ કેવળ સ્વપ્ન નથી પણ વાસ્તવિક સત્ય છે, ને જીવન પર ભારેમાં ભારે પ્રભાવ પાડે છે. એટલે, જો ભિન્ન ભિન્ન ધર્મો વચ્ચે સહેજે દેખાઈ આવે એવા સમાન અંશો હોય, તો એનાં બે કારણ હોઈ શકે: કાં તો એ ધર્મોની ઉત્પત્તિ એક જ મૂળમાંથી થઈ હોય; અથવા તો મનુષ્યની બુદ્ધિની સામે જ્યારે એક જ પ્રકારના પ્રસંગો આવીને ઊભા રહ્યા ત્યારે તેણે તે પરથી એકસરખાં અનુમાનો બાંધ્યાં, અને

એકસરખી વૃત્તિથી પ્રેરાઈ ને ઉપાસનાના એકસરખા પ્રકારો ચલાવ્યા, એમ પણ બનવા પામ્યું હોય.

## ૬ : તુલનાત્મક ધર્મની સમસ્યાઓ

તુલનાત્મક ધર્મના વિષયમાં કેટલીક ખાસ સમસ્યાઓનો સમાવેશ થાય છે. એ વિષયના અભ્યાસનો આરંભ જે સંજોગોમાં થયો તે સંજોગોની અસરને લીધે તેમાં ધર્મની ઉત્પત્તિને લગતા પ્રશ્નો પર સામાન્યપણે વિશેષ ભાર દેવાય છે. બીજા ધર્મોનો માનવવંશશાસ્ત્રની દૃષ્ટિએ, અથવા તેમને પ્રાચીન કાળનાં ખંડેરો ગણીને, અભ્યાસ કરવામાં આવે છે; અને તે ધર્મોની ઉત્પત્તિ મૃતાત્માઓની ઉપાસના-માંથી થઈ, કે આસુરી શક્તિઓના ભયમાંથી ને તેમને દૂર રાખવાની ઇચ્છામાંથી તેમનો જન્મ થયો, એની તપાસ કરવામાં આવે છે. એમ પાછળ જતાં જતાં એક અતિ પ્રાચીન સમય એવો આવે છે જેને વિષે હકીકતોનો પુરાવો તો મળતો નથી એટલે તેને બદલે અનુમાન કરીને જ કામ ચલાવાય છે. આ અભ્યાસોનું મહત્ત્વ ઓછું છે એમ હું કહેવા નથી માગતો. પણ આ વ્યાખ્યાનમાળામાં મારે મુખ્ય સંબંધ આ સમસ્યાઓની સાથે નથી.

બીજી કેટલીક સમસ્યાઓ ભિન્ન ભિન્ન ધર્મોના ઇતિહાસ સાથે સંબંધ ધરાવે છે. ભારે બુદ્ધિચાતુર્ય વાપરીને ચલાવેલા કેટલાક વાદ એમ પુરવાર કરવા મથે છે કે જરથોસ્તી ધર્મના અહુરમઝદ અને અશુર એક જ દેવ છે; અને અબ્રાહમ, બ્રહ્મા અને આર્યન એ એક જ મૂળ શબ્દનાં જુદાં જુદાં રૂપ છે. સર જેમ્સ ફ્રેઝરે બેબીલોનિયામાં ચાલતી, ને ત્યાંથી ઈ. સ. પૂર્વે સાતમા સૈકામાં ગ્રીસે અપનાવેલી, એડોનીસની પુરાણકથા, ફ્રીજિયામાં ચાલતી તેને મળતી એટીસની કથા, તથા મિસરની ઓસાઈરીસની કથાઓની સરખામણી કરેલી છે. જેનસને વળી એક બીજી વાત ચલાવી; અને તેના સમર્થનમાં અતિશય અટપટી ને અધૂરી પણ સાર વિનાની દલીલો

આપીને એમ સિદ્ધ કરવાનો પ્રયત્ન કર્યો કે મૂસા, ઈશુ અને પોલ એ બેબીલોનના પ્રાચીન પૌરાણિક મહાકાવ્યના નાયક ગિલ્ગમેશનાં જ રૂપાન્તરો છે! દેવો મરણ પામ્યા પછી પાછા સદેહે કબરમાંથી ઊભા થઈ ને પૃથ્વી પર આવે છે, એ જાતની માન્યતા મિસર, બેબીલોનિયા, ફિનિશિયા ને સિરિયામાં મળી આવે છે; અને તેને વિષે ઘણી માહિતી સર જેમ્સ ફ્રેઝરે 'ગોલ્ડન બાઉ'ની ગ્રંથમાળાના 'મરતા દેવ' (ધી ડાઈંગ ગૉડ) એ નામના મોટા પુસ્તકમાં આપેલી છે. પ્રારંભકાળનો ખ્રિસ્તી ધર્મ અને રોમન સામ્રાજ્યના આરંભ-કાળના ગુપ્ત વિધિવાળા સંપ્રદાયો, એ બે વચ્ચેનો સંબંધ અધ્યાપક ક્રિસોપ લેક ઘણી વિગતો આપીને વર્ણવ્યો છે. બુદ્ધ, કૃષ્ણ અને ઈસુ ખ્રિસ્તની જન્મકથાઓમાં અમુક દેખીતી સમાનતાઓ છે; તે પરથી સૂચિત થાય છે કે એ કથાઓ એકબીજા પાસેથી લેવાઈ હશે. ભગવદ્ગીતા અને ઈસુના ઉપદેશ વચ્ચેની સમાનતાઓ જોઈને કેટલાક એવા વિચાર પર આવ્યા છે કે કૃષ્ણ અને ઈસુ ખ્રિસ્ત એક જ વ્યક્તિ હતા. બૌદ્ધ ધર્મ અને ખ્રિસ્તી ધર્મ એના સ્થાપકોનાં જીવન, એ બે ધર્મોના શાસ્ત્રગ્રંથો, ને તેમના નીતિવિષયક ઉપદેશોની સરખામણીમાંથી ઘણું જ્ઞાન મળી શકે એમ છે. વિચારોની વંશાવળીનો અભ્યાસ એ તુલનાત્મક ધર્મની એક ફળરૂપ શાખા છે.

આ તુલનાત્મક પદ્ધતિનો ઉપયોગ જો આપણે કલ્પના અને સંયમપૂર્વક, સમભાવ અને પૂજ્યભાવપૂર્વક કરીએ, તો જોઈ શકીશું કે ભિન્ન ભિન્ન ધર્મોનો પાયો તો એક જ છે, અને દરેક ધર્મમાં અનેક પ્રવાહોનો સંગમ થયેલો છે. વળી એથી આપણે એ પણ સમજી શકીશું કે મનુષ્યસ્વભાવમાં એકતા તેમ જ વિવિધતા બંને છે. આપણે કોઈ પણ બે ધર્મ લઈ ને તેમના મૂળમાં રહેલા ઉદ્દેશો ને તેમનાં મુખ્ય તત્ત્વોનો અભ્યાસ કરીએ; અથવા તો ભક્તિ, યોગ, સંન્યાસ, યજ્ઞ, ઉપાસના, અવતારવાદ જેવાં અમુક અંગો લઈ તે વિષેના બંને ધર્મના વિચારોની તુલના કરી જોઈએ. એવી સમીક્ષા-

માંથી આપણે ઘણાં જ મહત્ત્વનાં પરિણામો મેળવી શકીશું. આપણે એ પણ નક્કી કરી શકીશું કે અમુક ધર્મનાં કયાં તત્ત્વો તેણે પોતે ઉપજાવેલાં છે, ને કયાં કોની પાસેથી ઉછીનાં લીધેલાં છે; અને એ ધર્મો વચ્ચે જે મળતાપણું દેખાય છે તે ઉપરછલ્લું છે કે ઊંડું ઊતરેલું છે? જે સમાનતાઓ છે તે એ બે ધર્મો વચ્ચે અગાઉ ક્યારેક થયેલા સમાગમને લીધે નીપજેલી છે, કે બંનેને થયેલા અમુક એક જ પ્રકારના અનુભવનું પરિણામ છે? વિચારનાં કયાં બળોએ એ ધર્મોનું ઘડતર કર્યું છે, અને તેઓ કઈ ભાવનાને વ્યક્ત કરે છે? વળી માનવકુળની કોઈ એક જ શાખામાંથી ઊતરી આવેલી પ્રજાઓ જુદા જુદા ધર્મોને કેમ અનુસરે છે? આબોહવા, અન્ય પ્રજાઓ સાથેના સમાગમ, અને વાતાવરણ તથા સંજોગો સાથેની લડત, એ બધાની તે તે ધર્મ પર શી અસર થવા પામી છે? તુલનાત્મક ધર્મ, આ સમાનતા ને સાદૃશ્યના અભ્યાસ દ્વારા, આપણી દૃષ્ટિને વિશાળ બનાવે છે. આપણે ઇતર ધર્મોની પૌરાણિક કથાઓ ને ચમત્કારની વાતોની ટીકા કરીએ, તો સાથેસાથે સ્વધર્મને વિષે પણ એવી જ રીતે વિવેકપૂર્વક ટીકા કરવાની ટેવ પાડવી જોઈએ.

કોઈ પણ ધર્મ લો. ઉત્તરોત્તર જે રૂપાન્તરોમાંથી પસાર થઈને તેણે પ્રગતિ સાધી છે, ને જે પગથિયાં પર થઈને તે ઉપર ચડ્યો છે, તેનો ઇતિહાસ જો આપણે શોધી કાઢવો હોય; તેના બાહ્ય વિકાસ, ઉપાસનાવિધિઓ ને સિદ્ધાંતોની પાર જઈને આપણે તેના અંતસ્તલનું દર્શન કરવું હોય; તો આપણે ઊંડા પાણીમાં ઊતરવું રહ્યું, અને એ ધર્મના વિધિઓ અને માન્યતાઓનું આવું રૂપ કયાં કારણોને લીધે ઘડાયું તેની તપાસ કરવી રહી. આમાંથી આપણે ત્રીજા પ્રકારના પ્રશ્નો પર આવીએ છીએ. એ પ્રશ્નો માનવવંશશાસ્ત્ર કે ઇતિહાસની સાથે નહિ પણ ફિલસૂફીની સાથે સંબંધ ધરાવે છે. એમાં ઊતર્યા એટલે આપણે દરેક વિચાર, વિધિ વગેરેને સત્યદર્શનની દૃષ્ટિએ કસી જોઈને તેનું ન્યૂનાધિક મૂલ્ય ઠરાવવું પડે છે.

તુલનાત્મક ધર્મે ભેગી કરેલી હકીકતોમાં સત્ તત્ત્વનો આવિષ્કાર કેટલે અંશે થાય છે તે શોધવાનું રહે છે. જે આદિવાસી ને સ્થિર રહેઠાણ વિનાની પ્રજાઓની પાસે પેઢી દર પેઢી વારસામાં ઊતરી આવતા ધર્મગ્રંથો, કે ધર્માચરણના નિયમો, કે ભજનો ને પ્રાર્થનાઓ પણ ન હોય તેવી જાતિઓને બાદ કરીએ, તો જગતમાં મુખ્ય ધર્મો સાત કે આઠ રહે છે. સેમિટિક પ્રજાઓએ ત્રણ ધર્મોને જન્મ આપ્યો છે — યહૂદી ધર્મ, ખ્રિસ્તી ધર્મ અને ઇસ્લામ. હિંદુ ધર્મ, અને બૌદ્ધ, જૈન તથા શીખ સંપ્રદાયરૂપી તેની અનેક શાખાઓ, તથા જરથોસ્તી ધર્મ, એ આર્ય પ્રજાઓની કૃતિઓ છે. આ ધર્મો ઉપરાંત કનફ્યુશિયસ[20] અને લાઓત્સના[21] સંપ્રદાયો મળીને જગતના

---

૨૦. ભગવાન બુદ્ધના સમકાલીન ચીની સંત (ઈ. સ. પૂર્વે ૫૫૦થી ૪૭૮). તે એક રીતે પ્રત્યક્ષવાદી હતા. આપણે ઈશ્વર અને પરલોક જેવી પરોક્ષ વસ્તુઓની પાછળ પડવાને બદલે આ જ લોક સુધારીએ, જે માનવોની વચ્ચે આપણે રહીએ છીએ તેમની જ સેવા કરીએ, આ ભૂમિ પર જ સદાચરણથી નંદનવન વસાવીએ, એ એમનું જીવનસૂત્ર હતું. મનુષ્ય એ જ મનુષ્યનું સેવાપાત્ર ઇષ્ટદૈવત છે એવી એમની માન્યતા હતી. એમણે કહ્યું કે સમાજ પાંચ મુખ્ય સંબંધો પર રચાયેલો છેઃ રાજાપ્રજાનો, પતિપત્નીનો, પિતાપુત્રનો, જ્યેષ્ઠ કનિષ્ઠ બન્ધુનો, અને મિત્રોનો. મનુષ્યો વિકારને વશ થાય છે ત્યારે આ સંબંધો બગડે છે અને સમાજમાં અરાજકતા ફેલાય છે. એટલે માણસો આ સંબંધોને સુધારે, અને પોતાને ભાગે આવતી ફરજોનું યથાર્થ પાલન કરે, તો આખો સમાજ સુખી થાય, એ એમનો ઉપદેશ હતો; અને આવી રીતે સમાજને સુખી કરવાની શક્યતા વિષે એમને પૂરેપૂરી આશા હતી. કનફ્યુશિયસે ચીની સમાજને માટે એક સ્મૃતિ તૈયાર કરી, આચારસૂત્રો નક્કી કર્યાં, તે હજી પણ ચાલે છે. આજે જે ચીનીઓ બૌદ્ધ, તાઓ કે બીજા કોઈ સંપ્રદાયના છે તેઓ તત્ત્વજ્ઞાન ગમે તેનું માનતા હોય, પણ આચારમાં તો કનફ્યુશિયસની સ્મૃતિને જ અનુસરે છે.

૨૧ કનફ્યુશિયસના સમકાલીન ચીની તત્ત્વજ્ઞ. તેમના ઉપદેશો ઉપરથી પ્રવર્તેલાં દર્શનશાસ્ત્ર અને સંપ્રદાય તાઓ સંપ્રદાયને નામે ઓળખાય છે. આ તત્ત્વજ્ઞાન આપણા શાંકર વેદાન્તને ઘણું જ મળતું છે. તાઓ એટલે ઈશ્વર

આજના જીવતા ધર્મો છે. ધર્મપ્રિય માણસો તરીકે આપણું કર્તવ્ય એ છે કે સત્ય અને શિવ જ્યાં જોવામાં આવે ત્યાં તેને ઓળખી કાઢવાં; તેનાં દર્શન કરીને આનંદ પામવો; અને મનમાં ખાતરી રાખવી કે વિશ્વમાં જે કંઈ સત્ય અને શિવ તત્ત્વ છે તે પરમાત્મામાંથી જ ઉદ્ભવેલું છે.

## ૭: ચર્ચાપદ્ધતિ

પહેલી વાત તો એ છે કે ધર્મોમાં સાચા ને જૂઠા એવો જે ભેદ અગાઉ સામાન્ય રીતે પાડવામાં આવતો તેને તુલનાત્મક ધર્મે ખોટો ઠરાવ્યો છે. ખ્રિસ્તી ધર્મના રોમન કૅથલિક અને ઍંગ્લીકન સંપ્રદાય ખ્રિસ્તી સિવાયના સર્વ ધર્મોને સાવ જૂઠા કહી તેમની જે નિંદા કરતા આવ્યા છે તે હવે હાંસીપાત્ર થઈ પડે છે. સામાન્ય રીતે આવા વિભાગના મૂળમાં ભાવ એ હોય છે કે મારું તે સાચું ને તારું તે જૂઠું. જ્યૂ અને જેંટાઇલ, હિંદુ અને મ્લેચ્છ, ગ્રીક અને બાર્બેરિયન, ખ્રિસ્તી અને હીધન, મુસ્લીમ અને કાફર એ ભેદ પણ આને મળતા જ છે. આ વિભાગ આપણે માટે નકામા છે.

ધર્મોના વિભાગ એક બીજી રીતે પણ પાડવામાં આવે છે—ઇશ્વર-પ્રેરિત અને મનુષ્યકૃત; અથવા શ્રુતિમૂલક અને બુદ્ધિમૂલક.[૨૨] આ ભેદ સાચાજૂઠાથી સહેજ જુદો છે, પણ એની પાછળ પણ ભાવ તો એ જ છે. ઇશ્વરપ્રેરિત ધર્મ ઊંચી કોટિનો મનાય છે. ઇશ્વરની પ્રેરણા અથવા શ્રુતિ પર અમુક માણસો કે પ્રજાઓનો જ ઇજારો નથી; એ બક્ષિસ

---

અથવા બ્રહ્મ. તાઓ એક છે, નિત્ય છે, અનાદિ છે, અનન્ત છે. બ્રહ્મનું જેવું વર્ણન ઉપનિષદોમાં છે તેવું તાઓનું વર્ણન તાઓ તત્ત્વજ્ઞાનમાં મળે છે. શંકરાચાર્યના કેવલાદ્વૈત અને માયાવાદ જેવા અદ્વૈતમત અને માયાવાદ એમાં પણ છે.

૨૨. ઈશ્વરે કોઈ ઋષિ કે પેગંબરને આપેલા જ્ઞાન—શ્રુતિ—માંથી જેની ઉત્પત્તિ છે તે શ્રુતિમૂલક ધર્મ. એવા શ્રુતિજ્ઞાન સિવાય મનુષ્યની બુદ્ધિએ રચેલો ને માન્ય રાખેલો તે બુદ્ધિમૂલક ધર્મ. એક મનાય છે ઈશ્વરની કૃતિ, ને બીજો મનુષ્યની.

ઈશ્વર સર્વને આપે છે. હવે આપણને એમ કહેવાનો અધિકાર નથી કે સત્ય જગતના કોઈ એક જ ભાગમાં વાસ કરે છે. ઈશ્વરે મનુષ્યોને વિવિધ રૂપે દર્શન દીધું છે, એ વસ્તુ આપણા પૂર્વજોના કરતાં વધારે સ્પષ્ટ રીતે આપણે સમજતા થયા છીએ. આપણે હવે એમ નથી માની લેતા કે જગતમાં જે કંઈ સત્ય, શિવ અને સુંદર તત્ત્વ છે તે કોઈ એક જ ધર્મમાં મળી આવે છે, અને જેમણે ભોગજોગે એ ધર્મનો સ્વીકાર નથી કર્યો તેમને લલાટે સદાસર્વદા દુઃખ ભોગવવાનું જ લખાયેલું છે. આવો ધાર્મિક સામ્રાજ્યવાદ આપણા મોઢામાં બેહૂદો લાગે. આજે આપણને ઈશ્વરને વિષે ઉચ્ચતર અને શુદ્ધતર જ્ઞાન પ્રાપ્ત થયેલું છે.

તેથી, ધર્મોની બાબતમાં ખરો સવાલ એ નથી કે અમુક ધર્મ સાચો છે કે જૂઠો? ખરો સવાલ એ છે કે એ ધર્મ જીવતો છે કે મરેલો? એ સંગ્રહાલયમાં જોવા મૂકેલું પ્રાણ વિનાનું ખોળિયું છે, કે હાલતુંચાલતું, સચેતન ને ગતિમાન શરીર છે? પ્રત્યેક જીવતો ધર્મ માનવજાતિના આધ્યાત્મિક શિક્ષણમાં ફાળો આપે છે. ધર્મના વિષયમાં આપણને જે કોયડા ને મૂંઝવણો નડે છે તેમાંનાં ઘણાંનું કારણ આપણી સંકુચિત દૃષ્ટિ હોય છે. આપણાં હૃદય વિશાળ કરવાથી આપણે ચાલુ જમાનાના ક્ષુલ્લક વાદવિવાદોનો વિચાર મૂકી દઈ ઉચ્ચતર વસ્તુઓમાં મન પરોવીએ છીએ. ગ્યોટેનું એક વચન પ્રસિદ્ધ છે: "જે માણસ એક જ ભાષા જાણે છે તે એકે ભાષા જાણતો નથી." એક અંગ્રેજ કવિએ કહેલું: "જે એકલા ઇંગ્લંડને જ જાણે છે તે ઇંગ્લંડ વિષે શું જાણે છે?" જે વાત ભાષા અને ઇતિહાસને વિષે સાચી છે તે ધર્મને વિષે પણ સાચી છે. આપણે સ્વધર્મની સાથે એક યા અનેક ઇતર ધર્મોનો તુલનાત્મક અભ્યાસ કર્યા વિના સ્વધર્મને યથાર્થ પણે જાણી શકતા નથી. સમજ અને આદરપૂર્વક બીજા ધર્મોનો અભ્યાસ કરવાથી આપણે તેમની તેમ જ સ્વધર્મની પ્રણાલિકાઓને નવી રીતે સમજતા થઈએ છીએ; તેમાં નવી નવી ખૂબીઓ જોવા લાગીએ છીએ. વિચારની આ એકતાનતા વધારવામાં જે કોઈ વસ્તુ મદદ કરે તે ઉત્તેજનને પાત્ર છે. માનવજાતિના આધ્યાત્મિક વિકાસને વિષે

ઐતિહાસિક દૃષ્ટિ[23] કેળવવા માટે તુલનાત્મક ધર્મનો અભ્યાસ એ મુખ્ય સાધન છે. ધર્મના ક્ષેત્રમાં કોઈ પણ પ્રકારની આંતરરાષ્ટ્રીયતા માટે અથવા ધર્મોના સહચારને માટે તુલનાત્મક ધર્મના અભ્યાસરૂપી પાયા વિના ચાલે એમ નથી. સર્વ ધર્મોના મૂળમાં જે અચળ તત્ત્વો રહેલાં છે તેનું જ્ઞાન એ અભ્યાસમાંથી મળે છે. ધર્મ વિષેની વિચારણા તેના વિકાસની એક વિશિષ્ટ અવસ્થાએ પહોંચી છે. ગભરાટિયા માણસો તેને અણીની ઘડી કહે છે. તેવે વખતે તો આ અભ્યાસ વિશેષ આવશ્યક છે.

---

૨૩. સરખાવો: "ઇતિહાસના દીપ વિના એકલાં શાસ્ત્રનાં વચન વાંચવાથી સત્ય જડે એમ નથી......આપણા ભાઈઓએ શાસ્ત્રોનાં વાક્યોને જડતાથી વળગી ન રહેતાં એના મૂળમાં રહેલા ઇતિહાસ ઉપર ધ્યાન દેવું જોઈએ, અને એના પ્રકાશથી શાસ્ત્રનો મર્મ સમજવા યત્ન કરવો જોઈએ. આ ઐતિહાસિક દૃષ્ટિબિન્દુ રૂઢિને વળગી રહી શાસ્ત્રાર્થ કરનારને પરવડતું નથી. પણ આપણા પૂર્વજો ઐતિહાસિક સ્થિતિ પ્રમાણે શાસ્ત્રોને અનુસરતા ને નવાં શાસ્ત્રો રચતા એમ બતાવનારા ઘણા દાખલા છે." — આ. બા. ધ્રુવ: 'આપણો ધર્મ', પૃ. ૪૫૯; ૪૬૧-૨.

૨

# મિથ્રધર્મ

એ પ્રાચીન કાળમાં એ પ્રસંગે પશ્ચિમ ઉપર ઈરાની દેવોનો વિજય થતો થતો રહી ગયો. પહેલી વાર એમને સેલેમીસ[1] આગળ રોકવામાં આવ્યા. ત્યારબાદ સૈકાંઓ પછી, આરસાસીડ વંશના અમલ દરમ્યાન, મિથ્રદેવની સવારી રોમમાં પહોંચી ગઈ. વેદનાં સૂક્તોમાં અને અવસ્તાના ગ્રન્થોમાં તેનું નામ ગવાયેલું છે. વેદનો મિત્ર અને ઈરાની મિથ્ર બેની વચ્ચે એટલી બધી બાબતોમાં સામ્ય છે કે, એમના એકત્વને વિષે કશી શંકા જ નથી. બંને ધર્મમાં એને પ્રકાશના દેવરૂપે સંબોધેલો છે; અને એની સાથે આકાશના દેવનું નામ જોડેલું છે. એ સ્વર્ગપતિને વેદમાં વરુણ અને અવસ્તામાં અહુર કહે છે. તે સત્યનો રક્ષક અને અસત્ય તથા ભ્રમનો શત્રુ છે. મિત્રાવરુણ અને મિથ્ર–અહુર તથા આંશસ્પંદ જેવા બીજા પાંચ આદિત્યો આર્યોના મૂળ દેવમંડળમાં જોવામાં આવતા નથી. પાછળથી, હિંદુઓ અને ઈરાનીઓ સાથે વસતા હતા ને છૂટા નહોતા પડયા તે વખતમાં, એમની ઉત્પત્તિ થઈ લાગે છે. જરથોસ્તી ધર્મમાં મિથ્રને અધિક મહત્ત્વ મળ્યું. તેના એક ધર્મગ્રંથમાં કહ્યું છે: " અહુરમઝ્દે એને આ આખા જગતને ટકાવી રાખવા ને તેના પર ચોકી રાખવાને

---

૧. એ ગ્રીસના અનેક ટાપુઓમાંનો એક છે. ઈ. સ. પૂર્વે ૪૮૦માં ત્યાં ગ્રીકો અને ઇરાનીઓ વચ્ચે યુદ્ધ થયેલું, તેમાં ઇરાનીઓએ સજ્જડ હાર ખાધેલી.

સ્થાપ્યો." તારકગણુની પણ પાર શાશ્વત શાંતિમાં વિરાજતો પરમેશ્વર, અને તિમિરરૂપી રાક્ષસ સાથે નિરંતર સંગ્રામ ચલાવતો ક્રિયાવાન ઇશ્વર, એ બેને એ ધર્મમાં ભિન્ન માન્યા છે. મિથ્રદેવની ખ્યાતિ ઇજિયન સમુદ્રના કાંઠા સુધી ફેલાઈ હતી, અને તેનું નામ પ્રાચીન ગ્રીસમાં સુપ્રસિદ્ધ હતું. આર્ટાઝરકસીસે[૨] તેની અનેક રાજધાનીઓમાં—બેબીલન, દમાસકસ અને સારડીસ, તેમ જ સુસા, એકબેટાના અને પરસીપોલીસમાં — મિથ્રની ઉપાસનાને લોકપ્રિય બનાવી. બબીલનમાં ઇરાનથી આવેલા મગ ઉપદેશકો દેશી પૂજારીઓ ને ધર્માધિકારીઓ કરતાં વધારે પ્રબળ થઈ પડ્યા. મિથ્ર એ ઓરમઝદ એટલે પ્રકાશ અને અહરીમાન એટલે અંધકાર બેની વચ્ચે મધ્યસ્થી કરનાર છે એમ તેઓ માનતા. તેઓ થોડા જ વખતમાં મેસોપોટેમિયા ઓળંગીને એશિયા માઇનરના મધ્યભાગમાં પહોંચી ગયા; અને ત્યાંથી થોકબંધ પોંટસ ગેલેશિયા અને ફ્રીજિયામાં ગયા. ઇરાની સામ્રાજ્યના ભંગાણુ પછી, મૅસિડોનના વિજયને પરિણામે જે ધાર્મિક સંક્ષોભ પેદા થયો તેમાં મિથ્રધર્મને નિશ્ચિત રૂપ પ્રાપ્ત થયું. ગ્રીક અને ઇરાની વિચારો એકરસ થઈ ગયા. અહુરમઝદ અને ઝયુસ, વેરીથ્રઘ્ન અને હિરેક્લીસ, વૃષભવાહન અનાહિત અને આરટેમીસ ટૉરોપોલસ, મિથ્ર અને હિલિયોસ એ દ્વંદ્વો વચ્ચે ઐક્ય સધાયું; એ જોડકાં એક જ દેવનાં જુદાં જુદાં નામ છે એમ મનાવા લાગ્યું. મિથ્રના ગુપ્ત પૂજાવિધિઓ રોમન સામ્રાજ્યમાં પણુ પહોંચી ગયા. મગ પૂજારીઓને હાથે એ ધર્મની દીક્ષા લઈ એ ગુપ્ત પૂજાઓમાં સામેલ થવાની રોમન સમ્રાટ નીરો (ઈ. સ. ૫૪–૬૮)ની ઇચ્છા હતી. મિથ્રનું નામ મહાદેવી આઇસીસની સાથે જોડાયું; અને આઈસીસને રાજ્ય તરફથી જે રક્ષણુ મળતું તે મિથ્રને પણુ મળવા

૨. ઇરાનનો રાજા. રાજ્યકાળ ઈ. સ. પૂર્વે ૪૮૫–૪૬૫. ગ્રીસ પરની અનેક ચડાઈઓમાં તેણે સખત હાર ખાધેલી, ને પછી ગ્રીસ જીતવાનો મનોરથ છોડી દીધેલો.

લાગ્યું. બાદશાહ કૉમોડસ (ઈ. સ. ૧૮૦–૧૯૨) મિથ્રના પૂજા-વિધિઓમાં પારંગત થયો ને તેમાં ભાગ લેવા લાગ્યો. ઈ. સ. ૩૦૭ની સાલમાં ડાયોક્લિશિયન, ગૅલેરિયસ અને લિસિનિયસે ડાન્યૂબને કાંઠે કારનુનટમમાં 'સામ્રાજ્યરક્ષક' મિથ્રદેવનું મંદિર બંધાવ્યું. રોમન સીઝરોની ગાદી પર બેસનાર છેલ્લો બાદશાહ જુલિયન મિથ્રનો પરમ ભક્ત હતો. ખ્રિસ્તી ધર્મસંઘે કૉન્સ્ટૅન્ટાઇનને ખ્રિસ્તી ધર્મમાં સામેલ કર્યો તે પહેલાં એ સંઘનો સૌથી કટ્ટો હરીફ તે મિથ્રધર્મ થઈ પડ્યો હતો. એટલે રેનાંનું[૩] કહેવું સાચું છે કે "જો ખ્રિસ્તી ધર્મ કોઈ જીવલેણ વ્યાધિને લીધે વિકાસ પામતો અટકી ગયો હોત તો જગત આજે મિથ્રધર્મને માનતું હોત; જે દેવળોમાં આજે ક્રૉસ છે ત્યાં વૃષભની પ્રતિમા દેખાતી હોત."[૪]

---

૩. ફ્રેન્ચ ઇતિહાસકાર અને ભાષાશાસ્ત્રી. ઈ. સ. ૧૮૨૩–૧૮૯૨.

૪. વેદમાં જેની સ્તુતિ થયેલી છે તે મિત્રદેવ અને મિથ્ર વચ્ચેનું સામ્ય ઉપલા લેખમાં બતાવેલું છે. મિથ્રનું નામ પ્રાચીન ઇરાનમાં પણ જાણીતું હતું. ત્યાંના 'યશ્ત' ગ્રન્થમાં મિથ્રદેવને વિશાળ ગોચરોનો સ્વામી, સત્ય અને વિશ્વાસનો રક્ષક, અને ગરીબનો બેલી કહેલો છે. વેદમાં જેમ મિત્રાવરુણ એવું દ્વંદ્વ છે તેમ અવસ્તા ગ્રન્થોમાં મિથ્ર–અહુર એવું દ્વંદ્વ આવે છે. પાછળથી મિથ્ર યુદ્ધનો દેવ મનાવા લાગ્યો. ગ્રીસમાં હરમીઝ, એપૉલો (સૂર્ય) અને મરક્યુરી એ ત્રણ દેવ મિથ્રનાં રૂપ મનાતા. પણ મિથ્રપૂજા ગ્રીસમાં ઝાઝો પ્રચાર પામી નહોતી. દરિયાના ચાંચિયાઓ પકડાઈને કેદી તરીકે રોમમાં આવ્યા તે મિથ્રપૂજાને રોમમાં લઈ આવ્યા. તે ઉપરાંત પરદેશથી આવેલા ગુલામો ને વેપારીઓ પણ એ સંપ્રદાય બહારથી રોમમાં લાવ્યા. રોમના લશ્કર દ્વારા એ આખા રોમન સામ્રાજ્યમાં ફેલાઈ. એ લશ્કરમાં ઘણી ટુકડીઓ મિથ્રપૂજકોની હતી. મિથ્ર સંપ્રદાયમાં નરમેધનો રિવાજ હતો એ વાત ખોટી છે. મિથ્રને વૃષભઘ્ન કલ્પેલો છે, ને તે રૂપની તેની પ્રતિમાઓ કોતરેલી મળી આવી છે. એ સંપ્રદાયમાં બળદનું બલિદાન અપાતું; અને એ બલિદાનમાંથી સૃષ્ટિ પેદા થાય છે એવી કલ્પના હતી. એ સંપ્રદાયના વિધિઓ ભોંયરાંમાં થતા. રોમમાં

મિથ્ર અને સૂર્ય એક જ દેવ છે એમ મનાવા લાગ્યું. ઈસવી સનના ત્રીજા સૈકાની છેલ્લી પચીસીમાં તે આખા યુરોપનો ધર્મ બનવાનો સંભવ દેખાતો હતો. પહેલાં એને રોમના રાજાઓ આશ્રય આપતા; પછી તેના પ્રત્યે સહિષ્ણુતા રાખતા થયા; ને છેવટે તેના પર જુલમ ગુજારવા લાગ્યા. તેને પરિણામે એ સંપ્રદાય છેક જ નાબૂદ થઈ ગયો. મનુષ્ય દેવની સાથે ઐક્ય સાધીને અમર બની શકે છે એવી આશા એ ધર્મે આપેલી. તેની નીતિ-ભાવના ઊંચા પ્રકારની હતી. મિથ્રનો 'સૈનિક' તે પાપ અને દુરાચારની સામે પુણ્ય અને સદાચારની ઝુંબેશ ચલાવનાર લડવૈયો હતો. કર્મકાંડના વિધિ કરવાની સાથે તેણે શુદ્ધ ને પ્રામાણિક બનવું પણ આવશ્યક ગણાતું; ને એમ કરવાથી તે આત્માની મૂળ શુદ્ધ અવસ્થા પ્રાપ્ત કરી શકે છે એવી કલ્પના હતી.

૩

# ગ્રીસમાં ગૂઢવાદ[1]

## ૧: નવું પ્રયાણ

ગ્રીસમાં તત્ત્વચિંતનની શરૂઆત થઈ, અને મનુષ્યના જેવાં રૂપગુણવાળાં દેવદેવીઓની ઉપાસના સામે બળવો જાગ્યો, તે આ સમયમાં. ઈ. સ. પૂર્વે છઠ્ઠા સૈકામાં હિંદુસ્તાન અને પશ્ચિમના દેશો વચ્ચેનો રાજકીય, આર્થિક અને સાંસ્કારિક સંબંધ વધારે નિકટનો થયો. ઈરાનનો ઉદય એ આ સમયની સૌથી મોટી ઘટના હતી.

---

૧. મૂળ અંગ્રેજી શબ્દ છે 'મિસ્ટિસિઝમ' ( Mysticism ). એની વ્યાપ્તિ આપતાં રાધાકૃષ્ણને બીજી એક જગાએ લખ્યું છે :

"ગૂઢવાદ એટલે વિશ્વમાં ગૂઢતાની હસ્તીનો સ્વીકાર. (અંગ્રેજી 'મિસ્ટિક' શબ્દની વ્યુત્પત્તિની દૃષ્ટિએ વિચારતાં, ગૂઢવાદી એટલે સર્વ બાહ્ય પદાર્થો પ્રત્યે આંખ બંધ કરનાર, અને પોતે દૈવી રૂપની જે ગૂઢતામાં પ્રવેશ પામ્યો હોય તેને વિષે મૌન જાળવનાર, એવો અર્થ થાય છે.) જે જગતને સર્વ બુદ્ધિવાદી વર્ણનો પણ ગૂઢતાથી ભરેલું કહે છે, તે જગતમાં ગૂઢવાદને આક્ષેપાર્હ ન ગણી શકાય. આપણી ચેતનાને આપણું જેટલું રૂપ દેખાય છે તેટલા જ આપણે વસ્તુતઃ હોઈએ તો તો ગૂઢતા જેવું કંઈ રહે જ નહિ.' તેમ જ, જગત પણ જો ઇન્દ્રિયોથી અનુભવાય છે અને બૌદ્ધિક પૃથક્કરણથી સમજાય છે એટલું જ હોય, તો જગતને અંગે કશો કોયડો જ ઊભો ન થવા પામે. ગમે તેમ તોયે એ સ્થિતિમાં ગૂઢતા ઊંડી ન હોય ને

બૅબીલન ઈ. સ. પૂર્વે ૫૩૮માં પડ્યું, અને કેખુશરોએ ઇરાની સામ્રાજ્યની સ્થાપના કરી. ઈ. સ. ૫૧૦માં તેના અનુગામી દારાયૂષે સિંધુ-કાંઠાના પ્રદેશને પોતાના સામ્રાજ્યમાં ભેળવી દીધો. ગ્રીસ પણ એ સામ્રાજ્યનો એક પ્રાન્ત હતો.[૨] ભૂમધ્ય સમુદ્રથી સિંધુકાંઠા સુધીના આ સામ્રાજ્ય પર અમલ ચલાવનાર ઇરાનીઓ અને વૈદિક આર્યો, બંને માનવકુળની એક જ શાખાના વંશજો હતા. આવી લોહીની સગાઈ ધરાવતી આ બે પ્રજાઓની વચ્ચે અભિરુચિ અને આદર્શનું સામ્ય મૂળથી જ હતું; તેમાં સિકંદરની હિંદ પરની ચડાઈ પહેલાંનાં સૈકામાં વધારો થયો; કેમ કે એ યુગમાં ભારતવર્ષના વાયવ્ય ભાગ પર ઇરાનની આણ વર્તતી હતી. ઈ. સ. ૪૮૦માં ઇરાને ગ્રીસ પર જે ચડાઈ કરેલી તેમાં હિંદીઓએ ભાગ લીધેલો. તે જ પ્રમાણે

કોયડો અટપટો ન થઈ પડે. આપણી બુદ્ધિગમ્ય ચેતના વડે આપણને આપણા યથાર્થ સ્વરૂપનું જ્ઞાન થતું નથી; કેમ કે આપણામાં જે પ્રતિક્ષણ બદલાતું તત્ત્વ છે તેનું જ જ્ઞાન આપણને એ ચેતના વડે થાય છે; સ્થાયી તત્ત્વનું થતું નથી. વળી આપણે જગત વિષે પણ અજ્ઞાન રહીએ છીએ; આપણને એના આભાસોનું જ જ્ઞાન થાય છે, તેના ખરા વસ્તુતત્ત્વનું જ્ઞાન થતું નથી. એક તરફથી ઈશ્વરની હસ્તીનો સાફ ઇનકાર કરનાર જડવાદ, અને બીજી તરફથી જાણે પોતાને ઈશ્વરને વિષે સંપૂર્ણ જ્ઞાન હોય એવી રીતે વાત કરનાર જિદ્દી મતાગ્રહ, એ બન્નેની સામે ગૂઢવાદને વિરોધ છે. પેલા બંને વાદ જગતમાંથી ગૂઢતામાત્રને રૂખસદ આપવાની બાબતમાં એકમત છે. બુદ્ધિવાદી માણસ જે વાદો ને સિદ્ધાંતોનું પોતે ખંડન કર્યું માને છે તે વાદોમાં તેને આવેશ, જીદ અને સંકુચિતતાનાં દૂષણો દેખાયાં છે. પણ કેટલીક વાર તેના પોતામાં, વિજ્ઞાનની પ્રમાણિકતાનાં ગુણગાન કરતી વેળા એ જ દૂષણો આવી જાય છે. અજ્ઞાત સત્ તત્ત્વના સાંનિધ્યમાં ભય અને આશ્ચર્યનો અનુભવ ન થવાનો હોય, તો એ વિનાનો ધર્મ ક્ષુલ્લક વસ્તુ બની જાય.''

૨*. હિંદ વિષેનો પહેલો ગ્રીક ગ્રંથ સ્કાઈલેક્સ નામના ગ્રીક વહાણવટીએ લખેલો એમ કહી શકાય. ઈ. સ. પૂર્વે ૫૧૦ના અરસામાં દારાયૂષે તેને સિંધુના પ્રવાહની શોધ કરવા મોકલ્યો હતો.

ગ્રીક અમલદારો અને સૈનિકો હિંદુસ્તાનમાં નોકરી કરવા પણ આવતા. હિંદનો વાયવ્ય ભાગ ઇરાનના તાબામાં હતો તે જમાનાથી હિંદીઓને ગ્રીક આયોનિયનો (યવનો)નો[3] પરિચય હતો. મરણ તથા મરણોત્તર જીવન વિષેની હોમરની[4] કલ્પનાઓને વિષે શંકા ઉઠાવનાર, અને જીવનના મર્મ વિષે વધારે બુદ્ધિગ્રાહ્ય ખુલાસો માગનાર વિચારો પહેલવહેલા એશિયા માઇનરના આયોનિયન ગ્રીકોનાં મનમાં ઊઠયા હતા. મિલેટસનો વતની થેલીસ[5] ગ્રીક તત્ત્વચિન્તનનો જનક હતો એ ખરું, પણ ગ્રીક અધ્યાત્મવિદ્યાનો પાયો તો ઇલિયેટિક સંપ્રદાય, ઝેનોફેનીસ, પારમેનાઈડીઝ અને ઝીનોએ[6] નાખ્યો હતો. જે ગ્રીક વેપારી વહાણવટીઓએ પરદેશોમાં જઈને પોતાની વસાહતો સ્થાપી તેમણે ગ્રીક જીવનનું અળગાપણું તોડી નાખ્યું, અને પરદેશોમાંથી ઘણી નવી વસ્તુઓનું જ્ઞાન પોતાનાં વતનનાં નગરોમાં લઈ આવ્યા. સૉક્રેટિસના પુરોગામીઓમાં અગ્રગણ્ય ઍનૅક્સૅગોરાસ[7] એશિયા માઇનરની એક આયોનિયન વસાહતનો વતની હતો; અને ઝેનોફેનીસ ઘરબાર વિનાના જોગી જેવો હતો. સત્ તત્ત્વના સ્વરૂપને વિષે ઉપનિષદોના સિદ્ધાન્ત અને ઇલિયેટિક સંપ્રદાયના વિચાર વચ્ચે,

---

3*. પાણિનિ ગ્રીક લિપિને 'યવનાની લિપિ' કહે છે. 'યવન'નું પ્રાકૃત રૂપ 'યોન' અશોકના શિલાલેખોમાં મિસર, સીરીની, મૅસિડોનિયા, એપીરસ અને સિરિયાના ગ્રીક રાજાઓને માટે વપરાયું છે.

૪. ગ્રીસનો મહાકવિ. એણે 'ઇલિયડ' અને 'ઑડીસી' એ બે મહાકાવ્યો લખ્યાં છે.

૫. ગ્રીક ફિલસૂફ (ઈ. સ. પૂર્વે ૬૪૦–૫૫૦). તેણે કહેલું કે પાણી એ વિશ્વનું મૂળ તત્ત્વ છે.

૬. ઇટલીના ઇલિયા ગામમાં ઈ. સ. પૂર્વે ૫૭૦–૪૫૦ સુધી ચાલેલો ફિલસૂફિનો સંપ્રદાય. ઝેનોફેનીસ, પારમેનાઇડીઝ અને ઝીનો એના અગ્રણીઓ હતા.

૭. ગ્રીક ફિલસૂફ. જીવનકાળ ઈ. સ. પૂર્વ આશરે ૫૦૦થી ઈ. સ. પૂર્વે ૪૨૮.

તથા સાંખ્ય સિદ્ધાન્ત અને એંપીડોક્લીસ[૮] ને એનેક્સેગોરાસના વિચાર વચ્ચે ઘણું સામ્ય છે. આ સમાનતાઓ પરથી અનેક તર્કો ને અનુમાનો બાંધવામાં આવ્યાં છે. પણ ગ્રીકો અને હિંદીઓ એક-બીજાથી સ્વતંત્ર રીતે એકસરખા વિચારો પર આવ્યા હોય એ સાવ સંભવિત છે.

પણ ગ્રીસના ગૂઢવાદી સંપ્રદાયો તથા પાઇથાગોરાસ અને પ્લેટોના ઉપદેશની વાત કંઈક જુદી છે. એમાં આપણે બુદ્ધિવાદ ને માનવસેવાની ગ્રીક પ્રણાલિકા છોડી ભિન્ન માર્ગે પ્રયાણ થતું જોઈએ છીએ. ગૂઢવાદની આ પ્રણાલિકાનું સ્વરૂપ ગ્રીસની પ્રચલિત વિચાર-પરંપરાથી સાવ નોખું દેખાઈ આવે છે. ઑરફીક અને ઇલ્યુઝિનિયન સંપ્રદાયોની ગુપ્ત ઉપાસનાઓ અને પાઇથાગોરાસ તથા પ્લેટોના સિદ્ધાન્તોના વર્ણન પરથી સમજી શકાશે કે, એ વિચારધારા ગ્રીક તત્ત્વજ્ઞાનમાં કેવું અનોખું સ્થાન ધરાવે છે.

## ઑરફીક સંપ્રદાય

ઑરફ્યુિસ[૯] થ્રેસનો વતની હતો એમ કહેવાય છે. ગ્રીક ઇતિહાસમાં તે એક ધાર્મિક સિદ્ધાન્ત કે સંપ્રદાયના પ્રવર્તકરૂપે દેખા દે છે. એ સંપ્રદાયને આચારની સ્મૃતિ, યોગમૂલક ઇશ્વરવાદ, અને શુદ્ધિ તથા પ્રાયશ્ચિત્તના વિધિઓ એ બધું પોતાનું સ્વતંત્ર છે. ઑરફ્યુિસનો ઉપદેશ તેનાં લખાણોના સંગ્રહમાં સમાયેલો છે. ગ્રીક સાહિત્યમાં તેનો ઉલ્લેખ વારંવાર આવે છે. એ સંપ્રદાયનો દેવ ડાયોનીસસ છે. આત્માની અમરતા એ ઑરફીક ધર્મનું એક મુખ્ય

૮. ગ્રીક ફિલસૂફ અને કવિ. તેનાં બધાં પુસ્તકો પદ્યમાં છે; તેમાં એક વૈદક વિષે અને એક વિજ્ઞાન વિષે પણ છે.

૯. તેને એપોલો દેવે આપેલી વીણા તે એવી સુંદર રીતે વગાડતો કે પ્રાણીમાત્ર મુગ્ધ થઈ જતાં. તે થ્રેસના રાજા ઇગ્રસ અને દેવી કેલીઓપીનો પુત્ર હતો એમ મનાતું.

તત્ત્વ છે. સમાધિદશામાં આત્મા 'શરીરની બહાર નીકળી પડે છે,' અને પોતાનું સાચું સ્વરૂપ પ્રગટ કરે છે. મદ્યપાન, નૃત્ય, ગાનતાન આદિના વિધિઓવાળા વામમાર્ગી ધર્મો માને છે કે, ઈશ્વર તેના ઉપાસકોનાં શરીરમાં સંચાર કરે છે.[10] ઈશ્વરે આપણા દેહમાં સંચાર કર્યો હોય ત્યારે આપણે ક્ષણભર ઉન્નત થઈને ઈશ્વરરૂપ બની જઈએ છીએ. મનુષ્યનો આત્મા જો અમુક સમય પૂરતો પણ ઈશ્વરરૂપ બની શકતો હોય, તો તેનું મૂળ રૂપ ઈશ્વરતત્ત્વથી ભિન્ન ન હોઈ શકે; જો કે તે દેહરૂપી પીંજરામાં પુરાયેલો હોય ત્યારે ઈશ્વરરૂપ કે દેવાંશી હોતો નથી. ઈશ્વર અને આત્માની વચ્ચે કદી ન પુરાય એવું અંતર નથી. દૈવી તત્ત્વોને પાર્થિવ તત્ત્વોના પાશમાંથી મુક્તિ અપાવવી એ ઑરફીક ધર્મનું ધ્યેય છે. આત્મા એ, હોમર માનતો તેમ, માત્ર મનુષ્યની નબળી પ્રતિકૃતિ નથી, પણ પતન પામેલો દેવ છે; અને અમુક વિધિઓ ને શુદ્ધિની ક્રિયા વડે તે પોતાનું મૂળ દેવપદ પ્રાપ્ત કરી શકે છે.

આત્મા જો ઈશ્વરનો અંશ હોય અને અમર હોય, તથા મરણ થતાંવેંત જો તે બંધનમુક્ત ન થતો હોય, તો તેણે મોક્ષ મળે ત્યાં સુધી કોઈક વચલી અવસ્થામાં અથવા તો બીજાં પશુપંખી ને મનુષ્યના દેહમાં વાસ કરવો રહ્યો. કારાગૃહની કોટડીમાં પડેલા

---

૧૦*. ઑરફીક સંપ્રદાયે ડાયોનીસસની આવી ઉપાસનામાં ઘણો સુધારો કર્યો. "ઑરફિયુસે એક મોટું કામ કર્યું. મનુષ્ય દેવ બની શકે છે એ બેકસ (મદ્યના દેવ)ના ઉપાસકોની આસ્થા તેણે કાયમ રાખી ખરી; પણ દેવ યા ઈશ્વર કેવો હોય તેની કલ્પના તેણે બદલી નાખી, અને એ દેવત્વ સાવ જુદાં જ સાધનો વડે પ્રાપ્ત કરવાનો પ્રયાસ કર્યો. એણે જે દેવ-કૃપા મેળવવાનો પ્રયત્ન કર્યો તે શારીરિક કેફ નહોતો, પણ આધ્યાત્મિક સમાધિ હતી. એ પ્રાપ્ત કરવાનું સાધન મદ્યપાન નથી, પણ સંયમ અને આત્મશુદ્ધિ છે, એમ એણે બતાવ્યું." (જે. ઈ. હેરીસન).

કેદીની પેઠે આત્મા દેહમાં પુરાયેલો પડ્યો છે. એ દેહરૂપી બંધનની જંજીરોમાંથી છૂટી જવું એ મનુષ્યનો ધર્મ છે. એ મુક્તિ મેળવતા પહેલાં તેણે લાંબો પંથ કાપવો રહેલો છે. દેહનું અવસાન તેને જરાકવાર મુક્ત કરે છે, પણ તે પાછો નવા દેહમાં પ્રવેશ કરે છે. આમ તે નિરંતર પોતાની યાત્રા ચાલુ રાખે છે. ક્યારેક દેહમાંથી છૂટો થઈ સ્વતંત્ર, બંધનમુક્ત દશા ભોગવે છે; નહિ તો ફરીફરીને નવા નવા દેહમાં પુરાય છે. આવી રીતે તે સંસારના ચકરાવામાં ગોથાં ખાયાં કરે છે, ને તે દરમ્યાન અનેક દેહ ધારણ કરે છે. આત્માને માટે જન્મ એ નવી જિંદગીની શરૂઆત નથી; માત્ર નવા વાતાવરણમાં પ્રવેશ છે. આ ભવચક્ર — જન્મમરણની ઘટમાળ — અવિરતપણે ચાલ્યાં કરે છે. આત્મા મોક્ષ મેળવે ત્યારે જ એમાંથી છૂટી શકે. મોક્ષ મળે એટલે આત્મા, મર્ત્ય દેહમાં પ્રવેશ કરતા પહેલાં હતો તેવો, ઈશ્વરરૂપ બની જાય છે. દેવોના જેવા થવા મથવું એ જૂના વિચારના ગ્રીકની નજરે ઉદ્ધતાઈની અવધિ છે; પણ ઑરફીક ધર્મમાં તો એ સારભૂત તત્ત્વ છે. 'હું ઈશ્વર છું, હવે મર્ત્ય માનવી રહ્યો નથી,' એ ઑરફીક ધર્મના આનંદોદ્‌ગારને વિષે સામાન્ય ગ્રીક સમાજનો મત જોવો હોય તો તેનો સરસ નમૂનો પિંડારનાં[11] વચનમાં મળે છે. તે કહે છે: "દેવ બનવાનો પ્રયત્ન ન કરો. ઝ્યુસ[12] બનવાનો પ્રયત્ન ન કરો. મરણાધીન માનવીને તો મરણાધીન વસ્તુઓ જ સૌથી સારી શોભે. મનુષ્યોએ જોવું જોઈએ કે આપણા પગ આગળ શું પડ્યું છે ને આપણે કઈ દશા ભોગવવાને જન્મેલા છીએ. અને તેથી તેમણે પોતાને છાજે એવી જ વસ્તુઓની ભેટ દેવો પાસેથી મેળવવા મથવું જોઈએ. હે મારા જીવ, તું અમૃતત્વ મેળવવાનો પ્રયત્ન ન કરીશ, પણ જેટલી ફાળ ભરવાનું

---

૧૧. ગ્રીક કવિ (ઈ. સ. પૂર્વે ૫૨૨થી ૪૪૩).

૧૨. ગ્રીકોનો સર્વશ્રેષ્ઠ દેવ.

તારું ગજું હોય તેટલી જ ભરજે."[૧૩] ઑરફીક સંપ્રદાયના અનુયાયીને આત્માના ભાવિ વિષે જેટલી ચિંતા હોય છે તેના કરતાં અધિક આતુરતા સંપૂર્ણ આત્મશુદ્ધિ પ્રાપ્ત કરવાની હોય છે.

મોક્ષની શક્યતા અથવા ઈશ્વરનો અંશ આપણા સહુનાં અંતરમાં પડેલાં છે. એ અંશની હસ્તીથી માણસને પૂર્ણત્વની ખોળાધરી મળી જતી નથી; કેમકે માણસ પાપમય જીવન વડે એ અંશને દબાવી દે એ સંભવ પણ રહેલો છે. જે ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરવાની શક્તિ આજે આપણે ધરાવીએ છીએ તે સ્થિતિ ખરેખર પ્રાપ્ત કરવાને સારુ, સંસારની માયાનાં બંધન છેદી નાખવાને સારુ, આપણે ઑર્ફિયુસના ઉપદેશ પ્રમાણે જીવન ગાળવું જોઈએ. પાપ અને દુઃખનું મૂળ આપણાં વાસનાઓ ને કામવિકારોમાં રહેલું છે. એ વાસનાઓ ને વિકારો પર આપણે અંકુશ મેળવવો જોઈએ. કઠોળ, માંસ અને અમુક જાતની માછલીનો ત્યાગ, અમુક જ પ્રકારનાં વસ્ત્રોનો ઉપયોગ, અને હિંસક બલિદાનોનો ત્યાગ વગેરે તપ અને ત્યાગના નિયમો એ સંપ્રદાયમાં બતાવેલા છે. તેની ગુપ્ત ઉપાસનાઓમાં દીક્ષા ઉપરાંત પવિત્ર લગ્ન અને દેવબાલના જન્મ જેવા વિધિઓ પણ જોવામાં આવે છે. એના ઉપરથી જ કદાચ આગળ ઉપર એવા પ્રકારના વિધિઓ ખ્રિસ્તી ધર્મમાં ચાલુ થયા હોય. દેહ અને તેની વાસનાઓ એ જ પોતાનું ખરું સ્વરૂપ છે એવો આત્માને થતો દેહાધ્યાસ તેને મોક્ષપ્રાપ્તિમાં વિઘ્નકર્તા છે. મનુષ્યનાં નાગરિક તરીકેનાં કર્તવ્યોને અને તેને અંગે કેળવવાના સદ્‌ગુણોને ગ્રીસની નીતિવ્યવસ્થામાં વિશેષ મહત્ત્વ અપાતું. પણ ઑરફીક સંપ્રદાયે એનો આગ્રહ રાખ્યો ન હતો. એ સંપ્રદાય લોહીના સંબંધ પર રચાયેલા સમૂહની

૧૩*. "ચેતનાની પારના પ્રદેશમાં, પોતાના વ્યક્તિત્વની મર્યાદાઓ તોડી નાખ્યા પછી, ઈશ્વરની સાથે, અજ્ઞાનોર્મિપૂર્વક, ઐક્ય અનુભવવાનો —સાક્ષાત્કારનો—પ્રયત્ન ખરા ગ્રીક ધર્મમાં જરા પણ નથી."

—ડબલ્યુ. કે. સી. ગટ્રી.

આંકડી મર્યાદાથી બંધાઈ ન રહેતાં તેથી પાર જાય છે. તે કહે છે કે, માણસમાત્ર ભાઈ ભાઈ છે. એ જે આત્મૌપમ્યનો ઉપદેશ કરે છે તેમાં કેવળ મનુષ્યમાત્રનો જ નહીં પણ પ્રાણીમાત્રનો સમાવેશ થાય છે. જીવમાત્ર એક છે, અને પરમાત્મા પણ એક છે. ઑરફિયુસની વીણા[૧૫] વાગે છે; હિંસક તેમ જ સૌમ્ય પશુઓ નાદલુબ્ધ બની ગયાં છે; અને વેરભાવ ભૂલી જઈને, તેની આસપાસ જોડાજોડ પડ્યાં છે; એવાં ચિત્રો આખી સજીવ સૃષ્ટિના ઐક્યનો ચિતાર ખડો કરે છે.[૧૬] ઑરફીક સંપ્રદાયની અસર સંસ્કૃતિના અને શાંતિકાળની કળાઓના સંવર્ધનમાં મદદકર્તા હતી. ઑરફિયુસમાં લડાયક ગુણોનો સર્વથા અભાવ હતો; અને તેની વીણાનો ઉપયોગ મનુષ્યોનાં હૃદયની ઉગ્રતા શમાવવા માટે થતો. મનુષ્યના જેવાં જ રૂપગુણવાળાં દેવદેવીઓની જે પૂજા ગ્રીસમાં થતી તેના કરતાં ઑરફીક ધર્મ સાવ જુદો છે. તેના અનુયાયીઓના સમાજો રચાતા; અને તેમાં પ્રવેશ કરવાની જેની ઇચ્છા હોય તેને જ તેની દીક્ષા અપાતી. સૃષ્ટિની ઉત્પત્તિ અને મરણોત્તર જીવન વિષે ઑરફીક સંપ્રદાયના જે વિચારો છે તે ગ્રીક ભાવનાથી વિસંગત છે. વસ્તુમાત્રની ઉત્પત્તિનો પ્રશ્ન હોમરને મૂંઝવતો નથી. સૃષ્ટિની ઉત્પત્તિ વિષેના અનેક વાદમાં તથા ઑરફીક ધર્મમાં જે ‘અણ્ડ’ને[૧૭] ઘણું

૧૪*. “પ્રારંભકાળના ખ્રિસ્તીઓએ તેમની કેટલીક ઉચ્ચતમ ભાવનાઓ ઑરફીક ધર્મ પાસેથી લીધી હતી.”—જે. ઈ. હેરીસન.

૧૫. Lyre. એ પણ વીણાનો જ એક પ્રાચીન પ્રકાર હતો.

૧૬*. એ ચિત્ર કદાચ ખ્રિસ્તીઓના ભલા ભરવાડનું પ્રતીક હોય. આપણને એ મુરલીધર કૃષ્ણનું સ્મરણ કરાવે છે.

૧૭. સરખાવો :

**तदण्डमभवद्धैमं सहस्रांशुसमप्रभम् ।**

**तस्मिञ्जज्ञे स्वयं ब्रह्मा सर्वलोकपितामहः ॥— मनुस्मृति १–९**

[ એ અંડ (ઈંડું) સોનાનું હતું. તેનામાં સૂરજના જેવું તેજ હતું. તેમાંથી આખા વિશ્વના પિતામહ બ્રહ્મા પોતે ઉત્પન્ન થયા. ]

મહત્ત્વ અપાયેલું છે તેની હોમરને કશી ખબર નથી. વિશ્વસર્જન વિષેના ઋગ્વેદના 'નાસદીય' સૂક્તથી જેઓ પરિચિત છે તેઓ જોશે કે રાત્રિ, વિશ્વની ઉત્પત્તિ પહેલાંની અવ્યવસ્થા, કામનો જન્મ, તથા વિશ્વરૂપી અંડ એ સર્વ કલ્પનાઓ ઑરફીક ધર્મે સ્વીકારેલી છે.

પાછળથી પેરીપેટેટિક સંપ્રદાયના યુડેમસે, સ્ટૉઇક સંપ્રદાયના[૧૮] ક્રીસીપસે, અને નવપ્લેટોવાદના[૧૯] પ્રૉક્લસ જેવા ગ્રીક તત્ત્વચિંતકોએ ઑરફીક ધર્મશાસ્ત્રનો અભ્યાસ કર્યો. અલેકઝાંડ્રિયાના વૈયાકરણીઓને તે અભ્યાસનો પ્રિય વિષય થઈ પડ્યો. ઑરફીક ધર્મનું જે સાહિત્ય અત્યારે મળે છે તે પાછળથી લખાયેલું છે. પણ ડૉ. બરનેટ કહે છે કે "થુરિયોઇ અને પેટેલિયા ગામમાં જે સોનાનાં પાતળાં પતરાં મળી આવ્યાં છે, ને જેના પર ઑરફીક ધર્મનાં શાસ્ત્રવચનો લખેલાં છે, તે આપણને ઑરફીક ધર્મના જીવનકાળનો ખ્યાલ આપે છે. એ વચનો પરથી આપણે જોઈ શકીએ છીએ કે, લગભગ એ જ વખતે હિંદુસ્તાનમાં જે માન્યતાઓ પ્રચલિત હતી તેને આ ધર્મની કેટલીક માન્યતાઓ આશ્ચર્યકારક રીતે મળતી આવે છે." પણ "આ કાળે ગ્રીસ ઉપર હિંદુસ્તાનની કંઈ અસર હતી એમ માનવું અશક્ય છે," એવો એમનો મત છે. પુનર્જન્મ, આત્માનું અમરત્વ અને દેવાંશી રૂપ, શરીરમાં આત્માની બદ્ધ દશા, અને આત્મશુદ્ધિ વડે મુક્તિ મેળવવાની શક્યતા, એ વિષેની માન્યતાઓ

---

૧૮. એક પ્રાચીન સંપ્રદાય. તેની સ્થાપના ઝીનો (ઈ. સ. પૂર્વે ૩૪૦–૨૭૦) એ કરેલી. એથેન્સમાં જે જગાએ તે શીખવતો તેનું નામ સ્ટો હતું, તે પરથી એ સંપ્રાયનું નામ સ્ટોઈક પડયું. પાછળથી રોમમાં એનો ઘણો ફેલાવો થયો. તેના સિદ્ધાંતો જાણવા જેવા છે. સદાચાર વિષે આગ્રહ એ એનું મુખ્ય લક્ષણ હતું.

૧૯. તેણે પ્લેટોના સિદ્ધાન્ત, સ્ટોઈક સંપ્રદાય, અને પૂર્વથી આવેલા વિચારો એ સર્વનો સંયોગ કરેલો. ઈ. સ. પૂર્વે ૩જા સૈકામાં અલેકઝાંડ્રિયામાં તેનો આરંભ થયો. પ્લોટીનસ એનો શ્રેષ્ઠ પ્રતિનિધિ હતો.

અને ધર્મની સરખી છે. એમાં જો જન્મમરણની ઘટમાળ અને વિશ્વરૂપી અંડનાં રૂપકો વિષેનું સામ્ય ઉમેરીએ, તો બંને ધર્મો અનાયાસે એકીસાથે એક જ વિચારો પર આવ્યા હશે એ કથન ગળે ઊતરવું કંઈક મુશ્કેલ લાગે છે.[૨૦]

## ઇલ્યુઝિનિયન સંપ્રદાય

તે પછી આવે છે ઇલ્યુઝિનિયન સંપ્રદાય. તે ઑરફીક સંપ્રદાયને મળતો છે ને ઑરફીક સ્તોત્રોનો ઉપયોગ કરે છે; ઑરફીક સંપ્રદાય તપ, ત્યાગ, સંયમનું અનુશીલન આવશ્યક ગણે છે; પણ આ સંપ્રદાયનું તેવું નથી. તેની મૂળ કલ્પનામાં સદાચાર કરતાં જાદુને અધિક મહત્ત્વ અપાયેલું દેખાય છે. આપણે યોગ્ય વિધિ કરીએ તો મહાદેવી આ લોકમાં ને પરલોકમાં આપણું રક્ષણ કરશે એમ તે માને છે.[૨૧] છતાં તાત્ત્વિક સિદ્ધાન્તોમાં તો તેની અને ઑરફીક સંપ્રદાયની વચ્ચે ભેદ નથી. તે માને છે કે ઇશ્વિર મનુષ્યના અંતરમાં વસે છે. તેની આસપાસ તિમિરનાં આવરણો જામેલાં છે; તેને આપણે દૂર કરવાં જોઈએ. એ સંપ્રદાયમાં દીક્ષાને બહુ મહત્ત્વ

---

૨૦*. સ્વર્ગગમનના વિષયમાં બેની વચ્ચે કેટલુંક દેખીતું મળતાપણું છે. ઋગ્વેદમાં સ્વર્ગને આત્માનું ઘર કહ્યું છે, ને આત્મા મરણ પછી, શુદ્ધ થઈને, ત્યાં આવે છે. સ્વર્ગમાં પહોંચતા પહેલાં તેને એક નદી ઓળંગવી પડે છે અને યમના કાબરચીતરા, ચાર આંખોવાળા બે કૂતરા—સરમાના પુત્રો—ને વટાવીને જવું પડે છે.

૨૧*. ગ્રીક નાટકકાર સોફોકલીસે લખેલું: "જે મનુષ્યો હેડીસમાં જવા નીકળતા પહેલાં આ વિધિઓ જુએ છે તેઓ ત્રિવિધ સુખ પામે છે; કેમ કે આ દુનિયાની પેલી પાર સાચું જીવન તેમને એકલાને જ પ્રાપ્ત થાય છે. બાકીના બધાને માટે ત્યાં દુઃખ જ નિર્માયેલું છે." આના પર કટાક્ષ કરતાં ડાયોજીનીસે કહેલું: "વાહ! પેલા ચોર પતાઇકીઅને આ દીક્ષા લીધી છે એટલા માટે જ શું એને મરણ પછી એપેમિનોંડાસના કરતાં સારી સ્થિતિ પ્રાપ્ત થશે?"

અપાતું. જેણે એ સંપ્રદાયની ‘કંઠી’ ન બાંધી હોય તે અર્ધ-મનુષ્ય લેખાતો. દીક્ષાદ્વારા આપણને ઈશ્વરના અંશરૂપી આપણા ખરા આત્માનું જ્ઞાન પ્રાપ્ત થાય છે. એનું જ નામ દ્વિજત્વની પ્રાપ્તિ છે. આપણો પ્રથમ જન્મ તે મનુષ્યદેહની પ્રાપ્તિ. બીજો જન્મ તે આપણા અંતરમાં વસતા સત્ તત્ત્વના જ્ઞાનની પ્રાપ્તિ – બીજા શબ્દમાં કહીએ તો સ્વભાવનું પરિવર્તન. આપણા સાચા આત્મા સાથે ઐક્ય સાધવાને આપણી ધર્મવૃત્તિ તલસે છે, એવી એ ધર્મની માન્યતા હતી. દીક્ષાવિધિને અંતે દીક્ષિતોને છેલ્લા શબ્દ આ કહેવામાં આવતા : “શાંતિથી જાઓ.”[૨૨] તેમને મનમાં સ્વસ્થતા ને આત્મામાં શાન્તિ લઈને જવાનું કહેવાતું. ઍરિસ્ટૉટલે[૨૩] કહેલું : “આ દીક્ષિતોની પાસે એવી અપેક્ષા નથી રખાતી કે તેઓ કંઈ શીખે. તેમણે તો હૃદયમાં અમુક ભાવો ભરવાના હોય છે ને અમુક મનઃસ્થિતિ પ્રાપ્ત કરવાની હોય છે.” સિકંદર અને જુલિયસ સીઝરે પણ આ દીક્ષાવિધિ કરાવેલા. આ સંપ્રદાયની માન્યતા પ્રમાણે ઈશ્વર એ એક શબ્દ કે કલ્પના નથી, પણ એક ભાવના છે, ને આપણાથી તેને આ લોકમાં ને આ જ દેહે પ્રાપ્ત કરી શકાય એમ છે. ધર્મ એટલે માત્ર સગુણ ઈશ્વરની ઉપાસના નથી; એથી કંઈક અધિક પણ છે. આ સિદ્ધાન્તો પરથી નાટકકાર યુરીપીડીસને પેલી પ્રસિદ્ધ પંક્તિ સ્ફુરેલી : “જીવન એ મરણ ને મરણ એ જીવન હોય તો કોણ જાણે ?” એટલું તો નક્કી કે આ વિધિઓમાં હાજરી આપનારાઓમાંથી બહુ થોડા જ માણસો પોતે જે જોતાં ને સાંભળતાં તેનો પૂરો અર્થ કળી શકતા. પ્લેટો કહે છે : “દંડ

---

૨૨*. સરખાવો : “ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ ।” તથા “હું તારી પાસે શાન્તિ મૂકી જાઉં છું. મારી શાન્તિ હું તને આપું છું.”

૨૩. પ્રસિદ્ધ ગ્રીક ફિલસૂફ (ઈ. સ. પૂર્વે ૩૮૪–૩૨૨). તે પ્લેટોનો પટ્ટશિષ્ય હતો. પાછળના યુરોપીય તત્ત્વજ્ઞાન પર એના વિચારોની અસર ઘણી ઊંડી થયેલી છે.

આલીને ફરનારા તો ઘણા છે, પણ એમાં જ્ઞાની બહુ ઓછા છે." ગ્રીસના કરુણાન્ત નાટકો લખનારા ઇસ્કીલસ, સોફોક્લીસ અને યુરીપીડીસ આ ગૂઢવાદી સંપ્રદાયોથી સારી પેઠે પરિચિત હતા ને તેમના પ્રત્યે પક્ષપાત ધરાવતા હતા. એ સંપ્રદાયોની સામે રોમના ખ્રિસ્તી બાદશાહોએ મનાઈ હુકમ કાઢ્યો ત્યાં લગી તેમણે લોકો પર ભારે પ્રભાવ પાડેલો.

## પાઇથાગોરાસ

આ સંપ્રદાયો અને પાઇથાગોરાસના ઉપદેશ વચ્ચે ઘણું સામ્ય હતું. પાઇથાગોરાસ ક્રોટનમાં ઈ. સ. પૂર્વે છઠ્ઠા સૈકાના ઉત્તરાર્ધમાં થઈ ગયો. તે ઑર્ફિયુસને પોતાના મુખ્ય આશ્રયદાતામાંનો એક માનતો. એ ગાયકની પાઇથાગોરાસ પર ઘણી અસર પડેલી; અને સંગીતના પ્રયોગો કરતાં કરતાં તે સંખ્યાનાં પ્રમાણ સમજતો થયો, ને તેમાંથી આગળ વધતાં તેણે ગણિતશાસ્ત્રનો પાયો નાખ્યો. પાઇથાગોરાસ માનતો કે વિશ્વતંત્રમાં કેવળ સપ્રમાણતા નથી હોતી, પણ એક પ્રકારની તાલબદ્ધતા કે સુરીલું સંગીત પણ હોય છે. મનુષ્યના આત્માએ પણ વિશ્વતંત્રની સુવ્યવસ્થાનું અનુકરણ કરવાને મથવું જોઈએ. પાઇથાગોરાસ તપ, ત્યાગ, સંયમ પર વિશેષ ભાર દેતો. એમાં માંસત્યાગને એ મુખ્ય નિયમ ગણતો. તે પુનર્જન્મમાં માનતો. પાઇથાગોરાસને વિષે સૌથી જુનો ઉલ્લેખ ઝેનોફેનીસે ઉતારેલા થોડાક શ્લોકોમાં આવે છે. તેમાં કહ્યું છે કે, પાઇથાગોરાસે એક વાર એક કૂતરાને જોરથી ભસતો સાંભળ્યો, ને તેના માલિકને વિનંતી કરી કે "એને મારશો નહિ. મારા એક પ્રિય મિત્રનો આત્મા એનામાં વસે છે. એનો અવાજ સાંભળતાં જ હું એને ઓળખી ગયો." બીજી એક વાત એવી ચાલે છે કે પાઇથાગોરાસને પોતાના પાછલા જન્મોની સ્મૃતિ હતી. તે કેવળ પુનર્જન્મને જ નહોતો માનતો; આત્મશુદ્ધિની આવશ્યકતા પણ માનતો. જન્મોની ઘટમાળને

તે મનુષ્યને ઉચ્ચતર સ્વભાવ ખીલવવાના સાધનરૂપ માનતો. સિદ્ધાંતોના ચિંતન, ચર્ચા ઇત્યાદિમાં સમય ગાળવો એને તે જીવનનો શ્રેષ્ઠ વ્યવસાય ગણતો. તે અગ્રગણ્ય વૈજ્ઞાનિક તરીકે પણ જાણીતો હતો. એરિસ્ટૉટલના કહેવા પ્રમાણે પાઇથાગોરાસે પહેલવહેલો અભ્યાસ ગણિતનો અને સંખ્યાઓનો કરેલો. પ્લેટોના ગ્રંથોમાં પાઇથાગોરાસ-નો ઉલ્લેખ એક જ જગાએ, 'રિપબ્લિક'માં આવે છે. ત્યાં કહ્યું છે કે પાઇથાગોરાસે તેના અનુયાયીઓને નવો જીવનમાર્ગ બતાવીને તેમનો પ્રેમ સંપાદન કર્યો હતો, ને એ માર્ગ 'પાઇથાગોરિયન'ને નામે ઓળખાતો. કંઈ નહિ તો ઈ. સ. પૂર્વે ચોથા સૈકાથી માંડીને, પાઇથાગોરાસના અનુયાયીઓની તપસ્યાનું એક વિશિષ્ટ લક્ષણ તે મૌન હતું એમ દેખાય છે. પાઇથાગોરાસનો સંપ્રદાય એ એક ધર્મસંઘ હતો. એ સંઘમાં પ્રવેશ મેળવવાને દીક્ષા લેવી પડતી, એટલે કે શુદ્ધિની ક્રિયાઓ થયા બાદ ધર્મતત્ત્વનો ઉપદેશ કરવામાં આવતો. શુદ્ધિ એટલે અમુક પ્રકારનાં અન્નવસ્ત્રનાં ત્યાગને લગતા નિયમોનું પાલન એટલો જ અર્થ ન હતો. પણ પરમાત્મતત્ત્વના ચિંતન અને ધ્યાન વડે આત્મશુદ્ધિ કરવી એ પણ આવશ્યક ગણાતું. 'ફીડો'ના પ્રકરણમાં પ્લેટો પાઇથાગોરાસના સિદ્ધાંતનું વર્ણન આપતાં તેનો એવો મત રજુ કરે છે કે, મનુષ્યો જગતમાં પરદેશીઓ જેવા છે ને શરીર એ આત્માની કબર છે, અને છતાં આપણે આપઘાત કરીને તેમાંથી નાસી છૂટવું ઉચિત નથી. પાઇથાગોરાસ શુદ્ધ ધ્યાનને મનુષ્યનું ધ્યેય, મનુષ્યસ્વભાવની પરિપૂર્તિ માને છે. "આપણે શાને સારુ જન્મ્યા છીએ?" એ પ્રશ્નનો ઉત્તર આપતાં તેણે કહેલું: "આકાશ તરફ જોઈ રહેવાને સારુ." ધ્યાનની ક્રિયા દ્વારા આત્મા પૂર્ણત્વ પ્રાપ્ત કરે, એટલે કે દેહની તાબેદારીનું કલંક ધોઈ કાઢીને શુદ્ધ બને, પછી તેને ફરી જન્મ લેવાની જરૂર રહેતી નથી. પાઇથાગોરાસ મોક્ષના આ દ્વાર સુધી પહોંચ્યો હતો

એમ મનાય છે.[૨૪] અધ્યાપક બર્નેટ કહે છે: "આપણે જો હિરૅક્લાઈટીઝની વાત સાચી માનીએ, તો તત્ત્વરત, કર્મરત અને ભોગરત એ "ત્રણ જીવન" નો ભેદ પહેલવહેલો પાઇથાગોરાસે પાડેલો;[૨૫] પાછળથી ઍરિસ્ટૉટલે 'નીતિશાસ્ત્ર'માં તેનો ઉપયોગ કર્યો. પ્રાચીન ઉપનિષદોના વિચારકોની પેઠે પાઇથાગોરાસ પણ માનતો કે જીવમાત્ર એક જ વર્ગના છે; અને મનુષ્ય તથા ઇતર પ્રાણીઓ વચ્ચે જે ભેદ દેખાય છે, તે શાશ્વત નથી. પાઇથાગોરાસના ચરિત્રકાર આયંબ્લીકસના કહેવા પ્રમાણે, તે માનતો કે સૂર્ય અને ચંદ્ર એ મુક્તાત્માઓનાં નિવાસસ્થાન છે. ઉપનિષદોમાં કહ્યું છે કે

---

૨૪*. પાઇથાગોરાસ અને તેના અનુયાયીઓને વિષે ઍરિસ્ટૉફ્રેનસ કહે છેઃ "કાર્ય અકાર્યના જે ભેદ તેઓ પાડતા તે દરેકનું ધ્યેય દૈવી તત્ત્વનો અપરોક્ષ અનુભવ છે. ત્યાંથી જ તેઓ પ્રસ્થાન કરે છે. એમના આખા જીવનની વ્યવસ્થા ઈશ્વરને અનુસરવાનું લક્ષ્ય રાખીને થાય છે; અને એ તેમની ફિલસૂફિનો મુખ્ય સિદ્ધાંત છે."

૨૫*. 'અર્લી ગ્રીક ફિલોસોફી' પૃ. ૯૮. "એ સિદ્ધાંતની મતલબ આ છે: આપણે આ જગતમાં પરદેશી જેવા છીએ અને શરીર એ આત્માની કબર છે, અને છતાં આપણે આપઘાત કરીને નાસી છૂટવાનો પ્રયત્ન કરવો ઉચિત નથી; કેમ કે આપણે ઈશ્વરનું ધણ છીએ ને તે આપણો ગોવાળ છે; અને એની આજ્ઞા વિના આપણને નાસી છૂટવાનો કશો હક નથી. જેમ ઑલિંપિક રમતોમાં ત્રણ જાતના લોકો આવે છે, તેમ આ જીવનમાં પણ ત્રણ જાતના માણસો હોય છે. છેક નીચલા વર્ગના માણસો ખરીદવા ને વેચવાનો વેપાર કરવા આવે છે. વચલા વર્ગના હરીફાઈમાં ઊતરવા આવે છે. પણ સૌથી શ્રેષ્ઠ તો તેઓ છે જેઓ પ્રેક્ષક તરીકે આવે છે. સહુથી મોટી આત્મશુદ્ધિ તે વિજ્ઞાન છે; અને જે માણસ એને જીવન અર્પણ કરે છે, જે સાચો ફિલસૂફ હોય છે, તેણે જ 'ભવચક્ર'માંથી વધારેમાં વધારે મુક્તિ મેળવી હોય છે."

જેઓ આ લોકમાંથી જાય છે તે સહુ ચંદ્રમા પાસે જ જાય છે, અને ચંદ્રમા એ સ્વર્ગલોકનું દ્વાર છે.[૨૬]

પાઇથાગોરાસ ગણિતી હોઈ તેણે સૃષ્ટિની ઉત્પત્તિ વિષેનો પોતાનો સિદ્ધાંત ગણિતની પરિભાષામાં વર્ણવ્યો છે. અંકનું સ્થાન આદિ એકમે લીધું છે. વિશ્વ એ તેજ અને તિમિરનું, નિરાકાર તત્ત્વ અને સાકાર તત્ત્વનું, મિશ્રણ છે. પાઇથાગોરાસમાં ગણિત અને અધ્યાત્મ બે પ્રવાહો જોડાજોડ ચાલતા હતા; અને કહેવાય છે કે તેના અનુયાયીઓમાં બે પક્ષ પડી ગયા—એક પક્ષ ગણિતીઓ અથવા બુદ્ધિવાદીઓનો, અને બીજો ધર્મમાં રસ ધરાવનારાઓનો. આ બીજા પક્ષે ગુરુની ધાર્મિક પ્રણાલિકા ચાલુ રાખી. પાઇથાગોરાસમાં આપણે તીવ્ર બુદ્ધિ અને ઊંડા અધ્યાત્મજ્ઞાનનો વિરલ સંયોગ થયેલો જોઈએ છીએ.

હેરોડોટસ કહે છે કે પાઇથાગોરાસને પુનર્જન્મનો સિદ્ધાંત મિસરવાસીઓ પાસેથી મળ્યો હતો. પણ "મિસરવાસીઓ પુનર્જન્મને બિલકુલ માનતા નહોતા, અને હેરોડોટસને ત્યાંના ધર્મનિયામકોએ છેતર્યો હશે યા તો ત્યાંનાં સ્મારકો જોઈને તે છેતરાયો હશે."[૨૭] પ્રાચીન જંગલી લોકોમાં મનુષ્યો અને પશુઓ વચ્ચે સાધર્મ્ય હોવા વિષેની જે માન્યતા હતી તેમાંથી જ પાઇથાગોરાસે પોતાનો સિદ્ધાંત ખીલવ્યો હોય તો પણ, તેના ધર્મતત્ત્વના જે બીજા ભાગો છે — દા. ત. અમુક પ્રકારના આહારનો નિષેધ,[૨૮] સંધળા

---

૨૬. ये वैके चास्माल्लोकात्प्रयान्ति चन्द्रमसमेव ते सर्वे गच्छन्ति । एतद्वै स्वर्गस्य लोकस्य द्वारं यश्चन्द्रमाः । कौषीतकिब्राह्मणोपनिषत् १–२

૨૭*. બર્નેટ: 'અર્લી ગ્રીક ફિલોસોફી', પૃ. ૮૮–૯.

૨૮*. તિમાઈઓસના કહેવા પ્રમાણે, તેણે ડેલોસમાં એપોલો દેવનું જૂનામાં જૂનું મંદિર જ્યાં પ્રાણીવધ વિનાના જ યજ્ઞો થતા તે સિવાય બીજા કોઈ પણ મંદિરમાં હોમ કરવાની ના પાડી હતી.

સભ્યોએ પાળવાનો મૌનનો નિયમ, તપસ્યાને અપાયેલું મહત્ત્વ, સંઘની દીક્ષા લેનારને મુક્તિની ખોળાધરી આપવા વિષેનો આગ્રહ, એ બધાનો ખુલાસો આપવો કઠણ થઈ જાય છે. પાઇથાગોરાસનો ચરિત્રકાર આયેંબ્લીકસ કહે છે કે તેણે ઘણો પ્રવાસ કર્યો હતો, અને મિસરવાસીઓ, એસીરિયનો તથા બ્રાહ્મણોના સિદ્ધાંતોનો અભ્યાસ કર્યો હતો.[૨૯] ગોંપર્ઝ ગ્રીક વિચારકો વિષેના પુસ્તકમાં લખે છે: "આ જિજ્ઞાસુ ગ્રીક, જે બુદ્ધનો સમકાલીન હતો, અને કદાચ જરથુસ્ત્રનો પણ સમકાલીન હોય, તેણે બૌદ્ધિક સંક્ષોભના એ જમાનામાં પૂર્વનું ઓછુંવત્તું ચોક્કસ જ્ઞાન ઇરાન વાટે મેળવ્યું હોય એમ માનવું વધારે પડતું નથી."

ગ્રીકોની ઉપર ઇરાન વાટે ભારતવર્ષની સીધી અસર પડી હતી એ માન્યતા આપણે સ્વીકારીએ કે ન સ્વીકારીએ; પણ ઓરફીક અને પાઇથાગોરિયન વિચારોના અભ્યાસીને એટલું તો દેખાયા વિના નથી રહેતું કે એ વિચારો અને ભારતવર્ષના ધર્મની વચ્ચે સમાનતાના અંશો એટલા બધા છે કે એનો ઉદ્ભવ એક જ જીવન-

૨૯*. અધ્યાપક રોલીનસન લખે છે: "પાઇથાગોરાસ પર મિસરની નહિ પણ હિંદની અસર પડી હોય એ વધારે સંભવિત છે. પાઇથાગોરાસે શીખવેલા ધર્મ, તત્ત્વજ્ઞાન અને ગણિતના લગભગ સર્વ સિદ્ધાંતો ઈ. સ. પૂર્વે છઠ્ઠા સૈકામાં હિંદુસ્તાનમાં જાણીતા હતા; અને પાઇથાગોરાસના અનુયાયીઓ, જૈનો તથા બૌદ્ધોની પેઠે, પ્રાણીહિંસા અને માંસાહાર ન કરતા, અને શિંગો જેવાં કેટલાંક શાકને વર્જ્ય ગણતા......વળી એમ પણ દેખાય છે કે ભૂમિતિનું જે પ્રમેય પાઇથાગોરાસનું શોધેલું કહેવાય છે તે હિંદીઓને પ્રાચીન વેદકાળમાં, એટલે કે પાઇથાગોરાસના પહેલાં જાણીતું હતું." અધ્યાપક વિંટરનીટ્ઝ પણ એ જ મતના છે. તે લખે છે: "પાઇથાગોરાસને વિષે મને બહુ સંભવિત વસ્તુ એ લાગે છે કે તેણે ઇરાનમાંથી ભારતવર્ષના સિદ્ધાંતોનું જ્ઞાન મેળવ્યું હશે." સર વિલિયમ જોન્સ, કોલબ્રૂક, શ્રીડર, ગારબે, હોપકિન્સ અને મેકડોનેલનો પણ એ જ મત છે. અધ્યાપક કીથે એ મતની નાહક ટીકા કરી છે.

દર્શનમાંથી થયેલો હતો એમ આપણે માનીએ તો તે સકારણ અને સપ્રમાણ ગણાય. એમાંના એક વિચારસમૂહનો અર્થ જાણવા માટે આપણે બીજા સમૂહનો ઉપયોગ કરી શકીએ છીએ.

## સૉક્રેટિસ

માણસે જીવનરૂપી રથનું સુકાન બુદ્ધિરૂપી સારથિના હાથમાં સોંપી દેવું જોઈએ એવો ઉપદેશ સૉક્રેટિસ (ઈ. સ. પૂર્વે ૪૭૦–૩૯૯) બહુ ભારપૂર્વક આપતો ખરો; પણ તે પોતે અત્યંત ઈશ્વરપરાયણ માણસ હતો. તે ઘણી વેળા પોતાના 'અંતરનાદ'ની વાત કરતો. તેણે ઘણી વાર કંઈક કામ કરવાનો બેત રચ્યો હોય, પણ 'અંતરનાદ' ના પાડે એટલે અટકી જાય. કંઈક અંશે તે યોગી પણ હતો, એટલે કેટલીક વાર સમાધિમાં ઊતરી જતો. એક વાર તે ઉત્તર ગ્રીસમાં લશ્કરમાં નોકરી કરતો હતો, ત્યાં પરોઢિયે શાંત ઊભો રહીને ધ્યાન ધરતો જોવામાં આવ્યો હતો. ધ્યાનમગ્ન અવસ્થામાં તે આખો દિવસ ને આખી રાત ઊભો રહ્યો. સવારે અજવાળું થતાં તેણે સૂર્યની પ્રાર્થના કરી ને ચાલતો થયો. એની કલ્પનાનો ધર્મ તે ગ્રીકોના કર્મકાંડવાળા ધર્મથી સાવ જુદો જ હતો. આ દૃશ્ય જગતની પાર રહેલા અતિપ્રાકૃતિક જગતની હસ્તીનું ભાન તેને હતું; અને પોતે દેવનગરીનો વતની છે એમ તેને લાગતું. જગત મનુષ્યને ભલે હણે, પણ મનુષ્યની પાસે પોતાનું ધાર્યું કરાવવાનું સામર્થ્ય તેનામાં નથી. પ્લેટોના એક સંવાદમાં સૉક્રેટિસ કહે છે:

"તમે જો મને એમ કહો કે 'હે સૉક્રેટિસ, આ ક્ષણે તો અમે ઍનીટસની વાત કાને નહિ ધરીએ, પણ તમને છોડી દઈશું—એ શરતે કે તમે હવે પછી આ અભ્યાસ અથવા ફિલસૂફીનું આચરણ આગળ નહિ વધારો; અને તે છતાં જો તમે એ કામ કરતાં પકડાશો તો તમને દેહાંતની સજા દેવામાં આવશે;'—એટલે જો તમે મને આ શરતે છોડો, તો હું તમને કહું કે 'હે આથેન્સના નાગરિકો, હું તમારો અહેસાન માનું છું; તમારે વિષે મને સ્નેહ છે; પણ હું તમારી આજ્ઞા માનવા કરતાં ઈશ્વરની

આજ્ઞા માનીશ; અને મારો શ્વાસોચ્છ્વાસ ચાલતો હશે ને મારામાં શક્તિ હશે ત્યાં સુધી હું મારી ફિલસૂફીને આચરણમાં ઉતારવાનું બંધ નહિ કરું."

તે કદાચ ઑરફીક સંપ્રદાયવાળાઓની પેઠે માનતો હશે કે આત્મા અમર છે; સંસારનો ત્યાગ કરી અમૃતત્વ પ્રાપ્ત કરવું એનું જ નામ સુખ છે; અને માણસો ગમે તે સ્થિતિમાં હોય તો પણ સહુ ભાઈ ભાઈ છે.

## પ્લેટો

ગૂઢવાદની ગ્રીક પ્રણાલિકા સોળે કળાએ પ્લેટોમાં (ઈ. સ. પૂર્વે ૪૨૭–૩૪૭) પ્રગટ થાય છે. માનવબુદ્ધિની શક્તિ વિષે ગ્રીકોનો જે અભિપ્રાય છે તે પ્લેટો સ્વીકારતો નથી. તે માને છે કે સત્ય હમેશાં પુરવાર કરી શકાતું નથી. કેટલીક વાર મૌન એ જ 'વ્યાખ્યાન'રૂપ થઈ પડે છે; ને મૌનની નીરવ શાંતિમાં જ મન સત્યનું આકલન કરી શકે છે. સત્યમાત્ર મનુષ્યની બુદ્ધિને નહિ પણ તેના સમગ્ર જીવનને સ્પર્શે છે, તેના અંતરની સર્વ શક્તિઓનું ઉદ્બોધન કરે છે. પ્લેટો કહે છે કે કવિ એ "હળવું, પાંખવાળું, ને પવિત્ર પ્રાણી છે. ઈશ્વર તેના દેહમાં સંચાર કરે છે ને તેને મુખે પોતાની વાણી બોલાવે છે." ઇંદ્રિયગોચર વસ્તુઓમાં તે જ વસ્તુઓનાં આદર્શ રૂપો[૩૦] વિદ્યમાન હોય છે, અને તેનું જ્ઞાન આપણને

---

૩૦. Ideas અને Forms વિષેના પ્લેટોના વિચાર એ ગ્રીક તત્ત્વજ્ઞાનમાં તેનો ખાસ ફાળો હતો. ઇન્દ્રિયો વડે આપણે વસ્તુઓનાં જે રૂપો જોઈએ છીએ તે ઉપરાંત તે વસ્તુઓનાં આદર્શ રૂપો પણ હસ્તી ધરાવે છે. જેમ કે આપણે ઊગતું, ફાલતું ને સુકાઈ જતું ઝાડ જોઈએ છીએ. એટલે કે ઝાડમાં ફેરફારો થાય છે. પણ ઝાડનું જે આદર્શ રૂપ છે, અને જેને આપણે આંખથી જોઈ શકતા નથી કે બીજી કોઈ ઇન્દ્રિય વડે જેનો અનુભવ કરી શકતા નથી, તેમાં કશા ફેરફારો થતા નથી. તે અવિચળ છે. કહો કે તે ઝાડનો 'પ્રાણ' છે. આ પ્રાણ અથવા આદર્શ પ્રતિકૃતિ તે Form (ફોર્મ) છે.

ઇંદ્રિયો દ્વારા થાય છે, એવો, ઇંદ્રિયો દ્વારા થતા પ્રત્યક્ષ જ્ઞાનને જ સાચું માનનારો મત પ્લેટોને સંતોષકારક લાગતો નથી. આદર્શ રૂપો (Forms) નું જગત ઇંદ્રિગમ્ય વસ્તુઓથી ભિન્ન ને નિરાળું છે; અને 'બુદ્ધિયુક્ત' આત્માને જ તેનું જ્ઞાન થાય છે. આદર્શ રૂપો (Forms) તો જેવાં છે તેવાં જ સદાકાળ રહેવાનાં. આપણે ઇંદ્રિયો વડે જેનું આકલન કરીએ છીએ તે અનેક વસ્તુઓ નિરંતર બદલાયાં કરે છે. સત્ તત્ત્વના બે વિભાગ છે : એક અદૃષ્ટ, જેમાં કદી પરિવર્તન થતું નથી; અને બીજો દૃષ્ટ, જે નિરંતર બદલાયા કરે છે. આત્મા અદૃષ્ટ, અખંડ, અવ્યય, અવિનાશી છે; શરીર અનેક તત્ત્વોનું બનેલું, વિલય પામનારું ને નાશવંત છે. આત્મા જ્યારે ઇંદ્રિયોની જોડે ભળી જાય છે ત્યારે તે નામરૂપાત્મક અને પરિવર્તનશીલ જગતમાં અટવાઈ પડે છે. તે જ્યારે ઇંદ્રિયોના પાશમાંથી નાસી છૂટે છે ત્યારે શુદ્ધ, સનાતન, અવિચળ જીવનવાળા પેલા બીજા પ્રદેશમાં જઈ પહોંચે છે. તત્ત્વદર્શીઓને થતા અતીન્દ્રિય સત્યદર્શનને વિષે પ્લેટો કહે છે :

"અમે એ દિવ્ય રૂપનું દર્શન કર્યું; તે વેળા અમે જે ગૂઢતામાં પ્રવેશ કર્યો તેને ખરેખર આત્યંતિક સુખની અવસ્થા કહી શકાય. એવો અનુભવ અમે અમારી નિર્દોષતાની અવસ્થામાં, આગામી દુ:ખનો કંઈ સ્વાદ ચાખ્યા પહેલાં, કરેલો. તે વેળા અમને નિર્દોષ, સાદા, શાંત ને સુખી દિવ્ય ગણોનાં દર્શન કરાવવામાં આવતાં, ને તેમને અમે શુદ્ધ પ્રકાશથી દેદીપ્યમાન જોતા. તે વેળા અમે પોતે શુદ્ધ હતા; અને અત્યારે જે જીવતી કબરને સાથે ફેરવીએ છીએ તેમાં હજુ પુરાયા નહોતા. આજે તો માછલી છીપમાં કેદ પુરાય તેમ અમે આ દેહરૂપી કારાગૃહમાં પુરાયા છીએ."

'ફીડો'ના પ્રકરણમાં પ્લેટો અનંત જીવન (બ્રાહ્મી સ્થિતિ) નું વર્ણન આપતાં કહે છે :

"આત્મા જ્યારે આત્મામાં પુન:પ્રવેશ કરીને[૩૧] ચિંતન કરે છે ત્યારે

---

૩૧. સરખાવો : आत्मैव संविशत्यात्मनात्मानम् । माण्डूक्योपनिषत् १२.

તે (આ જગતને છોડીને) નિર્મળા જ પ્રદેશમાં પ્રવેશ કરે છે. એ પ્રદેશમાં શુદ્ધ અને સનાતન, અવિનાશી અને અચળ સત્ તત્ત્વ વાસ કરે છે. એ તત્ત્વ સાથેનું પોતાનું સાદૃશ્ય અનુભવતો તે ત્યાં પોતાના જ નિયમનમાં રહે છે.[32] તેને ભ્રમણોમાંથી વિશ્રાંતિ મળે છે; તે સ્થિર થઈ જાય છે, અને પોતાની સાથે પોતાનું ઐક્ય અનુભવે છે. ત્યાં આસપાસના જે પદાર્થો જોડે તેને કામ લેવાનું હોય છે તે પણ તેના જેવા જ હોય છે."[33]

એ સનાતન સત્ તત્ત્વ નિરંતર આપણા આત્મામાં વસે છે. આત્મા અમર છે ને તેણે પૂર્વે અનેક દેહો ધારણ કર્યા છે. આ જન્મની અગાઉ તેણે જે વસ્તુઓ જોઈ જાણી હોય તેને તે યાદ કરી શકે છે. આ પૂર્વસ્મૃતિને પ્લેટો પૂર્વજન્મના પુરાવા તરીકે સ્વીકારે છે. આત્મા અગાઉ હસ્તીમાં હતો, એટલું જ નહિ પણ તે અવિનાશી હોઈ તેનો નાશ સંભવતો નથી. જે કોઈ વસ્તુ અંશરૂપમાંથી ઉદ્‌ભવેલી હોય કે ભિન્ન ભિન્ન અંશો ભેગા કરીને રચાયેલી હોય તેનો નાશ સંભવે છે. પણ જે વસ્તુ અખંડ છે તેમાં કોઈ પણ પ્રકારનું પરિવર્તન થવા પામતું નથી.

પ્લેટોની કલ્પના પ્રમાણે, 'અનિવાર્યતાના ચકરાવામાં' આત્મા સદાકાળ ફર્યા કરે છે, અને તેમાં તેની વાસના અનુસાર જીવન તેને મળે છે. કેટલાક આત્માઓ પૃથ્વીની નીચે કારાગૃહોમાં જાય છે; કેટલાક સ્વર્ગે જાય છે, ત્યાં "તેમને તેઓ માનવદેહમાં હતા ત્યારના જીવનને અનુકૂળ એવી સ્થિતિ પ્રાપ્ત થાય છે." 'રિપબ્લિક' ગ્રન્થના ઉપસંહારમાં પ્લેટોએ એક નીતિકથા આપી છે. તેમાં એવો ચિતાર ખડો કર્યો છે કે શરીરમાંથી છૂટી ગયેલા આત્માઓ "અનિવાર્યતાની પુત્રી લેચેસીસ"ની પાસે નવા અવતારની માગણી

---

૩૨. સરખાવો : स स्वराड् भवति। छांदोग्य ૭–૨૫–૨.

૩૩. સરખાવો : अदृष्टमव्यवहार्यमग्राह्यमलक्षणमचिन्त्यमव्यपदेश्यमेकात्मप्रत्ययसारं प्रपंचोपशमं शान्तं शिवमद्वैतम्। — माण्डूक्योपनिषद् ૭.

કરે છે. લેચેસીસ તે કર્મના નિયમની જીવંત પ્રતિમા છે. અનેક અવતારોમાં થઈને પસાર થતાં થતાં મનુષ્યો આત્મા વિશુદ્ધ થાય છે; અને સંપૂર્ણ વિશુદ્ધ પ્રાપ્ત કરે ત્યારે તેનો જન્મમરણનો ફેરો ટળી જાય છે. આત્મા એ શરીરની નિર્બળ પ્રતિકૃતિ છે, નર્યો પડછાયો છે, અને શરીરથી છૂટો પડતાંવેંત ઓસરી જાય છે, એવી માન્યતા તે સમયે ગ્રીસના લોકોમાં પ્રચલિત હતી. તેમાં અને પ્લેટોના આ સિદ્ધાન્તમાં કશું જ સામ્ય નથી. પૂર્વજન્મ અને પુનર્જન્મનો વિચાર પોતે 'એક પવિત્ર વાર્તા'માંથી લીધો એમ પ્લેટો કહે છે. તેણે કહ્યું છે: "જે સ્ત્રીપુરુષો ધર્મજ્ઞાનવાળાં હતાં તેમની પાસેથી મેં કંઈક સાંભળ્યું છે."

પ્લેટોના તત્ત્વજ્ઞાનમાં પ્રધાન વિચાર એ છે કે સામાન્ય માણસ પરેખરો જાગ્રત નથી હોતો; પણ ઊંઘમાં ચાલતા માણસની પેઠે આમતેમ હરેફરે છે, ને ઓળાઓની પાછળ પડી તેમને પકડવા મથે છે. જ્યાં સુધી આપણે રાગદ્વેષાદિ વિકારોને વશ છીએ ત્યાં સુધી સ્વપ્નોને વાસ્તવિક માની લઈએ છીએ. જ્યારે સત્યનું જ્ઞાન થાય છે ત્યારે રજનીના ઓળા અલોપ થઈ જાય છે, અને પ્રભાતકાળના નવા સૂર્યના પ્રકાશમાં આપણને કશું ગૂઢ, અકળ ને અસ્પષ્ટ દેખાતું નથી ને આપણે મૂંઝાતા નથી; પણ જેમ દેવો જુએ છે ને જાણે છે તેવી રીતે સર્વ કંઈ નજરોનજર જોઈએ છીએ. પ્લેટોએ આપેલી ગુફાની ઉપમા હિંદુ તત્ત્વજ્ઞાનના માયાવાદનું સ્મરણ કરાવે છે. તે માનવજાતિને ગુફામાં બેઠેલા કેટલાક માણસો જોડે સરખાવે છે. એ માણસો બંધનમાં જકડાયેલા છે; પ્રકાશ તરફ પીઠ ફેરવીને બેઠા છે; અને માને છે કે સામી ભીંત પર જે પડછાયા પડે છે તે પડછાયા નથી, પણ ખરેખરા પદાર્થો છે. આપણે ગુફાના અંધકારમાં વસીએ છીએ. એમાંથી આપણો હાથ સાહીને કોઈ આપણને બહાર કાઢે ને સૂર્યના પ્રકાશમાં લાવે એ જરૂરનું છે. વળી ગ્રીસના સામાન્ય માણસો શરીરને ઘણું મહત્ત્વ

આપતા ને તેને બહુ લાડ લડાવતા. પ્લેટો શરીરને બેડી ગણે છે, ને તેની જંજીરથી આપણે જકડાયેલા છીએ એમ માને છે. મરણ પછી મળનારા જે પરલોકમાં આપણે દેહના બંધનમાંથી મુક્ત થઈને વિચરીશું તે લોક પર આપણે આપણું ચિત્ત ચોંટાડવું જોઈએ, "આપણે કોઈ વસ્તુનું શુદ્ધ જ્ઞાન મેળવવું હોય તો દેહમાંથી છૂટી જવું જોઈએ — આત્માએ સ્વ-સ્વરૂપમાં સ્થિર[૩૪] થઈને પદાર્થોનું અપરોક્ષ દર્શન [૩૫] કરવું જોઈએ. ત્યારે જ આપણે પેલું જ્ઞાન પ્રાપ્ત કરીશું, જે મેળવવા આપણે ઇચ્છીએ છીએ ને જેના આશક હોવાનો આપણે દાવો કરીએ છીએ. પણ તે દર્શન આપણને આ ભવે નહિ થાય; મરી ગયા પછી જ થશે."[૩૬] ઇન્દ્રિયો પર માલિકી દેહની છે. આત્મા જ્યારે ઇન્દ્રિયોના આકર્ષણમાંથી મુક્ત થઈને, સ્વતંત્રપણે વિચાર કરવા, દેહમાંથી નીકળી જાય છે ત્યારે તે અદષ્ટ સત્ તત્ત્વને નિહાળી શકે છે. જ્ઞાનપ્રાપ્તિની સાધના એટલે "આત્માનો દેહને વિષે વૈરાગ્ય, અને તેના પાશમાંથી વિમુક્તિ". અહીં આપણે જોઈએ છીએ કે વિચાર કરનાર આત્મા દેહ અને તેની ઇન્દ્રિયો ને રાગદ્વેષો તથા વિષયવિકારોમાંથી સંપૂર્ણ વિમુક્તિ મેળવી શકે છે. એમાંથી એ પણ ફલિત થાય છે કે આદર્શ રૂપો (Forms)નું અસ્તિત્વ દેહથી ભિન્ન છે. પ્લેટોના આરંભના સંવાદોમાં આ વિચારનું પ્રતિપાદન કરેલું દેખાય છે. તેમાં સ્પષ્ટ કહેલું છે કે જેમ આત્માને દેહથી પૃથક્ એવી હસ્તી છે, તેમ આદર્શ રૂપો (Forms)ને પદાર્થોથી પૃથક્ એવી હસ્તી છે. પ્લેટો કહે છે :

---

૩૪ સરખાવો : तदा द्रष्टुः **स्वरूपेऽवस्थानम् । योगसूत्र १-३.**

૩૫. ઇન્દ્રિયો વડે જે જ્ઞાન કે દર્શન થાય તેને 'પ્રત્યક્ષ' જ્ઞાન કે દર્શન કહે છે. જે જ્ઞાન કે દર્શન ચર્મચક્ષુ વડે નહિ પણ જ્ઞાનચક્ષુ અથવા દિવ્ય ચક્ષુ વડે થાય છે તેને 'અપરોક્ષ' જ્ઞાન કે દર્શન કહે છે.

૩૬* શરીર એ કેદ અથવા કબર છે એ વિચાર ઓરફીક સંપ્રદાયવાળાઓનો છે, એમ પ્લેટોએ કહેલું.

"હે થિયોડોરસ, પાપ કદી અલોપ થઈ શકે એમ નથી: કેમ કે પુણ્યનું વિરોધી એવું કંઈક તત્ત્વ હમેશાં રહેવું જ જોઈએ. પાપને સ્વર્ગમાં તો સ્થાન નથી; એટલે તે નક્કી નાશવંત જીવનમાં ને આ પૃથ્વીરૂપી ક્ષેત્રમાં ભમ્યા કરે છે. તેથી આપણે બને એટલી ત્વરાથી આ પૃથ્વી પરથી નાસી છૂટી સ્વર્ગમાં જવું જોઈએ. નાસી છૂટવું એનો અર્થ એ કે બને તેટલે અંશે ઈશ્વરના જેવા બનવું; અને એના જેવા બનવું એટલે કે સદાચારી, ન્યાયી ને જ્ઞાનવાન બનવું...ઈશ્વર કદાપિ કોઈ પણ રીતે અનાચાર નથી કરતો — તે સંપૂર્ણ સદાચારની પ્રતિમા છે; અને આપણામાંના જેઓ સૌથી અધિક સદાચારી છીએ તેઓ વધારેમાં વધારે અંશે તેના જેવા છીએ."

શરીર ભારરૂપ છે; પાપનું મૂળ છે; ને એ પાપમાંથી મુક્ત થઈ શુદ્ધ બનવાને આત્માએ તલસવું જોઈએ — એ સિદ્ધાંત 'ફીડો'ના આખા પ્રકરણમાં વ્યાપી રહેલો છે.

આ પરથી સ્પષ્ટ દેખાય છે કે પ્લેટોની આ ફિલસૂફી અને સામાન્ય ગ્રીક વિચારસરણી એ બેની વચ્ચે આભ-જમીનનું અંતર છે. સામાન્ય ગ્રીક પ્રજા તો ઇન્દ્રિયોને રોચક અને લાગણીઓને તૃપ્તિદાયક એવી સર્વ વસ્તુઓમાંથી આનંદ મેળવતાં શીખી હતી. તે ઇહલોકને પરલોકની પૂર્વતૈયારીરૂપ નહોતી માનતી; પણ ઇહલોકના જીવનને સ્વતંત્ર રીતે સરસ અને સુંદર ગણતી. ગ્રીક પ્રજા માનતી કે જીવન સદાચારી જ નહિ, સુભગ અને સુંદર પણ હોવું જોઈએ; અને તેમાં શરીર, મન અને આત્માની સર્વ શક્તિઓનો પરિમશ્રપૂર્વક ઉપયોગ કરવો જોઈએ. ઇન્દ્રિયોનું જગત, અને આત્મા (Ideas) નું અથવા આદર્શ રૂપો (Forms) નું જગત, એ બેની વચ્ચે કદી ન ભૂંસાય એવો ભેદ છે એમ માનીએ, તો એનું સ્વાભાવિક પરિણામ એ જ આવે કે ઇન્દ્રિયગોચર જગત પરથી મન ઊતરી જાય ને પેલા ઉચ્ચતર જગતમાં એકાગ્રપણે પરોવાય. પણ દુનિયાદારીના વહેવારોમાં ભાગ લેવાની આતુરતા ગ્રીક પ્રજાના હાડમાં જ હતી; એટલે તેના માનસને આ પરિણામ રુચે એમ ન હતું. ઑરફીક

ધર્મ અને પાઇથાગોરાસનો ઉપદેશ પ્લેટોને ઊર્ધ્વગામી બનાવી ગુફામાંથી સૂર્યપ્રકાશ તરફ ખેંચતો હતો; પણ ગ્રીક માનસમાં રહેલી માનવસેવાની ભાવના તેને કડકાઈથી ફરમાવતી હતી કે તેણે પાછા ફરવું, અને તેના જે સોબતીઓ હજુ ગુફાના અંધકારમાં બદ્ધ દશામાં પડ્યા છે તેમને મદદ કરવી.

પરમાત્મા, આત્મા, હિરણ્યગર્ભ, વિશ્વકર્તા અને વિશ્વાત્મા વગેરે જે કલ્પનાઓ ઉપનિષદોમાં છે તેને મળતી કલ્પનાઓ પ્લેટોમાં પણ જોવા મળે છે. 'રિપબ્લિક' ગ્રંથના છઠ્ઠા પ્રકરણના અંતભાગમાં, વિશ્વનું જે આદિ કારણ — જેનું 'સત્' શબ્દથી પણ વર્ણન થઈ શકે એમ નથી, કેમકે તે અવર્ણનીય છે ને વાણી ત્યાં લગી પહોંચી શકતી નથી — ત્યાં લગી પહોંચવાના ફિલસૂફીના પ્રયત્નોનું વર્ણન પ્લેટોએ આપ્યું છે. 'લોજિસ્ટિકન', 'થુમોસ' અને 'એપીથુમિયા' એ પ્લેટોના શબ્દો અનુક્રમે 'સત્ત્વ', 'રજસ્' અને 'તમસ્' એ ત્રણ ગુણોના પર્યાયવાચક છે. તમસ્‌ની જેમ એપીથુમિયામાંથી મોહ, અજ્ઞાન અને પ્રમાદ ઊપજે છે. રજસ્‌ની જેમ થુમોસમાંથી લોભ, પ્રવૃત્તિ ને દુઃખ ઊપજે છે, અને તે જ્ઞાન ને અજ્ઞાનની વચલી દશાનો સૂચક છે. લોજિસ્ટિકન અથવા બુદ્ધિપ્રધાન તત્ત્વ એ સત્ત્વગુણનો સમાનાર્થક છે; તે આત્માના રાગદ્વેષો ને વિકારો શમાવી તેને જ્યોતિર્મય બનાવે છે. આ ભિન્ન ભિન્ન મનોગત ગુણોના પ્રાધાન્ય અનુસાર આત્માઓની જુદા જુદા વર્ગમાં વહેંચણી પ્લેટોએ કરી છે, તે ભારતવર્ષની વર્ણવ્યવસ્થાના વિભાગોને મળતી આવે છે.

'રિપબ્લિક'ના ત્રીજા પ્રકરણમાં પ્લેટો હોમરની કવિતામાં વર્ણવાયેલા લોકધર્મની ટીકા કરે છે; અને દસમા પ્રકરણમાં હોમર તથા પાઇથાગોરાસ વચ્ચેનો ભેદ બતાવે છે. હોમરના નીતિશિક્ષણમાં ખામીઓ છે; અને તેનામાં મહાન ગુરુનું એકે લક્ષણ નથી. તેને કોઈ અનુયાયીઓ નહોતા. તેણે કોઈ સંપ્રદાય સ્થાપ્યો નહોતો.

તેણે કોઈ શિષ્યોને પ્રેરણા આપી નહોતી. તેણે કોઈ પ્રમાણભૂત એવો જીવનનો નિયમ બતાવ્યો નહોતો. ઓરફીક ધર્મના શિક્ષણમાં કઠોર તપસ્યા, ઐચ્છિક ગરીબાઈ, સંપત્તિનો સંયુક્ત ઉપભોગ, પુનર્જન્મની માન્યતા, ને પ્રાણીજીવન વિષે આદર, એ સર્વ તત્ત્વો હતાં. એના જ પાયા પર પાઇથાગોરાસના ધર્મની ઇમારત રચાઈ હતી. ઍરિસ્ટૉટલ કહે છે કે પ્લેટો પાઇથાગોરિયન સંપ્રદાયના શિક્ષણને ઘણા મોટા પ્રમાણમાં અનુસરે છે. તેણે ઓરફીક ધર્મ અને પાઇથાગોરાસ એ બંનેના વિચારો ઉપાડી લઈ પોતાના તત્ત્વજ્ઞાનમાં વણી લીધા હતા.

આત્મા પરમાત્મા વચ્ચેનું અદ્વૈત, આત્માનું અમરત્વ, અવિશ્રાન્ત ભવચક્રમાંથી મુક્તિ, જગતની અનિત્યતા, દેહને વિષે તુચ્છભાવ, અને પૂર્ણજ્ઞાન તથા અંશજ્ઞાન વચ્ચેનો ભેદ, એ તત્ત્વો ગ્રીસના પ્રચલિત ધર્મના એકેએક વિચારથી ઊલટાં છે. ગ્રીક વિચારના ક્ષેત્રમાં એ નવી નીકળેલી ધૂનો છે.

આત્મા એ ઈશ્વરરૂપી મહાપાવકની જ્વાળામાંથી નીકળેલો એક સ્ફુલિંગ છે; તે મૂળ દૈવી સ્થિતિમાંથી દેહદશામાં પતન પામ્યો છે; અને તેણે મનુષ્ય, પશુપંખી ને વનસ્પતિના દેહોમાં થઈને પસાર થતાં થતાં, દીર્ઘ યાત્રા કરીને, પોતાના અપરાધનું પ્રાયશ્ચિત્ત કરવું રહ્યું છે; — આ મનની કલ્પનાઓ નથી પણ વાસ્તવિક હકીકતો છે, ને તેને રદ કરવા ધારીએ તો પણ રદ ન થઈ શકે, એમ એંપીડોક્લીસ સ્વીકારે છે. તપ અને ત્યાગ એ આત્માને ઇન્દ્રિયગોચર જગતમાંથી છોડવવાનું એક સૌથી સચોટ સાધન છે એમ તે માને છે. આત્મા અંતે તેની દૈવી અવસ્થા પુનઃ પ્રાપ્ત કરે છે; અને જે જ્ઞાની પુરુષો આવું તપોમય ને સદાચારી જીવન ગાળે છે તેઓ આખરે, આ ભવે જ, દેવરૂપ બની જાય છે.

આત્માની ઈશ્વરમાંથી ઉત્પત્તિ; તેના પૂર્વભવો; દેહદશામાં તેનું પતન; મૃત્યુ પછી થનારો તેનો ન્યાય; તેનાં ગુણકર્મ અનુસાર મનુષ્ય

કે મનુષ્યેતર પ્રાણીઓનાં શરીરોમાં તેનું પ્રાયશ્ચિત્તાર્થે ભ્રમણ; ભવચક્રમાંથી તેની અન્તિમ મુક્તિ; અને ઈશ્વર પ્રત્યે તેનું પુનરાગમન —આ તત્ત્વોને ગૂઢવાદી સંપ્રદાયો, પ્લેટો અને એંપીડોક્લીસ એ સહુ સ્વીકારે છે. ગ્રીસની વિચારધારાને પરદેશી તત્ત્વજ્ઞાનનો સ્પર્શ ન થયો હોત, તો કદાચ તે આવી ફિલસૂફી ન ખીલવી શકી હોત. ભારતવર્ષના ધર્મમાં તો એ વિચારો સ્પષ્ટ રૂપમાં મોજૂદ છે.

## ૨
## ગ્રીસ અને ભારતવર્ષ

જગતની સંસ્કૃતિના વિકાસનો અભ્યાસ કરનારને ભિન્ન ભિન્ન સંસ્કૃતિઓ વચ્ચે અનેક સમાનતાઓ મળી આવે છે. તેનું કારણ વિનિમય છે, કે સમાન્તર બુદ્ધિવિકાસ છે, એના પર તે બહુ લક્ષ આપતો નથી. બે સંસ્કૃતિના અમુક વિચારોમાં જે સામ્ય હોય છે એ જ ખરી મહત્ત્વની વસ્તુ છે. એ વિચારો ભારતવર્ષમાં ઈ. સ. પૂર્વે છઠ્ઠા સૈકા પહેલાં ઊંડા જામેલા હતા; અને ગ્રીસમાં તેનો ઊગમ એ સમય પછી થયો છે. ઇતિહાસની ઘટનાઓનું પુનરાવર્તન થાય છે ત્યારે પણ તેમાં થોડોઘણો ફરક તો રહે જ છે. બે વિચાર-પ્રવાહોની વચ્ચે સોએ સો ટકા સામ્ય શોધવાનો પ્રયત્ન મિથ્યા છે. પણ ભારતીય અને ગ્રીક એ બે વિચારપ્રવાહની વચ્ચે મળતાપણું છે એમ આપણે જોઈ શકીએ છીએ. ગ્રીક લોકો તેમના કરતાં જૂની એવી સંસ્કૃતિઓની પાસેથી કંઈ શીખ્યા હતા એમ કહેવાથી ગ્રીકોને હીણપત લાગે એમ કેટલાકનું માનવું છે. પણ ગ્રીક લોકોમાં તીવ્ર ને પ્રખર બુદ્ધિબળ, જિજ્ઞાસા, અને નવું નવું ગ્રહણ કરવાની શક્તિ એ સર્વ ગુણો હતા. એવા લોકો સૈનિકો ને વેપારીઓ, સાહસિક પ્રવાસીઓ, નાવિકો અને લડાયક વસાહતીઓ તરીકે જે પરદેશીઓના ગાઢ સંસર્ગમાં વારંવાર આવ્યા તે પરદેશીઓની અસર તેમના પર ન પડવા પામી હોય એમ બને જ નહિ. જ્યારે સ્વદેશની ફિલસૂફી વધતી જતી જિજ્ઞાસા ને જ્ઞાનપિપાસાને તૃપ્ત કરી નથી

શકતી ત્યારે પરદેશો પાસેથી વિચારો ને સંસ્કારો છૂટથી લેવામાં આવે છે. ગ્રીક હોવું એનો અર્થ એવો તો નથી જ કે બીજા દરેક પ્રકારના વિચાર સામે મનનાં દ્વાર બંધ કરી દેવાં.

કૅથોલિક ધર્મસંઘે ખ્રિસ્તી ધર્મનું સંગઠન રચ્યું ત્યારપછી જ પશ્ચિમમાં ધર્માંધતાની વૃત્તિ વધવા પામી. ત્યાં સુધી નવા વિચારો ને ઉપાસના વિધિઓ ગ્રહણ કરતાં પરદેશની તાબેદારી આવી પડવાની દહેશત રહેતી નહિ, અથવા તો રાષ્ટ્રીય અભિમાન ને અદેખાઈ જાગ્રત થતાં નહિ. જૂની રૂઢિઓ જ્યારે અસંતોષજનક લાગતી ત્યારે બહારના નવા આચારવિચાર છૂટથી ગ્રહણ કરવામાં આવતા. બીજી બાજુ હિંદુઓ સર્વ યુગોમાં ધાર્મિક પ્રશ્નોમાં રચ્યાપચ્યા રહેલા છે. જે જમાનામાં એમનામાં જોમ હતું તે જમાનામાં એમને પોતાના વિચારો ફેલાવવાનો પણ રસ હતો. જાવા અને હિંદી–ચીનમાં હિંદુ ધર્મની સ્થાપના થયેલી; અને બૌદ્ધ ધર્મ એશિયાના મોટા ભાગોમાં ફેલાયેલો. એ બતાવે છે કે વિશાળ પ્રદેશોમાં અને ઘણા યુગોમાં ભારતવાસીઓએ સંસ્કારના ક્ષેત્રમાં અનેક સાહસો ખેડેલાં છે. કોઈ પણ બે સંસ્કૃતિની વચ્ચે પરસ્પર અવરજવર ને સમાગમ કઈ રીતે થયા હતા એ ચોક્કસ રીતે ન બતાવી શકાય ત્યાં સુધી, બેની વચ્ચે કંઈક સામ્ય જોઈને વિનિમય થયાનું અનુમાન ન બાંધી લેવું, એ સિદ્ધાંત અમુક હદ સુધી સારો છે. પણ એવા સમાગમોની સર્વ તવારીખો નાશ પામી હોય એ સંભવ પણ વિસરવો ઘટતો નથી. હિંદુઓ જાવામાં કેવી રીતે ને ક્યારે જઈને વસ્યા એ બતાવવાને આપણી પાસે ભાગ્યે જ કંઈ પણ પુરાવો છે. પણ ગ્રીસ ઉપર થયેલી ભારતવર્ષની અસર પરત્વે તો આપણે છેક અંધારામાં નથી. પશ્ચિમમાં ચાલતા તપના પ્રકારો વિષે અધ્યાપક સર ફ્લિંડર્સ પેટ્રી કહે છે :

"ગ્રીસમાં, ઈ. સ. પૂર્વે ૪૮૦માં, ઇરાની સેનામાં હિંદી સૈનિકોની મોટી સંખ્યા મોજૂદ હતી. એ બતાવે છે કે હિંદીઓના સંબંધો પશ્ચિમમાં કેટલે સુધી પહોંચ્યા હતા. હિંદીઓનાં માથાંના ઘડેલાં નમૂના, સુમારે ઈ. સ. પૂર્વે

પાંચમા સૈકાના, મિસરમાં મેંફીસ આગળથી જડી આવ્યા છે; તે બતાવે છે કે હિંદીઓ ત્યાં વેપાર અર્થે રહેતા હતા. એટલે પશ્ચિમમાં ત્યાગ અને તપસ્યાનો જે આદર્શ સાવ નવો પ્રગટ થયો તે હિંદુસ્તાનથી આવ્યો એમ માનવામાં કશી મુશ્કેલી નથી."

ગૂઢવાદી સંપ્રદાયો, પાઇથાગોરાસ અને પ્લેટોના વિચારોની પ્રણાલિકામાં તપ અને ત્યાગના અનેક પ્રકારો ખીલ્યા હતા. એમાં આપણે હિંદુસ્તાનની અસર સીધી રીતે, અથવા ઇરાન મારફતે આડકતરી રીતે, થયેલી કલ્પી શકીએ છીએ.

ડૉ. ઇંગ કહે છે કે 'પ્લેટૉનિક' અથવા ગૂઢવાદી જીવનદૃષ્ટિ, જે ધર્મમાં તત્ત્વચિંતન તેમ જ આચાર ઉભયનો સમાવેશ કરે છે, તેનો પ્રથમ ઉદય એશિયામાં — ખાસ કરીને ઉપનિષદો તથા બૌદ્ધ ધર્મમાં — થયો હતો. તે લખે છે:

"ગૂઢવાદી અથવા અધ્યાત્મવાદી શ્રદ્ધા ગ્રીક મુલકોમાં ઑરફીક સંપ્રદાય અને પાઇથાગોરાસના સંપ્રદાય રૂપે દેખા દે છે. આત્માનું દેહાન્તર, અને અમુક અમુક સમયે જગતનાં પ્રલય અને નવસર્જન થવાના સાર્વત્રિક નિયમના એ વિચારો, એશિયામાં તેમ જ યુરોપમાં પણ ગૂઢવાદની સાથે જોડાયેલા હતા. પણ આ દૃશ્ય જગત જેની ઝાંખી નકલ છે એવા અદૃશ્ય, શાશ્વત જગતની આ કલ્પનાએ, પ્લેટો દ્વારા, પશ્ચિમમાં કાયમનું સ્થાન મેળવ્યું છે. પ્લેટો પાઇથાગોરાસના અનુગામીઓ તથા સોક્રેટિસ બંનેનો શિષ્ય હતો; અને સંભવ છે કે તે આથેન્સમાં પાઇથાગોરાસના અનુયાયી-મંડળનો અગ્રણી પણ હોય."

અધ્યાપક ડોડ્ઝ "જે પૌરસ્ત્ય વિચારોની પશ્ચાદ્ભૂમિ પર ગ્રીક સંસ્કૃતિનો ઉદ્ભવ થયેલો" તેના પર વિશેષ ભાર દે છે, અને કહે છે કે "એ વિચારોમાંથી તે કદી પૂરેપૂરી છૂટી શકી જ નહોતી. છૂટી હોય તો તે માત્ર પાશ્ચાત્ય વિદ્વાનોની કલ્પનામાં જ."

ગ્રીક વિચારધારા પર ભારતવર્ષની અસરને વિષે જે માહિતી વિનાશમાંથી બચીને આજ સુધી ટકી રહી છે તે પરથી એ અસરનું મહત્ત્વ આંકવાનું નથી. ઍરિસ્ટૉટલના શિષ્ય અને સંગીતશાસ્ત્ર વિષે

લખનાર એક પ્રખ્યાત લેખક ઍરિસ્ટૉકઝેનસની કહેલી એક વાત ચાલી આવતી હતી, તે યુસેબિયસે (ઈ. સ. ૩૧૫) સાચવી રાખી છે. તેમાં કહ્યું છે કે કેટલાક વિદ્વાન ભારતવાસીઓ જાતે આથેન્સ આવેલા, ને તેમણે સૉક્રેટિસ જોડે વાતચીત કરેલી. આ રહ્યા યુસેબિયસના શબ્દો :

"સંગીતશાસ્ત્રી ઍરિસ્ટૉકઝેનસ એ હિંદીઓને વિષે નીચેની વાત કહે છે. આમાંનો એક માણસ આથેન્સમાં સોક્રેટિસને મળેલો ને તેને પૂછ્યું કે 'તમારી ફિલસૂફીનું ક્ષેત્ર શું છે?' સોક્રેટિસે જવાબ દીધો : 'માનવ-જીવનની સમીક્ષા'. એ સાંભળીને પેલો હિંદી ખડખડાટ હસી પડ્યો ને બોલી ઊઠ્યો : 'આપણે દૈવી જીવનને વિષે અજ્ઞાન ધરાવતા હોઈએ તો માનવી જીવનને વિષે તપાસ કેવી રીતે કરી શકીએ?'"

ઍરિસ્ટૉકઝેનસની સાલ ઈ. સ. પૂર્વે ૩૩૦ છે. યુસેબિયસનું કહેવું સાચું માનીએ તો, છેક ઈ. સ. પૂર્વે ચોથા સૈકામાં આથેન્સમાં હિંદી વિચારકોની હાજરીનો સમકાલીન પુરાવો આપણને મળી રહે છે. ઍરિસ્ટૉટલના લખાણનો એક ટુકડો ડાયોજીનીસમાં સચવાઈ રહેલો છે;[૩૭] તેમાં પણ આ હિંદીઓએ આથેન્સની મુલાકાત લીધાનો ઉલ્લેખ છે. આ વાર્તાઓ બનાવટી હોય તો પણ, પાછળના વિદ્વાનો ભારતીય વિચારની અસર વિષે જે અભિપ્રાય લગભગ એકમતે ધરાવતા હતા તે આ દંતકથાઓમાં સંઘરાઈ રહેલો છે. ગમે તેમ હો, ગ્રીસનો લોકપ્રિય ધર્મ વેદકાળની માન્યતાઓને મળતો આવે છે. પણ ઑરફીક અને ઇલ્યુઝિનિયન સંપ્રદાય, પાઇથાગોરાસ અને પ્લેટો એ સહુની ગૂઢવાદી વિચારસરણી — જેનો ગ્રીક તથા ખ્રિસ્તી તત્ત્વદર્શનમાં ઘણો વિકાસ થયો હતો — તેના કેટલાક પાયાના સિદ્ધાંતો ભારતીય અને ગ્રીક ગૂઢવાદમાં સમાન છે. ખ્રિસ્તી

૩૭*. વર્નર જીગર નામનો એક લેખક કહે છે : "ઍરિસ્ટૉટલે પૂર્વાવસ્થામાં લખેલા કેટલાક સંવાદો ખોવાઈ ગયેલા; તેના જે કેટલાક તૂટક તૂટક ભાગો મળી આવ્યા છે તે પરથી આપણે જોઈએ છીએ કે પૂર્વના ધર્મનાં કેટલાંક તત્ત્વોમાં તેને આશ્ચર્ય પમાડે એટલો રસ હતો."

ધર્મમાં એમાંથી પાપનું અને ઉદ્ધારની આવશ્યકતાનું ભાન, મરણ પછી સાબાશી તેમ જ સજા — પ્રાયશ્ચિત્તરૂપે તેમ જ દંડરૂપે —, મૃત્યુ પછી સુખી જીવન પ્રાપ્ત કરવાના પરવાનારૂપે વિધિપૂર્વક અપાતી દીક્ષા, અંતરનો મેલ ધોઈને થતી શુદ્ધિ, તેમ જ ક્રિયાકાંડથી થતી શુદ્ધિ, વગેરે વિચારો ઉદ્ભવ્યા. ઓર્ફીક, ઇલ્યુઝિનિયન અને પાઇથાગોરિયન સંપ્રદાયો તથા પ્લેટો એ સર્વની ફિલસૂફીનું મૂળ પરદેશી હતું. ગ્રીક સંસ્કૃતિની ભાવના સાથે તેમનો મેળ નહોતો. તેમનાં બહિરંગ તેમ જ અંતરંગ ઘણે મોટે ભાગે ભારતવર્ષની અસરથી ઘડાયેલાં હતાં. તેમને રાજ્યનો આશ્રય ન હોઈ તેઓ છુપાઈને ચાલતાં હતાં. છતાં તેમણે પાછળના નવપ્લેટોવાદને માટે, અને કૅથલિક ધર્મશાસ્ત્રનાં કેટલાંક તત્ત્વોને માટે રસ્તો તૈયાર કર્યો.[૩૮]

---

૩૮*. માયર લખે છે: "મિસર, ઇરાન અને હિંદના સંસ્કારની અસરો ગ્રીક જગતમાં ઘણા પ્રાચીન સમયથી અપનાવાઈ હતી." ગ્રીસની હિંદ પર જે કંઈ અસર થઈ છે તે જીવનની ઊંડી ભૂમિકાઓ પર નથી થઈ. કલાના ક્ષેત્રમાં હિંદ પર ગ્રીક સંસ્કૃતિની અસર ઘણી પડી હતી. બૌદ્ધ ધર્મના સ્થાપકની માનવરૂપની પ્રતિમા ઘડવાનો વિચાર પહેલો કદાચ તેમને સૂઝ્યો હશે. ટાર્ન કહે છે: "એકંદરે જોતાં, એશિયાવાસીઓએ ગ્રીકોની પાસેથી જે કંઈ લીધું તે સામાન્યપણે બહિરંગને લગતું — બાહ્ય આકૃતિને લગતું હતું. તેમણે અંતસ્તત્ત્વ ક્વચિત જ લીધું — નગરસંસ્થાઓ કદાચ અપવાદરૂપ હોય — અને આત્માને લગતું તો કંઈ ન લીધું. કેમ કે આત્માના વિષયમાં તો એશિયાને પાકી ખાતરી હતી કે તે ગ્રીકોને આંટી શકે એમ હતું; અને તેણે આંટ્યા પણ હતા...હિંદનો સુધારો ગ્રીસના સુધારાની સામે ટક્કર ઝીલી શકે એમ હતો; પણ, ધર્મનું ક્ષેત્ર બાદ કરતાં, તેના પર અસર પાડવાને પૂરતો સમર્થ નહોતો. એવી અસર બેબીલોનિયાએ પાડેલી. છતાં આપણને એમ માનવાને કારણ મળે એમ છે કે અમુક બાબતોમાં હિંદુસ્તાન સરસાઈ ભોગવે એવું હતું...ગ્રીક પ્રજા જગતમાં કદી થઈ જ ન હોત, તો બુદ્ધની પ્રતિમાને બાદ કરતાં બીજી સર્વ મહત્ત્વની બાબતોમાં હિંદના ઇતિહાસનો પ્રવાહ જેવી રીતે વહ્યો છે તેવી જ રીતે વહ્યો હોત."

૪

# ભારતવર્ષ અને પશ્ચિમ

## ભારતવર્ષ અને ગ્રીસ

ઈ. સ. પૂર્વે ૩૨૭માં સિકંદરે હિંદ પર ચડાઈ કરી ત્યારથી હિંદ અને પશ્ચિમ વચ્ચે વિચારની આપલે વધવા માંડે છે. સિકંદર આવ્યો ત્યારે બૌદ્ધ ધર્મના આરંભને સો ઉપર વરસ થઈ ગયાં હશે. તેણે હિંદુ અને બૌદ્ધ તત્ત્વવિચારથી વાકેફ થવાનો પ્રયત્ન કર્યો હતો. તેણે એક ગ્રીક અમલદાર ઓનેસિક્રીટસને તક્ષશિલાની વિદ્યાપીઠમાં મોકલ્યો હતો. એ અમલદાર ગ્રીક ફિલસૂફ ડાયોજીનીસનો[1] શિષ્ય હતો. તેણે કાલાનોસ નામના એક તપસ્વીને સમજાવી સિકંદરના રસાલા જોડે મોકલ્યો હતો. હિંદથી પાછા ફરતાં ઇરાનના મહાનગર સૂસામાં સિકંદરે જે મોટી મિજબાની આપી તેમાં યુરોપ અને એશિયાને લગ્નસંબંધથી જોડવાનું તેનું મહાસ્વપ્ન ફળીભૂત થયું. બૅક્ટ્રિયાની એક રાજકુમારી રુક્સાનાને તો તે પરણ્યો જ હતો. સૂસામાં તેણે ઇરાનના રાજા દારાયૂષની[2] દીકરી સ્ટૅટીરાની સાથે લગ્ન કર્યું. રાજાના દૃષ્ટાંતનું અનુકરણ કરી સોએક ઉપલા દરજ્જાના અમલદારોએ અને દસેક હજાર સૈનિકોએ એશિયાવાસી સ્ત્રીઓ સાથે લગ્ન કર્યાં.

---

૧. જીવનકાળ ઈ. સ. પૂર્વે ૪૧૨–૩૨૩.

૨. દારાયૂષ ત્રીજો (ઈ. સ. પૂર્વે ૩૩૬–૩૩૧).

સિકંદરની હિંદ પરની સવારીમાં પાઇરો નામનો એક વિદ્વાન સાથે ગયેલો ને તેણે હિંદી ફિલસૂફીનું જ્ઞાન મેળવ્યું હતું. ગ્રીસના ‘નવા વિદ્યાભવન’માં આપણે પ્લેટો અને પાઇરો એ બેના સંપ્રદાયોનો સંગમ થયેલો જોઈએ છીએ; ને તત્ત્વજ્ઞાનના સિદ્ધાન્તો અભાવવાચક શબ્દોમાં વર્ણવાતા સાંભળીએ છીએ : શોક કે ક્ષોભનો સર્વથા અભાવ એને આત્માની સર્વોચ્ચ અવસ્થા કહેવામાં આવે છે; ગ્રીકોની આનંદવૃત્તિનું સ્થાન અનાસક્તિ લે છે, ને તે ગુણ કેળવવાના પ્રયાસો થાય છે. સ્વસ્થ મન રાખીને દેવોનાં સ્વરૂપનું ચિંતન કરવું એમ માનનાર એપિક્યુરિયન સંપ્રદાય;[3] અને ઈશ્વરને વિશ્વમૂર્તિ ગણનાર તથા મનુષ્યમાં ઈશ્વરનો અંશ છે એમ માનનાર સ્ટૉઇક સંપ્રદાય; એ આ જ વિચારસરણીના વિકાસમાંથી આગળ પર નીપજેલાં ફળ છે. આ બંને સંપ્રદાયો સિકંદરે રચેલી નવી દુનિયાનાં જ ફળો છે. તે બંનેનાં મૂળમાં એવી લાગણી રહેલી છે કે માણસમાત્ર પોતાના નાનકડા નગર–રાજ્યનો[4] નાગરિક રહ્યો નથી. સિકંદરના સમયથી માણસ એક નગર–રાજ્યનો પ્રજાજન મટી જાય છે. તે એક વ્યક્તિ છે, અને જગતની બીજી વ્યક્તિઓ સાથે તેને કંઈક સંબંધ છે, એવી કલ્પના પ્રચલિત થાય છે. એક નાના શહેરમાં જોડાજોડ રહેનાર પ્રજાજનોની રક્ષા કરવાને ઝ્યુસ દેવ અને

---

૩. ગ્રીક ફિલસૂફીનો એક સંપ્રદાય. તેના સ્થાપક એપિક્યુરસ પરથી તેનું નામ એપિક્યુરિયન પડયું છે. એપિક્યુરસનો જીવનકાળ ઈ. સ. પૂર્વે ૩૪૧–૨૭૦ હતો. આનંદ, અથવા દુઃખનો અભાવ, તે સુખ એવો તેનો મત હતો. પણ એ આનંદ એટલે માણસનાં અંગત સુખચેન કે ભોગવિલાસ નહિ; પણ મનની સંપૂર્ણ શાન્તિ અને સ્વસ્થતા; એવી શાન્તિ માટે સદાચાર આવશ્યક છે; એમ પણ તેણે કહેલું. કેવળ વિષયસુખનો ઉપદેશ કરનાર પાછલા અનુયાયીઓ કરતાં એ સંપ્રદાયના સ્થાપકનો મત જુદો જ હતો,

૪. ગ્રીસમાં એક એક નગર એ એક એક સ્વતંત્ર રાજ્ય હતું. એવાં અનેક નગર–રાજ્યો એ દેશમાં હતાં, ને તેમની વચ્ચે લડાઈઓ પણ હતી.

એથીના દેવી પૂરતાં હતાં. પણ જ્યારે એ નાની દુનિયા વિશાળ બની, અને તે કાળે જેટલું જગત જાણીતું હતું તે બધાનો એમાં સમાવેશ થઈ ગયો, ત્યારે તેની રક્ષા કરવાનું કામ આ દેવદેવીના ગજા બહારનું થઈ પડ્યું. સૂસાની પ્રસિદ્ધ મિજબાનીમાં સિકંદરે પ્રાર્થના કરી કે મનુષ્યમાત્રનાં હૃદય એક થાઓ, અને મેસિડોનિયા તથા ઈરાનનું એક સંયુક્ત રાષ્ટ્ર રચાઓ. એ જગતના ઇતિહાસનો એક મહાપ્રસંગ હતો. સિકંદરનું સ્વપ્ન માનવજાતિનો એક એવો બંધુસમાજ રચવાનું હતું, જેમાં ન કોઈ ગ્રીક ગણાય, ને ન કોઈ 'બાર્બેરિયન' ગણાય. જોકે એની દૃષ્ટિ આધ્યાત્મિક નહિ પણ રાજકીય હતી એ વાત સાચી. સિકંદરની વિનંતીનો ઝીનોએ તાબડતોબ જવાબ વાળ્યો, અને 'રિપબ્લિક' નામના તેના ગ્રંથમાં આદર્શ જગતની પોતાની કલ્પનાનો ચિતાર આપ્યો. એની કલ્પના પ્રમાણેના આદર્શ જગતમાં જુદાં જુદાં રાજ્યો નહોતાં પણ આખું જગત જ જાણે એક મહાનગર હતું; તેમાં એક જ ઈશ્વરી કાયદો ચાલતો હતો; માણસમાત્ર એ નગરનાં પ્રજાજન અને ભાઈભાંડુ હતાં; અને તેઓ માણસના રચેલા કાયદાથી નહિ, પણ સ્વેચ્છાએ, અથવા ઝીનોનો પોતાનો શબ્દ વાપરીએ તો પ્રેમથી, એકબીજાની જોડે સંકળાઈને રહેતાં હતાં.[૫] આ ઊંચી અભિલાષા આપણા મનમાંથી કદી છેક ખસી નથી; જોકે ઈ. સ. પૂર્વે ત્રીજા સૈકામાં આપણે એનાથી જેટલા દૂર હતા તેટલા જ દૂર આજે પણ છીએ એમ દેખાય છે. સ્ટૉઈક સંપ્રદાયની કલ્પનાનું વિશ્વ એક મહાનગર છે; તેના પર એક જ પરમ શક્તિ રાજ્ય કરે છે; અને એ શક્તિને કુદરત, ઈશ્વરી નિયમ, વિધાતા, ઝ્યુસ આદિ અનેક રૂપે ને અનેક નામે ઓળખવામાં આવે છે. એ સંપ્રદાયના વિચાર પ્રમાણે, દરેક

૫.* સરખાવો માર્કસ ઑરેલિયસનું વચન : "એક પ્રસિદ્ધ પુરુષ કહે છે સેક્રોપ્સનું પ્રિય નગર; તો તમે ઝ્યુસનું પ્રિય નગર નહિ કહો ?"

વસ્તુ ઇશ્વરમાંથી ઉદ્ભવેલી છે ને તેથી ઇશ્વરરૂપ છે. માણસોનાં શરીર માટીનાં બનેલાં છે ખરાં, પણ તેમનાં મન એ પરમાત્મારૂપી અગ્નિના તણખા છે, એ મહાપાવકની જ્વાળામાંથી નીકળેલા સ્ફુલિંગો છે.[૬] સંપત્તિ ને નિર્ધનતા, બીમારી ને તંદુરસ્તી વિષે માણસે બેપરવા રહેવું જોઈએ. જ્ઞાની માણસે એવી વસ્તુઓની ચિંતા ન કરતાં આત્માને લગતા વિષયો તરફ જ ધ્યાન આપવું ઘટે છે. ભૂતળ પર માણસોના દરજ્જા ગમે તેવા હોય, પણ આત્માના ક્ષેત્રમાં તો માણસમાત્ર સમાન બની શકે છે. સ્ટૉઇક અને એપિક્યુરિયન બંને સંપ્રદાયવાળાએ ફિલસૂફીને એક આચારમાર્ગ ગણવા પર પૂરેપૂરો ભાર મૂક્યો હતો; અને જેના અતૃપ્ત રહેવાથી દુઃખ થાય તેવાં વિકારો ને લાગણીઓ મનમાં સેવવાં નહિ એવો ઉપદેશ આપ્યો હતો. ઈ. સ. પૂર્વે ત્રીજા સૈકામાં ઝીનોના અનુગામી ક્લીએંથીસે કહી દીધું કે પ્રાચીન કાળથી પૂજાતો ઝ્યુસ દેવ અને સ્ટૉઇક સંપ્રદાયે કલ્પેલો વિશ્વાધિપ (વિશ્વનો રાજા) એ એક જ છે.[૭] દેવદેવીને મનુષ્યના જેવાં રૂપગુણવાળાં માનવાની વૃત્તિ ઓછી થતી જાય છે. જ્યુપીટર દેવને અગાઉ "સ્વહસ્તે વજ્ર ફેંકનાર" કહેવામાં આવતો; તેને બદલે હવે તેને વિશ્વનો શાસક અને રક્ષક, જગતનો પ્રાણ અને

---

૬. સરખાવો : तदेतत्सत्यं यथा सुदीप्तात्पावकाद् विस्फुलिंगाः सहस्रशः प्रभवन्ते सरूपाः । तथाक्षराद्विविधाः सोम्य भावाः प्रजायन्ते तत्र चैवापि यन्ति ॥ मुण्डकोपनिषत् २; १; १.

૭.* હે અમરોમાં શ્રેષ્ઠ કીર્તિવાળા, સર્વશક્તિમાન ઝ્યુસ ! તું કુદરતનો સરજનહાર છે. તું ઘણે નામે ઓળખાય છે. તને સહુ આવકાર આપે છે. તારો નિયમ સહુના પર રાજ્ય ચલાવે છે; અને જગતની વાણી તને પોકારે છે. કેમ કે અમે તારામાંથી જ જન્મેલા છીએ; અને પૃથ્વી પર ફરતી સર્વ જીવતી વસ્તુઓમાં અમે એકલા જ ઈશ્વરની પ્રતિકૃતિરૂપે સરજાયા છીએ." આ સ્તોત્રને અંતે 'સર્વવ્યાપી નિયમ'ની સ્તુતિ કરેલી છે.

અંતરાત્મા" (સેનેકા)[૮] કહેવામાં આવે છે. મનુષ્યના હૃદયમાં પરમાત્માના અંશ અને પ્રતિકૃતિરૂપે જે આત્મા વસે છે તેની આજ્ઞા અનુસાર તેણે ચાલવું એ તેને માટે સર્વોચ્ચ કોટિનું જીવન છે. એ સંપ્રદાયવાળા એમ માને કે મનુષ્યનો જીવ અમર ને અવિનાશી નથી; કેમ કે જે દાવાનળ આ પાર્થિવ જગતનો નાશ કરવાનો છે તેમાં એ જીવ પણ નાશ પામશે. એ જીવમાં જે અગ્નિતત્ત્વ છે તેને પેલા મહાનલમાં સમાવી લેવામાં આવશે. કાળનું ચક્ર પૂરું થાય ત્યાં લગી જીવોનું વ્યક્તિત્વ કાયમ રહે છે. માર્કસ ઑરેલિયસ[૯] કહે છે: "તું એ પૂર્ણ રૂપના એક અંશ તરીકે હસ્તી ધરાવે છે. તને જેણે જન્મ આપ્યો તેમાં જ સમાઈને તું અલોપ થઈ જશે; અથવા તો કંઈક ફેરફાર એવો થશે જેના વડે તું તારા જન્મદાતા પરમાત્મામાં ભળી જશે." સ્ટૉઈક સંપ્રદાયે જનસમૂહના દેવોને ફગાવી દીધા નહિ, પણ તેમને વિશ્વતંત્રનાં અંગરૂપ ગણ્યા; અને કહ્યું કે "સામાન્ય માણસને જો સત્ય (પરમાત્માનું ખરેખરું વિરાટ રૂપ) ખુલ્લંખુલ્લા બતાવી દેવામાં આવે તો તેમની આંખો તેજથી અંજાઈ જાય. તેમ ન થાય એ માટે દયા ખાઈને આ દેવોરૂપી આચ્છાદાન રાખેલાં છે."[૧૦] આપણે અંતરદૃષ્ટિ કરી, ધ્યાનસ્થ થઈ પરમાત્માનું દર્શન કરીએ છીએ.

---

૮. મુત્સદ્દી અને ફિલસૂફ (ઈ. સ. પૂર્વે ૪—ઈ. સ. ૬૫). એ બાદશાહ નીરોનો શિક્ષક હતો. તેણે નીરોના મનમાં નાખેલા સારા સંસ્કાર ઝાઝા ટક્યા નહિ. નીરોએ તેને એક વાર ઝેર દેવાનો પ્રયત્ન કર્યો, ને છેવટે કાવતરાના ગુના માટે દેહદંડની સજા કરી. સેનેકા એના જમાનાના અતિ પુણ્યશાળી પુરુષોમાંનો એક હતો.

૯. રોમનો બાદશાહ અને સ્ટૉઈક ફિલસૂફ. રાજ્યકળા ઈ. સ. ૧૬૧–૧૮૦. તેનો 'ચિંતન' (Meditations) નામનો ગ્રન્થ સુપ્રસિદ્ધ છે.

૧૦. સરખાવો: हिरण्मयेन पात्रेण सत्यस्यापिहितं मुखम् । ईशोपनिषत् १५. ભગવાનનું વિરાટ રૂપ જોઈને અર્જુનની આંખો એવી રીતે અંજાઈ

સિકંદરની સાથે ગયેલા ડાયોગ્નેટસ, એરિસ્ટૉબ્યુલસ, નેઆર્કસ વગેરેનાં લખાણો આપણને મળ્યાં નથી. સિંકદર પોતાની પાછળ હિંદુસ્તાનમાં ગ્રીક વસાહતીઓ અને સૈનિકો મૂકી ગયેલો. હિંદની વાયવ્ય સરહદ પર કટલાંક સેકાં સુધી ગ્રીક અથવા અર્ધગ્રીક રાજ્યો ચાલેલાં. સિકંદરની ચડાઈ પછીની રાજકીય અંધાધૂંધીમાં ચંદ્રગુપ્તે સત્તા હાથ કરી, મૅસિડોનિયન રાજસત્તાને ફગાવી દીધી, અને ધીરેધીરે આખા ભારતવર્ષ પર વિજય મેળવ્યો. ગ્રીક રાજા સેલ્યૂકસ નિકેટરે (ઈ. સ. પૂર્વે ત્રીજો સૈકો) ચંદ્રગુપ્તને દીકરી આપી, અને પોતાના એલચી તરીકે મેગેસ્થીનીસને પાટલિપુત્ર ચંદ્રગુપ્તના દરબારમાં મોકલ્યો. એ મેગેસ્થીનીસે એ સમયના ભારતવર્ષની સામાજિક ને સાંસ્કારિક સ્થિતિનો રસિક હેવાલ પશ્ચિમની પ્રજાઓને માટે લખ્યો છે. તે કહે છે: "આ લોકોના સિદ્ધાંતો ઘણી બાબતમાં ગ્રીકોના સિદ્ધાંતોને મળતા આવે છે." મેગેસ્થીનીસ પછી તેની જગાએ પ્લાટિયાનો ડાઈમૅકસ આવ્યો. તે અંટીઓકસ ૧લાના તરફથી ચંદ્રગુપ્તના પુત્ર બિંદુસારને ત્યાં અનેક વાર વિષ્ટિ લઈને ગયેલો. પ્લીની કહે છે કે રાજા ટૉલેમી ફિલાડેલફસે (ઈ. સ. પૂર્વે ૨૮૫–૨૪૭) અલેકઝાંડ્રિયાથી ડાયોનિશિયસ નામના એક માણસને હિંદુસ્તાન મોકલેલો. અશોક ઈ. સ. પૂર્વે ૨૭૦માં મગધની ગાદીએ આવ્યો. તેણે પાટલિપુત્રમાં એક બૌદ્ધ સંગીતિ (પરિષદ) બોલાવી.[૧૧] ત્યાં એવો ઠરાવ થયો કે આખા જગતમાં તથાગતના ઉપદેશનો પ્રચાર કરવા સારુ પ્રચારકો મોકલવા. એ ઠરાવ અનુસાર અશોકે પશ્ચિમના રાજાઓને ત્યાં— સીરિયાનો અંટીઓકસ થીઓસ, ઇજિપ્તનો ટૉલેમી ફિલાડેલફસ,

ગઈ હતી, ને તેણે ભગવાનને વિનંતી કરેલી કે 'તમારું ચતુર્ભુજ રૂપ પાછું ધારણ કરો.' (ગીતા અધ્યાય ૧૧; શ્લોક ૪૫–૪૬).

૧૧. 'મહાવંશ' માં કહ્યું છે કે એ સંગીતિ પાટલિપુત્રના અશોકારામમાં બેઠી હતી, ને નવ મહિને પૂરી થયેલી. તિસ્સા મોગ્ગલિપુત્ત એનો અધ્યક્ષ હતો, ને હજાર ભિક્ષુઓએ તેમાં હાજરી આપેલી.

મૅસિડોનિયાનો ઍંટીગોનસ ગોનાટાઓ, સીરીનીનો મૅગાસ, અને એપીરસનો સિકંદર, એ સહુને ત્યાં—બૌદ્ધ પ્રચારકોનાં મંડળો મોકલ્યાં. અશોકનાં કથનો પરથી એવું અનુમાન નીકળે છે કે આ પાંચ દેશોમાં તેણે મોકલેલાં પ્રચારકમંડળોને સારો આવકાર મળ્યો હોવો જોઈએ. ઈ. સ. પૂર્વે ૧૯૦થી ૧૮૦ દરમ્યાન ડિમેટ્રિયસે બૅક્ટ્રિયન રાજ્યની હદ વધારીને હિંદુસ્તાનની અંદર પહોંચાડી, અને સિંધ કાઠિયાવાડનો મુલક જીતી લીધો. જે ગ્રીકો હિંદુસ્તાનમાં વસ્યા તે ધીરેધીરે હિંદી બની ગયા. હિંદી–ગ્રીક રાજવંશોનાં જે સ્મારકો હજુ ટકી રહ્યાં છે તેમાં ગ્વાલિયર રાજ્યના છેક દક્ષિણ ભાગમાં બેસનગર પાસે જડી આવેલો એક સ્તંભ છે. તેના પરનો લેખ ઈ સ. પૂર્વે ૧૪૦માં લખાયેલો છે. તે બ્રાહ્મી લિપિમાં છે. તેમાં કહ્યું છે: "વાસુદેવનો આ ગરુડસ્તંભ ડાયનના પુત્ર હિલિયોડોરસે અહીં ઊભો કરેલો છે. તે વિષ્ણુનો ઉપાસક ને તક્ષશિલાનો વતની હતો; અને રાજા કાશીપુત્ર ભાગભદ્ર, જેમના આબાદીવાળા રાજ્યકાળનું ચૌદમું વરસ ચાલતું હતું, તેમના દરબારમાં એ ગ્રીક મહારાજા ઍંટીઅલસીડાસના એલચી તરીકે આવ્યો હતો." આ શિલાલેખોના કાળ લગીમાં હિંદમાં જન્મેલા ગ્રીક લોકો પૂરેપૂરા હિંદી બની ગયા હતા. હિંદી–ગ્રીક રાજાઓમાં સૌથી મોટો મિનૅંડર હતો. બૌદ્ધ તત્ત્વજ્ઞ નાગસેને (ઈ. સ. પૂર્વે ૧૮૦–૧૬૦) તેને બૌદ્ધ ધર્મની દીક્ષા આપી હતી, ને તેનું નામ મિલિન્દ રાખ્યું હતું. તેના ધર્માન્તરની હકીકત 'મિલિન્દપન્હો' નામના પ્રસિદ્ધ ગ્રંથમાં આપેલી છે. ઈ. સ. પૂર્વે ૧૨૦ના અરસામાં સિથિયનોને મધ્ય એશિયાના તેમના વતનમાંથી હાંકી કાઢવામાં આવ્યા; એટલે તેમનાં ધાડાં જક્સારટીસ અને ઑક્સસ નદી પર થઈને ઊતરી પડ્યાં. તેમણે કાબુલ અને પંજાબ તાબે કર્યાં, ગંગાકાંઠા સુધીનો મુલક જીતી લીધો, ને ગંગાના કાંઠા પર વસવાટ કર્યો. એમના એક મહાસમર્થ રાજા કનિષ્કે બૌદ્ધ ધર્મ અંગીકાર કર્યો (ઈ. સ. નો પહેલો સૈકો) ત્યારથી બૌદ્ધ ધર્મની

કારકિર્દીમાં યશ અને સાહસનો બીજો યુગ શરૂ થયો. અલેકઝાંડ્રિયા-ના સીરીલના કહેવા પ્રમાણે, એશિયા માઇનરના અલેકઝાંડર પૉલીહિસ્ટરને બૌદ્ધ ધર્મ વિષે સારું જ્ઞાન હતું.[૧૨] 'મહાવંશ' નામના પાલી ગ્રંથમાં[૧૩] લખ્યું છે કે સિંહલદ્વીપના રાજા દુટ્ઠગામણીએ ઈ. સ. પૂર્વે ૧૫૭માં મોટો સ્તૂપ બંધાવ્યો ત્યારે યોનદેશની રાજધાની અલસદ્દ (અલેકઝાંડ્રિયા ?)ની પાસેથી યોન જાતિના મહાભિખ્ખુએ ત્રીસ હજાર ભિખ્ખુ સાથે હાજરી આપી હતી. આ સંખ્યામાં દેખીતી અતિશયોક્તિ છે. દમાસ્કસના નિકોલસના લખાણને આધારે સ્ટ્રૅબો[૧૪] કહે છે કે હિંદના રાજા પોરસે ઑગસ્ટસના દરબારમાં એક એલચીમંડળ મોકલ્યું હતું. તેમાં એક સાધુ હતો, તેણે ઈ. સ. પૂર્વે ૨૦માં આથેન્સમાં ચિતા પર ચડી પ્રાણત્યાગ કર્યો હતો.

આ આખા સમય દરમ્યાન હિંદ અને પશ્ચિમના દેશો વચ્ચે વેપાર પુષ્કળ ચાલતો. સિંકદરે જ્યારે ઇજિપ્તમાં પોતાના નામને ચિરંજીવ કરવાને નગર સ્થાપવા માટે જગા પસંદ કરી ત્યારે પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિઓની મેળવણી માટે તૈયારી શરૂ થઈ. એક હજાર વરસ સુધી અલેકઝાંડ્રિયા બૌદ્ધિક ને વેપારી પ્રવૃત્તિનું કેન્દ્ર રહ્યું; કેમ કે તે યહૂદીઓ, સિરિયનો અને ગ્રીકોને ભેગા મળવાનું

---

૧૨.* તેણે હિંદના એક ધર્મસંઘનો ઉલ્લેખ કરી કહ્યું છે કે તેમાં પુરુષો ને સ્ત્રીઓ બંને હતાં. તેઓ બ્રહ્મચર્ય પાળતાં, સત્યની સાધના કરતાં, અને સ્તૂપોની પૂજા કરતાં. એ સ્તૂપોમાં તેમના દેવના અવશેષ દાટેલા હતા. જન-સમૂહનો મોટો ભાગ 'હિરેક્લીસ' અને 'પેન' દેવની પૂજા કરતો. બ્રાહ્મણો મદ્યમાંસ વર્જ્ય ગણતા.

૧૩. એમાં સિંહલદ્વીપનો — ખાસ કરીને ત્યાં થયેલા બૌદ્ધ ધર્મના પ્રચારનો અને તે પછી થયેલા બૌદ્ધ રાજાઓ તથા બૌદ્ધ ભિક્ષુસંઘનો — હેવાલ આપ્યો છે. તેમાં ઇતિહાસ અને દંતકથાનું મિશ્રણ છે. આ ગ્રંથના લેખકનું નામ મહાનામ હતું, ને એ ગ્રંથ ધાતુસેન (ઈ. સ. ૫૦૯–૫૨૭) નામના રાજાના સમયમાં લખાયેલો.

૧૪. ગ્રીક ભૂગોળવેત્તા. ઈ. સ. પૂર્વે ૬૩ — ઈ. સ. ૨૦.

સ્થળ હતું. ' મિલિંદપન્હો 'માં કહ્યું છે કે હિંદીઓ એ નગરમાં નિયમિતપણે જતા.

## ભારતવર્ષ અને પાલેસ્ટાઈન

ધર્મનાં ઉત્પત્તિ ને વિકાસને લગતી હકીકતો અતિશય મહત્ત્વની છતાં અતિશય અચોક્કસ હોય છે; અને એ વિષેના વિચારો રજૂ કરતાં સ્વાભાવિક રીતે સંકોચ રહે જ. જે સમાજમાં ઈસુના જીવનને લગતી કથાઓનો જન્મ થયો તે સમાજમાં હિંદનાં ધર્મવિચારો ને પુરાણકથાઓ સારી રીતે જાણીતાં હોય એવો બહુ સંભવ છે. યહૂદી ધર્મની પહેલાંનો ઇતિહાસ ધ્યાનમાં લઈએ, અને પાલેસ્ટાઇન તથા સીરિયા પર પરપ્રજાની જે અસર પડેલી તેનો વિચાર કરીએ, તો જ યહૂદી ધર્મ બરાબર સમજાય. ઈ. સ. પૂર્વે ૧૫૦૦ના અરસામાં સીરિયામાં તેમ જ તેની ઉત્તરે આવેલા પ્રદેશમાં વૈદિક દેવો — મિત્ર, વરુણ, ઇન્દ્ર આદિ — ને પૂજનારા હિંદી કે હિંદી-ઇરાની સમૂહો જોવામાં આવેલા. ઋગ્વેદના આ દેવો મિત્તનીના હુરિયનો અને ઍનૅટોલિયાના હિતાઇતોને જાણીતા હતા. અધ્યાપક કૂક લખે છે :

"જે યુગને 'મૂસાનો યુગ' કહી શકાય તે યુગમાં — એટલે કે મિસરના તેલ-અલ-અમારનામાં મળી આવેલા કાગળો અને બોગાઝકુઇમાં મળેલી હિતાઈત લોકોની માટીની તખતીઓમાં જે યુગનું વર્ણન છે તેમાં — પાલેસ્ટાઇન પર ઇરાની અથવા હિંદી-યુરોપી સંસ્કારોની અસર પડેલી દેખાય છે. આ તો એ પ્રદેશ ઇરાની સામ્રાજ્યનો ભાગ બન્યો તે પહેલાં સૈકાઓ પરની વાત છે......મૂસાના યુગમાં પ્રાચીન ભારતનો નીતિરક્ષક દેવ વરુણ ઉત્તર સીરિયામાં જાણીતો હતો; અને આશરે બીજા ઇસાઇયાના વખતમાં જરથોસ્તી દેવ અહુરમઝદ, જે વધારે આધ્યાત્મિક દેવ હતો, તે યહૂદી લોકોને જાણીતો હતો."૧૫

---

૧૫ "૧૯૦૭માં બોગાઝકુઈમાં મળી આવેલા શિલાલેખો — ખાસ કરીને હિતાઈત રાજા અને મિત્તનીના રાજા વચ્ચે થયેલી સંધિ — પરથી એમ જણાય છે કે ઈ. સ. પૂર્વે ૧૪મા સૈકામાં મિત્ર, વરુણ, ઇન્દ્ર અને

યહૂદી ધર્મ જે વાતાવરણમાં ઊછર્યો તે ધ્યાનમાં લીધા વિના એનાં ધર્મશાસ્ત્રોના જે અર્થો કરવામાં આવે તે અતિશય સાંકડા જ થાય. ઈસવી સન પૂર્વે બે સૈકા પર બૌદ્ધ ધર્મ પાલેસ્ટાઈનમાં ફેલાઈ ગયો હતો.[૧૬] ઇસીન, મેંડિયન[૧૭] અને નાઝરીન સંપ્રદાયો બૌદ્ધ ધર્મભાવનાથી ભરપૂર છે. ઈ. સ. ૨૦ ને સુમારે લખતાં ફિલો, અને તે પછી પચાસ વરસે લખતાં યહૂદી ઇતિહાસકાર જોસેફસ,[૧૮] કહે છે કે ઇસીનો જન્મે યહૂદી હતા ખરા, છતાં તેઓ અવિવાહિત રહેતા, અને આ સંસારની સંપત્તિની બાબતમાં એક પ્રકારની સામ્યવાદી વ્યવસ્થા પાળતા. તેઓ મંદિરોમાં પૂજા કરતા નહિ, કેમ કે તેમને પ્રાણીઓનાં બલિદાન સામે વાંધો હતો. તેઓ માંસાહાર કરતા નહિ તેમ દારૂને પણ અડતા નહિ. તેઓ

---

નાસત્યોની પૂજા મિત્તનીના પ્રદેશમાં થતી હતી. એડવર્ડ માયર માને છે કે મિત્તનીમાં આર્ય પ્રજા રહેતી હતી તેનો એ પુરાવો છે." — એનસાઇક્લોપીડિયા ઑફ રિલિજિયન ઍંડ ઍથિક્સમાંના 'મિશ્રધર્મ' પરના લેખમાંથી.

૧૬*. પછીનાં વરસોમાં બૌદ્ધ ધર્મ અને ખ્રિસ્તી ધર્મને લોકો એક જ માની લેતા. મેનિકિયન સંપ્રદાય એ બૌદ્ધ, જરથોસ્તી ને ખ્રિસ્તી વિચારોની મેળવણી છે. હઝરત મહમદે ઈસુ અને બુદ્ધને લગતી દંતકથાઓને સેળભેળ કરી છે. બારલામ અને જોસફની બૌદ્ધ-ખ્રિસ્તી પ્રેમકથા છઠ્ઠા સૈકાથી માંડીને પશ્ચિમમાંથી ફેલાઈ હતી, ને છેવટે સોળમા સૈકામાં બુદ્ધને કૅથોલિક સંતની શ્રેણીમાં મૂકવામાં આવ્યા હતા. જોસફ એ નામ મૂળ 'બોધિસત્ત્વ' શબ્દ પરથી નીકળ્યું છે.

૧૭*. મેંડિયન સંપ્રદાય મેઈસાંમાં ફાલ્યો હતો. એ ગામ હિંદના વેપારને મેસોપોટેમિયામાં પેસવાનું દ્વાર હતું. હિંદી લોકોની એક વસાહત ત્યાં હતી, અને ત્યાંના બંદર પર એક હિંદી મંદિર પણ હતું. આ સંપ્રદાયનું તત્ત્વજ્ઞાન હિંદના વિચારોથી ભરેલું છે.

૧૮. ઇ. સ. ૩૭–૧૦૦. તે યહૂદી હતો, ને જેરૂસલેમમાંથી કેદ પકડાઈને રોમ ગયા પછી ત્યાં જ રહેલો. તેણે ગ્રીક ભાષામાં યહૂદીઓનો ઇતિહાસ લખ્યો છે તે પ્રસિદ્ધ છે.

વેપાર ન કરતા, ગુલામો ન રાખતા, અને તેમનામાંથી કોઈ પણ માણસ લડાઈનાં હથિયારો બનાવવાનો ધંધો ન કરતો. બીજા યહૂદીઓની પેઠે તેઓ પણ હઝરત મૂસા અને તેમના કાયદા વિષે આદર ધરાવતા ખરા, પણ તેઓ સૂર્યની પૂજા કરતા. સૂર્ય એ તેજ અને પ્રાણની દેનારી અદષ્ટ શક્તિનું પ્રતીક છે એવો તેમનો ખ્યાલ ઘણું કરીને હશે. મરણ પછી માણસ કબરમાંથી સદેહે ઊઠીને બહાર નીકળે છે એમ તેઓ ન માનતા; પણ એમ માનતા કે આત્મા અત્યારે આ દેહરૂપી કારાગૃહમાં પુરાયેલો છે, અને તે જ્યારે આ બેડીમાંથી છૂટશે ત્યારે સાચી મુક્તિ અને અમરત્વ મેળવશે. આત્મા અત્યારનો દેહ ધારણ કરતા પહેલાં પણ હસ્તીમાં હતો એ સિદ્ધાંત તેઓ સ્વીકારતા. ઈશ્વર અને જગત એની વચ્ચે એક દેવદૂતોની કોટિ છે એમ પણ તેઓ માનતા. જાદુ, વશીકરણ, અને બીજી ગુપ્ત વિદ્યાઓમાં તેમને રસ હતો. એમના સંપ્રદાયમાં ગુપ્ત વિધિઓ થતા, તેમાં અમુક ગણ્યાગાંઠ્યા, ખાસ અધિકારવાળા, માણસોને જ દાખલ કરવામાં આવતા. તેઓ માનતા કે ચિત્તવૃત્તિના નિરોધ વડે અને ધ્યાન વડે આપણે આપણા મનમાં પડેલી ફાટો પૂરી શકીએ છીએ. એ સંપ્રદાયમાં દાખલ થવું અઘરું હતું, ને તેને માટે બહુ વખત લાગતો. તેના સભ્યો ગંભીર શપથ લઈને એકબીજાને વફાદાર રહેવાની પ્રતિજ્ઞા લેતા. ઇસીનો તેમની સહનશક્તિ, સાદી ધર્મનિષ્ઠા ને ભાઈચારાને માટે ખ્યાતિ પામેલા હતા.

જૉન ધી બૅપટિસ્ટ[૧૯] ઇસીન હતા. તેમણે મૃત સરોવરની નજીકના પ્રદેશમાં રહીને સાધના કરી હતી. ઈશ્વર પ્રત્યે પૂજ્યભાવ અને મનુષ્યો પ્રત્યે દયા રાખવાનો ઇસીનોનો જે સિદ્ધાંત હતો તેનો ઉપદેશ તેમણે લોકોને કર્યો હતો. તેઓ લોકોને બૅપટીઝમ (ધર્મદીક્ષા)

---

૧૯. એ ઈસુ ખ્રિસ્તના પુરોગામી હતા, ને ઈસુને એમણે ધર્મદીક્ષા આપેલી. એ ખ્રિસ્તી ધર્મના એક સંત ગણાય છે.

લેવાનો આગ્રહ કરતા, એ વસ્તુ ઇસીનોના આચાર જોડે ભળે એવી હતી. ઈસુના મન પર ઇસીનોનાં ધર્મતત્ત્વની ઘણી અસર થયેલી. ગૅલીલીમાં આવતા પહેલાં ઈસુએ જૉનના શિષ્ય તરીકે કામ કરેલું, અને લોકોને બૅપ્ટીઝમ (દીક્ષા) આપેલી. તે જૉનને પોતાના ગુરુને પુરોગામી ગણતા, અને સ્ત્રીને પેટે જન્મેલા સર્વ મનુષ્યોમાં જૉનને સૌથી મોટા માનતા. પાપનું પ્રક્ષાલન કરવાથી મુક્તિ મળે છે એવો ઉપદેશ બંનેએ કરેલો. પાપ કે દુષ્કર્મની સામે અપ્રતિકારનો જે ઉપદેશ ઈસુએ ભારપૂર્વક આપ્યો તે ઇસીનોની અસરનું પરિણામ હોવાનો સંભવ છે.

'ઇનોકની સંહિતા' એ એક પ્રસિદ્ધ હિબ્રુ ગ્રંથ છે. તે ઈસવી સન પહેલાં ઘણાં વરસ પર લખાયેલો. તેમાં યહૂદીઓને માટે અસાધારણ ગણાય એવા ઘણા તત્ત્વવિચારો છે.[૨૦] ઈસુનાં માનસ અને ઉપદેશનાં કેટલાંક મુખ્ય અંગોનું મૂળ એ ગ્રન્થમાં જોઈ શકાય છે. ઇનોક એ પ્રાચીન કાળના એક સંતપુરુષ હતા. સૃષ્ટિની ઉત્પત્તિને લગતા બાઈબલના પહેલા અધ્યાયમાં એમનો ઉલ્લેખ આવે છે. તેમણે ચેતવણી આપેલી કે જગતનો ન્યાય થવાનો દિવસ પાસે આવી રહ્યો છે; અને કહેલું કે 'માનવપુત્ર' જગતમાં આવશે, અને નવા યુગના વખતમાં પુણ્યશાળી પુરુષોને મોખરે રહી તેમના પર રાજ્ય કરશે. બાઈબલના નવા કરારમાં ઈસુને ચાર ઉપનામ આપેલાં છે — ખ્રિસ્ત, પુણ્યાત્મા, ઈશ્વરનો લાડકો અને માનવપુત્ર. એ ચારેય ઉપનામ ઇનોકની સંહિતામાં મળી આવે છે. ઇનોક હૃદયની દૃઢ પ્રતીતિથી અને સત્તાપૂર્ણ વાણીમાં કહે છે: "પરમાત્માની કૃપાથી જેવું જ્ઞાન હું મારી અંતરદૃષ્ટિ વડે મેળવી શક્યો છું તેવું જ્ઞાન અત્યાર લગી પરમાત્માએ કોઈને આપ્યું નથી." તેઓ 'માનવપુત્ર'ની કલ્પનાને

---

૨૦.* ડૉ. ચાર્લ્સ એમ માને છે કે એ ગ્રન્થ ઈ. સ. પૂર્વે ૮૦ના અરસામાં રચાયો હશે. બૉટો કહે છે: "તે મોડામાં મોડો ઈસવી સન પૂર્વેના છેલ્લા સૈકાના મધ્યભાગને સુમારે પૂરો થયો હશે."

બહુ મહત્ત્વ આપે છે, અને કહે છે કે "એમનામાં પુણ્ય છે; પુણ્ય એમની પાસે વાસ કરે છે; અને જે ભંડાર ગુપ્ત છે તેનાં સર્વ કીમતી રત્નોનું દર્શન તે કરાવે છે." ઈશ્વરપુત્ર તે જ માનવપુત્ર છે એ કલ્પનાને વિષે અધ્યાપક ઑટો ભાર દઈને કહે છે કે "એ યહૂદી ધર્મમાંથી તો ઊતરી આવેલી નથી જ... જે આ જગતમાં વિચરે છે, જેને આ જગત જોડે કામ લેવાનું છે, અને જે મૂળ, અવિનાશી, દૂરવર્તી એવા પરમ તત્ત્વને તાબે છે, એવા મનુષ્યની કલ્પના આર્ય પ્રજામાં ઘણા જ જૂના વખતથી છે ........આ 'માનવપુત્ર'[૨૧] એ શબ્દ કોઈક રીતે પૂર્વના આર્ય તત્ત્વજ્ઞાનની અસર સૂચવે છે એ તો નિઃસંશય વસ્તુ છે." માનવપુત્રને વિષે એમ પણ કહેવામાં આવે છે કે "તે ઈશ્વરના લાડકા છે; અને જેઓ જગતમાં પુણ્યકર્મ કરીને મોતની નિદ્રામાં પોઢી ગયા છે તેમના આત્મા એમનામાં વસે છે."[૨૨] તેઓ જ્યારે અમૃતત્વ પામીને ઊઠી બેઠા થશે ત્યારે તેમને તેજસ્વી વસ્ત્રો પહેરાવવામાં આવશે. ઈનોકે કહ્યું છે: "તમારાં વસ્ત્રો જૂનાં નહિ થાય, અને તમારું તેજ ઝાંખું નહિ પડી જાય." વસ્ત્રોનું આ રૂપક પાછું સેંટ પૉલના તત્ત્વજ્ઞાનમાં પણ આવે છે; અને હિંદુ પુરાણકથાઓમાં વિશુદ્ધસત્ત્વ માણસોનાં શરીર તેજસ્વી બન્યાના જે ઉલ્લેખો છે તેની યાદ દેવડાવે છે. ઈનોકને પોતાને 'માનવપુત્ર' કહેવામાં આવતા. "તેમને આત્માના રથમાં બેસાડીને લઈ જવામાં આવેલા." ત્યાં તેમણે "પૂર્વજોને અને પુણ્યશાળી માણસોને જોયા. એ લોકો ત્યાં ઘણા જ લાંબા

---

૨૧. એ શબ્દ ઈસુ ખ્રિસ્તને માટે બાઈબલના નવા કરારમાં વપરાયેલો છે. સરખાવો ઉપનિષદનો શબ્દ 'અમૃતપુત્ર' (अमृतस्य पुत्राः)
—શ્વેતાશ્વતર ૨; ૫.

૨૨* ઑટો કહે છે: "આવો કંઈક વિચાર કોઈ યહૂદીના મનમાં પેસી શકે એમ ભાગ્યે જ કોઈ માની શકે. પણ, આત્મા મૃત્યુ પછી તેના ઇષ્ટદેવના દેહમાં પ્રવેશ કરે છે એ કલ્પના આર્ય ભૂમિમાં તો છેક વેદકાળ જેટલી જૂની છે."

વખતથી રહેતાં હતા."[૨૩] "પછી મારો આત્મા સંતાઈ ગયો અને ચડીને સ્વર્ગે ગયો." ત્યાં તેણે તેજસ્વી વસ્ત્રો પહેરેલા દેવદૂતો જોયા.[૨૪] તે પોતે દેવદૂત બની ગયો. "ભગવાને માઈકલને કહ્યું: ઇનોકને લે, તેનાં પાર્થિવ વસ્ત્રો કાઢી નાખ, તેને સારા તેલનો લેપ કર, અને તેને તેજસ્વી વસ્ત્રો પહેરાવ. મેં મારા શરીર સામે જોયું, તો હું એ તેજસ્વી સત્ત્વો જેવો બની ગયો હતો." માઈકલ ઇનોકનો હાથ પકડી તેને દોરે છે, અને તેને "દયા અને પુણ્યની સર્વ ગૂઢતાઓ" બતાવે છે. પછી "આત્મા ઇનોકને સર્વોચ્ચ સ્વર્ગમાં લઈ ગયો," ત્યાં તેમણે "પુરાણ પુરુષનાં (પરમાત્માનાં પોતાનાં) દર્શન કર્યાં. તેમનું માથું ઊનના જેવું શુભ્ર અને શુદ્ધ હતું, ને તેનું વસ્ત્ર અવર્ણનીય હતું......મેં જ્યારે નીચે પડીને પ્રણિપાત કર્યાં........ત્યારે મારું આખું શરીર ઓગળી ગયું, ને મારા આત્માએ નવું જ રૂપ ધારણ કર્યું. એ પુરુષ મારી પાસે આવ્યા ને તેમણે મને આવકાર આપતાં કહ્યું: "તું માનવપુત્ર છે." 'ઇનોકની સંહિતા'માં ઈશ્વરને જે વિશેષણો લગાડેલાં છે તે ઉપનિષદોમાં પણ ઈશ્વરને વિષે વાપરેલાં મળી આવે છે. એ સંહિતામાં કહેલું છે કે અપ્રમેય અને અચિન્ત્ય તત્ત્વમાંથી પ્રમેય અને ચિન્ત્ય તથા અનેક યુગોવાળું આ જગત ઉદ્ભવેલું છે.

વળી એમાં કહ્યું છે: "પુણ્ય તને કદી છોડી જતું નથી. એટલે જેઓ તારે માર્ગે ચાલશે તેઓ તારી જોડે વસશે, તેમને તારો વારસો મળશે, અને તેઓ અનંતકાળ લગી મારાથી વિખૂટા નહિ પડે." પાછળથી ઈસુએ વાપરેલાં વચનો આ શબ્દોની સાથે સરખાવો. ઇનોકની સંહિતામાં આપણને ઈશ્વરને રસ્તે ચાલવાનું, તેના નામનું રટણ કરવાનું, અને ઈશ્વરના પોતાના અનુયાયી બનવાનું

૨૩* સરખાવો હિંદુઓની પિતૃલોકની કલ્પના.

૨૪*. "એમનાં વસ્ત્રો ધોળાં હતાં, અને તેમનાં કપડાં અને મોઢાં બરફનાં જેવાં તેજસ્વી હતાં" સરખાવો હિંદુઓની દેવલોકની કલ્પના.

ફરમાવેલું છે; અને કહ્યું છે કે આપણે જો એટલું કરીશું તો આપણે દરેક જણ માનવપુત્ર બની શકીશું. છેવટે ઈશ્વરના ઉપસંહારના આ શબ્દો આવે છે : " હું અને મારો પુત્ર તેમની સાથે સત્યના માર્ગો પર હમેશાં જોડાયેલા રહીશું." માનવપુત્ર એ જ ઈશ્વરપુત્ર છે. તે ઉદ્ધારક પણ છે. " તે પુણ્યશાળીઓની લાકડી બનશે, ને તેને ટેકે તેઓ ઊભા રહી શકશે, પડી જશે નહિ. તે જેંટાઇલ લોકોના દીપકરૂપ બની જશે, ને જેઓ દુઃખી હૃદયવાળા છે તેમની આશાનો આધાર થઈ પડશે." તે જગતના આદિકાળ પહેલાંથી હસ્તી ધરાવે છે, તે આખા વિશ્વનો અધિપતિ છે, અને મનુષ્યમાત્રનો ન્યાય કરવાનું તેને સોંપાયેલું છે. ઇસુ જ્યારે મરણ પર્યંતનું કષ્ટ ભોગવીને પોતાનું આત્મજ્ઞાન પ્રગટ કરે છે ત્યારે તેને આ રાજ્ય વારસામાં મળે છે. તે માનવપુત્ર છે તેમ જ ઈશ્વરપુત્ર પણ છે. આ વિષયમાં જે પ્રાચીન હિંદુ વિચારપરંપરા ચાલી આવતી હતી તેને જ ઇનોકે અપનાવી છે ને ઇસુએ આગળ વધારી છે.

જે માણસો સત્ય અને પુણ્યને માર્ગે ચાલે છે તેમની સાથે ઈશ્વર અને તેના પુત્ર સ્નેહ અને સખ્યનો સંબંધ બાંધે છે. પરલોકમાં આત્માઓને ત્રણ વર્ગમાં વહેંચી નાખવામાં આવે છે. પહેલો વર્ગ પુણ્યાત્માઓનો છે. બીજો મરી ગયેલા ને જમીનમાં દાટવામાં આવેલા પાપીઓનો છે; તેમના જીવતાં તેમનો ન્યાય થયો હોતો નથી. છેલ્લો વર્ગ " જેઓ પાપીઓના જમાનામાં મર્યા ગયેલા તેમના આત્માઓનો છે. તેમને કબરમાંથી ઉઠાડવામાં આવનાર નથી." દરેક આત્માએ પૃથ્વી પર જેવું કર્મ કર્યું હોય તેવી ગતિ મરણ પછી તેને માટે નિર્મેલી છે. અમરત્વ માત્ર સદાચારી યહૂદીઓને માટે જ રાખેલું છે એ ખરું, પણ પ્રસંગોપાત્ત માણસમાત્રને તેમાં ભાગીદાર બનાવવામાં આવે છે. આ સિદ્ધાંતે, તેમ જ મરણ પછી ઇનામ અને સજા મળવાને લગતા સિદ્ધાંતે બાઇબલના નવા કરારના લેખકો પર ઘણી અસર પાડી હતી.

## રોમન સામ્રાજ્યનો યુગ

રોમન સામ્રાજ્યના યુગમાં — ખાસ કરીને ઑગસ્ટસ, ટ્રેજન અને માર્કસ ઑરેલિયસના રાજ્યમાં — હિંદ અને પશ્ચિમ વચ્ચેના સમાગમો વધ્યા. જાતકોમાં બૌદ્ધ વેપારીઓએ દૂરના દેશોમાં જઈ કરેલાં સાહસોના ઘણા ઉલ્લેખો આવે છે. ગ્રીક અને હિંદી વેપારીઓ ને વિદ્વાનો ઍંટીઓક, પાલમાઈરા ને અલેકઝાંડ્રિયામાં ભેગા થતા. રોમન બાદશાહ ઑગસ્ટસના કાળના કવિઓ મીડ, સિથિયન અને હિંદુ પ્રજાને સામ્રાજ્યશાસક રોમના રક્ષણ તળે આણવામાં આવી એનો ઉલ્લેખ કરે છે. હિંદના રાજાઓ રોમમાં પોતાનાં એલચીમંડળ મોકલતા. એમાંનું એક — એક હિંદી રાજા, જેને સ્ટ્રૅબો પાંડિયન કહે છે, તેણે મોકલેલું — એલચીમંડળ નર્મદાના મુખ પર આવેલા ભરૂચ ( બારીગાઝા ) બંદરેથી નીકળેલું; તે ચાર વરસ પછી ઑગસ્ટસને સેમોસમાં મળ્યું હતું. બીજું એક હિંદી એલચીમંડળ ઈ. સ. ૯૯માં રોમન બાદશાહ ટ્રેજનને તેના રાજ્યાભિષેક પ્રસંગે અભિનંદન આપવાને રોમ ગયું હતું. પુરુ નામના એક રાજાએ મોકલેલા એલચીમંડળમાંથી જીવતા રહેલા ત્રણ જણા રોમ જતાં રસ્તામાં ઍંટીઓકમાં દમાસકસનો નિકોલોસ, જે ઇતિહાસકાર હતો, તેને મળેલા. બાદશાહ ઑગસ્ટસના વસિયતનામાનો એનસીરાના એક સ્મારક પર આપેલો ગ્રીક તરજુમો મળી આવ્યો છે, તે પરથી જણાય છે કે હિંદી રાજાઓ તરફથી ઘણા કાગળો તેના પર આવતા. કલૉડિયસના રાજ્યમાં એક હિંદી એલચીમંડળ રોમમાં આવેલું તેનો ઉલ્લેખ પ્લીનીએ કર્યો છે. ભૂમધ્ય સમુદ્રના કાંઠાના તથા પૂર્વના દેશોની વચ્ચે ઘણો વેપાર ચાલતો. એ વેપારમાં માત્ર માલની જ લેવડ-દેવડ થતી એમ આપણે માનવાની જરૂર નથી. પૂર્વથી આવતી અનેક ચીજોનાં જે નામ પશ્ચિમમાં પ્રચલિત છે — દા. ત. કૅંફર (કપૂર), સલ્ફર (ગંધક),

બેરીલ (વૈડૂર્ય), ઓપલ (ઉપલ) વગેરે — તે હિંદની ભાષાની અસરનાં નિદર્શક છે. ટૉલેમી અને ડાયન કેશિયસના કહેવા પ્રમાણે વિદ્યાના મોટા હાટરૂપ અલેકઝાંડ્રિયામાં હિંદીઓનો પણ વસવાટ હતો. ડાયન ક્રિસોસ્ટમ, જે ટ્રેજનના રાજ્યમાં થઈ ગયો ને ઈ. સ. ૧૧૭માં કે તે પછી મરણ પામ્યો હતો, તે કહે છે કે અલેકઝાંડ્રિયાની વસ્તીમાં હિંદીઓ પણ હતા. હોમર કવિને વિષે આપેલા વ્યાખ્યાનમાં તે કહે છે કે "આપણે આકાશમાં જે તારા જોઈએ છીએ તેના તે જ તારા હિંદીઓ જોતા નથી; છતાં તેઓ તેમની ભાષામાં પ્રાયમ અને ઍંડ્રોમેકીનાં દુ:ખોનાં, તથા હેક્ટર અને અંકીલીસનાં પરાક્રમોનાં ગાણાં ગાય છે. આ પરથી એમ લાગે છે કે તેને મહાભારતની તથા તેની કેટલીક આખ્યાયિકાઓ અને 'ઈલિયડ'ની ઘટનાઓ વચ્ચેના સામ્યની ખબર હશે. અલેકઝાંડ્રિયાની એક સભામાં વ્યાખ્યાન આપતાં તે કહે છે: "હું તમારામાં માત્ર ગ્રીકો, ઇટાલિયનો, સિરિયનો, લિબિયનો, સાઈલિશિયનો અને એથી દૂર રહેનારા માણસોને જ નથી જોતો, પણ બૅક્ટ્રિયનો, સિરિયનો, ઇરાનીઓ, અને કેટલાક હિંદીઓને પણ જોઉં છું. તેઓ આ શ્રોતાવર્ગમાં બેઠેલા છે ને અહીંના કાયમના રહેવાસી છે." ઇસવી સનની બીજી સદીના મધ્યભાગમાં ઉચ્ચ તત્ત્વજ્ઞાન અને ધર્મ માટે ભારતવર્ષે ભારે કીર્તિ મેળવી હતી; કેમ કે લ્યુશિયનના કહેવા પ્રમાણે, ડિમેટ્રિયસ નામનો ગ્રીક ફિલસૂફ પોતાની માલમતાનો ત્યાગ કરી, હિંદુસ્તાન જઈ, ત્યાં બ્રાહ્મણો સાથે રહી જિંદગી પૂરી કરવા નીકળી પડ્યો હતો.[૨૫]

---

૨૫. ઈ. સ. ના પહેલા સૈકામાં પણ હિંદુ તત્ત્વજ્ઞાનના વિચારો પશ્ચિમમાં સારી પેઠે જાણીતા હતા. ઈ. સ. ૬૯–૭૦ માં રોમનોના આક્રમણ સામે યહૂદીઓએ જે છેલ્લું સ્વાતંત્ર્યયુદ્ધ કર્યું તે દરમ્યાન, મસાડાના કિલ્લામાં ઘેરાયેલાં યહૂદી સ્રીપુરુષોને જૌહર કરી પ્રાણાર્પણ કરવાનો ઉપદેશ કરતાં તેમના નેતા એલીઝારે જે ભાષણ આપેલું, તેમાંનાં નીચેનાં

નાયાનાના એપોલોનિયસના પ્રવાસો એ વાર્તાને ટેકો આપે છે.

---

**વચનો હિંદીઓ વિષે એ લોકોનાં મનમાં કેવી કલ્પના હતી અને એમના વિચારો પર હિંદુ તત્ત્વજ્ઞાનની કેટલી અસર હતી તેનો ખ્યાલ આપે છે:**

"આપણા દેશના કાયદાઓએ અને ઈશ્વરે પોતે પ્રાચીન કાળથી, આપણે બુદ્ધિ વાપરતા થયા તે દિવસથી, આપણને હમેશાં શીખવ્યું છે, અને આપણા પૂર્વજોએ તેમનાં કર્મો ને પરાક્રમો વાટે એ તત્ત્વને દૃઢ કર્યું છે, કે મનુષ્યને માટે જીવન એ આપત્તિ છે, મરણ નહિ. કેમ કે મરણ તો આત્માને મુક્ત કરે છે, અને જ્યાં દુઃખનું નામ નથી એવે એને સ્વસ્થાને પહોંચાડે છે. જ્યાં સુધી આત્મા આ નશ્વર દેહ જોડે બંધાયેલો છે ત્યાં સુધી તે દુઃખી છે, સાચું કહીએ તો તે મરી ગયેલા જેવો છે. કેમ કે ચેતન અને જડનો સંબંધ જ દુઃખનું મૂળ છે...આ આત્માનું સ્વરૂપ એક છે, અખંડ છે. તેને પાપ અડકી શકતું જ નથી. જે જે વસ્તુને એ આત્મા અડે છે તેમાં ચેતન સ્ફુરવા લાગે છે. જે જે વસ્તુમાંથી આત્મા નીકળી જાય છે તે કરમાઈને મરી જાય છે. એટલી એ આત્માની અમરતા છે...

"આપણને આ સિદ્ધાંતોની કેળવણી નાનપણથી મળી છે. આપણે તો મરવાની તૈયારી બતાવી બીજાઓને દાખલો બેસાડવો જોઈએ. છતાં તમારે આ બાબતમાં કોઈ પરદેશીઓનો દાખલો જોઈએ છે? તો ભારતવાસીઓનો વિચાર કરો. તેઓ પોતાને તત્ત્વજ્ઞ કહેવડાવે છે. એ ભલા માણસોને જિંદગી ખારી લાગે છે, બંધનરૂપ લાગે છે, શરીરમાંથી આત્માને છોડવવા તેઓ અધીરા થઈ જાય છે. અરે, તેમને અમર જીવનની આતુરતા એટલી બધી હોય છે કે જ્યારે કશી જ આપત્તિ ન આવી પડેલી હોય એવે વખતે તેઓ આસપાસના લોકોને કહે છે કે અમે જઈએ છીએ. અને કોઈ એમને રોકતું નથી. સહુ એમને સુખી માને છે. પછી આ મુક્તિ મેળવનારા ચિતા સળગાવી તેમાં પ્રવેશ કરે છે, અને લોકો એમની આસપાસ સ્તુતિઓ ઉચ્ચારે છે. બીજી પ્રજાના લોકો સ્વજનને ગામતરે જતાં વિદાય આપે એના કરતાં વધારે રાજીખુશીથી તેઓ આ પરલોક જતાને વિદાય આપે છે, અને એમનું સુખ જોઈ પોતાના દુર્ભાગ્ય માટે રડે છે. ત્યારે શું એ ભારતવાસીઓ કરતાં હલકા સિદ્ધાંતો ધરાવતાં ને આચરતાં આપણને શરમ નથી આવતી?"

(જોસેફસકૃત 'યહૂદીઓનો ઇતિહાસ'માંથી)

અલેકઝાંડ્રીયાનો કલેમંટ, જે ઈ. સ. ૨૨૦ને સુમારે મરણ પામેલો, તે વેદધર્મ અને બૌદ્ધ ધર્મ વચ્ચેનો ભેદ જાણતો હતો. તે કહે છે: "કેટલાક હિંદીઓ બુદ્ધની આજ્ઞાને અનુસરે છે. બુદ્ધ પ્રત્યેના અત્યંત પૂજ્યભાવને લીધે તેમણે તેમને દેવપદ આપ્યું છે." કલેમંટ કહે છે કે પાઇથાગોરાસે જેમ બીજાઓ પાસેથી તેમ બ્રાહ્મણો પાસેથી પણ શિક્ષણ મેળવ્યું હતું. સેંટ જેરોમ ( ઈ. સ. ૩૪૦ ) બુદ્ધનો નામ દઈને ઉલ્લેખ કરે છે, અને તેઓ અયોનિજ હતા એવી પ્રચલિત દંતકથાની નોંધ લે છે. કૉન્સ્ટૅન્ટાઈનના રાજ્યમાં મેટ્રોડોરસ નામના માણસે હિંદુઓનાં વિજ્ઞાન અને ફિલસૂફીનો અભ્યાસ કરવા ભારત-યાત્રા કરી કહેવાય છે. તેની પાછળ તેનો મિત્ર ટાયરનો મેરોપિયસ, અને તેના સોબતી ફ્રુમેંટિયસ અને ઇડિશિયસ ગયા હતા. બાદશાહ કૉન્સ્ટૅન્ટાઇન, જુલિયન અને જસ્ટિનિયનના દરબારમાં હિંદી એલચીમંડળો મોકલાવા ચાલુ રહ્યાં હતાં. દમાસ્કિયસ લખે છે કે ઈ. સ. ૫૦૦માં કેટલાક બ્રાહ્મણો અલેકઝાંડ્રિયાનું વિજ્ઞાન શીખવા એ નગરમાં ગયા હતા. ખગોળ અને ભૂગોળમાં હિંદીઓએ પાશ્ચાત્ય વિજ્ઞાન પાસેથી ઘણું મેળવ્યું હતું.

## યુરોપનો મધ્યયુગ

ઈ. સ. ૭૩૨માં ચાર્લ્સ માર્ટેલે ફ્રાન્સની ભૂમિ પર પોઇશિયાં ગામ પાસે આરબ સેનાને હરાવી તે પછી એ સેના સ્પેન તરફ પાછી વળી. યુરોપમાં ખ્રિસ્તી સંસ્કૃતિ ચાલુ રહે કે ઇસ્લામ પ્રવર્તે એ મહાપ્રશ્નનો નિર્ણય આ લડાઈએ કરી આપ્યો. ૭૩૨માં આરબો-ની જીત થઈ હોત તો યુરોપીય સંસ્કૃતિનો પ્રવાહ બદલાઈ જાત. એ દિવસોમાં આરબ સંસ્કૃતિ યુરોપીય સંસ્કૃતિ કરતાં આગળ વધેલી હતી. ઈ. સ. ૬૪૨માં અલેકઝાંડ્રિયા ફના થઈ ગયા પછી આરબોએ બગદાદ, કાહિરો ને કોર્ડોવાની મદ્રસાઓમાં વિદ્યા ને સંસ્કારની પરંપરા ચાલુ રાખી હતી. બગદાદ ઈ. સ. ૭૬૨માં

સ્થપાયું હતું. ત્યાં ગ્રીક અને હિંદુ વેપારીઓ ઘણી વાર આવતા. છેક આઠમી સદી જેટલા પ્રાચીન સમયમાં બગદાદના મુસ્લિમ રાજ્યકર્તાઓએ ગ્રીક વિચારક પ્લેટો, ઍરિસ્ટૉટલ અને પ્લૉટીનસનાં લખાણોના અરબી ભાષામાં તરજુમા કરાવ્યા હતા. આરબ મુસાફરો હિંદી સંસ્કૃતિથી આકર્ષાતા. અલબેરૂની ગઝનીના સુલતાન મહમૂદની જોડે હિંદુસ્તાન આવ્યો હતો, ને તેણે પ્રસિદ્ધ હિંદી ધર્મગ્રંથોનું જ્ઞાન મેળવ્યું હતું. ધાર્મિક અને ઇતર સાહિત્યના અનેક ગ્રંથોના સંસ્કૃતમાંથી અરબીમાં ને અરબીમાંથી લૅટિનમાં અનુવાદો થયા. હિંદુસ્તાનથી શેતરંજની રમત, અને ઘણી દંતકથાઓ, તથા એ દેશમાં નીપજેલી બીજી કૃતિઓને આરબો પશ્ચિમ યુરોપમાં લઈ ગયા. બારમી સદીના આખર ભાગમાં ઍરિસ્ટૉટનાં લખાણોના અરબી તરજુમા પરથી સ્પેનમાં લૅટિન અનુવાદો થયા, તે પરથી એ લખાણો તથા તેના પર આરબ અને યહૂદી ફિલસૂફોએ કરેલાં ભાષ્યોનો પરિચય પશ્ચિમ યુરોપને થવા પામ્યો. બગદાદના અલફરાબી (ઈ. સ. ૯૫૦) તથા ઇબ્નસીના (ઈ. સ. ૯૮૦–૧૦૩૭); અને સ્પેનના ઍવેરોસ (ઈ. સ. ૧૧૨૬–૯૮) નાં લખાણો યુરોપમાં જાણીતાં હતાં. ગ્રીક, યહૂદી ને પૂર્વની ફિલસૂફીનું વિચિત્ર મિશ્રણ અરબી ગ્રંથો મારફતે ખ્રિસ્તી ધર્મસંઘમાં દાખલ થયું. ઍરિસ્ટૉટલના સેશ્વરવાદને ખ્રિસ્તી ધર્મસિદ્ધાંતની પૂર્વપીઠિકારૂપે વાપરવામાં આવ્યો. ફિલસૂફીને ધર્મના આચાર કરતાં ગૌણ માનવામાં આવી.

યોગ અને ભક્તિનાં હિંદુ, ઇરાની ને ખ્રિસ્તી રૂપોમાં ઘણા સમાન અંશો જોવામાં આવે છે, તે આ રૂપો એક જ પ્રકારના વિકાસમાંથી નીપજેલાં હોવાને લીધે આવેલા માની શકાય. સૂફીઓ હઝરત મહમદની ઈશ્વર પરની શ્રદ્ધાની સાથે વેદાંતના જ્ઞાનનું અને યોગદર્શનની સાધનાનું મિશ્રણ કરે છે. ભૂમધ્ય સમુદ્રના કાંઠાની જે સંસ્કૃતિમાંથી પશ્ચિમની સંસ્કૃતિનો ઉદય થયેલો છે તે જ સંસ્કૃતિ-

માંથી ઇસ્લામને પણ પોષણ મળ્યું છે એ સાચું. વળી ઇસ્લામનો વિકાસ ગ્રીક સંસ્કૃતિની અસર તળે થયો ને તેણે મધ્યયુગીન જગતને ગ્રીક સંસ્કૃતિનો પરિચય કરાવ્યો એ પણ સાચું. છતાં ખ્રિસ્તી ધર્મે ઇસ્લામના અનુયાયીઓને અધર્મી ગણી કાઢયા. તથા ખ્રિસ્તી ધર્મ અને ઇસ્લામનાં સૈન્યો વચ્ચે રણાંગણો પર યુદ્ધો થતાં એટલો જ સમાગમ પાછળના સમયમાં સૈકાંઓ સુધી પૂર્વ અને પશ્ચિમ વચ્ચે રહ્યો.

## આધુનિક યુગ

૧૪૯૮માં વાસ્કો ડી ગામાએ યુરોપથી હિંદુસ્તાન જવાનો સમુદ્રમાર્ગ શોધી કાઢયો, અને ૧૫૦૯માં પોર્ટુગીઝોએ ગોવા કબજે કર્યું, ત્યારથી હિંદુસ્તાનના બજાર માટે યુરોપની પ્રજાઓ વચ્ચે લડાઈ શરૂ થઈ. પશ્ચિમની પ્રજાઓને પૂર્વની જે મોહની લાગેલી તેનો હેતુ આત્મપ્રાપ્તિ કે માનવસેવાનો નહોતો, પણ પૂર્વમાં જે અઢળક ધન હતું તે મેળવવાનો અને પોતાનો માલ ત્યાંનાં બજારોમાં ખપાવવાનો હતો. માંહોમાંહે લડતી સર્વ સામ્રાજ્યવાદી સત્તાઓની નજર હિંદુસ્તાન પર હતી. પોર્ટુગીઝો અને સ્પેનિયર્ડો, વલંદા, ફ્રેન્ચ અને અંગ્રેજો હિંદુસ્તાનની માલિકી મેળવવાને એકબીજા સામે લડયા. ૧૭૬૧માં ઇંગ્લંડનો દેખીતો વિજય થયો ત્યારે એ લડાઈઓનો અંત આવ્યો. ભારતીય સાહિત્યનો પદ્ધતિસર અભ્યાસ આ સમયથી શરૂ થાય છે. વૉરન હેસ્ટિંગ્સને રાજકારભારના કામસર હિંદનાં જૂનાં ધર્મશાસ્ત્ર ને કાયદાનાં પુસ્તકોનો અભ્યાસ કરવો આવશ્યક લાગ્યો. ૧૭૮૫માં ચાર્લ્સ વિલકિન્સે ભગવદ્ગીતાનો અંગ્રેજી અનુવાદ પ્રસિદ્ધ કર્યો. તેની પ્રસ્તાવના વૉરન હેસ્ટિંગ્સે લખેલી. તેમાં તેણે લખેલું કે "હિંદુસ્તાનમાં બ્રિટિશ અમલનો અન્ત આવશે, અને એ અમલને લીધે જે સંપત્તિ ને સત્તા મળે છે તે મળતાં બંધ થઈ જશે, ત્યારપછી પણ લાંબા વખત સુધી ભગવદ્ગીતા જેવા ગ્રંથો જીવતા રહેશે." વિલિયમ જોન્સે ૧૭૮૯માં કાલિદાસના

'શાકુન્તલ' નાટકનો અંગ્રેજી અનુવાદ પ્રસિદ્ધ કર્યો. એ અંગ્રેજી અનુવાદ પરથી જ્યોર્જ ફોર્સ્ટરે જર્મન ભાષામાં અનુવાદ કર્યો; ને હર્ડર અને ગ્યોટે જેવા પુરુષોએ તેને ઉત્સાહપૂર્વક વધાવી લીધો. હિંદુસ્તાનનાં આધ્યાત્મિક ગ્રંથરત્નોનો યુરોપને પહેલવહેલો પરિચય સ્વાભાવિકપણે અંગ્રેજોએ કરાવ્યો ખરો; પણ જર્મન વિદ્વાનોએ થોડા જ વખતમાં એ ક્ષેત્રમાં અગ્રેસરપદ લીધું.[૨૬] જર્મનીમાં ફ્રેડરિક શ્લેગલ નામના વિદ્વાને ૧૮૦૮માં 'હિંદીઓનાં ભાષા અને જ્ઞાન' વિષે ગ્રંથ લખીને ભારતીય વિદ્યાનો અભ્યાસ પહેલવહેલો ચાલુ કર્યો. ઑગસ્ટ વિલહેલ્મ શ્લેગલ એ ૧૮૧૮માં બૉનમાં અધ્યાપક થનાર પહેલવહેલો જર્મન હતો. તેણે ૧૮૨૩માં ગીતાની એક આવૃત્તિ કાઢી. ગીતાનો પહેલવહેલો જર્મન અનુવાદ ૧૮૦૨માં થયો. તે વાંચીને વિલહેલ્મ વૉન હમબોલ્ટના મન પર બહુ ઊંડી છાપ પડી; ને તેણે કહ્યું કે "આપણે જે સાહિત્યથી પરિચિત છીએ તે સર્વમાં મહાભારતમાં અન્તર્ભાવ પામેલી આ કથા એ સહુથી સુંદર, એટલું જ નહિ પણ ખરેખરા તત્ત્વદર્શનવાળું, કાવ્ય છે." તેણે ગીતાને વિષે એક લાંબો નિબંધ લખ્યો. (૧૮૨૫–૨૬)

ઉપનિષદોના ફારસી અનુવાદ પરથી એક ફ્રેન્ચ વિદ્વાન આંકૂવેતિલ દુપેરોંએ લૅટિનમાં અનુવાદ કરેલો, તે વાંચીને જર્મન ફિલસૂફ શોપનહોરે ઉપનિષદોના વિચારોનું જ્ઞાન મેળવ્યું. તેણે ઉપનિષદોની જે સ્તુતિ કરેલી તે સુપ્રસિદ્ધ છે: "મારા મનમાં નાનપણથી જે યહૂદી વહેમ જડ ઘાલીને બેઠેલો તે આ ગ્રંથ વાંચતાં કેવો ધોવાઈ ગયો છે, ને મારું મન કેવું નિર્મળ બની ગયું છે! (મૂળ સંસ્કૃત

૨૬*. સરખાવો હેઈનના ઉદ્ગાર: "પોર્ટુગીઝો, વલંદા અને અંગ્રેજો લાંબા વખતથી, વરસોવરસ, પોતાનાં વહાણોમાં ભરીને હિંદનાં મહામૂલાં રત્નો સ્વદેશ મોકલે છે. આપણે જર્મનોને આટલો બધો વખત એ જોઈ રહેવું પડ્યું છે. આજે શ્લેગલ, બોપ, હમબોલ્ટ, ફ્રેન્ક વગેરે આપણા પૂર્વના નાવિકો છે. બૉન અને મ્યુનિક સારાં કારખાનાં થઈ પડશે."

ગ્રંથને બાદ કરતાં) આ અનુવાદગ્રંથનું વાચન જગતમાં સૌથી અધિક લાભદાયક ને ઉન્નતિકારક છે. તેણે મને જીવનમાં આશ્વાસન આપ્યું છે ને મારા અંતકાળે પણ આપશે." શોપનહોર પર બૌદ્ધ આદર્શોની પણ ઘણી અસર પડેલી. શોપનહોર, હાર્ટમેન અને નીટ્શે દ્વારા ભારતીય તત્ત્વજ્ઞાને જર્મન ફિલસૂફી પર અસર પાડી હતી. રીચર્ડ વેગનર શોપનહોરનાં લખાણો મારફતે બૌદ્ધ વિચારોથી વાકેફ થયો હતો. મૅટિલ્ડી વેસેનડૉંકને વેગનરે ૧૮૫૭માં લખેલું: "હું અજાણ્યે બૌદ્ધ કેમ બન્યો છું તે તું જાણે છે......હા, દીકરી, એ વિશ્વધર્મ છે, ને એની સરખામણીમાં બીજો દરેક ધર્મમત ઊતરતો ને સંકુચિત લાગ્યા વિના રહે એમ નથી." હેઇન સેમિટિક જાતિનો હતો, છતાં એને વિષે બ્રૅંડીઝે કહ્યું છે કે "એનું આધ્યાત્મિક ઘર ગંગાને કાંઠે હતું."[૨૭] બૌદ્ધ ગ્રંથોનાં નાઉમેને કરેલાં જર્મન ભાષાન્તરો દ્વારા બૌદ્ધ ધર્મ જર્મનીમાં લોકપ્રિય થયો. પૉલ ડૉયસને કરેલા ઉપનિષદોના અનુવાદ અને ભારતીય તત્ત્વજ્ઞાન પરનાં તેનાં વિદ્વત્તાભર્યાં પુસ્તકો એ વિષયના શિષ્ટમાન્ય ગ્રંથો થઈ પડયાં.

માર્ઇ કેલેટે ૧૮૬૪માં રામાયણને વિષે લખતાં કહેલું: "જેણે વધારે પડતાં કામ કે વિચારો કર્યાં હોય તેણે આ ઊંડા જામમાંથી જીવન અને યૌવનનો મોટો ઘૂંટડો પીવો ઘટે છે...પશ્ચિમમાં જે કંઈ છે તે સાંકડું છે......ગ્રીસ નાનકડું છે ને હું ગુંગળાઈ જાઉં છું; જુડિયા સૂકું વેરાન છે ને હું હાંફું છું. મને ઉત્તુંગ એશિયાની, અગાધ પૂર્વની જરા ઝાંખી કરી લેવા દો." કોમ્તના પ્રત્યક્ષવાદને વિષે તે કહે છે કે એ આધુનિક સંસ્કૃતિને અનુકૂળ આવે એવા રૂપમાં રજૂ કરેલો બૌદ્ધ ધર્મ જ છે. એ સહેજ વેશપલટો કરાવેલું બૌદ્ધ તત્ત્વજ્ઞાન જ છે."

---

૨૭*. આમિયેલે હેઈનનું એક વાકય ટાંકયું છે: "પાશ્ચાત્ય જગતની સર્વભક્ષી પ્રવૃત્તિઓની વચ્ચે બ્રાહ્મણ જેવા સ્વભાવવાળા થોડાક આત્માઓ હોય એ સારૂં છે."

એડવીન આર્નલ્ડે 'જમ્બુજ્યોતિ' (Light of Asia) એ કાવ્ય લખ્યું તે ઇંગ્લંડ અને અમેરિકામાં બહુ જ રસપૂર્વક વંચાયું. અમેરિકામાં થોરો, ઇમરસન અને વૉલ્ટ વ્હીટમૅનનાં લખાણો-માં ભારતીય વિચારની અસર દેખાઈ આવે છે. થોરો કહે છે: "વૉલ્ડન તળાવનું ચોખ્ખું પાણી ગંગાના પવિત્ર જળમાં ભરેલું છે." ઇમરસનનો 'ઓવરસોલ' એ ઉપનિષદોનો પરમાત્મા છે. વ્હીટમૅન સુધારાની અટપટી ગૂંચો અને થાકેલા હારેલા બુદ્ધિવાદની ગભરામણોમાંથી છૂટી જવાને આતુર હોઈ પૂર્વ તરફ વળે છે. અમેરિકન લેખક અરવિંગ બૅબીટના માનવપ્રેમમાં અને પોલ એલમર મૂરનાં લખાણોમાં ભારતીય વિચારની ઊંડી અસર દેખાઈ આવે છે.

મૅટરલિંક મનુષ્યના મગજનું 'પશ્ચિમ પાસું' ને 'પૂર્વ પાસું' એવા બે વિભાગ પાડી તેમને એકબીજાની સામે મૂકે છે, ને લખે છે:

"આપણી નજીકનું આ પાસું બુદ્ધિ, વિજ્ઞાન અને ચેતનાને જન્મ આપે છે; પેલું દૂર રહેલું બીજું પાસું અન્તરદૃષ્ટિ, ધર્મ, અને ચેતનાની નીચે રહેલા મનના ઊંડા થરને ખીલવે છે....તેમણે અનેક વેળા એક-બીજામાં ઓતપ્રોત થવાનો, ભળવાનો, સાથે મળીને કામ કરવાનો પ્રયત્ન કર્યો છે. પણ પશ્ચિમના પાસાએ અત્યાર સુધી બીજા પાસાના પ્રયત્નોમાં વિઘ્ન નાખ્યાં છે, ને તેને લગભગ વિફળ બનાવ્યા છે. એ પશ્ચિમના પાસાને પ્રતાપે આપણે સર્વ ભૌતિક વિજ્ઞાનોમાં પ્રગતિ કરી છે; પણ તેની સાથે આજે અનુભવીએ છીએ એવી આપત્તિ પણ એને લીધે જ આપણે માથે આવી પડી છે......પૂર્વનું જે પાસું જડ જેવું થઈ પડેલું છે તેને જાગ્રત કરવાનો વખત આવી પહોંચ્યો છે."

રોમેં રોલાં, જેમને ભારતીય વિચારનો ઘણો રંગ લાગ્યો છે, તેઓ લખે છે: "યુરોપમાં આપણે અમુક માણસો એવા છીએ જેમને માટે યુરોપની સંસ્કૃતિ હવે પૂરતી નથી." કૈસરલિંગ,

જેમનાં લખાણોમાંથી પૂર્વની ભાવના નીતરે છે, તે કહે છે: "યુરોપને જોતાં હવે મને નવી સ્ફૂર્તિ નથી ચડતી. યુરોપની આ દુનિયા મને એટલી અતિપરિચિત થઈ ગઈ છે કે તે મારા જીવનને નવાં રૂપ આપી શકે એમ નથી. આજે આખા યુરોપનું માનસ એક જ પ્રકારનું છે. મારું જીવન હવે પલટો ખાય તો જ ટકી શકે એમ છે. એ પલટો જ્યાં થઈ શકે એવી જગાએ હું નાસી જવા ઇચ્છું છું."

આઇરિશ સાહિત્યનું પુનરુત્થાન પૂર્વની કલ્પનાઓની અસરથી ઘડાયેલું છે. આઇરીશ કવિ યીટ્સ અને જ્યોર્જ રસેલ (એ. ઈ.) એ પુનરુત્થાનના અગ્રેસરો છે. યુરોપ અને અમેરિકામાં આજે એવા ઘણા સાહિત્યકારો છે જેમના પર ભારતીય વિચારની ઘણી અસર પડેલી છે, ને જેઓ અત્યારના આપત્કાળમાં એ વિચારમાંથી પ્રેરણા મેળવવાની આશા રાખે છે. સર ચાર્લ્સ ઇલિયટ કહે છે: "મારે કબૂલ કરવું જોઈએ કે યુરોપિયનો અને તેમની રીતભાત ચડિયાતાં છે એવો વિશ્વાસ પશ્ચિમમાં ઘણા લોકો રાખે છે, પણ મારાથી રખાય એમ નથી. યુરોપની સંસ્કૃતિ તૃપ્તિદાયક નથી. અને એશિયા હજુ પણ ઘણા લોકોને એથી અધિક આકર્ષક કંઈક વસ્તુ આપી શકે એમ છે."

પણ પશ્ચિમમાં કેટલાક લોકો એવા છે જેઓ ડુંગર દૂરથી રળિયામણા જોઈને આકર્ષાય છે; જેઓ જીવનની કાવ્યમય સપાટી જોઈને મોહી પડે છે. રડયાર્ડ કિપલિંગ કેટલીક વાર આવી વૃત્તિ દાખવે છે. પશ્ચિમના લોકોને મન પૂર્વ એ હમેશાં એક રસિક સમસ્યા, 'અરેબિયન નાઇટ્સ'ના જેવાં પરાક્રમોની ભૂમિ, જાદુનું નિવાસસ્થાન, હૃદયની કામના તૃપ્ત કરવાનો પ્રદેશ રહ્યું છે. જે માણસોની શ્રદ્ધા ડગમગી હોય તેઓ એ ભૂમિ તરફ વળે છે, ને એમ માને છે કે આખરે આત્મા ને તેની પ્રાપ્તિ માટેનો પુરુષાર્થ એ

જ જીવનનો સાચો સાર છે. મોટે ભાગે હિંદુ અને બૌદ્ધ કલ્પનાઓ ને આચારો સ્વીકારનાર થિયૉસૉફી જેવા સંપ્રદાયો, નવા બૌદ્ધ સમાજો તથા રામકૃષ્ણ મઠની શાખાઓ પ્રત્યે પશ્ચિમના માણસો અધિકાધિક પ્રમાણમાં આકર્ષાતા જાય છે. પૂર્વની સંસ્કૃતિનો આવી રીતે પશ્ચિમમાં પ્રચાર થતો જોઈને કેટલાક લોકોને બેચેની થતી દેખાય છે. સુશિક્ષિત રોમનો ખ્રિસ્તી ધર્મને અવનતિની નિશાની માનતા હોઈ, તેનો પ્રચાર થતો જોઈને એટલા જ ચિન્તાતુર થતા હતા.

## પૂર્વ અને પશ્ચિમ

એશિયા અને યુરોપ જુદાં છે ખરાં, છતાં-એવાં સાવ જુદાં નથી કે તેમની વચ્ચે માલની અને વિચારોની લેવડદેવડ ન થઈ શકે. આવી લેવડદેવડ ભૂતકાળમાં હમેશાં થતી રહી છે. તે સૂચવે છે કે માણસોનાં મન દેખીતાં જુદાં જુદાં છતાં તેમાં મૂળે તો એકતા જ રહેલી છે. ભારતવર્ષ એક અર્થમાં એશિયાના માનસનું પ્રતિનિધિ રહેલું છે. તેની અને યુરોપની વચ્ચે ભૂગોળના, ભાષાના ને જાતિભેદના મોટા અન્તરાયો પડેલા છતાં તે યુરોપથી અળગું ને અસ્પૃષ્ટ કદી રહ્યું નથી. પશ્ચિમના વિચારો પરનો તેનો પ્રભાવ, અથવા તેની સાથેનો સંબંધ અખંડ અને એકધારો નથી રહ્યો, છતાં તેણે ઘણો અગત્યનો ભાગ ભજવ્યો છે. આપણે જેવી રીતે એસીરિયા કે મિસર, ક્રીટ કે બેબીલનની વાત કરીએ છીએ તેવી રીતે ભારતવર્ષની વાત નથી કરી શકતા; કેમ કે તેનો ઇતિહાસ હજુ પણ રચાઈ રહ્યો છે, અને તેની સંસ્કૃતિ હજુ આગળ વધી રહી છે.

પશ્ચિમના વિચારપ્રવાહમાં વિચારો ને કલ્પનાઓની એક નવી જ નદી એકાએક આવી મળવાને લીધે આજે પશ્ચિમમાં સંસ્કૃતિનું પુનરુત્થાન ચાલી રહ્યું છે. જેમ મધ્યયુગના પુનરુત્થાન

વખતે, ગ્રીસ અને રોમની પ્રાચીન વિદ્યા અને સંસ્કૃતિનાં વસાઈ ગયેલાં દ્વાર ફરી ઊઘડવાથી યુરોપનું માનસ વિશાળ બન્યું હતું, તેમ એશિયાથી મળેલા નવા વારસાને લીધે આજે યુરોપમાં એકા-એક આત્માનો વિકાસ થઈ રહ્યો છે. એશિયાના એ વારસાની સાથે ભારતવર્ષને નિકટનો સંબંધ છે. માનવજાતિના ઇતિહાસમાં પહેલી જ વાર આપણને એવું ભાન થયું છે કે જગત એક ને અખંડ છે. આપણને ગમે કે ન ગમે, પણ પૂર્વ અને પશ્ચિમ ભેગાં થયાં છે, ને હવે વિખૂટાં પડવાનાં નથી. એની વચ્ચેનું ભૌગોલિક અંતર ટૂંકું થઈ ગયું છે, તેને લીધે આધ્યાત્મિક સમાગમ અને વિચાર ને કલ્પનારૂપી રત્નોના વિનિમયને માટે તૈયારી ચાલી રહી છે. આપણે એકલા યુરોપનો કે એકલા એશિયાનો જ ઇતિહાસ ભણીએ તો પોતાને સુશિક્ષિત ને સંસ્કારી ન ગણી શકીએ. માનવજાતિના અડધા ભાગના વિચાર અને અનુભવ પ્રત્યે દુર્લક્ષ કરવાથી આપણને પોતાને જ હાનિ થાય એમ છે. એકલા પૂર્વના કે એકલા પશ્ચિમના વિચારોના એકાંગી ને એકપક્ષી અભ્યાસથી આવતી સંકુચિતતા આપણે જો ટાળવી હોય, અને વધારે સંપૂર્ણ ને વ્યાપક અનુભવ વડે આપણા આન્તરિક જીવનને સમૃદ્ધ કરવું હોય, તો આપણે એકબીજાની સંસ્કૃતિને સમજતા થઈએ એ આવશ્યક છે. પરદેશથી આવતા સર્વ વિચારો ને સંસ્કારોની સામે આપણામાંના કેટલાક કેડ કસીને લડે છે તેની પાછળ મૂર્ખતાભર્યું ગુમાન રહેલું છે. માનવકુળની કોઈ પણ શાખા અધ્યાત્મના કે વિજ્ઞાનના ક્ષેત્રમાં જે કંઈ પ્રગતિ કરે તે પોતાને એકલાને માટે નથી કરતી, પણ આખી માનવજાતિને માટે કરે છે. વળી જગતની કોઈ પણ પ્રજામાં એવી કોઈ શક્તિ નથી જે અમુક અંશે જગતની સર્વ પ્રજાઓમાં મોજૂદ ન હોય. ફરક માત્ર ઓછાવત્તા પ્રમાણનો છે. પ્રાચીન ભારત-ની અધ્યાત્મવિદ્યા કે અર્વાચીન યુરોપનો બુદ્ધિવાદ એ મનુષ્યને મનુષ્ય તરીકે મળેલી કોઈક વસ્તુનો જ પૂર્ણતર વિકાસ છે. અત્યારે

નવો જન્મ પામતી દુનિયાનાં અગત્યનાં વહેણ નિહાળનારને સ્પષ્ટ દેખાય છે કે આજે સંસ્કૃતિઓનો સંગમ થઈ રહ્યો છે ને તેમનાં વહેણ એક–બીજાની સાથે એકાકાર થઈ રહ્યાં છે. કોઈ પણ સંસ્કૃતિના હૃદય સુધી પહોંચવાને માટે આપણે ઊંડા ઊતરીને તેના વિચારોનાં ગૂઢ ઉગમસ્થાન સુધી, તેના ધાર્મિક આદર્શો સુધી પહોંચી જવું જોઈએ. ધર્મ એ છેક શરૂઆતથી માનવી સંસ્કૃતિનું વાહન બનેલો છે. મનુષ્યના ઊંડામાં ઊંડા અનુભવની એ સર્વોત્તમ સિદ્ધિ છે. તે ઊંડામાં ઊંડા પ્રકારનું જીવન છે; અને તેમાં માનવજીવનનાં વિવિધ — અટપટાં ને પરસ્પરવિરોધી — અંગોનું પ્રતિબિંબ પડે છે. કરોડો મનુષ્યોનાં વિચારો ને સ્વપ્નો મળીને કોઈ પણ ધર્મ રચાય છે. જગતના મોટા ભાગને તેનું ધાર્મિક શિક્ષણ ભારતવર્ષ પાસેથી મળ્યું હતું. વહેમ અને તાત્ત્વિક વાદવિવાદની સામે ભારતવર્ષને નિરન્તર લડાઈ ચલાવવી પડી છે; છતાં તે સેંકડો વરસ થયા આત્માના આદર્શોને દૃઢતાપૂર્વક વળગી રહેલું છે. ૨૮

૨૮*. વીલ ડુરાં લખે છે: "એ સાચું છે કે ભારતવર્ષે, હિમાલયની દીવાલ ઉપર થઈને પણ, આપણને વ્યાકરણ અને તર્ક, ફિલસૂફી અને દંતકથાઓ, સંમોહનવિદ્યા અને શેતરંજ, અને એ બધાં ઉપરાંત આપણા આંકડા ને આપણી દશાંશપદ્ધતિ જેવી શંકાસ્પદ ઉપયોગવાળી ભેટો મોકલી છે. પણ આ એના આત્માએ ઉપજાવેલી સર્વોત્તમ કૃતિઓ નથી. તેની પાસેથી આપણે ભવિષ્યમાં જે કંઈ શીખી શકીએ એમ છીએ તેના પ્રમાણમાં આ તો નજીવી ચીજો છે. નવી નવી યાંત્રિક શોધો, ઉદ્યોગ અને વેપાર જગતના ખંડો વચ્ચે એકબીજા સાથે નિકટનો સંસર્ગ સાધશે, અથવા તો આપણી ને એશિયાની વચ્ચે લડાઈ જગવશે, તેમ તેમ આપણે તેની સંસ્કૃતિનો વધારે બારીકાઈથી અભ્યાસ કરીશું; અને, ભલે શત્રુભાવે પણ, તેના કેટલાક રીતરિવાજ ને વિચારો ગ્રહણ કરીશું. વિજય, ગર્વ અને લૂંટના બદલામાં ભારતવર્ષ કદાચ આપણને આ ગુણો શીખવશે — પાકટ મનની સહિષ્ણુતા ને નમ્રતા, વીતરાગ આત્માની નિશ્ચિત સ્થિરતા, સહૃદય આત્માની શાંતિ, અને જીવમાત્ર વિષે ઐક્યસાધક ને શાંતિદાયક પ્રેમ."

## ૫

# હિંદુ તત્ત્વજ્ઞાન અને ખ્રિસ્તી ધર્મતત્ત્વ

## મૂળતત્ત્વોમાં સામ્ય

૧૯૨૨માં ઑક્સફર્ડમાં ભરાયેલી એક પરિષદમાં મિ. ગ્રીવ્ઝ નામના ગૃહસ્થે હિંદુ ધર્મને વિષે નિબંધ વાંચ્યો હતો. તેમાં કહેલું: "એકંદરે જોતાં, નામધારી ખ્રિસ્તીઓનું આચરણ ખ્રિસ્તી ધર્મના આદેશોથી જેટલું પાછળ છે તેટલું જ, કે લગભગ તેના જેટલું, હિંદુઓનું આચરણ હિંદુ ધર્મના આદેશોથી આગળ છે." આ કથનમાં હિંદુઓના આચરણને વિષે ઉદારતા વ્યક્ત થાય છે. પણ, હિંદુ તત્ત્વજ્ઞાન એ આચરણને પાત્ર નથી એવો જે ધ્વનિ એમાં રહેલો છે તેને વિષે વિવાદને અવકાશ છે ખરો. આપણે સહુ જે વસ્તુને સમજી નથી શકતા તેને વગોવવા બહુ તત્પર રહીએ છીએ. જેઓ હિંદુ ધર્મને બહારથી નિહાળી તેને વિષે અભિપ્રાય ઉચ્ચારે છે તેઓ એ ધર્મમાં રહેલી જીવનશક્તિ જોઈ શકતા નથી. જે મહાન વસ્તુઓને માટે મનુષ્યો જીવ્યા છે ને મર્યા છે, અને આજે પણ જીવે છે ને મરે છે, તે વસ્તુઓનું આકલન સાચી ધર્મનિષ્ઠા વિના કરી શકાતું નથી. એવી ધર્મભાવના મનમાં રાખીને આપણે અન્ય ધર્મોને સહૃદયતા ને સમભાવથી નિહાળવા ઘટે છે. એમ કરતાં આપણે જોઈશું કે સર્વ ધર્મોમાં એનાં એ જ મૂળતત્ત્વો પર ભાર મૂકેલો દેખાય છે. એ તત્ત્વો તે આ : ઈશ્વર છે; મનુષ્ય અને ઈશ્વર વચ્ચે કંઈક આત્મીયતા છે; ઈશ્વરની સાથે અનુસંધાન સાધવાની

ઇચ્છા મનુષ્યમાં સ્વભાવસિદ્ધ છે; અને ઈશ્વર તથા મનુષ્ય વચ્ચે કોઈક પ્રકારનો સંપર્ક શક્ય છે. જગતના જીવતા, પ્રગતિશીલ ધર્મોની વચ્ચે જે ભિન્નતાઓ દેખાય છે તેનું કારણ એ છે કે જુદા જુદા ધર્મો જુદાં જુદાં તત્ત્વો પર ભાર દે છે. એ ફરક વળી તે તે ધર્મની આસપાસનાં સામાજિક વાતાવરણ અને ઐતિહાસિક સંજોગો-માં રહેલા ભેદને આભારી હોય છે. હવે ઉચ્ચતર દૃષ્ટિએ થતી ધર્મની સમીક્ષા, કુદરત વિષેના જ્ઞાનની વૃદ્ધિ, અધ્યાત્મવાદી તત્ત્વ-જ્ઞાન, તુલનાત્મક ધર્મ, ધર્મવૃત્તિનો માનસશાસ્ત્રની દૃષ્ટિએ અભ્યાસ, અને અપરોક્ષ અનુભવ અથવા સાક્ષાત્કાર સાથેનો ગાઢ પરિચય, એ બધાંની અસરને લીધે ખ્રિસ્તી વિચારકો પોતાના વિચારો ને સિદ્ધાન્તોની ઇમારત નવેસર રચવા મંડી પડ્યા છે; એ ભારે સંતોષ પામવા જેવી વાત છે. એ નવરચનાને પરિણામે ખ્રિસ્તી ધર્મ હિંદુ ધર્મની નજીક આવી રહ્યો છે, અને ખ્રિસ્તી ધર્મ તથા બીજા ધર્મોની વચ્ચે પડી ગયેલું અંતર પુરાવાની આશા દેખાય છે. એક જ લેખમાં કંઈ પદ્ધતિસર ચર્ચા કરવી તો શક્ય નથી; પણ અહીં હું હિંદુ ધર્મનાં કેટલાંક મૂલભૂત તત્ત્વો સંક્ષેપમાં — તેની અને ખ્રિસ્તી ધર્મની વચ્ચે રહેલા સામ્યના અંશો દેખાઈ આવે એવી રીતે — વર્ણવવાનો પ્રયાસ કરવા ઇચ્છું છું. ઈશ્વર, મનુષ્ય, તથા મનુષ્યના ભાવિને લગતા પ્રશ્નો વિષેના જે વિચારો હિંદુ ધર્મનાં જુદાં જુદાં સર્વ રૂપોમાં, તેના લાંબા ઇતિહાસ દરમ્યાન, જોવામાં આવ્યા છે તેને મેં હિંદુ ધર્મનાં મૂલભૂત તત્ત્વો તરીકે વર્ણવ્યા છે.

## ૧. પરમાત્માની ત્રિમૂર્તિ

હિંદુ તત્ત્વજ્ઞાન માને છે કે ઈશ્વરની ગૂઢતાનો પાર પામવાનું માણસના મનનું ગજું નથી. ઈશ્વરના સ્વરૂપની સૂક્ષ્મતા સમજવાની માણસના મર્યાદિત મનની અશક્તિ પર ઘણાં શાસ્ત્રવચનોએ ભાર

દીધો છે.[1] પરમાત્મામાં એવા અગણિત ગુણો ને પાસાઓ છે જેની આપણને મનુષ્યોને કશી ગમ નથી પડતી. પણ પરમાત્માને આમ 'નેતિ, નેતિ' (આ નહિ, આ નહિ) કહીને વર્ણવવામાં આવે એથી કોઈ હિંદુને સંતોષ થતો નથી. પોતાનું વ્યક્તિત્વ જેવું સંવેદન, પ્રેમ અને કામનાના મિશ્રણવાળું છે તેવું જ ઈશ્વરનું પણ વ્યક્તિત્વ હોવું જોઈએ, એમ તે આગ્રહપૂર્વક કહે છે. તે કહે છે કે ઈશ્વર એ 'પુરુષોત્તમ' છે, અને જ્ઞાન, પ્રેમ તથા શક્તિના ગુણો ધરાવે છે. છતાં એને એ ભાન તો સતત હોય જ છે કે ઈશ્વરનું વ્યક્તિત્વ (અથવા સગુણ રૂપ) એ માત્ર ઉપલું ઢાંકણ છે, અને એની તળે કંઈક ઉચ્ચતર તત્ત્વ છુપાયેલું પડ્યું છે. ઈશ્વરનું વ્યક્તિત્વ કંઈ મનુષ્યના વ્યક્તિત્વ જેવું મર્યાદિત અને સ્વાર્થરત નથી; કેમ કે ઈશ્વર એ સર્વેશ્વર છે, સર્વજ્ઞ છે, ભૂતમાત્રનો અંતરાત્મા છે, સર્વવ્યાપી છે, અને ભૂતમાત્ર એનામાંથી ઉદ્ભવ્યાં છે ને એનામાં વિલીન થવાનાં છે.

ઈશ્વરનું વ્યક્તિત્વ (અથવા સગુણ રૂપ) જ્ઞાન, પ્રેમ અને સદાચારનો ત્રિવેણીસંગમ છે. તેથી તે જગતનો કર્તા, ઉદ્ધારક અને ન્યાયાધીશ બને છે. બ્રહ્મા, ઈશ્વરના જ્ઞાનની મૂર્તિ હોઈ, સૃષ્ટિનું સર્જન કરે છે. વિષ્ણુ ઈશ્વરના પ્રેમની મૂર્તિ હોઈ, જગતનો ઉદ્ધાર કરે છે. શિવ, ઈશ્વરની સર્વસમર્થ શક્તિ ને સંપૂર્ણતાની મૂર્તિરૂપે, જગતનો ન્યાય કરે છે. વિશ્વની વ્યવસ્થામાં ઈશ્વરના મનનું પ્રતિબિંબ પડે છે.

---

१. तं दुर्दर्श गूढमनुप्रविष्टं गुहाहितं गह्वरेष्ठं पुराणम् ।

कठोपनिषत् १; २; १२.

न तत्र वाग् गच्छति नो मनः । केनोपनिषत् १; ३.

यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह ।

तैत्तिरीयोपनिषत् २; ४; १.

પરમાત્માના ત્રિકાલાબાધ વિચારોનું સંક્રમણ દિક્કાલના ક્ષેત્રમાં ધીમે ધીમે થાય છે. સર્વ પદાર્થો પોતાની અપૂર્ણતાઓ દૂર કરવા અવિરતપણે મથે છે; એ ઉદ્દેશથી કે ઈશ્વરના ધામમાં પોતાની શ્રેણીનાં જે આદર્શ, અવિકલ અને શાશ્વત રૂપો હોય તેના જેવા પોતે બનવું; એટલે — બીજા શબ્દમાં કહીએ તો — પોતાનું ઈશ્વરનિર્મિત ધ્યેય પ્રાપ્ત કરવું. વિશ્વની ક્રિયા એ અવિશ્રાંતપણે ચાલતો વિકાસક્રમ છે. તેમાં પદાર્થો જૂના ગુણોથી ઊલટા એવા નવા ને ઉચ્ચતર ગુણો કેળવે છે. બ્રહ્માની કલ્પના પરમાત્માના અનંતત્વનો ને તેની અવિરત સર્જનપ્રવૃત્તિનો ખ્યાલ આપે છે. પરમાત્મા સૃષ્ટિ ઉત્પન્ન કરે છે તેમાં ધ્યેય એ હોય છે કે તેનાં સરજેલાં પ્રાણીઓ પોતાની ઉત્પત્તિ પરમાત્મામાંથી થઈ છે અને પોતાને અન્તે ત્યાં જ પહોંચવાનું છે એ સમજે, અને પોતાનો દેવાંશી સ્વભાવ પોતાના આચરણમાં પ્રગટ કરે.[2] ઈશ્વરના સરજેલા સર્વ પદાર્થોમાંથી એકલો મનુષ્ય જ પોતામાં રહેલું પરમાત્મતેજ પૂરેપૂરું પ્રગટાવી શકે છે, અને પરમાત્મા કેવો હોય તેની કંઈક ઝાંખી જગતને કરાવી શકે છે. ઈશ્વરે મનુષ્યને સરજ્યો ત્યારે તેને જીવનનો આદર્શ પણ સાથેસાથે આપ્યો હતો, અને કહી રાખ્યું હતું કે "તારે જો તારું ઈશ્વરનિર્મિત ધ્યેય પ્રાપ્ત કરવું હોય તો આ નિયમને અનુસરવું." ગીતા કહે છે: "યજ્ઞ સહિત પ્રજાને ઉત્પન્ન કરીને પ્રજાપતિ બ્રહ્મા બોલ્યા : 'યજ્ઞ દ્વારા તમે વૃદ્ધિને પામજો. એ તમને ઇચ્છિત ફળ આપો.' "[3] એ યજ્ઞ એટલે સેવા અને સ્વાર્પણનો નિયમ. તેનું પાલન કરીને આપણે

---

૨. સરખાવો : सन्मूलाः सोम्येमाः सर्वाः प्रजाः सदायतनाः सत्प्रतिष्ठाः। इमाः सर्वाः प्रजाः सत आगत्य न विदुः सत आगच्छामह इति।

छांदोग्य ६; ९; ४. ६; १०; २.

३. सहयज्ञाः प्रजाः सृष्ट्वा पुरोवाच प्रजापतिः।

अनेन प्रसविष्यध्वमेष वोऽस्त्विष्टकामधुक्॥ गीता ३; १०.

ઈશ્વરે આપણે માટે નિર્મેલો આદર્શ પ્રાપ્ત કરી શકીએ, અને ક્રમે ક્રમે વિકાસ સાધીને પરમાત્મસ્વરૂપ બની શકીએ.

પણ આપણે આપણું મૂળ ભૂલી જઈએ છીએ, ઈશ્વરની યોજનામાં આપણું સ્થાન ભૂલી જઈએ છીએ, યજ્ઞનો નિયમ ભૂલી જઈએ છીએ, અને સ્વાર્થી પ્રવૃત્તિઓમાં અટવાઈ જઈએ છીએ. ઈશ્વરની ઉદ્ધારક શક્તિની જરૂર ત્યારે ઊભી થાય છે. સર્વશક્તિમાન બ્રહ્મા એ કૃપાનિધાન વિષ્ણુ પણ છે. આપણી આસપાસ ચોમેર, દિક્કાલરૂપે જે કંઈ દેખાય છે તેની પાછળ — પાર્થિવ જગત, સજીવ પ્રાણીમાત્ર અને મનુષ્યનો ઇતિહાસ એ સર્વની પાછળ — એનાં પ્રેમ અને કરુણા પથરાયેલાં છે. સર્વવ્યાપી વિષ્ણુ પ્રત્યેક મનુષ્ય આત્માને પાપ અને અશુદ્ધિની સામે લડવામાં સક્રિયપણે મદદ આપે છે. એ આપણા હૃદયમાં વિરાજતો અંતર્યામી છે, અંતર્દીપ છે; અને આપણો જીવનપંથ ઉજાળે છે. એ શુદ્ધ અને અપાપવિદ્ધ હોઈ કોઈ પણ દુષ્કર્મમાં સંમતિ આપતો નથી; સતસ્વરૂપ હોઈ ક્ષણિક ને નાશવંત વસ્તુઓને વિષે આસક્તિ રાખતો નથી; અને પ્રેમનો સાગર હોઈ કોઈ પણ જીવને પરાયો ગણતો નથી. તે ભૂતમાત્રનો હેતાળ મિત્ર છે — **સુહૃદં સર્વભૂતાનામ્**. તે જગતનો ત્રાતા ને ઉદ્ધારક છે.[૪] તેની હસ્તી આપણી

૪. स नो बन्धुर्जनिता स विधाता । नारायणोपनिषत् ४.

(તે આપણો બન્ધુ છે; જનક છે; વિધાતા છે.)

त्वमस्माकं तव स्मसि । ऋग्वेद ८; ९२; ३२.

(તું અમારો છે, ને અમે તારા છીએ.)

अभ्यूर्णोति यन्नग्नं भिषक्ति विश्वं यत्तुरम्

प्रेमन्धः ख्यन्निः श्रोणो भूत् ॥ ऋग्वेद ८; ७९; २.

(તે નાગાને ઢાંકે છે, રોગીનો ઉપચાર કરે છે, આંધળાને દેખતો કરે છે, ને લંગડાને ચલાવે છે.)

मा भेम मा श्रमिष्मोग्रस्य सख्ये तव । ऋग्वेद ८; ४; ७.

(તારા જેવા સમર્થની મૈત્રી છે એટલે અમે બીવાના નથી કે દુઃખી થવાના નથી.)

ખાતરી કરાવે છે કે જગત પુણ્યને પંથે ચાલી રહ્યું છે. પણ તે આપણી ઇચ્છા વિરુદ્ધ વર્તતો નથી. તેણે તો અર્જુનને પણ આખી ગીતા સંભળાવ્યા પછી કહ્યું કે "તને ઠીક લાગે તેમ કર — यथेच्छसि तथा कुरु". તેની ઉદ્ધારક પ્રવૃત્તિ બ્રહ્માએ રચેલી વિશ્વવ્યવસ્થા અનુસાર જ ચાલે છે. પોતાના હાથે ઘડેલા સૃષ્ટિના નિયમોનું ઉલ્લંઘન કરીને પોતાનો મહિમા વધારવાની ઈશ્વરની ઇચ્છા નથી. વિષ્ણુ તો આપણને મદદ કરવાને સદા તત્પર હોય છે. પણ આપણાં પાપ અને મૂઢતા અંતરાયરૂપ બની તેની કૃપાનો અમલ થતો અટકાવે છે. આપણે ભલે પાપ કર્યાં હોય ને એ રીતે આપણા હૃદયસ્થ પરમાત્માને દગો દીધો હોય, આપણે ભલે ગમે તેવા 'પ્રસિદ્ધ પાતકી' હોઈએ, તો પણ જો એ 'પાપપુંજહારી'ને શરણે જઈએ તો તે પાપગર્તમાંથી આપણો ઉદ્ધાર કરે છે. ગીતામાં કૃષ્ણે કહ્યું છે: "મોટો દુરાચારી પણ જો અનન્યભાવે મને ભજે તો તે સાધુ થયો જ માનવો; કેમ કે હવે તેનો સારો સંકલ્પ છે. એ તુરત ધર્માત્મા થાય છે ને નિરંતર શાન્તિ પામે છે. હે કૌન્તેય! તું નિશ્ચયપૂર્વક જાણજે કે મારો ભક્ત કદી નાશ પામતો નથી."[૫] આમ પાપીમાં પાપી માણસને પણ પોતાનાં પાપ ધોઈ કાઢી શુદ્ધ થવાની તક પડેલી છે.

ઈશ્વર માત્ર સત્ય અને પ્રેમની મૂર્તિ નથી; ન્યાયાધીશ પણ છે. તે શક્તિ અને પૂર્ણત્વની પ્રતિમા છે; પાપપુણ્યનો ન્યાય કરનાર છે; કર્મના નિયમની દેખરેખ રાખનાર ને કર્મફળ આપનાર કર્માધ્યક્ષ છે. આપણે પાપ કરીએ ત્યારે પાપની સજા શિવ આપે છે.

---

૫. अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।
साधुरेव स मन्तव्यः सम्यग् व्यवसितो हि सः ॥
क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छान्तिं निगच्छति ।
कौन्तेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति ॥
गीता ९; ३०-३१.

બ્રહ્મા, વિષ્ણુ અને શિવ એ ત્રણ ભિન્ન વ્યક્તિઓ નથી, પણ એક અને અદ્વિતીય એવા પરમાત્માનાં જ ત્રણ ભિન્ન રૂપો છે, ને તેનાં જુદાં જુદાં કાર્યો અનુસાર એ રૂપોની સંકલ્પના કરેલી છે. બ્રહ્મા આપણને પેદા કરે છે તેની સાથે આપણામાં અમુક શક્તિઓ બીજરૂપે મૂકે છે. અનેક અંતરાયો દૂર કરી એ શક્તિઓને વિકસાવવામાં વિષ્ણુ આપણને સહાયતા કરે છે. પાપપુણ્યના સંગ્રામમાં પુણ્ય આપણને વિજય મેળવવાનું સામર્થ્ય ધરાવે છે, એમ શિવની કલ્પના સૂચવે છે. તૈત્તિરીય ઉપનિષદ કહે છે તેમ, "જ્યાંથી આ ભૂતો જન્મે છે, જેના વડે જન્મેલાં જીવે છે, અને મર્યા પછી જ્યાં જાય છે તે સ્થાન" એક જ છે; "તે બ્રહ્મ છે."[૬] ઈશ્વર એક જ છે, પણ આપણે તેનાં ત્રણ રૂપ કલ્પીએ છીએ. एक एव त्रिधा स्मृतः। સર્જન, ઉદ્ધાર અને ન્યાય — અથવા કહો કે સર્જન, પાલન ને નાશ — એ સર્જનાત્મક વિકાસક્રમનાં ત્રણ મૂલભૂત અંગો છે."[૭]

પરબ્રહ્મ એ સર્જન, ઉદ્ધાર અને ન્યાયને ત્રિવિધ માર્ગે કામ કરતો ઈશ્વર છે એમ માનીએ, તો એ પરથી એમ ફલિત થાય છે કે જે જગતને અંગે આ ત્રણ કાર્યો થાય છે તે જગતને ઈશ્વરની સાથે અંશાંશિભાવનો સંબંધ છે. કેટલાંક ઉપનિષદો, ભગવદ્ગીતા, અને સગુણબ્રહ્મવાદી વેદાન્તના કહેવા મુજબ જગત એ ઈશ્વરનું શરીર છે.[૮] ઈશ્વર સચરાચર વિશ્વની પ્રત્યેક વસ્તુમાં વાસ કરે છે

---

૬. यतो वा इमानि भूतानि जायन्ते। येन जातानि जीवन्ति। यत्प्रयन्त्यभिसंविशन्ति। तद् ब्रह्मेति। तैत्तिरीयोपनिषत् ३; १; १.

૭. સરખાવો: स वा एष एकस्त्रिधाभूतोऽष्टधैकादशधा द्वादशधाऽपरिमितधा। मैत्रायण्युपनिषत् ४; ५.

रजोजुषे जन्मनि सत्त्ववृत्तये स्थितौ प्रजानां प्रलये तमःस्पृशे।
अजाय सर्गस्थितिनाशहेतवे त्रयीमयाय त्रिगुणात्मने नमः॥ कादंबरी

८. यस्य पृथिवी शरीरम्। बृहदारण्यक ३; ७; ३.

એમ કહેતાં હિંદુ તત્ત્વજ્ઞાન કરતું નથી. ઈશ્વર જગતથી ભિન્ન છે ને એકલસૂરા એકાન્તવાસમાં વસે છે એમ તે માનતું નથી. ગીતામાં કૃષ્ણ કહે છે કે જગતનું સર્વ સૌંદર્ય, તેનું સર્વ સત્ય, તેની સર્વ સુભગતાઓ એ ઈશ્વરની દિવ્ય વિભૂતિઓ છે, એ વિભૂતિઓ વડે ઈશ્વર આ અનેક ભુવનોને વ્યાપી રહ્યો છે; ને તે તેના તેજના અંશમાંથી જ ઉત્પન્ન થયેલી છે.[૯] સૃષ્ટિ એ પરમાત્માના ભવ્ય તેજને ઢાંકનારું 'હિરણ્મય પાત્ર' છે; તેના શ્વાસમાંથી નીકળેલું (નિઃશ્વસિત) છે; તેના વિચારનું મૂર્ત રૂપ છે. પણ ઈશ્વર અને જગત એકરૂપ છે, ઈશ્વર જગતમાં જ સમાઈ જાય છે ને તેની પાર છે જ નહિ, એમ હિંદુ તત્ત્વજ્ઞાન માનતું નથી. તે આદર્શ અને વર્તમાન પરિસ્થિતિ વચ્ચે, સત્ અને અસત્ વચ્ચે, પાપ અને પુણ્ય વચ્ચે, ભેદ પાડે છે. મનુષ્યે અહંકાર અને મમત્વનો ત્યાગ કરીને નિર્મમ ને નિરહંકાર બનવું જોઈએ, ને પોતાના એકલાનો વિચાર કરવો છોડી દેવો જોઈએ, એમ હિંદુ ધર્મ આગ્રહપૂર્વક કહે છે. આનો અર્થ એ કે આ જે પાર્થિવ જગત છે તેની પાર કંઈક સત્ તત્ત્વ છે, અને મનુષ્ય તેને પ્રાપ્ત કરવા મથી રહ્યો છે. આપણો ઉદ્ધાર કરવાપણું રહે છે, એ બતાવે છે કે સંસારમાં એવાં કંઈક તત્ત્વો છે જેમાંથી આપણો ઉદ્ધાર કરવાનો છે. જગતની સર્વ વસ્તુઓમાં ઈશ્વરનો અંશ જો સરખા પ્રમાણમાં હોય, તો ઉદ્ધારની કે પાપપુણ્યનો ન્યાય તોળવાની કશી જરૂર ન રહે. ઈશ્વર પ્રકૃતિમાં તેના પ્રાણરૂપે જ નથી; પણ તેની પાર તેના કર્તા, સ્વામી ને ન્યાયાધીશરૂપે

---

૯. यद् यद् विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेव वा ।
तत्तदेवावगच्छ त्वं मम तेजोऽशसंभवम् ॥ गीता १०; ४१.
यो विश्वं भुवनमाविवेश । श्वेताश्वतर २; १७. तस्यावयवभूतैस्तु व्याप्तं सर्वमिदं जगत् । श्वे. ४; १०. यतो जातानि भुवनानि विश्वा । श्वे. ४; ४.

પણ છે. જગતનું વહન અને ઈશ્વરનું જીવન એકરૂપ છે, અને ઈશ્વર જગતને ચલાવવા ઉપરાંત કશો વ્યાપાર કરતો જ નથી, એ જાતનો હેગલનો સિદ્ધાંત હિંદુ ધર્મને માન્ય નથી. જગત ઈશ્વરમાંથી ઉદ્ભવ્યું છે ને ઈશ્વરમાં પ્રતિષ્ઠિત છે એ ખરું, પણ જગત નાશ પામે તો ઈશ્વર કંઈ મરી જવાનો નથી. સ્વ-સ્વરૂપે તે જગતથી સ્વતંત્ર ને તેનાથી પર છે. તેનો અંશ એવો જે આત્મા છે તે પૃથ્વીમાં રહ્યો છતાં પૃથ્વીથી જુદો છે; તેને પૃથ્વી જાણતી નથી; પૃથ્વી તેનું શરીર છે; અને તે અંદરથી પૃથ્વીનું નિયમન કરે છે.[૧૦]

નદીનું પાણી ચોખ્ખામાં ચોખ્ખું તેના મૂળ આગળ જ મળે. એ ન્યાય ખ્રિસ્તી ધર્મને પણ લાગુ પડે જ છે. આપણે ઈસુ ખ્રિસ્તનાં જીવન અને ઉપદેશનો અભ્યાસ કરીએ તો એ ધર્મના કેન્દ્રવર્તી સિદ્ધાન્તોનો સ્પષ્ટ ખ્યાલ મળે છે. બાઈબલના જૂના કરાર (તોરાત)નો યાહવે એક જ પ્રજાનો દેવ હતો, એ દેખીતું છે. હોસિયા અને ઈસાઈયા જેવા કેટલાક યહૂદી પેગંબરોએ તેને આખા જગતનો ઈશ્વર માનેલો; છતાં તેઓ પણ કોમી સંકુચિતતામાંથી સાવ મુક્ત રહી શક્યા નહોતા. તેઓ પણ યહૂદીઓને ઈશ્વરની માનીતી પ્રજા ગણતા; અને જે હીધન પ્રજાઓ યાહવેની આણ સ્વીકારીને ઝાયનમાં પૂજા કરવા આવે તેમને તાબેદાર ગણીને હલકું સ્થાન આપવું એમ તેમણે કહેલું. ઈસુએ ઈશ્વરની કલ્પનામાંથી એકદેશીપણાનો અંશ છેક જ કાઢી નાખ્યો. ઈશ્વર સ્વ-સ્વરૂપે કેવો છે એ જાણવા જણાવવામાં એમને બહુ રસ નહોતો. પણ ઈશ્વરનો મનુષ્ય અને જગતની સાથેનો સંબંધ કેવા પ્રકારનો છે એ તેમણે આપણને અસાધારણ જ્ઞાનપૂર્વક બતાવ્યું છે.

---

૧૦. यः पृथिव्यां तिष्ठन् पृथिव्या अन्तरो यं पृथिवी न वेद यस्य पृथिवी शरीरं यः पृथिवीमन्तरो यमयत्येष त आत्मान्तर्याम्यमृतः।

बृहदारण्यक ३; ७; ३.

ઈશ્વરનાં ત્રણુ રૂપો — જ્ઞાન, પ્રેમ અને શક્તિ — નો ઉલ્લેખ ઈસુએ કરેલો ખરો. પણ તેમના સમયના સંજોગો એવા હતા કે તેમને ઈશ્વરના પ્રેમ ઉપર જ વધારે ભાર દેવો પડયો. ઈસુની પહેલાં જે યહૂદી 'પેગંબરો' થઈ ગયા તેમાંના સારા સારા માણુસોએ પણુ ઈશ્વરના ન્યાયની ને તેના કોપની વાતો અતિશયોક્તિપૂર્વક કરેલી. દાખલા તરીકે ઈસાઇયા કહે છે: "ઈશ્વર જ્યારે ધરતીને હચમચાવી નાખવા ઊભો થશે ત્યારે એ જગન્નાથના ત્રાસ આગળથી ને એ રાજાધિરાજના તેજ આગળથી નાસીને માણુસો પર્વતોની ગુફાઓમાં ભરાઈ જશે." આથી ઊલટું ઈસુએ ઈશ્વરના પિતૃપદ પર ને તેના વાત્સલ્ય પર વિશેષ ભાર દીધો. તેમણે કહ્યું કે ઈશ્વર મુખ્યત્વે પ્રેમસ્વરૂપ છે; આપણો ઉદ્ધારક છે. પણ ઈશ્વરનાં બીજાં રૂપો પ્રત્યે ઈસુએ દુર્લક્ષ કર્યું નહોતું. વિશ્વતંત્રની સુવ્યવસ્થામાં ઈશ્વરનું જ્ઞાન પ્રગટ થાય છે. સૂર્ય ભલા બૂરા, પાપી અપાપી, ન્યાયી અન્યાયી બધાને માથે નિષ્પક્ષપણે પ્રકાશે છે; તેવી જ નિષ્પક્ષતાથી વરસાદ પણુ વરસે છે. ઈશ્વર અમુક માણુસો પ્રત્યે પક્ષપાત રાખી તેમની વિશેષ કાળજી રાખે છે એમ ઈસુ માનતા નથી. પાપકર્મ કરનારાઓને સખત સજા કરવા માટે, અથવા તો અસાધારણ પુણ્યશાળી મનુષ્યોને ભારે ઇનામ આપવા માટે, વિશ્વતંત્રની નૈસર્ગિક વ્યવસ્થામાં ઈશ્વર ખલેલ પાડે છે, એવી કલ્પનામાં જે ક્ષુદ્ર અહંકાર રહેલો છે તેના પર તેમણે સખત ચાબખા લગાવ્યા હતા.[11] પથ્થરને

---

૧૧. "એ વખતે કેટલાક લોકો હાજર હતા. કેટલાક ગેલીલિયનોનું લોહી પાઇલેટે તેમણે આપેલી કુરબાનીઓની સાથે ભેળવી લીધું હતું તેમની વાત એ લોકોએ ઈસુને કહી.

"ઈસુએ એમને જવાબ આપતાં કહ્યું : આ ગેલીલિયનોએ આવું કષ્ટ વેઠયું તે પરથી તમે શું એમ માનો છો કે તેઓ બીજા ગેલીલિયનો કરતાં વધારે પાપી હતા?

"હું તમને કહું છું : ના; પણ તમે પશ્ચાત્તાપ નહિ કરો તો તમે પણુ સહુ એ જ રીતે નાશ પામશો."

ચમત્કારથી રોટી બનાવવાની લાલચને વશ થવાની તેમણે ના પાડી હતી. તેમણે જે શરીરના રોગ મટાડ્યા તે બધામાં કુદરતી નિયમને અનુસરીને જ કામ લીધું હતું. જે માણસોમાં શ્રદ્ધાનો અભાવ હતો તેમના રોગ તેઓ મટાડી શક્યા નહોતા. ઈશ્વર એટલે અટળ, અવિચળ સત્ય. તેના વિશ્વમાં અનિયમનું સામ્રાજ્ય હોય નહિ. ઈશ્વર ન્યાયાધીશ પણ છે. ઈશ્વરની ન્યાયનિષ્ઠા એ બાઈબલનો પ્રધાન સૂર છે. આદમ અને હવાને થયેલી સજા અને કેઈન પર ઊતરેલા અભિશાપથી માંડીને ઈસુના મૃત્યુ પછી તેમણે શિષ્યોને દીધેલા દર્શનના સેંટ જૉને કરેલા વર્ણનના અંતિમ દૃશ્ય લગી આપણે ઈશ્વરનાં આધિપત્ય અને ન્યાય ઉપર ભાર મૂકેલો જોઈએ છીએ. અંતે તો જગતમાં ઈશ્વરની ધારણા જ ફળીભૂત થવાની છે. ખ્રિસ્તી ધર્મસંઘ ઘણી વાર યહૂદી પેગંબરોના વિચારોને અનુસરે છે, અને મનુષ્યના પશ્ચાત્તાપ અને ઈશ્વરની કૃપા કરતાં ઈશ્વરના ન્યાય અને કોપની ભયાનકતા પર વધારે ભાર દે છે, ને માણસની આગળ તેનાં જ વર્ણન વધારે કરે છે.

ઈસુના અનુયાયીઓએ ઈસુને ઈશ્વર માન્યા ત્યારે બ્રહ્મા વિષ્ણુ મહેશ્વરની ત્રિમૂર્તિના ગુણો — એટલે કે અનંતત્વ, દયા અને આધિપત્ય, જ્ઞાન, પ્રેમ અને કરુણા એ ગુણો — ઈસુમાં છે એવી કલ્પના તેમણે કરી લીધી. ઈસુ લોગૉસ, અથવા જ્ઞાન, અથવા અબ્રાહમની[૧૨] પણ પહેલાંથી ચાલ્યો આવતો ઈશ્વરનો શબ્દ છે. તેઓ ઉદ્ધારક છે, ને તેમણે પોતાના હૃદયમાં રહેલા મનુષ્યપ્રેમનું પારખું કેલવેરીમાં[૧૩] આપ્યું છે. તેઓ ન્યાયાધીશ છે ને તેમને દૂભવનાર સહુને સજા ફરમાવે છે. જૉન ધી બૅપટિસ્ટે કહેલું : "મારી પછી જે આવશે તે ઘઉંને તો ઊપણી કોઠારમાં ભરી લેશે, પણ ફોતરાંને ઘોર અગ્નિમાં બાળી નાખશે…તે ઘેટાંને બકરાંથી જુદાં પાડશે."

---

૧૨. યહૂદી જાતિનો મૂળ પુરુષ.

૧૩. ઈસુને જ્યાં વધસ્તંભ પર ચડાવેલા તે જગા.

ત્રિમૂર્તિના સિદ્ધાન્તે[14] ઈશ્વરની એકરૂપતામાં ઈસુને માટે સ્થાન ફરી આપવાનો પ્રયત્ન કર્યો, એટલું જ નહિ પણ બાઈબલના જૂના કરારમાં ઈશ્વરને વિષે જે એકાંગી વિચાર હતો તેને સુધારવાનો પણ પ્રયાસ કર્યો. ઈશ્વર એ માત્ર ઊંચા સિંહાસન પર બેઠેલો રાજાધિરાજ (પિતા) નથી; પ્રેમળ હૃદય (પુત્ર) પણ છે, અને સચરાચર વિશ્વના અણુએ અણુમાં વાસ કરે છે (પવિત્ર આત્મા). ઈશ્વર જગતની પાર ને જગતથી અળગો ક્યાંક બેઠેલો છે એવું નથી; તે નિરવધિ પ્રેમની પ્રતિમા છે, અને જગતની ઉન્નતિના કાર્યમાં અવિશ્રાંતપણે પોતાની સર્વ શક્તિ પ્રતિક્ષણ રેડી રહ્યો છે. ખ્રિસ્તી ત્રિમૂર્તિમાંનો પિતા એ શક્તિ ને સામર્થ્યની પ્રતિમા છે, જગતનો ન્યાય તોળનારો જૂના વખતનો યાહવે (શિવ) છે; પુત્ર એ લોગોસ, જ્ઞાનવાણી, સર્જનશક્તિ (બ્રહ્મા) છે; અને પવિત્ર આત્મા એ સર્વવ્યાપી પ્રેમ (વિષ્ણુ) છે. આ વિચારસરણીને ઍબેલાર્ડ[15] અને, અમુક રીતે, ઍક્વીનાસ[16] ટેકો આપે છે. એ મત અનુસાર પિતા, પુત્ર અને પવિત્ર આત્માની ખ્રિસ્તી ત્રિમૂર્તિ વેદાન્તે વર્ણવેલા સત્, ચિત્ અને આનન્દરૂપ બ્રહ્મને મળતી આવે છે. એક વાત સ્પષ્ટ છે. ત્રિમૂર્તિનો સિદ્ધાન્ત એ ઈશ્વરનું રૂપ ત્રિગુણાત્મક છે એમ બતાવવાનો પ્રયાસ છે. આધુનિક ખ્રિસ્તી ધર્મ-શાસ્ત્ર સમજવા લાગ્યું છે કે ઈશ્વરની એકતા અને તેનું ત્રિગુણાત્મક રૂપ એ બેની વચ્ચે અવિરોધ છે; માત્ર આ ત્રણ રૂપોને ત્રણ ભિન્ન ભિન્ન વ્યક્તિઓ અથવા ચેતનાનાં ત્રણ ભિન્ન કેન્દ્રો ન ગણતાં, એક ઈશ્વરની જ પ્રવૃત્તિનાં ત્રણ ભિન્ન અંગો ગણવાં જોઈએ.

ઘણી વાર એમ કહેવામાં આવે છે કે હિંદુ તત્ત્વજ્ઞાન ઈશ્વરની ન્યાયપરાયણતાને વધારેપડતું મહત્ત્વ આપે છે, જ્યારે ખ્રિસ્તી ધર્મ

૧૪. ખ્રિસ્તી ત્રિમૂર્તિ—પિતા, પુત્ર અને પવિત્ર આત્મા. પુત્ર તે ઈસુ.
૧૫. ઍબેલાર્ડ — ફ્રાન્સનો ખ્રિસ્તી ધર્મવેત્તા. ઈ. સ. ૧૦૭૯–૧૧૪૨.
૧૬. ઍક્વીનાસ — ઈટલીનો ખ્રિસ્તી ધર્મવેત્તા. ઈ. સ. ૧૨૨૬–૧૨૭૪.

ઈશ્વરના પ્રેમ પર વધારે ભાર મૂકે છે. પણ આ કથન એકંદરે સાચું નથી. આ વિષય પરત્વે એ બે ધર્મો વચ્ચે ઝાઝો મતભેદ નથી. વિષ્ણુ એટલે કે પ્રેમસ્વરૂપ ઈશ્વર આપણને મદદ કરવાને તૈયાર છે, પણ તે આપણા પ્રયત્નની વાટ જુએ છે. તે આપણી ઇચ્છા વિરુદ્ધ મદદ આપતો નથી. આપણે પાપ કર્યાં જ કરીએ ને પશ્ચાત્તાપ કરીએ જ નહિ તો તે આપણને ઉગારી ન શકે. ઈશ્વર આપણે માટે બધું કરશે, પણ આપણે જો પાપ અને સ્વાર્થમાં મંડયા રહીશું ને ઈશ્વરાભિમુખ નહિ થઈએ તો કર્મના નિયમનો અમલ અચૂક થશે જ. ઈશ્વર પોતાના જ નિયમને ઠોકરે ન ઉડાવી શકે. એને તો મનુષ્યમાત્રને ક્ષમા કરવી અવશ્ય ગમે; પણ કેટલાંક પાપ એવાં છે જેની ક્ષમા નહિ આ લોકમાં મળે કે નહિ પરલોકમાં મળે. ઈશ્વરના પ્રેમને પણ એક નિયમ છે; તે નિયમ અનુસાર એ ચાલે છે. ઈશ્વરની સત્તા પર એટલો કાપ પડયો એમ આપણાથી ન ન કહી શકાય. સર્વશક્તિમત્તા એટલે મનસ્વીપણું નથી. ઈસુ સમજે છે ને સ્વીકારે છે કે આધ્યાત્મિક જગતના પણ કંઈક નિયમો છે. ઘાસની,[17] ચોરની, સંતાડેલા ધનની, મોતીની, ખોવાયેલા ઘેટાની, રૂપિયાની થાપણની, દસ કુમારિકાઓની,[18]

---

૧૭. એક માણસે ઘઉં વાવેલા. તેના શત્રુએ રાતે આવી તેમાં ઘાસ વાવી દીધું. બંને સાથે ઊગ્યાં. ઈસુએ કહ્યું, એ રોપાને હમણાં ન કાપશો; નહિ તો ઘાસની જોડે ઘઉંના રોપ પણ ઊખડી જશે. લણતી વખતે પહેલું ઘાસ ભેગું કરી લેજો ને તેના પૂળા બાંધી બાળી નાંખજો; અને ઘઉં ખળામાં ભરી લેજો. આ રૂપકનો અર્થ આ છે: ખેતર તે આ જગત, ઘઉં તે સારાં માણસો, ઘાસ તે દુર્જનો, શત્રુ તે શેતાન, લણનારા તે દેવદૂતો. જેમ ઘાસને બાળ્યું તેમ દુર્જનોને નરકમાં નંખાય છે; અને જેમ ઘઉં ખળામાં આણ્યા તેમ સજ્જનોને સ્વર્ગમાં લઈ જવામાં આવે છે. બીજી રૂપકકથાઓમાંથી પણ એને મળતો અર્થ નીકળે છે.

૧૮. "દસ કુમારિકાઓ હતી તે દીવા લઈ વરરાજાને મળવા ચાલી. તેમાં પાંચ ડાહી હતી ને પાંચ અબુધ હતી. અબુધ કુમારિકાઓએ દીવા

અને લગ્ન વેળા પહેરવાનાં વસ્ત્રની, એ સર્વ આખ્યાયિકાઓમાંથી એ જ નિયમ ફલિત થાય છે કે આપણે કેવળ સ્વકર્મના બળથી જ ઊગરી શકીશું. પાંચ અબુધ કુમારિકાઓએ તેમને મળેલી તકનો ઉપયોગ ન કર્યો ને તેથી તેમને કંઈ સુફળ મળ્યું નહિ. આપણે ઈશ્વર પાસેથી ક્ષમાની અપેક્ષા રાખતા હોઈએ તો આપણે બીજાં માણસો-ને ક્ષમા કરવી જોઈએ. આપણે આપણાં જીવતર બચાવવાં હોય તો તેની આહુતિ આપવી જોઈએ. એવા આધ્યાત્મિક જગતના નિયમો છે. તેને ઈશ્વરનો પ્રેમ પણ રદ કરી શકતો નથી. મુક્તિ માણસે પોતાના પુરુષાર્થ વડે મેળવવાની હોય છે; ઈશ્વર તે આપણ-ને પરાણે આપી ન શકે. માનવજાતિનાં પાપ ધોવા માટે ઈસુએ પોતાના દેહનું બલિદાન આપ્યું, ને એકનાં પાપ બીજાના બલિ-દાનથી ધોવાય, એ સિદ્ધાન્ત વિચિત્ર છે. તેનો ગર્ભિત અર્થ એ છે કે ઈશ્વરના પ્રેમ ઉપર તેની ન્યાયપરાયણતાથી કંઈક મર્યાદા મુકાય છે. તેમાં એમ માની લીધેલું છે કે પહેલાં ઈશ્વરની ન્યાયવૃત્તિ સંતોષાવી જોઈએ; ત્યારપછી જ તે ક્ષમા આપી શકે.

પાશ્ચાત્ય ખ્રિસ્તી ધર્મ અનેક બળોની અસરથી ઘડાયેલો છે. યહૂદી ધર્મ તરફથી તેને જે વારસો મળેલો છે તેનો ગ્રીસ તરફથી

---

લીધા, પણ સાથે તેલ લીધું નહોતું. ડાહી કુમારિકાઓએ દીવા સાથે વાસણમાં તેલ લીધું હતું. વરરાજાને આવતાં વાર લાગી, એટલે બધી સૂઈ ગઈ. મધરાતે બૂમાબૂમ થઈ કે 'વરરાજા આવે છે, તેમને મળવા જાઓ.' બધી કુમારિકાઓએ ઊઠી દીવા સંકોર્યા. અબુધે ડાહીઓને કહ્યું, 'તમારા તેલમાંથી અમને આપો; અમારા દીવા તો હોલાઈ ગયા છે.' ડાહીઓએ કહ્યું, 'ના. આપીએ તો કદાચ તમને ને અમને એને તેલ પૂરું ન થાય. માટે તમે જાઓ ને તેલ વેચાતું લઈ આવો.' તેઓ તેલ વેચાતું લેવા ગઈ એટલામાં વરરાજા આવી ગયા ને જે કુમારિકાઓ તૈયાર હતી તેમને પરણવા અંદર ગયા. અને બાર વસાઈ ગયાં. પછી પેલી બીજી કુમારિકાઓ પણ આવીને કહેવા લાગી, 'હે નાથ, દરવાજા ઉઘાડો.' પણ ભગવાને કહ્યું, 'હું તમને ઓળખતો નથી. તેથી તમે રાહ જુઓ, કેમ કે ભગવાન ક્યારે આવે છે તે દિવસ કે ઘડીની તમને ખબર નથી.'"

મળેલા વારસા જોડે મેળ ખાતો નથી. યહૂદી ધર્મનો વારસો તેને ઈશ્વર જગતથી ભિન્ન અને પર છે એ કલ્પના સ્વીકારવા પ્રેરે છે. યહૂદીઓ તેમ જ આરબોને કુદરત શુષ્ક અને વેરાન દેખાતી હતી. ગ્રીકો તથા હિંદુઓને તે જીવતી દેખાતી ને તેમાં દૈવી તત્ત્વ વિલસતું દેખાતું હતું. હિંદુઓએ આધિદૈવિક અને આધિભૌતિક, પ્રાકૃતિક અને અતિપ્રાકૃતિક તત્ત્વ, આત્મા અને શરીર વચ્ચેના ભેદને વધારેપડતું મહત્ત્વ આપ્યું નહોતું. હિંદુ કલ્પનાને વિજ્ઞાન ટેકો આપે છે; કેમ કે વિજ્ઞાન આગ્રહપૂર્વક કહે છે કે પ્રકૃતિનું મૂલભૂત તત્ત્વ તો એક જ છે. નિયમના સર્વવ્યાપી સામ્રાજ્યમાં અનિયમને સ્થાન મળતું નથી. અતિપ્રાકૃતિક તત્ત્વ અથવા પરમાત્મા પ્રકૃતિના અંતસ્તલમાં વિરાજે છે. ઈશ્વર એ વિશ્વાત્મા છે, જગતનો પ્રાણ છે. ઇતિહાસનો તથા વિકાસના સિદ્ધાન્તનો અર્થ હવે માણસોને વધારે સમજાવા લાગ્યો છે; અને આધ્યાત્મિક વૃત્તિ ને તેના વિવિધરૂપી વિકાસનાં માનસશાસ્ત્રની દૃષ્ટિએ નવાં નવાં પૃથક્કરણ ચાલી રહ્યાં છે; તેને લીધે આપણે હવે અસાધારણ કોટિનાં મનુષ્યોમાં પરમાત્માનું દર્શન કરવા પ્રેરાઈએ છીએ. ઈશ્વર જગતની બહાર રહીને — જેમ કુંભાર માટીના ઘાટ ઘડે છે તેમ — જગતને ઘડે છે, એ વિચાર ખ્રિસ્તી ધર્મમાં ઈસુના સમયથી ચાલ્યો આવ્યો છે. ઈસુ પોતે પણ તેમના જમાનાના ધાર્મિક વાતાવરણથી બહુ જકડાયેલા હતા. પોલ, ઑગસ્ટાઈન, લ્યૂથર,[૧૯] કેલવીન[૨૦] વગેરેએ પણ એ જ મત ખરો માનેલો. હવે એની જગાએ ધીરેધીરે કંઈક અંશે એમ મનાવા લાગ્યું છે કે ઈશ્વર જગતમાં પણ વાસ કરે છે. ઈશ્વર વિશ્વાત્મા છે, વિશ્વનો અંતર્યામી છે, એ મતનો

૧૯. ખ્રિસ્તી ધર્મવેત્તા અને સુધારક. ઈ. સ. ૧૪૮૩—૧૫૪૬. તેણે પોપની સત્તા સામે બળવો જગવી પ્રૉટેસ્ટંટ સંપ્રદાય સ્થાપેલો.

૨૦. ફ્રાન્સનો ખ્રિસ્તી ધર્મવેત્તા. ઈ. સ. ૧૫૦૯—૧૫૬૪.

પૂરેપૂરો સ્વીકાર જ્યારે થશે ત્યારે ખ્રિસ્તી ધર્મને પોતાના ઘણા સિદ્ધાન્તોમાં ફેરફાર કરવો પડશે; અને જૂની કલ્પનાની આસપાસ જે ધાર્મિક ભાવનાઓ વીંટળાઈ વળી છે તે છોડી દેવી પડશે. ઈશ્વર જગતમાં વસે છે એમ માનીએ તો આપણાથી ધર્મની ચાલતી આવેલી રૂઢિઓને વગરવિચારે વળગી ન શકાય. વળી, જગતમાં ચમત્કારો ખરેખર બનવા પામે છે; અમુક પ્રજા ઈશ્વરની માનીતી છે; કોઈ એક જ મહાપુરુષ ઈશ્વર અને મનુષ્ય વચ્ચે સંબંધ જોડી આપે છે ને એ અધિકાર બીજા કોઈ મનુષ્યને નથી; કોઈ અમુક જ વ્યક્તિને ઈશ્વરની વાણી સંભળાય છે; મનુષ્ય આત્મવિકાસ વડે નહિ પણ ઈશ્વરકૃપા વડે જ મોક્ષ મેળવી શકે છે; અને મનુષ્યજાતિના મોટા ભાગની મરણ પછી અવગતિ થવાની છે; — એ બધી કલ્પનાઓ પણ આપણે ફેંકી દેવી પડે. ખ્રિસ્તી ધર્મવેત્તાઓ જગતમાં ઈશ્વરનો વાસ માનવા લાગ્યા છે ખરા; પણ એ વાસ કેટલા પ્રમાણમાં છે એને વિષે હજુ એમનામાં ઘણા મતભેદ છે. ઈસુને મળેલો યહૂદી સંસ્કારનો વારસો એમને બહુ અંતરાયરૂપ થતો હતો ખરો; છતાં તેમને એવી પાકી શ્રદ્ધા હતી કે ઈશ્વર જગતમાં વસે છે, જગતમાં અનુસ્યૂત છે, ને જગતનો અંતર્યામી છે. તેથી તેમણે કહ્યું કે “ઈશ્વરનું રાજ્ય તમારા અંતરમાં છે.” હિંદુ વિચારકોની જેમ ઈસુ પણ માને છે કે જગતમાં જે પરિવર્તો થાય છે તે ઈશ્વરે જગતની બહાર બેસીને જગતના કામમાં અવારનવાર કરેલી દખલનું પરિણામ નથી, પણ એક નિયમિત ને એકધારી દૈવી પ્રગતિ છે. હિંદુઓને માટે ઈસુના જીવનનો મુખ્ય પાઠ એ છે કે મનુષ્ય અને ઈશ્વર વચ્ચે જે દ્વૈત માનવામાં આવે છે તે ખોટું છે. ઈસુ એ ઈશ્વરરૂપ બનેલા મનુષ્યનું — નારાયણ બનેલા નરનું — એક ઉદાહરણ છે; અને એમનું મનુષ્યત્વ ક્યાં સમાપ્ત થયું ને ઈશ્વરત્વ ક્યાં શરૂ થયું એ કોઈ કહી શકે એમ નથી. મનુષ્ય અને ઈશ્વર વચ્ચે અદ્વૈત છે. ‘તે તું છે’— तत्त्वमसि.

## ૨. ઈશુ અને અન્ય મહાત્માઓ

ઈશ્વર ભૂતમાત્રનો અંતરાત્મા ( सर्वभूतान्तरात्मा ) છે અને તે સર્વ દેશમાં ને સર્વ કાળમાં હાજર હતો અને છે એમ માનીએ, તો પછી અમુક યુગોમાં ને અમુક જ વ્યક્તિઓને ઈશ્વરની વાણી સંભળાઈ છે એવો સિદ્ધાન્ત ટકી શકે નહિ. હિંદુ ધર્મ તો એમ જ માને છે કે માનવજાતિના આખા આધ્યાત્મિક વિકાસમાં ઈશ્વર-ની પ્રવૃત્તિ અનુસ્યૂત રહેલી જ છે. છતાં આ સતત ને અવિરત ચાલી રહેલી મનુષ્યની પ્રગતિ ને ઊર્ધ્વગતિનાં ઉજ્જવલ અને અગ્રગણ્ય દૃષ્ટાન્તરૂપ કેટલીક વ્યક્તિઓને તે એક નોખા વર્ગમાં મૂકે છે, કેમ કે તેમનાં જીવનમાં ઈશ્વરનું સાંનિધ્ય અસાધારણ પ્રમાણમાં પ્રગટ થતું દેખાય છે. પરમાત્મા વિશ્વના અણુએ અણુમાં વ્યાપી રહેલો છે, તે ભૂતમાત્રનો અંતરાત્મા છે, તેમનો અધિપતિ છે, રાજા છે, ને જગન્નિયંતા છે એ ખરું; છતાં જે યુગોમાં પ્રાણીજીવનના ઉચ્ચતર પ્રકારો વિકાસ પામ્યા, અને વિકસેલા પ્રકારોનું ઘડતર પૂર્ણદશાએ પહોંચ્યું તે યુગોમાં આપણે વિશ્વવ્યાપી પરમાત્માનું કાર્ય વધારે વેગ અને તીવ્રતાથી ચાલતું જોઈએ છીએ. એ યુગોમાં ભગવાનના મત્સ્ય, કૂર્મ, વરાહ આદિ પ્રાણીરૂપધારી અવતારો થયા છે. જગતના પડદા પર મનુષ્યનું આગમન થયું ત્યારે નીતિ અનીતિનો — ધર્મ અધર્મનો — સવાલ ઊભો થયો. જગતની નીતિવ્યવસ્થાના પાયા જ્યારે હચમચી જાય છે, ધર્મ મંદ પડે છે ને અધર્મ જોર કરે છે, ત્યારે ઈશ્વરની નિરંતર ચાલતી ઉદ્ધારક પ્રવૃત્તિ અધિક વેગથી ચાલતી દેખાય છે. નીતિ-વ્યવસ્થાનું સમતોલપણું જતું રહેલું પાછું લાવવા માટે — ધર્મનો પુનરુદ્ધાર કરવા માટે — અસાધારણ ધર્મભાવનાવાળી કોઈ વ્યક્તિના આગમનની જરૂર પડે છે.[૨૧] જે આત્માઓ જરા પણ

---

૨૧. यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥

કર્યા વિના ઈશ્વરના કાર્યને — એટલે કે ધર્મકાર્ય અથવા સત્કાર્યને — ટેકો આપે છે તેઓનાં જીવનમાં પરમાત્મા અસાધારણ પ્રમાણમાં પ્રગટ થાય છે. આત્મતેજનો આવિષ્કાર બતાવનારી આ વ્યક્તિઓને કાં તો જગતમાં ઊતરી આવેલા ઈશ્વરના અવતાર ગણી શકાય, અથવા તો મનુષ્યની ગૂઢ શક્તિને પૂર્ણપણે વિકસાવનાર નરોત્તમો ગણી શકાય. મનુજયોનિમાં અવતરેલો ઈશ્વર કહો, અથવા સંસિદ્ધિ કે બ્રહ્મભાવ કે પરમ પદ પામેલો મનુષ્ય કહો, બંને એક જ હકીકત કહેવાની બે જુદી જુદી રીત છે. એમને ઈશ્વરની ગભીરતાના નવા આવિષ્કાર કહો, યા માનવી શક્તિના વિકાસની પરાકાષ્ઠા કહો, બંનેનો અર્થ એક જ છે. ભક્તિપરાયણ માણસો સ્વાભાવિક રીતે એમ માને છે કે ઈશ્વર, યુગે યુગે પોતાનું કાર્ય સિદ્ધ કરવાને સારુ, જાણીબૂજીને જગતમાં ઊતરી આવે છે. પણ ભારતવર્ષના ઉચ્ચ કોટિના તત્ત્વજ્ઞાનનો એવો ચોક્કસ મત છે કે ઈશ્વરની પ્રવૃત્તિ અનવરત ચાલ્યાં કરે છે; અને પ્રેમ એ એનો મૂળ અને સ્થાયી સ્વભાવ છે, કવચિત દેખાઈ આવતો ક્ષણિક ઊભરો નથી.

મનુષ્યમાત્ર અમુક અંશે ઈશ્વરનાં સત્ય, પ્રેમ અને શક્તિની પ્રતિમા છે કે તેના અવતાર છે એ સાચું. પણ જેઓ અવતારી પુરુષ કહેવાય છે તેમનામાં એ ગુણો વધારે સ્ફુટ રૂપમાં ને વધારે પ્રમાણમાં પ્રગટ થાય છે. રામ, કૃષ્ણ અને બુદ્ધ એ પ્રકારનાં દૃષ્ટાંતો છે. ઈસુ પણ અવતાર છે. વધસ્તંભ પર ચડ્યા ત્યાં તેમણે પ્રાર્થના કરેલી: "હે પિતા, એમને તું માફી આપજે; કેમ કે તેઓ શું કરી રહ્યા છે તેનું તેમને ભાન નથી." એ વચનમાં પાપીઓ પ્રત્યેનો એમનો જે પ્રેમ વ્યક્ત થાય છે તે ઈશ્વરના તેનાં બાળકો પ્રત્યેના

---

परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥

गीता ४; ७; ८.

વાત્સલ્યની બરોબરી કરે એવો છે. પણ ઈસુને ઈશ્વરની જોડે ખાસ સંબંધ હતો ને એ સંબંધ એમના સિવાય બીજા કોઈથી પ્રાપ્ત થઈ શકે એવો નથી, એમ જો કહેવામાં આવે, તો એ કથનનો બચાવ કરવો બહુ મુશ્કેલ છે. એને માટે બાઈબલમાંની સુવાર્તાઓમાં કશો પ્રમાણભૂત પુરાવો પણ નથી એમ મારું માનવું છે. ઈસુ ખ્રિસ્તની પહેલાંના તેમ જ તેમની પછીના યુગોમાં બીજા ઘણાઓને વિષે એ જાતની વાર્તાઓ તો પ્રચલિત છે; પણ આવા વિષયમાં એનું મહત્ત્વ નજીવું ગણાય. ઈસુમાં કંઈક અતિમાનુષી કે અલૌકિક અંશો હતા ને તેને લીધે તેઓ પૂર્ણત્વ લગી પહોંચી શક્યા એ વાત જો સાચી હોય, તો ઈસુના જીવનનો આપણે માટે કશો અર્થ ન રહે. ઈશ્વર એ પરમ પિતા છે એવી શ્રદ્ધા જો આપણામાં હોય, તો આપણે એમ માનવું જ રહ્યું કે જે સિદ્ધિ મેળવવી ઈસુને માટે શક્ય હતી તે ઇતર મનુષ્યોને માટે પણ શક્ય છે. ઈશ્વરની આપેલી જે સાધનસામગ્રી તેમને મળી હતી તે મેળવવાની આપણને પણ છૂટ છે; અને તેમણે જેમ તપ કર્યું ને મનોમંથનો કર્યાં તેમ આપણે પણ કરીએ તો આપણા અંતરમાં વસતા ઈશ્વરી તત્ત્વને વિકસાવી શકીએ. આપણા સહુમાં ઈશ્વરી સ્વભાવનો અંશ રહેલો છે; અને ઈસુના જેવી ઈશ્વર વિષેની શ્રદ્ધા આપણે પ્રાપ્ત કરીએ તો ઈસુની પેઠે આપણે પણ આપણા જીવનમાં ઈશ્વરી પ્રેમની જ્યોત પ્રગટાવી શકીએ ને એ પ્રેમની જીવંત પ્રતિમારૂપ બની શકીએ. બહુ બહુ તો એમ કહી શકાય કે ઈસુ "ઘણા ભાઈઓમાં સહુથી મોટા છે." ઈસુ ઈશ્વરનો એક અવતાર હતા એમ કહો; કે જગતના બીજા સાધુસંતોનાં હૃદયમાં ઈશ્વરનો વાસ હતો એમ કહો; એ બંને કથનનો અર્થ એક જ છે. ઈસુએ ઈશ્વરની સાથે જે આત્મીયતા દેખાડી તેટલી આત્મીયતા તો આપણે સહુ ઈશ્વરની સાથે ધરાવીએ છીએ; માત્ર આપણને તેનું ભાન કે તેનો સાક્ષાત્કાર થયેલાં નથી હોતાં. ઈશ્વર સાથેની પોતાની આધ્યાત્મિક એકતાનું આ ભાન ઈસુ

સિવાય બીજા કોઈએ પ્રાપ્ત કર્યું નહોતું એમ માનવું એ ભાવિક માનસનો ભ્રમ છે. હિંદુ ધર્મના ઇતિહાસમાં એવા અનેક આત્મા-ઓનાં દૃષ્ટાંતો આપેલાં છે જેમણે વિમુક્તિ મેળવી હતી; જેમણે પોતાના ને પરમાત્માના એકત્વનો અનુભવ કર્યો હતો; જેમણે ઈશ્વરનું સ્વ–સ્વરૂપ યા પારમાર્થિક રૂપ આત્મચક્ષુ વડે નિહાળ્યું હતું; જેમણે ઇન્દ્રિયગોચર જગતના તિમિરને ભેદીને ક્ષણભર આવતી તેજની સેરોરૂપે જ એનાં દર્શન કર્યાં નહોતાં, પણ જીવનભર તેના સાંનિધ્યનો આનંદ અનુભવ્યો હતો. માણસ જેટલો ઈશ્વરની વધારે નજીક જાય તેટલું તેના ને ઈશ્વરના સ્વભાવ વચ્ચેનું સામ્ય વધતું જાય; અને જે માણસ કોઈ કોઈ વાર નહિ પણ નિરંતર ઈશ્વરમાં લીન હોય તે કહી શકે કે "હું તે છું" (**સોऽहमस्मि**). ઉપનિષદના ઋષિઓએ વર્ણવેલા સ્વાનુભવનું ઈસુ અને જગતના બીજા ધર્મ-પરાયણ પુરુષોએ સમર્થન કર્યું છે. સુફી શહીદ અલ હલ્લાજનાં વચન સાંભળો : "હું સત્ય છું. જેને હું ચાહું છું તે હું છું; અને તે જેને ચાહે છે તે હું છું. અમે એક જ દેહમાં વસતાં બે સત્ત્વો છીએ. તું જ્યારે મને જુએ છે ત્યારે તું એને જુએ છે; અને તું જ્યારે એને જુએ છે ત્યારે તું મને જુએ છે." એ અભેદાનુભવની સ્થિતિમાં આત્મા ને પરમાત્મા વચ્ચે કશો વિરોધ નથી રહેતો. સુફી જામી કહે છે : "'હું' અને 'તું'ને અહીં કશું સ્થાન નથી; તે વ્યર્થ ને જૂઠી ભ્રમજાળ છે."[૨૨]

---

૨૨. સરખાવો બીજા એક સૂફીનાં વચન :

ખુદાકો પાયા તો કયા ન પાયા ?
સભી મિલા જો મિલા ખુદા હૈ.
જરા તૂ સોચે, કભી ભી ખાલિક
સે ઉસકી ખલકત હુઈ જુદા હૈ ?
સભી તો મૈં હૂં, સભી તો મેરા,
હમેશા આતી યહી નિદા હૈ.

(ખાલિક—સરજનહાર. ખલકત—સૃષ્ટિ. નિદા—અંતરનો અવાજ.)

ઈસુ પ્રત્યેની નિષ્ઠા ને ભક્તિને લીધે આપણે કદાચ કહીએ કે ઈસુ એ ઈશ્વરનો પૂર્ણાવતાર છે, અને એમના વ્યક્તિત્વનો જોટો આખા ઈતિહાસમાં શોધ્યો જડે એમ નથી. આવો મત ધરાવનારા લોકો કેટલીક વાર, ઘણી નાખુશીથી, કબૂલ કરે છે કે ઈશ્વરનો જ્યોતિ કેટલાક અવતારી પુરુષોમાં પ્રકાશ્યો હતો ખરો, પણ ઈસુના જેટલો એની પ્રભાનો અપૂર્વ ઝગઝગાટ કદી જોવામાં આવ્યો નહોતો. આ બધી વાત કદાચ સાચી હોય; પણ, દાખલા તરીકે, કનફ્યુશિયસ અને બુદ્ધના અનુયાયીઓ પોતાના ગુરુઓને વિષે એવો જ દાવો કરે, તો તેની સામે આપણે વાંધો લેવો યોગ્ય ન ગણાય. "ઈસુના હજારો અનુયાયીઓનો સેંકડો વરસનો આધ્યાત્મિક અનુભવ પુરવાર કરે છે કે ઈસુ ઈશ્વરના અવતાર ને મનુષ્યોના ઉદ્ધારક હતા; એવી દલીલ કરવામાં આવે, તો એનો જવાબ એ છે કે એવો અનુભવ માનવજાતિના બીજા મહાન ઉદ્ધારકોના વિષયમાં નથી થયેલો એમ નથી. હિંદુ ધર્મ તો માને છે કે દરેક ગુરુ ઉદ્ધારક છે, કેમ કે તે પોતાના શિષ્યોનાં હૃદયમાં પરમાત્મપ્રાપ્તિની ઇચ્છા જગાડી તેને વેગ આપે છે;[૨૩] અને તેમનાં હૃદયમાં રહેલું અંતર્યામી આત્મારૂપી બીજ, જે ફળીભૂત થવાની શક્તિ ધરાવે છે, તેને વિકસાવે છે. મનુષ્યની સંકુચિત ઇચ્છા અને ઈશ્વરની સંપૂર્ણ ઇચ્છા એ બે પ્રવાહોનો સંપૂર્ણ સંગમ સાધવામાં આપણને જે જે વ્યક્તિ મદદ કરે છે તે દરેકમાં આપણને તારવાની, આપણો ઉદ્ધાર કરવાની શક્તિ રહેલી છે. શૈવ સિદ્ધાન્ત જેવા કેટલાક સંપ્રદાયમાં તો એટલે સુધી કહ્યું છે કે ગુરુ એ સાક્ષાત્ પરમાત્મા છે, અને તે દયાનો સાગર હોઈ મનુષ્યને તેના ઊર્ધ્વગમનમાં મદદ કરવાને ભૂતળ પર અવતાર લે છે.[૨૪] ઈસુનું શરણ લીધા વિના ને તેમની દરમ્યાન-

૨૩. સરખાવો :

ગુરુ ગોવિંદ દોનોં ખડે, કિસકે લાગૂં પાય ?
બલિહારી ગુરુદેવકી, જિન ગોવિંદ દિયો મિલાય.

૨૪. સરખાવો :

गुरुर्ब्रह्मा गुरुर्विष्णुर्गुरुर्देवो महेश्वरः ।
गुरुः साक्षात्परब्रह्म तस्मै श्रीगुरवे नमः ॥

ગીરી વિના સ્વર્ગે જઈ જ ન શકાય એમ કહેવું સયુક્તિક નથી. ઈસુ જન્મ્યા તે પહેલાં સેંકડો વરસ પર અબ્રાહમ ત્યાં પહોંચ્યા હતા, એમ ઇંજીલ (નવા કરાર)ની એક સુવાર્તામાં કબૂલ પણ કરેલું છે.

---

આપણે ત્યાં ગુરુપૂજાની અતિશયતા અને વિકૃતિ થઈ એક વિચાર એવો પણ પ્રવર્ત્યો હતો કે ગુરુની કૃપામાત્રથી જ જ્ઞાન થઈ જાય અને મુક્તિ મળે. એ વિચારનું નિરસન કરવા, અને સાધકના પોતાના પ્રબળ પુરુષાર્થ વિના ગુરુની 'કૃપા' કંઈ કરી શકતી નથી એમ બતાવવા, 'યોગવાસિષ્ઠ'માં કહ્યું છે : **ज्ञप्तेस्तु कारणं राम शिष्यप्रज्ञैव केवलम्** ( હે રામ ! શિષ્યની વિશુદ્ધ બુદ્ધિ એ જ જ્ઞાનનું કારણ છે, કૃપા પ્રસાદાદિ કંઈ નથી.) "હિંદુસ્તાનના અજ્ઞાનકાળમાં ગુરુ માટે મરાતાં ભાટકાં" અને "એ કાળની વિહ્વલતા" વિષે આચાર્ય આનન્દશંકર ધ્રુવનાં નીચેનાં વચનો વાંચવા જેવાં છે:

"જે કાળે આ દેશમાં વર્ણાશ્રમધર્મની કેળવણીની સંસ્થાઓ પ્રચલિત હતી તે વખતે ગુરુ એ કેળવણીનો પ્રદાતા માત્ર હતો. કોઈક એવો ગુપ્ત મન્ત્ર જાણનાર ગુરુ મળવો જોઈએ કે જે મળવાથી વગરમહેનતે સિદ્ધિ મળી જાય, એ ભ્રાન્તિ પાછલા સમયના તમોગુણની — પ્રમાદ, આલસ્ય અને મોહની નિશાની છે. અસલ 'શ્રોત્રિય' એટલે વિદ્વાન અને 'બ્રહ્મનિષ્ઠ' એટલે પરમાત્મામાં સ્થિત થયેલા ગુરુ પાસે જઈ પરમાત્મજ્ઞાન પામવાનો વિધિ હતો; તદનુસાર લાંબો વખત એવા ગુરુ પાસે કેળવણી લેવામાં આવતી, અને એ કેળવણીના પ્રતાપે ક્રમે ક્રમે પરમાત્મપ્રાપ્તિ થતી. એવા ગુરુઓ દેશમાં અસંખ્ય હતા, અને તેઓનું કામ વર્ણાશ્રમધર્મની કેળવણીનો લોકને લાભ આપવાનું હતું. ફૂંક મારીને દિવ્ય દૃષ્ટિ આપવાનો તેઓ ઢોંગ ન કરતા. આ વાસ્તવિક શક્તિ તો પરમાત્માના અવતારોમાં જ હતી, અને એવા અવતારો ગણ્યાગાંઠ્યાં જ થતા. દેશમાંથી જ્યારે સર્વ પ્રકારની વ્યવસ્થા દૂર થતી ચાલી ત્યારે જેમ વ્યવહારમાં ખરી જાતમહેનતથી કમાવાનું જતું રહ્યું અને જડીબુટ્ટી અને કીમિયાનો શોખ થવા લાગ્યો, તેમ પરમાર્થમાં વર્ણાશ્રમધર્મને માર્ગે મોક્ષની નિસરણીએ ચઢવાને બદલે ગુરુમન્ત્ર માટે ભાટકાં શરૂ થયાં. સામાન્ય રીતે આપણી અજ્ઞાનકાળની ભૂલભરેલી ગુરુભક્તિનું આ ઐતિહાસિક કારણ જણાય છે." ('કાવ્યતત્ત્વવિચાર', પૃ. ૨૮૬–૭)

સર્વ દેશકાળમાં સંપૂર્ણ ગણાય એવા મનુષ્યત્વના સર્વ આદર્શ ગુણો ઈસુમાં હતા, અને એમને થયેલું ઈશ્વરનું શ્રુતિજ્ઞાન અંતિમ અને સર્વગ્રાહી છે, એમ જે કહેવામાં આવે છે તે પણ સહેજે કબૂલ કરી શકાય એમ નથી. જગતમાં કોઈ પણ વ્યક્તિને થયેલું શ્રુતિજ્ઞાન અન્તિમ છે, ને એવું જ્ઞાન હવે પછી કોઈને થવાનું નથી, એમ ન કહી શકાય. ઈશ્વરે કોઈ પણ વિષય પર પોતાનો અન્તિમ શબ્દ સંભળાવી દીધો નથી. અત્યારે આપણે જીરવી શકીએ એના કરતાં વધારે વાતો તેને હંમેશાં કહેવાની હોય છે.[૨૫]

ઈસુના ઈશ્વરપદને વિષે પશ્ચિમના ખ્રિસ્તી ધર્મવેત્તાઓમાં ટીકાની વૃત્તિ વધતી જાય છે. તેઓ ઈસુના મનુષ્યત્વ પર વધારે ને વધારે ભાર દેવા લાગ્યા છે. ઈસુ સર્વજ્ઞ હતા, અને પોતે આ સૃષ્ટિને સરજી છે એવું ભાન તેમને હતું, એવી વાતો હવે આગ્રહ-પૂર્વક કહેવામાં આવતી નથી. ઊલટું, 'તેમનું જ્ઞાન વધતું ગયું,' 'તેઓ કષ્ટ વેઠીવેઠીને ઈશ્વરની આજ્ઞા માનતાં શીખ્યા,' 'તપસ્યા વડે પૂર્ણત્વ પામ્યા,' 'તેમને દરેક વિષયમાં આપણા જેવાં પ્રલોભનો નડેલાં,' વગેરે કથનો પર હવે વધારે ધ્યાન દેવાય છે. તેમણે અરણ્યવાસમાં આત્માની જે વ્યથા અનુભવી તેને લીધે તેઓ આપણી હારના માણસ ને આપણા સહોદર બને છે. આપણી પેઠે તેમને પણ ઈશ્વરના સાંનિધ્યમાં ભક્તિ અને નમ્રતાના ભાવ ઊપજેલા, અને તેમણે કહેલું: "તું મને સારો શા માટે કહે છે? સારો તો એક ઈશ્વર છે; એના સિવાય બીજો કોઈ સારો નથી." "મારા પિતા મારા કરતાં મહાન છે." ઈસુ ઈશ્વરરૂપ હતા એમ સિદ્ધ કરવાને તેમણે કરેલા ચમત્કારો હવે પુરાવારૂપે રજૂ કરવામાં નથી આવતા. ભૌતિક વિજ્ઞાન એમાંના ઘણા ચમત્કારોની ટીકા કરે

૨૫*. "મારે હજુ તમને ઘણી વાતો કહેવાની છે, પણ અત્યારે તમે તે જીરવી શકો એમ નથી." જોનની સુવાર્તા ૧૬; ૧૨.

છે. માનસિક ઉપચારો વડે રોગ મટાડવાની જે પદ્ધતિ હવે પ્રચલિત થઈ છે તે પદ્ધતિમાંથી કેટલાક ચમત્કારોનો ખુલાસો મળી રહે છે. ઈસુએ પોતે પોતાનું ઈશ્વરત્વ સિદ્ધ કરવાને ચમત્કારો કરવાની પરવા કદી નહોતી કરી. ઊલટું તેઓ તો કબૂલ કરે છે કે એવા ચમત્કાર બીજાઓ પણ કરી શકે છે. તેમણે કહેલું: "હું જો બિએલઝીબબ (અસુર)ની મદદથી ભૂતપ્રેતને કાઢતો હોઉં, તો તમારા દીકરા કોની મદદથી કાઢે છે?" ઈસુનો પોતાનો પુરાવો, તાત્ત્વિક સત્ય અને આધ્યાત્મિક અનુભવ, એ સર્વ વસ્તુઓ એમ જ સૂચવે છે કે ઈસુને અન્ય ઈશ્વરપરાયણ સાધુસંતોની હારમાં મૂકવા જોઈએ. ઈશ્વરે કોઈ પણ દેશ કે યુગને એવા સાધુસંતો વિનાનો રાખ્યો નથી.

## ૩. મોક્ષનું સ્વરૂપ

મનુષ્ય ઈશ્વરની પ્રતિમા કે પ્રતિકૃતિરૂપે ઘડાયેલો છે. એટલે, તે સ્વભાવતઃ પાપી છે ને પાપાચારમાં જ રાચે છે એમ કહેવું બરાબર નથી. અત્યારે આપણે એને જે સ્થિતિમાં જોઈએ છીએ તેમાં તેનામાં અનેક પ્રકારની ત્રુટીઓ છે એમાં શંકા નથી. એ ત્રુટીઓ કે દોષો એના સાચા સ્વભાવથી વિસંગત છે, અને પોતાને મળેલી છૂટનો દુરુપયોગ કરીને તેણે વહોરી લીધેલાં છે. માનવજાતિનાં પ્રથમ સ્ત્રીપુરુષ આદમ અને હવાએ ઈશ્વરની આજ્ઞાનો પહેલવહેલો ભંગ કર્યો, ને નિષિદ્ધ વૃક્ષનું ફળ ખાધું; તેના જીવલેણ સ્વાદને લીધે જગતમાં મૃત્યુ અને દુ:ખમાત્રનું આગમન થયું; એવી વાત બાઈબલના જૂના કરારમાં છે. હિંદુ તત્ત્વજ્ઞાન માને છે કે પાપ અને મૂઢતામાંથી નીપજેલાં ક્લેશ અને કષ્ટ મનુષ્યે હાથે કરીને ઉપજાવેલાં છે; જો કે ઈશ્વરે આપણને 'यथेच्छसि तथा कुरु' એમ કહીને સ્વતન્ત્રતા આપી ત્યારે તેણે એ પાપ અને મૂઢતાની પણ છૂટ આપી હતી એ સાચું. આપણે પાછળ જોઈ ગયા કે જેમ કુંભાર માટીના પિંડામાંથી ધાર્યા ઘાટ ઘડે છે એ રીતે ઈશ્વર

આપણને નથી ઘડતો; પણ આપણે નીમેલે મુકામે પહોંચવાની પૂરેપૂરી છૂટ તેણે આપણને આપેલી છે. પણ મનુષ્યે પોતાના પર જ અનુરાગ રાખ્યો; પોતાના અંતર્યામી ને જન્મદાતા એવા પરમાત્મા પર પ્રેમ ન રાખ્યો; અને તેથી જગતમાં પાપ અને દુષ્કર્મનો જન્મ થયો. પણ આપણું પાપીપણું આપણને વારસામાં મળેલા અમર દિવ્ય જ્યોતિનો નાશ નથી કરતું; તેના ઉદયની ઘડીને લંબાણ પર નાખે છે એટલું જ.

મનુષ્ય સ્વભાવતઃ પાપી છે ને પાપાચારમાં રાચે છે, એ સિદ્ધાન્ત મને લાગે છે ટકી શકે એવો નથી. દૈવી સંપદ એ આપણો ખરો સ્વભાવ છે. ઈશ્વરનો પ્રેમળ જ્યોતિ જગતમાં જન્મ પામનાર પ્રત્યેક મનુષ્યનો જીવનપંથ ઉજાળે છે. "હું જો તારા અંતરમાં ન હોત તો તું મને શોધતો ન હોત." ગ્યોટે કહે છે: "આંખ પોતે જો એક સૂર્ય ન હોત તો તેને કોઈ સૂર્યનું તેજ કદી દેખાત જ નહિ. જો હૃદય પોતે ઈશ્વરનો અંશ ન હોત તો કોઈ પણ દૈવી તત્ત્વ હૃદયને જીતી શકત જ નહિ." આ રીતે જોતાં એમ દેખાઈ આવે છે કે દ્વિજત્વ એટલે કશાં નવાં તત્ત્વનો જન્મ નથી, પણ અગાઉના જીવનક્રમનો આકસ્મિક પલટો છે. મોક્ષ એ ઈશ્વર-કૃપાથી મળતી બક્ષિસ છે તેના કરતાં વધારે તો આપણા હૃદયમાં વસતા ઈશ્વરતત્ત્વનો ધીમે ધીમે થતો વિકાસ છે. મનુષ્યના ઉદ્ધારની ક્રિયાનું આધુનિક માનસશાસ્ત્રે પૃથક્કરણ કરી જોયું છે, તે પરથી સ્પષ્ટ દેખાયું છે કે આત્માના વિકાસમાં પરમાત્મા બહારથી નહીં પણ હૃદયની અંદરથી જ પોતાની અસર પાડે છે. ઈશ્વરની કૃપા અને આત્માનો પુરુષાર્થ એ એક જ ક્રિયાનાં બે જુદાં જુદાં પાસાં છે. પણ ઈશ્વરની કૃપાથી મુક્તિ મળે છે એમ કહીએ ત્યારે આધ્યાત્મિક ચમત્કાર કે આકસ્મિક પરિવર્તન થયાનું સૂચન થાય છે. મનુષ્ય પુરુષાર્થ વડે આત્મવિકાસ સાધીને મુક્તિ મેળવે છે એમ

કહીએ ત્યારે મનુષ્ય અને ઈશ્વર વચ્ચે કંઈક સાધર્મ્ય અને અનુસંધાન છે એમ સૂચવાય છે.[२६]

માણસે પોતાનો આધ્યાત્મિક વારસો મેળવવો હોય તો તેણે અમુક સાધના કરવી રહી. એ સાધનોનો જે ક્રમ બતાવેલો છે તેના ત્રણ પ્રકાર પાડી શકાય. એ પ્રકાર સજ્ઞાન જીવનના ત્રણ પ્રકારને મળતા આવે છે. ઉપનિષત્કાળમાં ઈશ્વરને મુખ્યત્વે શાશ્વત સત્ય કે પરમ જ્યોતિરૂપ માનવામાં આવતો; અને મનુષ્યને કહેવામાં આવતું કે તેણે ઈશ્વરના સ્વરૂપનું આકલન શ્રદ્ધા અને જ્ઞાન વડે કરવું. ત્યાંથી ભગવદ્ગીતા પર આવીએ છીએ ત્યાં ઈશ્વરના પ્રેમસ્વરૂપને વધારે મહત્ત્વ મળે છે, અને ભક્તિ એ મોક્ષનું મુખ્ય સાધન બને છે. પ્રાચીન યહૂદીઓની પેઠે બૌદ્ધો અને શૈવો ઈશ્વરને શાશ્વત ધર્મની મૂર્તિ માને છે, અને તપ ને ત્યાગ પર વધારે ભાર મૂકે છે. જ્ઞાન, ભક્તિ કે તપ એ ત્રણમાંથી કોઈ પણ પદ્ધતિમાં આખા જીવનનું પરિવર્તન કરવાની શક્તિ રહેલી છે.

આપણે મન, હૃદય અને સંકલ્પનું આવું આંતરિક પરિવર્તન કરીએ, આપણું સ્વાર્થમય જીવન છોડી દઈએ ત્યારે આપણને નિર્ગુણ, નિરાકાર ને સર્વવ્યાપી પરમાત્મા સાથે એકતાનતા અનુભવતા આત્માનું દર્શન થાય છે. આનો અર્થ છે 'તરી જવું કે ઊગરી જવું.' મુક્તિ એક ધર્મના નામની છાપ બદલી બીજી છાપ સ્વીકારવાથી નથી મળતી, પણ હૃદયપલટાથી મળે છે. 'ઈશ્વરનું રાજ્ય' એ આત્માની એક પ્રકારની વૃત્તિ છે. મુક્તિ એ જીવનપલટો છે; તે માણસના જીવનને બ્રહ્મભાવનું ચોક્કસ રૂપ કેવું છે એ આપણા શબ્દોમાં વર્ણવી શકાય એમ નથી, કેમ કે આપણા શબ્દો તો માનવી અનુભવની ટંકશાળમાં ઘડાયેલા હોય છે. મોક્ષાવસ્થામાં જે ભવ્ય

---

૨૬. तं ह देवमात्मबुद्धिप्रकाशं मुमुक्षुर्वै शरणमहं प्रपद्ये। श्वे० उ० ६; १८.
तपःप्रभावाद् देवप्रसादाच्च। श्वे० उ० ६, २१.

સ્થિતિ પ્રાપ્ત થવાની છે તેને આપણે પૂરેપૂરી જાણી શકીએ એમ નથી. આપણે જો અમૃતત્વના સ્વરૂપનું વર્ણન તર્ક અને કાળની મર્યાદાવાળી ભાષામાં કરવા માગીએ, તો આપણે એમ કહેવું પડે કે આત્માની ઇચ્છાને ઈશ્વરની ઇચ્છામાં ભેળવવી એનું નામ અમૃતત્વ છે; અથવા, વધારે ચોક્કસ શબ્દોમાં કહીએ તો, એ ઈશ્વરના રાજ્યનું યા બ્રહ્મલોકનું નાગરિકપદ છે, ને ત્યાંથી પતન પામીને આ જન્મમરણવાળા સંસારમાં ફરી આવવાપણું રહેતું નથી. શંકર કહે છે કે ઈશ્વર સાથેના અભેદાનુભવનું વર્ણન કરવું અશક્ય છે; અને કંઈ પણ તર્કશુદ્ધ વર્ણન કરવું જ પડે તો એમ કહેવું સારું છે કે વિમુક્ત જીવન એટલે બ્રહ્મલોકમાં નિવાસ. પણ રામાનુજ માને છે કે એથી ઉચ્ચતર કોઈ અવસ્થા હોવી કે કલ્પવી અશક્ય છે.

ઈસુ ખ્રિસ્ત કહે છે: "હું એને મારા ઈશ્વરના મંદિરનો થાંભલો બનાવીશ, અને તે ફરી કદી બહાર નહિ જાય." 'તે ફરી કદી બહાર નહિ જાય,' એ વચન, અને 'વિમુક્ત આત્મા સંસારના ચકરાવામાં ફરી આવતો નથી, (न पुनरावृत्तिः) એ હિંદુ વિચાર બહુ મળતા આવે છે. મોક્ષ પામેલા આત્માની સ્થિતિ વિષે હિંદુ અને ખ્રિસ્તી બંને ધર્મના મત એકસરખા છે. જ્ઞાન, પ્રેમ અને આનંદ એ મોક્ષનાં ફળ છે. મુક્ત આત્માને એવો સંપૂર્ણ વિશ્વાસ હોય છે કે તે મતમતાંતરના ઝંઝાવાતોથી ડામાડોળ થતો નથી. તેનામાં સાચો પ્રેમ તથા ભ્રાતૃભાવ હોય છે. કોઈને ઈજા ન કરવી અથવા શત્રુને ક્ષમા કરવી એનું જ નામ પ્રેમ યા મૈત્રી નથી; માનવજાતિની સક્રિય સેવા કરવી જોઈએ. કોઈ પણ મહાન ધર્મનેતા પ્રેમના સિદ્ધાંતનાં ગુણગાન કર્યા વિના રહ્યો નથી. અહિંસા એ ઉપનિષદોનું મધ્યવર્તી તત્ત્વ છે. બુદ્ધ આપણને કહે છે કે આપણી પ્રત્યે દ્વેષ રાખે તેનું પણ ભલું કરવું. બાઇબલના જૂના કરારના 'એકસોડસ' (હિજરત) વિષેના અધ્યાયમાં લખ્યું છે: "તું જો શત્રુના બળદને કે તેના ગધેડાને આડે રસ્તે જતો જુએ

તો તેને જરૂર તેના માલિક પાસે લઈ જજે." એ જ ગ્રંથના 'જેનેસીસ' (સૃષ્ટિસર્જન) વિષેના અધ્યાયના ૪૪મા પ્રકરણમાં બતાવ્યું છે કે અપકારનો બદલો ઉપકારથી વાળનાર ઉદારચરિત માણસને વિષે પ્રાચીન લોકના મનમાં કેટલો આદર હતો. જોસેફ તેના ભાઈઓને ક્ષમા આપે છે એ ભવ્ય પ્રસંગ જુઓ.[૨૭] જૂના કરારના 'સુભાષિતો' (પ્રોવર્બ્ઝ)ના અધ્યાયમાંથી અવતરણ આપીને સેંટ પોલ રોમનોને લખે છે: "તારો શત્રુ ભૂખ્યો હોય તો તેને ખવડાવજે; તે તરસ્યો હોય તો તેને પાણી પાજે." ઈસુને વિષે કહ્યું છે કે "તેમને ગાળ પડી ત્યારે તેમણે સામી ગાળ દીધી નહિ; તેમને કષ્ટ સહેવું પડ્યું ત્યારે તેમણે ધમકી આપી નહિ." મુક્ત આત્મામાં માત્ર જ્ઞાન અને પ્રેમ જ નથી હોતાં, સાચો આનંદ પણ હોય છે; અને એ આનંદનો આધાર કોઈ માણસો ને સંજોગો પર નથી હોતો. હિંદુઓ એ અવસ્થાને 'શાંતિ' કહે છે.[૨૮] એ જ આનંદને અનુલક્ષીને ઈસુએ કહેલું: "મારો આનંદ હું તમને આપું છું. અને તમારો આનંદ કોઈ માણસ તમારી પાસેથી નહિ લઈ શકે."

આમ દેખતી રીતે મોક્ષના સ્વરૂપ અને સાધનને વિષે હિંદુ ધર્મ અને ખ્રિસ્તી ધર્મ વચ્ચે ભારે મતભેદ નથી. અપવાદ માત્ર

---

૨૭. "જોસેફે તેના ભાઈઓને કહ્યું: 'હું તમને વીનવું છું, તમે મારી પાસે આવો.' તેઓ પાસે આવ્યા. તેણે કહ્યું: 'જેને તમે મિસરમાં વેચી દીધો હતો તે હું તમારો ભાઈ જોસેફ છું.

'એટલે હવે તમે મને વેચીને અહીં મોકલ્યો એ વાતનો ખેદ ન કરશો; તમારા પોતાના પર ક્રોધ પણ ન કરશો; કેમ કે ઈશ્વરે મને તમારી પહેલાં તમારા જીવ બચાવવા માટે મોકલ્યો હતો.........

'મને અહીં મોકલનાર તમે ન હતા, પણ ઈશ્વર હતો.'"

૨૮. ज्ञात्वा शिवं शान्तिमत्यन्तमेति । श्वेताश्वतर, ४; १४.

'પ્રાયશ્ચિત્ત'ના સિદ્ધાન્તનો છે. ખ્રિસ્તીઓ માને છે કે ઈસુએ માનવજાતિનાં પાપોનું પ્રાયશ્ચિત્ત કરવા માટે પોતે પ્રાણાર્પણ કર્યું; એમ કરી ઈશ્વરને રીઝવ્યો; ને ઈશ્વર તથા મનુષ્યની વચ્ચે સમાધાન કરાવી આપ્યું. જેમ દરેક સંત અમુક અંશે કરે છે તેમ ઈસુ આપણને પાપથી પરાવૃત્ત થવામાં અને ઈશ્વરાભિમુખ થવામાં મદદ કરે છે, એ નિર્વિવાદ છે. પણ ઈસુના બલિદાનથી બીજાં માણસોનું પાપ ધોવાઈ જાય છે એ વાત માની શકાય એવી નથી. ઈસુ આપણા ઉદ્ધારક છે; કેમ કે ઈશ્વરનો જે પ્રેમ આપણને સર્વ ભીડ અને સંકટના પ્રસંગો વટાવી જવાનું સામર્થ્ય આપે છે તે પ્રેમનું પ્રત્યક્ષ દર્શન ઈસુ પોતાના જીવનમાં આપણને કરાવે છે. તેઓ આપણને ખાતરી આપે છે કે જગતને, વાસનાઓને, કામરિપુને જીતવાં ને પૂર્ણત્વ પ્રાપ્ત કરવું આપણ મનુષ્યોને માટે શક્ય છે. રિશલ નામના લેખકે ખરું કહ્યું છે: "ઈસુના જીવનમાંથી આપણે એટલો જ બોધ લઈ શકીએ કે એમની પાસેથી આપણને જે ઉત્તેજન અને માર્ગદર્શન મળે છે તેના બળે કરીને આપણે ઈશ્વર અને જગત જોડે તેમના જેવો જ સંબંધ બાંધી શકીએ એમ છીએ."

## ૪. કર્મ અને પુનર્જન્મ

કર્મ અને પુનર્જન્મના સિદ્ધાન્તો હિંદુ ધર્મની વિશેષતારૂપ છે. એ સિદ્ધાન્તો મોટા ભાગના ખ્રિસ્તી વિચારકોને રુચતા ન હોય એમ દેખાય છે. મને લાગે છે કે ઘણુંખરું તેઓ એ સિદ્ધાન્તોનાં ખોટાં ને વિકૃત વર્ણનો પરથી અવળા ખ્યાલો બાંધે છે. માણસ જ્યાં લગી પોતાના જુદા, સંકુચિત વ્યક્તિત્વને વળગી રહે, ત્યાં લગી મોક્ષ કે બ્રહ્મનિર્વાણ કે ઈશ્વરસાક્ષાત્કાર શક્ય નથી. અહંકાર અને મમત્વના ભાવોનો પૂરેપૂરો લોપ ન થાય ત્યાં લગી પરમાત્મા સાથે અભેદનો અનુભવ થવો અશક્ય છે. આપણે દિક્કાલના અવચ્છેદ(મર્યાદા)ને વટાવી ન જઈએ ને પૂર્ણત્વ લગી ન પહોંચીએ

ત્યાં લગી આપણે સંસારના ચકરાવામાં, જન્મમરણની અનંત ઘટમાળમાં, ફસાયેલા રહેવાના. આ મત સામાન્ય રીતે મનાય છે એટલો વિચિત્ર નથી. મોક્ષ એ જો સંસારથી અતીત એવી અવસ્થા હોય, તો આપણે જ્યાં સુધી અનિત્ય સંસારને વળગી રહીએ ત્યાં સુધી અનંતત્વ એટલે મોક્ષ ન મળી શકે. આપણે સ્વાર્થનો વિચાર કરવો છોડી દઈ સર્વાત્મભાવ ન કેળવીએ ને વસુધાને કુટુંબરૂપ ગણવા જેટલું હૃદય વિશાળ ન કરીએ તો સત્ય આપણા હાથમાં આવવા ન પામે. અહંકાર અને સ્વાર્થ કાયમ રાખીને સર્વાત્મભાવ પ્રાપ્ત કરવાના જેટલા પ્રયત્ન આપણે કરીએ તે બધા એળે જવાના છે. નૈતિક વિકાસનો વિષય આ કક્ષામાં આવે છે. નીતિવ્યવસ્થાના પાયામાં પોતાનો સ્વાર્થ સાધનાર મનુષ્ય બેઠેલો છે; તેની યોજનાઓ, તેની મુરાદો, ને તેની અભિરુચિઓ સ્વતંત્ર ને બીજા સહુથી નોખી હોય છે. તેની સામે બીજા એવા જ સ્વાર્થરત માણસો પડેલા હોય છે, ને તેમની જોડે તેને કામ લેવાનું હોય છે. નૈતિક પ્રયત્ન વડે માણસ મોક્ષપ્રાપ્તિના ધ્યેયની સમીપ પહોંચી શકે, પણ ધ્યેયને પહોંચી શકે નહિ. સંસાર એ વ્યક્તિગત એટલે કે દ્વૈતમૂલક નીતિવ્યવસ્થાવાળું તન્ત્ર છે. તેનું ધ્યેય છે શાશ્વત પ્રગતિ અથવા અનન્ત વિકાસ; પૂર્ણત્વની પ્રાપ્તિ અથવા મોક્ષ એ એનું ધ્યેય નથી. અનિત્ય વડે નિત્યની કે દ્વૈત વડે અદ્વૈતની પ્રાપ્તિ થઈ જ ન શકે. એ પ્રાપ્તિનો રસ્તો તો એક જ છે કે અનિત્યનો મોહ છોડી દેવો ને દ્વૈતભાવનો ત્યાગ કરવો. તો જ આપણે આ અનિત્યના ચકરાવામાંથી છૂટી શકીએ; આ અપાર અને દુસ્તર સંસારસમુદ્રમાંથી તરી જઈએ. માયાના પાશ છેદીને વિષયવાસના, દિક્કાલ, અને વ્યક્તિત્વ એ સર્વ અવચ્છેદો (મર્યાદાઓ)ની પાર ગયા વિના મોક્ષ અલભ્ય છે. આપણે નર્યા નીતિનિયમની દ્વૈતવાદી દૃષ્ટિ છોડીને અભેદાનુભવની કોટિએ પહોંચીએ તો જ આ ભવે અમૃતત્વ પામી શકીએ, જીવન્મુક્તની દશા પ્રાપ્ત કરી શકીએ.

જન્મમરણની ઘટમાળવાળા આ જગતમાં કર્મનો નિયમ પ્રવર્તે છે. કર્મનો નિયમ એટલે નૈતિક સાતત્યનો સિદ્ધાંત. તેને લીધે, આપણે પરિશ્રમ અને કષ્ટ વડે ઊર્ધ્વમાર્ગની યાત્રામાં જેટલી મજલ કાપી હોય તેના પર આપણે ટકી રહીએ છીએ; જેટલી ચારિત્રની મૂડી આપણે ભેગી કરી હોય તેટલી આપણા જમા પાસામાં કાયમ રહે છે; અને તેથી આપણે કાપેલો રસ્તો ફરી કાપવાનો નથી રહેતો, પણ હમેશાં ઉપર ને આગળ જ વધવાનું રહે છે. ગીતામાં કહ્યું છે તેમ, "આમાં આરંભનો નાશ નથી, વિપરીત પરિણામ આવતું નથી. ...... ત્યાંથી તે મોક્ષને સારુ આગળ પ્રગતિ કરે છે."[૨૯] કર્મનો નિયમ કહે છે કે દરેક માણસ તેને ઇશ્વરનિર્મિત મુકામે પહોંચે નહિ ત્યાં લગી તેને માટે રસ્તો મોકળો રહેશે ને તેને નવી નવી તકો મળ્યાં કરશે. ઇશ્વર જો પ્રેમરૂપ હોય તો કોઈ પણ મનુષ્ય સદાકાળ પાપગર્તમાં રહી શકે જ નહિ. ઇશ્વરનું ઉદ્ધારકાર્ય તો ત્યારે જ અટકે જ્યારે દરેક જીવને વિષે ઇશ્વરની મુરાદ બર આવે. મનુષ્યનું પાપ ઇશ્વરે તેને માટે નિર્મેલા અંતિમ પદને ઢાંકી દે છે, પણ તેનો નાશ કરતું નથી. ઇશ્વરનો પ્રેમ ભૂરામાં ભૂરા પાપીને પણ એ દયાઘનના ભુજપાશમાંથી પૂરેપૂરો છટકી જવા દે એમ નથી. મૃત્યુ એ જો મનુષ્યજીવનની પરિસમાપ્તિ હોય, તો આપણને સરજવામાં રહેલો ઇશ્વરનો હેતુ વિફળ જાય; કેમ કે આપણે ઘણાખરા તો પાપકર્મ કરતા કરતા ને પશ્ચાત્તાપ કર્યા વિના જ મરી જઈએ છીએ. ઇશ્વરનો હેતુ વિફળ જાય તો એનામાં એ મોટો અવચ્છેદ[૩૦] આવી ગયો કહેવાય. પણ ઇશ્વર તો અવચ્છેદ રહિત છે. એટલે એનો હેતુ વિફળ જાય છે એમ આપણે કબૂલ ન કરીએ, તો

---

૨૯. नेहाभिक्रमनाशोऽस्ति प्रत्यवायो न विद्यते । ( २: ४० )
यतते च ततो भूयः संसिद्धौ कुरुनन्दन । ( ६; ४३ )

૩૦. અવચ્છેદ — મર્યાદા.

જીવમાત્રને માટે મરણ પછી પોતાનો વિકાસ ચાલુ રાખવાનો ને પોતામાં રહેલા ઈશ્વરનો સાક્ષાત્કાર કરવાનો અવકાશ હોવો જ જોઈએ. ખ્રિસ્તી ધર્મમાં આ વિષય પરત્વે જે વિચાર પ્રવર્તે છે તેના કરતાં ઉપર વર્ણવેલા એ વિચારનો ઈશ્વરના ન્યાય અને પ્રેમ સાથે વધારે મેળ બેસે છે. ખ્રિસ્તી ધર્મે તો માની લીધું છે કે માનવજાતિનો ઘણો મોટો ભાગ નરકે જ જવાનો છે. ઈશ્વરના પ્રેમસ્વરૂપ વિષે ખ્રિસ્તી વિચારકોમાં વધારે ઊંડી સમજ આવશે ત્યારે તેઓ કબૂલ કરશે કે મરણ પછી પણ મનુષ્યનો વિકાસ ચાલુ રહે છે.

ઈશ્વર તેનાં અપરાધી બાળકોનો નાશ કરે છે એમ જો આપણે માનીએ, તો આપણે ઈશ્વરમાં એવા એક જંગલી ગુણનું આરોપણ કરીએ છીએ જે ગુણને સુધરેલા માણસોએ પણ વિશુદ્ધ બનાવીને ઉચ્ચતર કોટિએ પહોંચાડ્યો છે. ઈસુએ તો બાળકોને ગોદમાં લીધેલાં, ને શ્રોતાઓને કહેલું કે ઈશ્વરને રાજી કરવાનો એકમાત્ર રસ્તો એ છે કે માણસોએ પોતે નાનાં બાળકો જેવા બનવું.[31] એટલે આપણે જો સ્વર્ગરાજ્યનાં નાગરિકોને નરકાગ્નિમાં હડસેલી દઈએ તો એ ઘોર અત્યાચાર ગણાય. સેંટ પોલે કહ્યું છે: "આખી સૃષ્ટિ એકસાથે વેદનાથી પીડાતી ને આર્તનાદ કરતી ઈશ્વરપુત્રોના

---

૩૧. "લોકો એમની પાસે નાનાં બાળકોને પણ લઈ આવ્યા, ને એ બાળકોને હાથ અડાડવાની એમને વિનંતી કરી. એ જોઈ એમના શિષ્યો લોકોને ઠપકો આપવા લાગ્યા.

પણ ઈસુએ શિષ્યોને બોલાવ્યા ને કહ્યું: 'નાનાં બાળકોને મારી પાસે આવવા દો, ને એમને રોકશો નહીં; કેમ કે ઈશ્વરનું રાજ્ય એમનાં જેવાંનું બનેલું છે.

'હું તમને ખરેખર કહું છું કે જે કોઈ માણસ નાના બાળકના જેવા ભાવથી ઈશ્વરના રાજ્યને આવકાર નહીં આપે તે માણસ એ રાજ્યમાં પ્રવેશ કરી શકશે નહીં.'"

—લ્યૂકની સુવાર્તા, ૧૮: ૧૫–૧૭.

આવિર્ભાવની રાહ જોઈ રહી છે." જો કોઈપણ જીવોને ઈશ્વરપુત્રો તરીકે આવિર્ભાવ પામવાની તક મળ્યા વિના જ સદાનો નરકવાસ આપવામાં આવે, તો જગતને માટે ઈશ્વરે નિર્મેલી પૂર્ણત્વપ્રાપ્તિની યોજના તો ભાંગી જ પડી ગણાય. ઈશ્વર વિશ્વના અણુએ અણુને વ્યાપી વળેલો છે એ સિદ્ધાન્ત આપણે માનતા હોઈએ, તો તેની સાથે એમ પણ માનવું જોઈએ કે કોઈપણ મનુષ્ય સદાકાળ

---

"ઈસુએ એક બાળકને ઊચક્યું ને તેને પોતાના શિષ્યોની વચ્ચે મૂક્યું, અને તેને હાથમાં લઈને શિષ્યોને કહ્યું :

'જે કોઈ માણસ મારે નામે આવા એક બાળકને આવકાર આપશે તેણે મને આવકાર આપ્યો ગણાશે; અને જે કોઈ મને આવકાર આપશે તે મને આવકાર નહીં આપે, પણ મને આ જગતમાં મોકલનારને આવકાર આપશે.'"

—માર્કની સુવાર્તા, ૯; ૩૬–૩૭.

"એ જ વખતે શિષ્યો ઈસુની પાસે આવ્યા, ને તેમને કહ્યું : 'સ્વર્ગરાજ્યમાં મોટામાં મોટું કોણ ગણાય ?'

ઈસુએ એક બાળકને પાસે બોલાવ્યું, ને તેને શિષ્યોની વચ્ચે બેસાડ્યું.

પછી શિષ્યોને કહ્યું : 'હું તમને ખરેખર કહું છું કે તમે હૃદયપલટો નહીં કરો અને નાનાં બાળકો જેવા નહીં બનો તો તમે સ્વર્ગરાજ્યમાં પ્રવેશ નહીં કરી શકો.

'તેથી જે કોઈ માણસ આ નાના બાળક જેવો નમ્ર બનશે તે સ્વર્ગરાજ્યમાં મોટામાં મોટો ગણાશે.

'અને જે કોઈ માણસ મારે નામે આવા એક નાના બાળકને આવકાર આપશે તેણે મને આવકાર આપ્યો ગણાશે.

'પણ જે કોઈ માણસ મારા પર આસ્થા રાખનાર આવા એક બાળકને ડૂભવે તેને માટે બહેતર વસ્તુ એ છે કે તેને ગળે ઘંટીનું પડ બાંધવામાં આવે, અને તેને દરિયાને તળિયે ડુબાડી દેવામાં આવે.'"

—મેથ્યુની સુવાર્તા, ૧૮; ૧–૬

નરકવાસ ભોગવવાને લાયક નથી. તે ગમે તેટલો આડે રસ્તે ચડી ગયો હોય તો પણ તેનો ઉદ્ધાર કદી થઈજ ન શકે એવું હોતું નથી. તે પોતાનાં પાપ, અબુદ્ધિ ને સ્વાર્થનાં આવરણ વડે અંતઃસ્થ પરમાત્માને ગમે એટલો ઢાંકી દે તો પણ, એ પરમાત્મતત્ત્વને તેની પાસેથી છીનવી લેવાની કોઈની મગદૂર નથી. નિત્ય તત્ત્વના ટેકા વિનાનું અનિત્ય તત્ત્વ, અનંતત્વમાંથી ઉદ્ભવેલી ન હોય એવી વ્યક્તિ, અથવા બીજા શબ્દોમાં કહીએ તો ઈશ્વરે જેને ન બનાવ્યો હોય એવો મનુષ્ય, એ એક જ વસ્તુને કચરો ગણીને નરકાગ્નિમાં ફેંકી શકાય; મનુષ્ય ઈશ્વરનો અંશ હોઈ તેને તો ન જ ફેંકી શકાય. તે જીવનમાં ઘોર પાપ કરે તોયે તેને માટે ઈશ્વરે અંતિમ પદ રૂપે જે અમૃતત્વને નિર્માણ કર્યું છે તેનો નાશ ન થઈ શકે. યહૂદાની[૩૨] ભયાનક બાહ્ય મુખાકૃતિની નીચે ઈસુનો દેવાંશી ચહેરો છુપાયેલો પડ્યો છે. સેંટ પોલ કહે છે: "તેમનાં હૃદય પર પડદો પડેલો છે. પણ જ્યારે જ્યારે માણસ ભગવાન તરફ વળશે ત્યારે એ પડદો ખસી જશે." 'જ્યારે જ્યારે માણસ ભગવાન તરફ વળશે ત્યારે' એ શબ્દો ખાસ ધ્યાન આપવા જેવા છે. એનો અર્થ એ છે કે વ્યક્તિ કોઈ પણ કાળે, ઇહલોકમાં કે પરલોકમાં, પાપનો પસ્તાવો કરે તો તેને જીવનમાં નવું પાનું શરૂ કરવાની તક મળે છે. નરકવાસમાં પડેલા ધનિક માણસ ડાઈવ્સના દાખલામાં હિંદુને અન્યાયની પરિસીમા દેખાય છે. એ ધનિક નરકમાં પડ્યો પડ્યો યાતનાઓ ભોગવે છે; જીભને ઠંડી પાડવાને સારુ એક ટીપું પાણી માગે છે તે પણ આપવાની ના પડાય છે. તે કરગરીને એક નાની સરખી વિનંતી કરે છે — સ્વાર્થને માટે નહિ પણ પોતાના બીજા ભાઈઓને અગાઉથી ચેતવણી અપાય ને તેઓ સુધરે ને તેમને આ ઘોર નરકમાં ન આવવું પડે તે માટે — પણ ઈશ્વર તેની પ્રાર્થના કાને ધરતો નથી. કેમ કે નરકમાં યાતના ભોગવતા જીવને છૂટવાનો

૩૨. ઈસુને દગો દેનાર તેમનો શિષ્ય.

કોઈ રસ્તો જ રહ્યો લાગતો નથી. માણસ એક વાર મરણ પામ્યો કે તેનું ભાવિ અનંતકાળને માટે વજ્રલેપ જેવું થઈ પડતું દેખાય છે. ઈશ્વર પ્રેમસ્વરૂપ નથી પણ કડક ન્યાયની મૂર્તિ છે અને પાપકર્મ પ્રત્યે ભીષણ રોષ ધરાવે છે એમ માની લઈએ, તો આ ધનિક માણસના દૃષ્ટાંતમાં તો ન્યાય પણ જડતો નથી. જે ભૂલોને માટે માણસે આ ભવે પશ્ચાત્તાપ ન કર્યો હોય તેને માટે તેને કંઈ અનંતકાળ લગી સજા ન કરી શકાય. પણ ઈશ્વર એ નર્યા કઠોર ન્યાયની પ્રતિમા છે, એવી કલ્પનાને તો બાઈબલનો જૂનો કરાર પણ વટાવી ગયો છે. કેટલાક યહૂદી પેગંબરો ને સ્તોત્રકારોને આ વિષયની વધારે સારી કલ્પના હતી. તેમણે કહેલું: "ભગવાન દયાવાન ને કૃપાળુ છે, તેમને ક્રોધ ચડતાં વાર લાગે છે, ને તેઓ દયાના સાગર છે." આવા જે ભગવાન પાપીને ક્ષમા આપવા ને તેને ફરી પોતાની પાસે આવકાર આપવા તત્પર છે તેમની આગળ ડાઈવ્સ જેવા માણસોને માટે કંઈક તક રહેલી છે. તો પછી ઈસુના ઈશ્વરની પાસે તો તેને કેટલી વધારે તક હોય! કેમ કે ઈસુની કલ્પના નો ઈશ્વર વંઠેલા ને નાસી ગયેલા પુત્રને ફરી આવકાર આપવાને ઘેર રાહ જોઈને બેઠેલો પિતા તો છે જ, પણ તે ઉપરાંત પોતાના એક ખોવાયેલા ઘેટાને ખોળવા પહાડે પહાડે ફરતો ભરવાડ પણ છે. ઈશ્વર જો પાપીને ખોળવા ને તેને પાછો લાવવા જતો હોય, તો ડાઈવ્સના પશ્ચાત્તાપથી તો તેને આનંદ થાય. ઈશ્વરને વિષે કહેવામાં આવ્યું છે કે તે કલ્પી ન શકાય એટલો ભલો છે, અને "આપણે માગી કે કલ્પી શકીએ એના કરતાં ઘણું જ વધારે તે આપણને આપે છે." એ વર્ણન જો સાચું હોય, તો જ્યાં ડાઈવ્સ જેવા જીવો જિંદગીનું નવું પાનું શરૂ કરી શકે એવી સ્થિતિ ભવિષ્યમાં મળશે, એવી આશા વધારેપડતી ગણાય ખરી? ઈસુએ એક જગાએ કહ્યું છે: "તમે પોતે ભૂરા હોવા છતાં તમારાં બાળકોને સારી ભેટો કેમ આપવી એ જાણો છો. તો પછી તમારા સ્વર્ગસ્થ પિતા

તો જે માગે તેને સારી ચીજો કેટલી વધારે આપશે!" આપણને જેટલી માફી મળી છે તેટલી માફી આપણે બીજાને કદી આપી શકવાના નથી. તો પછી ઇશ્વિર વેર વાળતાં નહિ રોકાઈ જાય એમ માનવું યોગ્ય છે ખરું? ઇશ્વરનો નિરવધિ પ્રેમ આપણને ખાતરી આપે છે કે આપણી સમક્ષ નિઃસીમ ને અમર્યાદ ભવિષ્યના દરવાજા મોકળા પડેલા છે.

"ઇશ્વિર એ મરેલાંનો નહિ પણ જીવતાંનો ઇશ્વિર છે," એમ કહેવા ઉપરાંત ઈસુએ મરણોત્તર જીવનનું કશું ચોક્કસ વર્ણન આપ્યું ન હતું. એ જીવનના જે ઉલ્લેખ તેમણે ઘેટાં અને બકરાંની, તથા ડાઈવ્સ અને લાઝરસની આખ્યાયિકાઓમાં કર્યા છે, તેમાં એ જમાનાના વિચારોની અસર દેખાઈ આવે છે; ને તેથી તેમાં સ્વર્ગ અને નરક એ ભૌગોલિક સ્થાનો હોય એવું વર્ણન કરેલું છે. એટલે એ ઉલ્લેખ આપણા પ્રસ્તુત વિષયની ચર્ચામાં કામના નથી. મરણ અને ન્યાય (કયામત) બેની વચ્ચે ઈસુ સમયનો ઝાઝો ગાળો માનતા લાગતા નથી; કેમ કે પેલી વાર્તાના ધનિક ખાઉધરાને અને ગરીબ લાઝરસને તેમનાં પાપપુણ્યનાં સજા અને ઈનામ મરણ પછી લગભગ તરત જ મળ્યાં હતાં. પોતાની સાથે બીજા વધસ્તંભ પર ચડેલા ને પસ્તાતા ચોરને ઈસુએ કહેલું: "આજે તું મારી સાથે સ્વર્ગમાં આવશે." એમ કહીને તેઓ એ ચોરને ખોટી આશા આપવા નહોતા માગતા. મરેલાં માણસો મરણ પછી કયામતને દિવસે ઈશ્વર પાસે જવાને સદેહે કબરમાંથી ઊઠશે, એવો ખ્રિસ્તી ચર્ચ (ધર્મસંઘ)નો મત છે; તેને ઈસુનાં આ વચનોથી ટેકો મળતો નથી. ચર્ચ (ધર્મસંઘ)નો મત ખરો માનીએ, તો મૃત્યુ અને કયામત એ બેની વચ્ચેના વખતમાં અગણિત મૃતાત્માઓની શી દશા થાય છે એ જાણવું મુશ્કેલ છે. સ્વર્ગ અને નરકનો, ઈસુના શિક્ષણ અને ચારિત્રને અવિરોધી એવો, અર્થ એ જ છે કે સ્વર્ગ અને નરક એ આત્માની અંદર જ થતાં ગુણોનાં પરિવર્તનો છે. સ્વર્ગ એટલે

આત્માનો સુધારો; ને તેથી વિપરીત ગતિ તે નરક. સ્વર્ગમાં તેમ જ નરકમાં પણ ઊંચી નીચી અનેક પાયરીઓ છે; ઈશ્વરના રાજ્યમાં અનેક ભવનો છે; અને પ્રત્યેક મનુષ્યને તેના ઓછાવત્તા શ્રદ્ધાબળ અને સદ્વર્તન અનુસાર પોતાનું ઉચિત સ્થાન મળી રહેશે. ઈશ્વરનો ન્યાય આ રીતે પ્રવર્તે છે એમ કર્મનો નિયમ આપણને કહે છે. માણસ પોતાને મળેલી તકનો જેવો ઉપયોગ કરશે તેવી તેની પ્રગતિ થશે. અને એ તકનો તે જેવો ને જેટલો ઉપયોગ કરશે એ પરથી તે વિકાસની કઈ ભૂમિકાએ પહોંચ્યો છે તે નક્કી થશે. ઈસુને આધ્યાત્મિક સાતત્યના આ નિયમનું સ્પષ્ટ ભાન હતું એમ તેમનાં ઘણાં વચનો પરથી દેખાઈ આવે છે. તેઓ કહે છે કે કયામતને દિવસે માણસોને પોતે બોલેલા એકેએક નકામા શબ્દને માટે હિસાબ આપવો પડશે. દયા અને પ્રેમનાં — અન્નપાન આદિનાં દાનનાં — આપણાં અગણિત અજ્ઞાત સત્કર્મોનું પણ ફળ મળ્યા વિના રહેવાનું નથી, એમ તેમણે કહ્યું છે.

માનવી વ્યક્તિત્વના વિકાસને અંગે જે હકીકતો આપણને જાણીતી છે તેની સાથે આ વિચારનો મેળ બેસે છે. પાવિત્ર્ય કે પૂર્ણત્વમાં પ્રગતિ એ નૈતિક વિકાસની ધીમી ક્રિયા છે; ને તે પલકવારમાં પ્રાપ્ત થઈ શકે એવી નથી. સામાન્ય સંજોગોમાં આત્મવિકાસ એ એક અસ્ખલિત ક્રિયા હોય છે, ને તેનો પાર-છેડો કલ્પી શકાતો નથી. વિકાસ એ વ્યક્તિત્વનો જીવનધર્મ છે; અને તેને માટે સમય અને પ્રસંગ બંનેની જરૂર પડે છે. કર્મનો નિયમ આત્મવિકાસને માટે વિશાળ ક્ષેત્ર ખુલ્લું કરી આપે છે.

એ નિયમ આગ્રહભેર કહે છે કે આપણા સમગ્ર આચરણને આધારે આપણું ભાવિ ઘડાય છે. ધર્મદીક્ષા (બૅપ્ટીઝમ) જેવા એક જ પ્રસંગ પરથી મનુષ્યનું ભાવિ નક્કી થતું નથી. બે બાળકોના દાખલા લો. તેમના જીવનમાં બીજી બધી વસ્તુઓ સમાન છે એમ

કલ્પો, તો બૅપટીઝમ પછી તરત મરી જનારું બાળક અને બૅપટીઝમ પામ્યા વિનાનું બાળક, એનાં ભાવિ જીવનનો પ્રવાહ લગભગ એકસરખો રહેશે. "ઇસુએ ઉપદેશેલો પ્રેમધર્મ વિચારદોષને માટે, અથવા આકસ્મિક રીતે ઇતર ધર્મમાં મળેલા જન્મ માટે, અથવા જાદુ જેવી કોઈક ધર્મક્રિયાથી વંચિત રહ્યાને માટે નરકાગ્નિમાં સદાકાળ બળ્યાં કરવાની સજા ફરમાવે છે," એવી વાત જો ઇસુના પોતાના સાંભળવામાં આવે તો તેમને જરૂર આઘાત થાય. મનુષ્યે આત્માનો વિકાસ સાધ્યો છે કે નથી સાધ્યો એના પરથી એનો ભાવિ-જીવનક્રમ ઘડાય છે.

કર્મના નિયમને વિશે એવી ટીકા થાય છે કે એ અતિશય યાંત્રિક અને જડ છે, અને તેથી ઈશ્વરી પ્રેમની સાથે એનો મેળ ખાતો નથી. ઈશ્વર એ નિરંકુશ જાલિમ છે, અને તે અમુક માણસોને પાપી ને બીજાને સંત બનાવવા મરજીમાં આવે ત્યારે વિશ્વતન્ત્રમાં દખલ કરે છે, એવી કલ્પના હિંદુ તત્ત્વજ્ઞાનને ગમતી નથી. ઈશ્વરનો પ્રેમ ચારિત્રના નિયમની મર્યાદા સ્વીકારતો નથી એમ કહીએ, તો એનો અર્થ એ થાય કે ઈશ્વર મનસ્વીપણે ગાંડાઘેલા હુકમો કાઢ્યાં કરે છે. એવો ઈશ્વરવાદ કૅલ્વીને ઉપજાવ્યો હતો ખરો. એના સિદ્ધાન્ત અનુસાર, ઈશ્વરના માનીતા લોકો ગમે તે કરે તોયે તરી જવાના; અને અળખામણા લોકો ગમે તેટલું પુણ્યકર્મ કરે તોયે ઘોર નરકમાં જવાના. ઈશ્વરનો પ્રેમ અનન્ત ને અમર્યાદ છે, અને જેઓ સન્માર્ગે પ્રસ્થાન કરે છે તે સહુને તે ટેકો આપે છે, એ સાચું. છતાં મનુષ્યોના આચરણ તરફ દુર્લક્ષ કરવું ઈશ્વરને માટે અશક્ય છે. આધ્યાત્મિક જગતના અટળ નિયમો કહે છે કે પશ્ચાત્તાપ કર્યા પછી પાપની ક્ષમા મળવી જોઈએ; અને સર્વભાવે ઈશ્વરને શરણે ગયા પછી ઈશ્વરની કૃપા થવી જોઈએ. અવિચળ નીતિનિયમ એ ઈશ્વરનું જ સાક્ષાત્ સ્વરૂપ છે. એ નિયમ ફરમાવે છે કે આપણાં કર્મોમાં જેટલી

ઓછી કે વત્તી પુણ્ય કે પાપની માત્રા હશે તે પ્રમાણે આપણને જુદા જુદા અનુભવો થશે. ઈશ્વરની અવિચળતા એ ઈશ્વરના પ્રેમની વિરોધી નથી. ઈશ્વરના જગતના અણુએ અણુમાં વ્યાપેલો છે એમ માનીએ, તો એમાંથી એવું ફલિત થાય છે કે ઈશ્વરનો ન્યાય કોઈ બહારની વસ્તુમાંથી નથી આવતો. તે મનુષ્યનાં અંતરમાં રહ્યો રહ્યો જ પોતાનો અમલ ચલાવે છે. આપણે આપણાં પોતાનાં કર્મોથી ઉન્નતિ કે અવનતિ પામીએ છીએ. ઈશ્વરના કાયદામાંથી છટકવાનો રસ્તો જ નથી. એ કાયદો આપણા હાથપગ કરતાંયે આપણી વધારે નજીક છે; વસ્તુતઃ તે આપણા હૃદયમાં વસતો અંતર્યામી છે. કર્મનો નિયમ આપણને કહે છે કે જેઓ ઈશ્વરના નિયમોનો ભંગ કરે છે તેમણે એ ભંગનું ફળ ભોગવ્યે જ છૂટકો; જોકે જીવનમાં પગલે પગલે પશ્ચાત્તાપ કરીને સુધરવાની શક્યતા પણ સહુને માટે પડેલી જ છે.

કેટલાક લોકો કહે છે કે કર્મનો હિંદુ નિયમ યાંત્રિક છે, કેમ કે તે કડક અને નિરપવાદ છે, અને એ નિયમ અનુસાર માણસે પોતાનું ઋણ પૂરેપૂરું ચૂકવ્યે જ છૂટકો થાય છે. આ દલીલનો અર્થ એ થયો કે એ ઋણ પાપી પોતે ન ચૂકવે તો ગમે તે રીતે પણ કોઈકે તો ચૂકવવું જ રહ્યું. એ વસ્તુ તો પહેલીના કરતાંયે ભૂરી થઈ. એક માણસનાં પાપનું ફળ બીજો ભોગવે એ વાત વાજબી હોય કે ન હોય, પણ સમજી શકાય એવી તો છે. પણ પોતાના પાપને માટે બીજો દુઃખ ભોગવે એ યોગ્ય છે એમ જ્યારે પાપી પોતે ઠંડે પેટે માની બેસે, ત્યારે એ સ્થિતિ બેહૂદી નહિ તોયે વિચિત્ર નથી લાગતી? આવી કલ્પના ખરી માનવાથી અવિચારી માણસના મનમાં એવો ખોટો ખ્યાલ પેદા થાય છે કે પોતે પાપ અને ગુના કરવાનું ચાલુ રાખે તોયે ફિકર નથી; કેમ કે ઈશ્વર કોક દિવસ પોતાના કોઈ ફિરસ્તાને કે પુત્રને જગતનાં પાપનો બોજો ઉપાડી લેવા મોકલવાનો જ છે. ઈસુ તો વગરવાંકે વધસ્તંભ પર ચડેલા. એમનાં દુઃખ અને મૃત્યુને વિષે રૂઢિચુસ્ત ખ્રિસ્તી સંપ્રદાય જે વિચાર ધરાવે છે તે

સાચો તો જ માની શકાય જો ઇશ્વર એ એક સરસ રીતે બનાવેલો વજન કરવાનો કાંટો હોય. હિંદુ વિચાર પ્રમાણે તો, ઇશ્વરની કૃપા અને મનુષ્યનો પુરુષાર્થ બંને નૈતિક વિકાસને માટે આવશ્યક છે.

મનુષ્યોને જીવનમાં જે અસમાન સ્થિતિ ભોગવવી પડે છે તેનો ખુલાસો આપવાને સારુ કર્મનો સિદ્ધાન્ત રજૂ કરવામાં આવે છે, એ પ્રસિદ્ધ વાત છે. અનુભવ બતાવે છે કે સહુ માણસોને સરખો સ્વભાવ કે સરખા સંજોગો મળતા નથી. આનુવંશિક સંસ્કાર અને આસપાસનું વાતાવરણ મનુષ્ય આત્માઓના ઘડતરમાં સારી પેઠે ફાળો આપે છે. જેમ કૅલ્વીન નિશ્ચયપૂર્વક માનતો તેમ આપણે પણ જો માનીએ કે જગત પર કોઈ પ્રેમાળ અને બુદ્ધિશાળી સત્ત્વનું રાજ્ય ચાલે છે, તો આપણે એમ પણ કબૂલ કરવું પડે કે જીવનની વિભિન્નતાઓ આકસ્મિકપણે પેદા થવા નથી પામી. આટલે સુધીની દલીલ હિંદુઓ સમજી શકે છે. પણ આ સ્થિતિના ઉકેલ માટે કૅલ્વીન તો આગળ વધીને ઇશ્વરની પસંદગીનો સિદ્ધાન્ત રજુ કરે છે. તે કહે છે કે ઇશ્વરની મનસ્વી ઇચ્છા કેટલાકને પોતાના માનીતા બનાવી તેમને મોક્ષ આપે છે, અને બીજાને અળખામણા માની નરકે મોકલે છે. હિંદુઓ કૅલ્વીનનો આ સિદ્ધાન્ત સ્વીકારતા નથી. તેઓ પૂછે છે કે બુદ્ધિ સ્વીકારી શકે એવો આ સિવાય બીજો ખુલાસો નથી શું? ઇશ્વર અને મનુષ્ય વચ્ચેના સંબંધ પરત્વે આવો મનસ્વીપણાનો સિદ્ધાન્ત સ્વીકારવાની કશી જરૂર નથી. મનુષ્યોમાં સ્વભાવ અને સંજોગોની બાબતમાં આટલી ભિન્નતા છે તેનું કારણ સમજાવતાં કર્મનો નિયમ એ બતાવે છે કે એ ઇશ્વરની સુવ્યવસ્તિ ઇચ્છાનું પરિણામ છે. હિંદુ તત્ત્વજ્ઞાન ઇશ્વરના સ્વભાવમાં અબુદ્ધિ અને મનસ્વીપણાનું તત્ત્વ દાખલ કરવાને તૈયાર નથી. તે માને છે કે સદા વર્ધમાન એવો એક હેતુ વિશ્વના વિકાસ રૂપે પ્રગટ થઈ રહ્યો છે; અને કેટલાક માણસો બીજાઓના કરતાં વધારે ત્વરાથી ઇશ્વરી કૃપાનું પાત્ર બનતા હોય, તો તેનું કારણ એ છે

કે તેમણે ભૂતકાળમાં એ કૃપા મેળવવાને સારી પેઠે તપસ્યા કરેલી છે ને કષ્ટો વેઠેલાં છે. સેંટ પૉલ કહે છે: "માણસ જેવું વાવે તેવું લણે." કર્મનો નિયમ આ સિદ્ધાન્ત સ્વીકારે છે, તેને આગળ લઈ જાય છે, અને કહે છે: "માણસ જેવું લણે છે તેવું તેણે વાવ્યું હોવું જોઈએ." હું માનું છું કે ઈસુ કર્મના નિયમનો આ વિસ્તૃત અર્થ પણ સમજ્યા હતા. પક્ષાઘાતથી પીડાતા એક માણસને તેમણે કહેલું: "હિંમત રાખ. દીકરા; તારાં પાપો માફ થઈ ગયાં છે." એમ કહેવામાં તેમનો આશય એ હતો કે એનું દુઃખ એ એનાં પૂર્વનાં પાપોનું ફળ હતું. પાપ કરનાર એ પાપોને ભૂલી ગયો હોય, પણ ઈશ્વર ભૂલ્યો નહોતો. એ માણસનાં પાપની અસર એના વ્યક્તિત્વના ઊંડાણમાં પડેલી હતી. આધુનિક માનસશાસ્ત્રની ભાષામાં કહીએ તો, આપણાં પૂર્વકર્મો ચિત્તવૃત્તિના ઊંડા ને અજ્ઞાત થરોમાં સંચિત થઈને પડ્યાં રહે છે. ઈસુ માંદા માણસને કહે છે: "હવે વધારે પાપ કરીશ નહિ; નહિ તો આથી વધારે દુઃખ ભોગવવું પડશે." આમ કહેવામાં તેમણે કર્મના નિયમ જેવું કંઈક માની લીધેલું છે. દુઃખ એ કોઈ ન્યાયાધીશનો મનસ્વી હુકમ છે, અને આપણી કસૂર ન હોય છતાં તે આપણા પર દુઃખ નાખે છે, એવું હરગિજ નથી. આપણા પર ઇચ્છા વિરુદ્ધ પરાણે આવી પડેલું દુઃખ એ આપણા પાપની કમાણી છે. એને આપણે સદ્ભાગ્ય કે માન ગણી ન શકીએ. એમ ન હોય, તો નરકની યાતના ભોગવનારને પોતાને વિષે શરમાવાનું કંઈ કારણ રહે જ નહિ. દુઃખ એ પાપકર્મ સામે ચેતવણીરૂપ અને સત્કર્મને માટે ઉત્તેજનરૂપ છે, એ ઈસુ સમજતા હતા.

પણ સ્વેચ્છાએ વહોરેલા દુઃખની વાત ન્યારી છે. દુઃખ અથવા કષ્ટ, આપણે અમૃતત્વ પ્રાપ્ત કરીએ ત્યાં સુધી, આપણને વિશુદ્ધ કરવા માટે જરૂરનું છે. આપણે સંપૂર્ણ બનીએ એટલે ઈશ્વરના કાર્યમાં ભાગીદાર બનીએ છીએ. એ કાર્ય છે વિશ્વના ચરમ આદર્શોને

રચવાનું અને ટકાવવાનું. તે પછી 'દુઃખ' માત્ર સ્વેચ્છાસ્વીકૃત હોય છે; પણ તેનું સ્વરૂપ સામાન્ય કોટિના દુઃખથી સાવ નિરાળું હોય છે. શિવજીએ માનવજાતિને ઉગારવા માટે હળાહળ વિષ પીધું. મહાયાન બૌદ્ધ ધર્મમાં કહ્યું છે કે બુદ્ધે માનવસેવાનો વિચાર કરીને નિર્વાણ લેવાની પણ ના પાડી.[33] મનુષ્યોનાં પાછલાં પાપોની સજા તરીકે તેમને જે 'દુઃખ' પડે છે તે દુઃખનો એક પ્રકાર થયો. જગતના મુક્તાત્માઓએ વહોરી લીધેલું દેખીતું 'દુઃખ' એ બીજો પ્રકાર. તે ઉપરાંત એક ત્રીજો પ્રકાર છે; તેને હિંદુ તત્ત્વજ્ઞાનમાં 'તપ' કહેલું છે. જેઓ હજુ પૂર્ણત્વને પંથે છે તેમણે, કાં તો આત્મવિકાસને સારુ અથવા જગતના કલ્યાણને સારુ, સ્વેચ્છાએ વેઠેલું દુઃખ તેનું નામ તપ છે. એ તપની વાટ મહાવસમી છે, અને જગતના કેટલાક મોટામાં મોટા પુરુષો એવું તપ આદરતાં ધ્રૂજી ગયા છે. ગેથસીમેઇનનું[34] દૃશ્ય જ જુઓ ને. પરમ પદની પ્રાપ્તિ માટે સૌથી સચોટ રીત જગતને કાજે આવું દુઃખ સહેવાની છે. જેમ બ્રહ્મા પોતાના ઉપાસકો પાસે ધ્યાન માગે છે, અને વિષ્ણુ ભક્તિ માગે છે, તેમ યોગીશ્રેષ્ઠ શિવ તેના ઉપાસકોની પાસે ઉગ્ર તપસ્યા ને આપભોગ માગે છે. મનુષ્યને પેટે જન્મેલા દરેક જીવે પાપમાંથી મુક્ત થવું હોય ને ઈશ્વરના પુત્ર રૂપે પ્રગટ થવું હોય, તો તેની કિંમત તરીકે તેણે જગતને કાજે દુઃખો ઝીલવાં જ રહ્યાં. ઈસુનો વધસ્તંભ જોઈને હિંદુનું દિલ દુભાતું નથી; તેનું રહસ્ય

---

૩૩. मुच्यमानेषु सत्त्वेषु ये ते प्रामोद्यसागराः ।
तैरेव ननु पर्याप्तं मोक्षेणारसिकेन किम् ॥
यत्सर्वं जगतो दुःखं तत्सर्वं मयि पच्यताम् ।
बोधिसत्त्वशुभैर्नित्यं जगत्सुखितमस्तु च ॥

शान्तिदेवः बोधिचर्यावतार

૩૪. જેરૂસલેમમાં આવેલી એક વાડી. પોતાના શિષ્યોની સાથે છેલ્લું ખાણું લીધા પછી ઈસુ ત્યાં ગયેલા. ત્યાં શિષ્યોએ તેમને છેહ દીધેલો.

સમજવું તેને મુશ્કેલ લાગતું નથી. એ વધસ્તંભને તે પરમાત્માની ઉદ્ધારપ્રવૃત્તિનું મહાન પ્રતીક ગણે છે. પ્રેમનું મૂળ આપણે ગ કેવી રીતે છે એનું દર્શન એ વધસ્તંભ કરાવે છે. હિંદુ ધર્મના ઇતિહાસમાં એવા ઘણા ઋષિઓ ને બુદ્ધો થઈ ગયા છે જેમણે સ્વેચ્છાએ તપ કર્યું છે, અને પોતે જેટલા દુ:ખને લાયક હતા તેના કરતાં વધારે દુ:ખ જગતને કાજે સહન કર્યું છે. આ ટાળી શકાય એવું દુ:ખ તે માણસનાં પાછલાં પાપોનું ફળ નથી.

પાપી જીવોને કાયમનો નરકવાસ ભોગવવો પડે છે એવો જે સિદ્ધાન્ત ખ્રિસ્તી ધર્મમાં પ્રચલિત છે તેને વિષે ખ્રિસ્તી વિચારકો લાંબા વખતથી બેચેન થઈ રહ્યા છે. તેમણે એવી અનેક યોજનાઓ ઘડી છે જેમાં મરણ પછી પણ જીવના વિકાસને માટે અવકાશ રહે છે. ઈ. સ. ૧૪૨૯માં ફ્લૉરેન્સની ધર્મપરિષદે એવી એક કલ્પના સિદ્ધાન્ત-રૂપે સ્વીકારી હતી કે મરણ પછી જીવ એક શુદ્ધિસ્થાન (purgatory)માં થોડો વખત રહે છે; ત્યાં તેનાં પાપ ધોવાય છે ને તે સ્વર્ગને માટે લાયક બને છે. આ શુદ્ધિસ્થાન તે નથી સ્વર્ગ કે નથી નરક. ડીન ફેરારે એક વચલી — ઉમેદવારીની — અવસ્થા સૂચવી હતી, જેમાં જીવોને પશ્ચાત્તાપ કરવાની તક રાખેલી હતી. કેટલાક ખ્રિસ્તી ધર્મવેત્તાઓ મરણ અને કયામત (ન્યાય) એ બેની વચ્ચે એક મધ્યાવસ્થા કલ્પે છે. ઘણા ખ્રિસ્તી ધર્મવેત્તાઓ કહે છે કે ઐહિક જીવન અને પારલૌકિક જીવન વચ્ચે કંઈક અનુસંધાન છે; છતાં તેમાંના ઘણા ઓછા પુનર્જન્મનો સિદ્ધાન્ત સ્વીકારવા તૈયાર છે. છતાં, આ વિષયને લગતા હિંદુ વિચારમાં જે ઉપયોગી તત્ત્વો છે તે પશ્ચિમના વિચારકોની નજરે ચડયા વિના રહેવાનાં નથી. આજે તો એ વિચારની સાથે પણ ઘણી એવી વિચિત્ર ને બેહૂદી કલ્પિત કથાઓ ભેળસેળ થઈ ગઈ છે, જેને કોઈ વિચારશીલ હિંદુ સાચી માનતો નથી.

## ૫. હિંદુ ધર્મ અને ખ્રિસ્તી ધર્મ

હિંદી ખ્રિસ્તીઓ તો, તેમના હિંદુ ભાઈઓની પેઠે, ભારતવર્ષના ભૂતકાળની સુવાસથી પમરતી આધ્યાત્મિક હવા લઈ રહ્યા છે. એટલે, ઈશ્વર જગતના અણુએ અણુમાં વ્યાપી રહેલો છે એ સિદ્ધાન્ત એમની તો રગેરગમાં ઊતરી ગયો છે. ઈશ્વર કડક ને કઠોર છે અને તે જગતની પાર ક્યાંક વસે છે; ઈશ્વરની ઇચ્છાનું ઉલ્લંઘન કરવાથી અતિશય ઘોર સજા વેઠવી પડે છે; ઈસુ એ જ ખરા ઈશ્વર છે; અને માનવજાતિનાં પાપના પ્રાયશ્ચિત્તરૂપે પોતે વધસ્તંભે ચડવા માટે એમને જગતમાં મોકલવામાં આવ્યા હતા; વળી ઈસુ મરણ પછી સદેહે ઊઠીને જીવતા થયા હતા; અને જે જગતે ઈસુનો તિરસ્કાર કર્યો તેમાં જ તેઓ તેજથી ઝળહળતા રૂપમાં પાછા આવવાના છે; — આવા વિચારો સ્વીકારવાનું હિંદી ખ્રિસ્તીઓને માટે અધિકાધિક મુશ્કેલ બનતું જાય છે. ખાસ કરીને તેમના યુવક વર્ગમાં જે વિચારશીલ માણસો છે તેઓ માને છે કે ઈશ્વર સર્વ મનુષ્યોનાં અંતરમાં તેમ જ આખા જગતમાં કામ કરી રહ્યો છે. માત્ર ઈસુએ પોતાના સ્વભાવને એટલો સંપૂર્ણ બનાવ્યો હતો કે તેમણે પોતાની અંદર રહેલા અંતર્યામી ઈશ્વરનો બીજા માણસો કરતાં અધિક અંશે આવિર્ભાવ કરી બતાવ્યો. ઈશ્વરના રૂપમાં જે ઉદ્ધારક પ્રેમનું અંગ છે તેના તરફ જૂના કરારના યહૂદી લેખકોએ લગભગ દુર્લક્ષ જ કર્યું હતું, જોકે ઈસાઈયા જેવા તેમના મહાન પેગંબરો તેના એ અંગની હસ્તીથી અજાણ નહોતા. ઈશ્વરના એ પ્રેમનું દર્શન ઈસુએ પોતાના જીવન દ્વારા જગતને કરાવ્યું. એટલે જગતની આજની સ્થિતિમાં એ જીવન આપણે માટે પથપ્રદર્શક છે, એમ તો એ હિંદી ખ્રિસ્તીઓ માને જ છે. પુણ્યનો પ્રભાવ જગતમાં ધીરે ધીરે જામતો જશે, અને ખ્રિસ્તી ધર્મસિદ્ધાંતોનો નહિ પણ ખ્રિસ્તી પ્રેમભાવનો પ્રચાર થતો જશે, અને તેની મારફતે ઈશ્વરના રાજ્યની સ્થાપના થવા પામશે,

એવી આશા તેઓ આસ્થાપૂર્વક સેવે છે. ઈશ્વરનું એકત્વ અને વિભુત્વ,[૩૫] અહિંસા, કર્મ અને પુનર્જન્મ જેવા, હિંદુ ધર્મના પ્રાણરૂપ સિદ્ધાન્તોને જ્યારે વિદેશી ખ્રિસ્તીઓ વિકૃત રૂપે ચીતરી તેની ઠેકડી કરે છે, ત્યારે આ હિંદી ખ્રિસ્તીઓને બહુ લાગી આવે છે. સંયમનાં પરંપરાગત બંધનોને ઢીલાં કરવાનાં માઠાં પરિણામનો એ વિદેશીઓને કશો ખ્યાલ હોતો નથી. હિંદુસ્તાનમાં ખ્રિસ્તી જન-સમાજ આજે હિંદુ ધર્મની હાકલ સાંભળી રહ્યો છે. એ હાકલને તે કદાચ કાને ધરે ને તેને અનુસરે; અથવા કદાચ કાને ન ધરે ને તેના તરફ દુર્લક્ષ પણ કરે. પણ જે ચિહ્નો દેખાઈ રહ્યાં છે તે બધાં પરથી તો જણાય છે કે તે ડહાપણપૂર્વક પસંદગી કરી રહ્યો છે. તે હિંદુ ધર્મનાં શ્રેષ્ઠ તત્ત્વોને ખ્રિસ્તી ધર્મનાં સારાં તત્ત્વોની સાથે ભેળવવા મથી રહ્યો છે. એ કામમાં એને જો સફળતા મળશે, તો આ હિંદુ-ખ્રિસ્તી ધર્મથી એકલા હિંદુ ધર્મને જ લાભ નહીં થાય, પણ આખા જગતનું આધ્યાત્મિક જીવન સમૃદ્ધ થવા પામશે.

---

૩૫. સર્વવ્યાપીપણું.

૬

# ઇસ્લામ અને હિંદી તત્ત્વવિચાર

## ૧. હિંદી મુસલમાનોનો ફાળો

આજે જીવનનાં અનેક ક્ષેત્રોમાં ઉચ્ચતર જ્ઞાનની, જીવનને સન્માર્ગે દોરે એવી આજના કરતાં અધિક તૃપ્તિદાયક ફિલસૂફીની, આતુરતાપૂર્વક શોધ ચાલી રહી છે. એ વિષયમાં જેટલી પ્રગતિથી આપણા બાપદાદાને સંતોષ હતો તેટલીથી આપણને સંતોષ નથી; આપણે એમનાથી આગળ વધવા માગીએ છીએ. ધર્મને લગતા મતોનાં પરાપૂર્વથી ચાલતાં આવેલાં બંધનો અગાઉ ભાગ્યે જ પડ્યાં હોય એટલાં ઢીલાં પડી ગયાં છે. માણસો છડેચોક કહેવા લાગ્યા છે કે અમે મરજી ફાવે તેવા વિચાર કરવાને, અને જમાનો બદલાતો જાય તેમ તેમ અમારા જીવનસિદ્ધાન્તો નવેસર ઘડતા રહેવાને, પૂરેપૂરા મુખત્યાર છીએ. પ્રાચીન ગ્રંથોના જ્ઞાન વિષે તથા પ્રાચીન કાળ વિષે નમ્રતાભર્યા આદર અને પૂજ્યભાવના કરતાં આજના નવા નવા વિચારો અને અનેક અભિનવમતવાદો આધુનિકતાને પૂજનારાં આપણાં માનસને વધારે રુચે છે. વિચારના ક્ષેત્રમાં આજે જે ઊથલપાથલ ચાલી રહી છે તે પ્રાચીન ધર્મોને પડકારીને કહે છે કે તેમણે પોતાની સત્યતા ને ઉપયોગિતા ફરી નવેસર પુરવાર કરવી ઘટે છે. સહુ પ્રગતિશીલ ધર્મો અને સંપ્રદાયોના ધર્મધુરંધરો અત્યારે પોતાના પરંપરાગત સિદ્ધાન્તોને નવેસર તપાસવા મંડી પડ્યા છે.

તેમનો હેતુ એ છે કે અત્યારે વધતાં જતાં જ્ઞાન અને અનુભવના હુમલામાંથી એ સિદ્ધાન્તોને ઉગારી શકાય તો ઉગારવા. જે પુસ્તકની સમાલોચના આ લેખમાં મેં કરવા ધારી છે તે (Notes on Islam) હિંદના એક સુપ્રસિદ્ધ મુસલમાન ગૃહસ્થ સર અહમદ હુસેનનું લખેલું છે. તેઓ અત્યન્ત સંસ્કારી ને ધર્મનિષ્ઠ સજ્જન છે. ઇસ્લામ ધર્મે જો વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાનના આધુનિક આદર્શો જોડે અથડામણમાં ન આવવું હોય તો તેના સિદ્ધાન્તોનો અર્થ કેવી રીતે ઘટાવવો જોઈએ, તે બતાવવાનો પ્રયાસ લેખકે આ પુસ્તકમાં કરેલો છે. ઇસ્લામની ભાવિ નવરચનામાં હિંદુસ્તાન કેવો ફાળો આપી શકશે એનો કંઈક ખ્યાલ આપણને આ પુસ્તકમાંથી મળે છે.

કોઈ પણ ધર્મનો વિકાસ કઈ રીતે થાય તેનો આધાર બે વસ્તુઓ પર રહે છે—તે ધર્મની આસપાસની સંસ્કૃતિનું સ્વરૂપ; અને તે ધર્મને અનુસરનાર પ્રજાનો સ્વભાવ. અરબસ્તાનમાં ઈસ્લામ એ સાદો, ઊંચી કોટિનો ઈશ્વરવાદ હતો. પાછળનાં સૈકાંમાં તેનામાં જે ભભક આવી તેનો શરૂઆતમાં છેક જ અભાવ હતો. ઇસ્લામે જ્યારે ઈરાની પ્રજાને તાબે કરી ત્યારે મૂળની સેમિટિક વૃત્તિઓ શમી ગઈ, અને તેનું સ્થાન ગૂઢવાદની — સૂફીવાદની — વૃત્તિએ લીધું. અતિ પ્રાચીન આરબ પ્રણાલિકાની અજોડ સુન્દરતાની જગાએ વિચારોની સમૃદ્ધિવાળી ફિલસૂફી, અને અનેક રંગોની પૂરણીવાળી પુરાણ-કથાઓ આવી. તેમાં પેગંબર સાહેબને સ્વર્ગ અને પૃથ્વી વચ્ચેના અન્તરિક્ષમાં વસતા એક ગૂઢ સત્ત્વરૂપે કલ્પવામાં આવ્યા. હિંદુ-સ્તાનની વસ્તીમાં ઇસ્લામના અનુયાયીઓ આશરે સાત કરોડ છે.[1] એમાંના મોટા ભાગનું તથા હિંદુઓનું ખમીર એક જ છે. એટલે ઇસ્લામની હિંદી આવૃત્તિમાં કેટલાંક સ્વતંત્ર ને વિશિષ્ટ

---

૧. ૧૯૨૧ના વસ્તીપત્રક પ્રમાણે.

અંગે હોય એ સ્વાભાવિક છે. છેક હમણાં હમણાં લગી, હિંદના મુસલમાનો માનતા કે પોતાને સ્વદેશનો જે આધ્યાત્મિક વારસો મળ્યો છે તેનો ઉપયોગ કરીને ઇસ્લામનો અર્થ ઘટાવવો એ પોતાનું કર્તવ્ય છે, પોતાનો અધિકાર છે. ને એ સદ્ભાગ્ય પોતાને મળ્યું છે એ વિષે તેઓ ગર્વ લેતા. પણ આશ્ચર્યની વાત છે કે થોડા વખતથી આપણા કેટલાક સુશિક્ષિત મુસલમાન ભાઈઓનાં મનમાં એવી વિચિત્ર કલ્પના ઘૂસી ગઈ છે કે તેઓ સ્વધર્મ છોડી ઇસ્લામમાં દાખલ થયા એટલે સ્પેનના મૂર લોકોના તથા બગદાદના ખલીફોના વંશજ બની ગયા. તેઓ સંસ્કારમાં તેમ જ સામાજિક રીતરિવાજમાં હિંદુ દેશભાઈઓથી પોતાને અળગા માનતા થયા છે. આપણે આપણા બૌદ્ધિક મત યા ધાર્મિક વિચાર બદલીએ એટલા જ પરથી આપણું આખું માનસિક ઘડતર બદલાઈ જતું નથી. એક ધર્મ છોડી બીજા ધર્મમાં જવું એનો અર્થ એવો નથી કે સ્વદેશના ભૂતકાળ સાથેનો અથવા તેના આદર્શો સાથેનો બધો સંબંધ તોડી નાખવો. હિંદુસ્તાનનો જે આધ્યાત્મિક વારસો છે તેના પર સહુ કોમોની માલિકી છે, એમ હિંદમાં વસતી મુસલમાન કોમના ધાર્મિક તેમ જ સામાજિક નેતાઓ સમજવા લાગ્યા છે; અને કોમને અવળે રસ્તે ચડાવનારા માણસોએ તથા કાવાદાવા કરનાર મુત્સદ્દીઓએ કોમ કોમ વચ્ચેનાં કૃત્રિમ ભેદો અને વૈમનસ્યને ઉત્તેજન આપ્યું છે તેની સામે તેઓ વાંધો ઉઠાવે છે; એ આ યુગનું સુચિહ્ન છે. આપણે ગમે તે ધર્મ પાળતા હોઈએ, પણ આપણી સહુની નસોમાં એક જ લોહી વહે છે, અને આપણે સહુ એક જ આધ્યાત્મિક સંપત્તિના વારસો છીએ. આઇરીશ કવિ એ. ઈ. (જ્યોર્જ રસેલ) એ આયર્લંડને વિષે કહ્યું છે: "પૃથ્વી પર હજુ થોડીક પ્રજાઓ એવી બાકી છે જેમનો ઇતિહાસ છેક દેવો સુધી અને સૃષ્ટિના સર્જનકાળ સુધી પહોંચે છે. એ પ્રજાઓમાં એક આપણે છીએ." આ વચનો આયર્લંડના કરતાં હિંદુસ્તાનને

વિષે વધારે સાચાં છે. હિંદુસ્તાનનો ભૂતકાળ છેક અતિપ્રાચીન કાળના ઘેરા ધુમ્મસ લગી પહોંચે છે. અને તેથી પરાપૂર્વથી ચાલી આવતી ઘણી પ્રણાલિકાઓ, કેટલીક વાર આપણી મરજી વિરુદ્ધ પણ, આપણને રુચિકર લાગે છે. તે આપણી હૃદયવીણાના ગૂઢ તારોને ઝણઝણાવે છે, આપણી સ્મૃતિને સતેજ કરે છે, અને આપણી ભુલકણી આંખોને ઉઘાડે છે. હિંદના આત્મારૂપી ચૈતન્યને પ્રતાપે આપણે સહુ હિંદી બનીએ છીએ. હિંદના મુસલમાનોની પાસે આધ્યાત્મિક ભાવનાનો આવો લાંબો ઇતિહાસ પડેલો છે. એટલે તેમનો એ અધિકાર છે, અને તેમનું કર્તવ્ય પણ છે, કે તેમણે ઇસ્લામનો સાચામાં સાચો, ઊંચામાં ઊંચો, ને ઉદાત્તમાં ઉદાત્ત અર્થ ઘટાવી બતાવવો; જેથી એમ દેખાઈ આવે કે આજે અજ્ઞાન અને ધર્માંધ લોકો, ખટપટી મુત્સદ્દીઓ, અને ધાર્મિક ઝનૂનવાળા માણસો એ સહુએ માનેલા ધર્મના કરતાં સાચો ઇસ્લામ કંઈક જુદો જ છે. હિંદુસ્તાનના મુસલમાનો પોતાને વારસામાં મળેલા સંસ્કાર, અને પોતે અપનાવેલો ધર્મ, એ બેને ભેળા કરે, અને જૂના નવાનો સમન્વય સાધે એ જરૂરનું છે. એમ કરતાં તેઓ ઇસ્લામમાં રહેલા સત્યનાં કેટલાંક ઉપેક્ષિત અંગો પર વિશેષ ભાર દેવા પ્રેરાશે. એ અંગોએ અંતરના સંસ્કાર અને બહારનો સુધારો એ બંનેને ખરેખર આગળ ધપાવ્યા હતા, અને જે દુનિયા મરતી હતી તેને સજીવન કરી હતી. વળી, ઇતિહાસના કેટલાક આકસ્મિક સંજોગોને લીધે એ ધર્મની કેટલીક મહત્ત્વ વિનાની વિગતો પર હદ બહારનો ભાર મુકાયો હતો; તે વિગતોનો તેઓ ત્યાગ કરશે. થીજી જઈને ચોસલાં જેવો બની ગયેલો — અચલાયતન જેવો બની ગયેલો — જે ધર્મ લોકોનાં જીવનને ઘેરી વળેલો છે ને લોકોને આંધળાભીંત બનાવી મૂકે છે, તે ધર્મની ધૂંસરી એ મુસલમાનો ફગાવી દેશે. તે ઉપરાંત તેઓ ઇસ્લામને અનુસરનારી દુનિયાને પેગંબર સાહેબના સંદેશાનો એવો અર્થ

ઘટાવી બતાવશે જે, હું માનું છું કે, પાછલા અનુયાયીઓના મતાગ્રહના કરતાં ખુદ પેગંબર સાહેબના પોતાના મનોભાવને વધારે અનુકુળ હશે. જનાબ અમીરઅલીએ તેમના મહાગ્રંથ 'ધી સ્પિરિટ ઑફ ઇસ્લામ'માં (જેમાંથી પુષ્કળ સામગ્રી મેં આ લેખમાં લીધી છે), અને સર અહમદ હુસેને તેમના પુસ્તક 'નોટ્સ ઑન ઇસ્લામ' (ઇસ્લામ વિષે નોંધો)માં આપણને બતાવી આપ્યું છે કે હિંદુસ્તાનના ભૂતકાળરૂપી ક્યારામાંથી કેવાં અદ્ભુત ફૂલો ખીલી નીકળે છે.

## ૨. ઇસ્લામની ઉદારતા.

હિંદીઓની કલ્પનાને પેગંબર સાહેબના જીવનમાં જે વસ્તુ આકર્ષક લાગે છે તે તેમનો અત્યંત ધર્મપરાયણ સ્વભાવ. સૃષ્ટિની ગૂઢતાનો ભેદ ઉકેલવાનો પ્રયત્ન કરતાં પેગંબર સાહેબ, અલ્લાની બંદગી કરવા ને ધ્યાન ધરવા, હીરા પર્વતી એક ગુફામાં જતા; અને ઊંડા વિચાર ને ધ્યાનમાં લીન થઈ જઈ રાતોની રાતો ત્યાં રહેતા. સત્ય જાણવા ને આચરવાનો પ્રયાસ તે ધર્મ, એવી તેમની કલ્પના હતી. ધર્મ એટલે અમુક પ્રકારનું જીવન, અથવા અનુભવ, એવો અર્થ કરીએ, તો આપણામાં ધર્મો અને સંસ્કૃતિઓ પ્રત્યે ઠરેલપણાની વૃત્તિ આવે છે. ધર્મો અને સંપ્રદાયોનો જેટલે અંશે જીવનની ખરી હકીકતોના જ્ઞાન જોડે મેળ ખાય છે તેટલે અંશે જ તે સાચા છે. આધ્યાત્મિક અનુભવ એ કેવળ ધર્મની પરિસમાપ્તિ અથવા ધર્મનું અંતિમ સાફલ્ય નથી; તે ધર્મની કસોટી પણ છે, અને એ અનુભવની કસણી પર ધર્મને કસી જોવાનો પણ હોય છે. અનુભવ જેમ જેમ વધતો જાય તેમ તેમ તે પ્રમાણે ધર્મોનો નવેસર અર્થ ઘટાવવાનું પ્રત્યેક યુગનું કર્તવ્ય થઈ પડે છે. ઇસ્લામના સિદ્ધાન્તોનું જે નવું નિરૂપણ સર અહમદ હુસેને તેમના પુસ્તકમાં કર્યું છે તે નહિ છેક જૂના વિચારનું, નહિ છેક નવા વિચારનું, પણ કંઈક એ બેની વચ્ચેનું છે. કુરાનનાં વચનોના જે કેવળ શબ્દાર્થ ઇસ્લામના કેટલાક આલિમોએ ઘટાવ્યા છે તે સ્વીકારવા આ લેખક તૈયાર નથી. જે અર્થ

પોતાને સૌથી અધિક બુદ્ધિગ્રાહ્ય લાગે તે કરવાની પોતાને છૂટ છે, એમ તેઓ માને છે. એમ કરતાં તેઓ પેગંબર સાહેબના ઉપદેશનું હાર્દગત વધારે સારી રીતે પ્રગટ કરી શક્યા છે. પેગંબર સાહેબે તો એવા કંઈ પણ પ્રતિબંધો મૂક્યા નહોતા જેનાથી પ્રગતિશીલ માનવજાતિનો અંતરાત્મા બંધનમાં આવી પડે. ઈશ્વરની વાણી તથા અલ્લાની 'વહી' મનુષ્યના આત્મા દ્વારા જ પ્રગટ થાય છે. અને એ ગેબી વાણી જેમને સંભળાઈ અથવા જેમને ખુદાની 'વહી' આવી તેમાંના ઘણામાં ઘણા માણસો તેમના જમાનાનાં ભ્રમો અને વહેમોથી મુક્ત હતા, એમ માનવાને આપણને કોઈ ફરજ પાડતું નથી. કુરાને શરીફમાં એવી ઘણી વસ્તુઓ છે જેને કેવળ સ્થાનિક સંજોગો ને ઘટનાઓ તથા સાંસારિક વિષયો સાથે સંબન્ધ છે, અને જેને શુદ્ધ ધર્મની સાથે કશો સંબન્ધ નથી. સર્વ ધર્મના જૂની રૂઢિને વળગી રહેનારા લોકો ભૂલી જાય છે કે "ધર્મનાં સૂકાં હાડકાં કશી વિસાતમાં નથી; એ હાડકામાં ચેતન પૂરનારો જે પ્રાણ છે તે જ ખરી મહત્ત્વની વસ્તુ છે." સર અહમદ હુસેન કહે છે કે અત્યારના કેટલાક મોલવીઓ જે મતાગ્રહી મહમ્મદી ધર્મનાં પ્રતિપાદન અને ઉપદેશ કરે છે તેના કરતાં ઇસ્લામ એ જૂદી વસ્તુ છે. તેઓ કહે છે: "હું ઇસ્લામ અને મહમ્મદી ધર્મ વચ્ચે ભેદ પાડું છું. મહમ્મદી ધર્મ એ શુદ્ધ ઈસ્લામ નથી. તે ઇસ્લામનો સાચો મર્મ ભૂલી ગયેલો છે, અને કેવળ ઇસ્લામના શાસ્ત્રગ્રંથોના શબ્દો જ યાદ રાખે છે."

આપણે જ્યારે ધર્મના 'અનુભવાત્મક' રૂપ પર વિશેષ ધ્યાન દઈએ છીએ ત્યારે આપણને એક વાતની સમજ પડે છે. સર્વ ધર્મોના સાચી ધર્મનિષ્ઠાવાળા માણસો તેઓ કલ્પે છે તેના કરતાં એકબીજાની વધારે નજીક હોય છે. હિંદુ ધર્મના જેવી વિશાળતાની ભાવના ધારણ કરીને સર અહમદ હુસેન કબૂલ રાખે છે કે સર્વ

ધર્મો જે સત્યની આરાધના કરે છે ને જેની પ્રાપ્તિ માટે મથે છે તે સત્ય એક જ છે. એ કથનના ટેકામાં તેઓ જલાલુદ્દીન રૂમીનું[2] વચન ટાંકે છે: "બધા ધર્મોનું સારભૂત તત્ત્વ તો એક જ છે." સેમિટિક ધર્મોમાં[3] પોતે એકલા જ સાચા હોવાની જે ખુમારી જોવામાં આવે છે તેને હિંદી મુસલમાનો પૂરા જિગરથી અપનાવી શકે એમ નથી. હિંદુસ્તાને તેના ઇતિહાસના આરંભકાળથી ધાર્મિક સ્વાતંત્ર્યની અને સર્વ ધર્મોએ હળીમળીને રહેવાની જરૂર દાંડી પીટીને પોકારેલી છે. એ જ ભાવનાને અનુસરીને મહાન અકબરે સર્વ ભારતવાસીઓને એક ધર્મ (દીને ઈલ્લાહી)ની ઐકયગ્રંથી વડે એકધર્મી ને એકરંગી પ્રજા બનાવવાનો પ્રયત્ન આદર્યો હતો. એ એક ધર્મ પાળવા ને આચરવામાં હિંદુ મુસલમાન બંને ભેગા થશે એવી એમની ધારણા હતી. એ પ્રયાસ નિષ્ફળ ગયો, કેમ કે સંજોગો અનુકૂળ નહોતા. ઉપનિષદમાં મૂર્તિને સ્થાન નથી ને કોઈ પણ મતમતાન્તર વિષે આગ્રહ નથી; તેથી તે આખા જગતને ગ્રાહ્ય ને ઉપયોગી થાય એવાં છે. એ ઉપનિષદોના આત્મવાદી તત્ત્વજ્ઞાનની અકબરના મહાન પૌત્ર દારા શિકોહના મન પર ઘણી જ અસર પડી હતી; અને તેણે 'મજ્મ–ઉલ–બહરૈન' અથવા 'બે સાગરનો (હિંદુ ધર્મ અનો ઇસ્લામનો) સંગમ' એ નામનો એક ગ્રંથ લખ્યો હતો. તેણે કબૂલ કર્યું હતું કે એ બંને ધર્મમાં આપણને ઉચ્ચતર જીવન ગાળવામાં મદદ કરવાની સરખી શકિત રહેલી છે. સર અહમદ હુસેન માને છે કે આપણે જુદે જુદે રસ્તે ચાલીને પણ મોક્ષરૂપી એક જ મુકામે પહોંચી શકીએ એમ છીએ. તેઓ કહે છે: "યાદ રાખજો કે દુનિયામાં ઘણાં માણસ અને ઘણાં મન હોય છે; અને જેટલાં વિચાર કરનારાં મન હોય તેટલા ધર્મો હોય, તેટલી ઈશ્વર વિષેની કલ્પનાઓ હોય, તેટલા ઈશ્વરના ગુણો વિષેના

---

૨. એક સૂફી કવિ અને તત્ત્વજ્ઞ.

૩. યહૂદી ધર્મ, ખ્રિસ્તી ધર્મ, અને ઇસ્લામ.

ખ્યાલો હોય, અને તેટલા જગતનાં આદિ ને અંત વિષેના વિચારો હોય, એ સંભવિત છે." જેઓ મુસલમાનોના મોટા સમુદાયોના વર્તનથી વાકેફ છે તેમને આ ઉદાર વચનોમાં કુરાનના ઉપદેશનું ખરું વર્ણન થયું છે એમ માનવું જરા મુશ્કેલ લાગશે. પણ વસ્તુતઃ એ વર્ણન સાવ સાચું છે. જગતમાં ઇસ્લામ સિવાય કોઈ સાચો ધર્મ નથી એ ભ્રમભરેલી માન્યતામાંથી ધર્માંધતા, અસહિષ્ણુતા ને ઝનૂનીપણું જન્મે છે. પણ એવી માન્યતા કુરાનના ઉપદેશની વિરોધી છે. ગ્રન્થકાર કહે છે: "કુરાનની બીજી સુરાની પહેલી આયાત આપણને ફરમાવે છે કે મહમદ પેગંબરને અલ્લાએ જે જ્ઞાન આપ્યું તેટલું જ આપણે સાચું માનવું એમ નહિ; પણ તેમની પહેલાં થઈ ગયેલા પેગંબરોને અલ્લાએ જે જ્ઞાન આપ્યું તે પણ સાચું માનવું જોઈએ.[૪] એ આયાત સ્પષ્ટપણે બતાવે છે કે જગતમાં ઘણા સાચા ધર્મો છે, અને હમેશાં થતા રહેશે; અને ઇસ્લામ એ ધર્મોમાંનો એક છે."

માણસો અમુક વિચાર ધરાવે છે કે નહિ એની પરીક્ષા લેવી, ને તેમાં જે પાર ઊતરે તેમને જ ઇસ્લામના અનુયાયી ગણવા, એમ પેગંબર સાહેબે ફરમાવ્યું નહોતું. એ ઉપરથી એમની ધાર્મિક પ્રતિભા

---

૪. સરખાવો:

"અને જે જ્ઞાન તને બતાવવામાં આવ્યું છે, તથા જે જ્ઞાન તારી પહેલાં થઈ ગયેલા બીજાઓને બતાવવામાં આવ્યું હતું, તેના ઉપર જેઓ ઈમાન લાવે છે, અને કયામતનો દિવસ આવવાનો છે એમ ખાતરીથી માને છે..." (કુરાને મજીદ: ૨–૪)

"તેણે (અલ્લાએ) તારી આગળ આ પુસ્તક પ્રગટ કર્યું છે, જે તેની આગમચ પ્રગટ થયેલાં પુસ્તકોને ટેકો આપે છે. તેણે તે અગાઉ લોકોને સાચો માર્ગ બતાવવા માટે તૌરાત તથા ઈનજીલ પ્રગટ કર્યાં હતાં; અને ફુર્કાન (કુરાન) પણ તેણે જ પ્રગટ કર્યું" (કુરાને મજીદ: ૩–૩)

આમાંની પહેલી આયાતનું વિવેચન કરતાં મોલવી મહમદઅલી કુરાનના તેમના અંગ્રેજી તરજુમામાં કહે છે:

દેખાઈ આવે છે. પેગંબર સાહેબની હદીસના સંગ્રહમાં તેમણે લગભગ પહેલું જ વચન એ કહ્યું છે કે "જે કોઈ માણસ કહેશે કે 'અલ્લા સિવાય બીજો કોઈ દેવ નથી,' (લા ઇલિા હિલ્લલ્લા) તેને મોક્ષ મળશે." અમે જ સાચા છીએ, ને અમારા અનુયાયીઓ જ સ્વર્ગે જવાના છે, એવો જે દાવો યહૂદી અને ખ્રિસ્તી ધર્મના લોકો કરતા હતા તેની સામે મહમદ પેગંબરે વિરોધનો અવાજ ઉઠાવ્યો હતો, અને કહેલું કે જેઓ અલ્લા પર યકીન રાખે છે ને તેની ઇચ્છા પ્રમાણે વર્તે છે તે સહુ મોક્ષને લાયક છે. "એમાં શંકા નથી કે મુસલમાન, યહૂદી, ખ્રિસ્તી તથા સાબી એ લોકોમાંથી જે કોઈએ અલ્લા પર તથા કયામતના દિવસ પર વિશ્વાસ રાખ્યો હશે અને સત્કર્મ કર્યાં હશે તેમને તેમનાં સત્કર્મનો બદલો તેમના પાલણહાર તરફથી મળશે, તેમને કોઈ જાતનો ભય નહીં રહે, ને તેઓ કોઈ પણ પ્રકારે દુ:ખી નહીં થાય." (૨–૬૨) પેગંબર સાહેબે વિચારના કરતાં વર્તન પર વધારે ભાર મૂક્યો છે, તે બતાવે છે કે તેમને સાચું જ્ઞાન હતું. મનુષ્યોને સત્કર્મને પંથે દોરતો હોય એવો પ્રત્યેક ધર્મ સ્વીકારવા લાયક છે; પછી ભલે તેના સિદ્ધાન્તો કે મતમતાન્તર

---

"દુનિયાના તમામ મજહબોમાં ઇસ્લામ એ એક જ મજહબ એવો છે જેણે દુનિયાના તમામ પેગંબરો પર યકીન રાખવાનો ઉદારતાભર્યો કાનૂન બતાવ્યો છે; અને સર્વ ધર્મોમાં સત્ય છે એ માન્યતા એનું ખાસ લક્ષણ છે. 'જે જ્ઞાન તારી પહેલાં થઈ ગયેલા બીજાઓને બતાવવામાં આવ્યું હતું,' એ શબ્દોમાં જે 'જ્ઞાન' શબ્દ છે તેમાં દુનિયાની તમામ કોમોને અલ્લા તરફથી મળેલા જ્ઞાન (શ્રુતિજ્ઞાન) નો સમાવેશ થાય છે. કેમ કે કુરાનમાં જ બીજી એક જગાએ કહ્યું છે: 'એક પણ કોમ એવી નથી થઈ જેમાં અમારો કોઈ ચેતવનાર (રસૂલ) થઈ ન ગયો હોય.' (૩૫–૨૪)" આ આયાતની ટીકામાં એ જ લેખક કહે છે: "દરેક કોમમાં ખુદાનો કોઈ રસૂલ થઈ ગયો એ ઉદારતાનો સિદ્ધાન્ત કુરાનમાં ફરીફરીને ઉપદેશવામાં આવ્યો છે." આવી ઉદારતા એકલા ઇસ્લામમાં જ છે એ દાવો જો કે વધારે પડતો છે, છતાં આ વચનોમાં ઇસ્લામની ઉદારતાનો સારો પુરાવો મળે છે.

ગમે તેવા હોય. કેમ કે આપણે જો ઇશ્વરની ઇચ્છા અનુસાર ચાલીએ તો ધર્મના સિદ્ધાન્તની ખબર તો આપણને પડી રહે. કુરાનમાં કહ્યું છે: "તમારામાંથી પ્રત્યેક (સમાજ) માટે અમે એક શાસ્ત્ર ને એક સંપ્રદાય ઠરાવ્યાં છે. જો અલ્લા ધારત તો તમને સહુને એક જ ધર્મના અનુયાયી બનાવી દેત. પણ તેણે તેમ નથી કર્યું, તેમાં ઉદ્દેશ એ છે કે તેણે તમને જે કંઈ જુદું જુદું આપ્યું છે તેમાં તમને કસી જોવા. માટે નેકીનાં કામોમાં ઉતાવળ કરવાની હરીફાઈ કરો. તમારે સહુને અલ્લાની પાસે જ પાછા ફરવાનું છે. જે જે વાતમાં તમે માંહોમાંહે મતભેદ રાખતા હતા તેને વિષે અલ્લા તમને કહી દેશે." (૫–૪૮) કુરાનના કહેવા પ્રમાણે, "જેઓ શ્રદ્ધાવાન છે અને સત્કર્મ કરે છે" તેઓ, તથા "જેઓ અલ્લા પર વિશ્વાસ રાખે છે ને સત્કર્મ કરે છે" તે સહુ મુસલમાન છે. આ વિચારને અનુસરીને ના. આગાખાને એક વાર કહેલું કે મહાત્મા ગાંધી મુસલમાન છે.[૫] ઇસુ ખ્રિસ્તે પણ

---

૫. સરખાવો: "દરેક પ્રજામાં સત્કર્મી ને પુણ્યશાળી માણસો થઈ ગયા છે અને આજે પણ છે. તેઓ બધા મુસ્લિમ હતા અને છે." (સૈયદ અબુલ આલા મૌદૂદી: 'ટોવર્ડ્ઝ અંડરસ્ટૅંડિંગ ઇસ્લામ', પૃ. ૧–૨)

આ વિષે ગાંધીજીએ પોતાનો વિચાર પણ સ્પષ્ટ ભાષામાં રજૂ કર્યો છે. તેઓ કહે છે: "જો બાઈબલનો મારો અર્થ કરીને હું મને 'ખ્રિસ્તી' કહેવડાવી શકું, અથવા કુરાનનો મારો અર્થ કરીને મને 'મુસલમાન' કહેવડાવી શકું, તો હું તેમ કરવાને જરાય સંકોચ ન ખાઉં. કારણ તેમ થઈ શકે તો તો 'હિંદુ,' 'ખ્રિસ્તી,' અને 'મુસલમાન' એ બધી સમાનાર્થ સંજ્ઞા થઈ પડે. (ધર્મમંથન, પૃ. ૪૬૩) "એક જ ઈશ્વર અને તેના પેગંબરોની અનન્ત પરંપરાની માન્યતાથી જો ઇસ્લામને સંતોષ થતો હોય, તો આપણે બધા મુસલમાન છીએ; પણ તેમ જ આપણે બધા હિંદુ અને ખ્રિસ્તી પણ છીએ. સત્ય એ કોઈ પણ એક ધર્મગ્રંથની એકાન્તિક સંપત્તિ નથી." (વ્યાપક ધર્મભાવના, પૃ. ૪૪) વળી તેમણે કહ્યું છે: "સહુને પોતપોતાનો ધર્મ સર્વથી શ્રેષ્ઠ લાગે છે તેથી જ તેમાં તે રહે છે. તે ન્યાયે

એમ નહોતું કહ્યું કે "એમના વિચારો પરથી તમે એમને ઓળખજો." તેમણે તો કહેલું કે "એમનાં ફળ (કર્મો) પરથી તમે એમને ઓળખજો." અને પીટરે ખરું કહ્યું છે કે "હું સાચોસાચ જોઉં છું કે ઈશ્વરને કોઈ માણસ વહાલો ને કોઈ અળખામણો નથી. પણ દરેક પ્રજામાં જે માણસો તેનાથી ડરે છે ને સત્કર્મ કરે છે તેમને ઈશ્વર અપનાવે છે."

સર અહમદ હુસેન કહે છે કે ઇસ્લામ "નથી સાચા ખ્રિસ્તી ધર્મનો વિરોધી, નથી બીજા કોઈ સાચા ધર્મનો વિરોધી;" કેમ કે સર્વ ધર્મોના સારરૂપ તત્ત્વ એ છે કે ઈશ્વર પિતા છે, અને મનુષ્યો તેનાં સંતાન હોઈ ભાઈભાંડુ છે. જે ધર્મોમાં સાંપ્રદાયિક સંકુચિતતા, મમત અને મતાગ્રહ છે તેઓ જ માંહોમાંહે લડે છે. ઈસુની શ્રદ્ધા અને મહમદની શ્રદ્ધા એક જ પ્રકારની છે. પણ સેંટ પૉલ તો કહે છે કે આપણે ઈસુને આપણા ઉદ્ધારક અને મુક્તિદાતા માનવા, પૃથ્વી પર ઊતરી આવેલા સાક્ષાત્ ઈશ્વર માનવા. એ કથનનો બચાવ કરવાનું વિચારશીલ ખ્રિસ્તીઓને વધારે ને વધારે અઘરું લાગતું જાય છે. ખ્રિસ્તી ધર્મ જ્યારે ઈસુને વિષે એવો દાવો કરે છે ત્યારે તે ઇસ્લામનો વિરોધી બને છે; કેમ કે ઇસ્લામને પણ મહમંદ પેગંબર વિષે એવો જ દાવો કરવાની સહેજે લાલચ થઈ આવે છે. ઇસ્લામે પેગંબર સાહેબને વિષે જે દૃષ્ટિ રાખી છે તે માણસની બુદ્ધિ સ્વીકારી શકે એવી છે. એ એનું એક ભૂષણ છે. ઇસ્લામ માને છે કે હઝરત

---

હિન્દુ ધર્મ મને જૂઠો નથી લાગતો, એટલું જ નહીં પણ તે મને સર્વથી શ્રેષ્ઠ લાગે છે. તેથી બાળક જેમ માતાને વળગી રહે છે તેમ હું મારા ધર્મને વળગી રહું છું. પણ બાળકો જેમ પરમાતાનો તિરસ્કાર નથી કરતાં તેમ હું પણ પરધર્મોનો તિરસ્કાર નથી કરતો. મારા ધર્મ પ્રત્યેનો મારો પ્રેમ બીજાઓના પોતાના ધર્મ પ્રત્યેના પ્રેમને સમજતાં મને શીખવે છે." (વ્યાપક ધર્મભાવના, પૃ. ૫૯)

મહમદ એક પેગંબર — નબી — રસૂલ — ખુદાના સંદેશવાહક હતા, અને તેમણે માનવજાતિના મોટા ભાગનો ધર્મ સુધાર્યો હતો. તે છતાં તેઓ બીજા કોઈ પણ માણુસના જેવા ઇનસાન હોવાથી દુન્યવી કામોમાં તેમને હાથે ભૂલ થઈ જવાનો સંભવ રહેતો; અને બીજા માણુસોની જેમ તેમને પણ અલ્લાની રહેમની — કૃપાદૃષ્ટિ અને દયાની— જરૂરી રહેતી. સર અહમદ કહે છે : "હઝરત મહમદને દેવ માનવા, અથવા તેઓ ખુદાની સમાન કોટિના છે, એમ કેટલીક વાર કહેવાય છે, અને તેમને અહમદના વેશમાં આવેલા (અહદ) કહે છે. પણ આમ કહેવું એમાં નથી ઇસ્લામ કે નથી ઈમાન. પોતે કેવળ ઇન્સાન છે એથી વધારે દાવો પેગંબર સાહેબે કદી કર્યો ન હતો." પેગંબર સાહેબ કહે છે : "હું તો માત્ર સંદેશવાહક બનાવી મોકલેલો ઇન્સાન છું. (સુરા ૧૭-૯૫) છતાં તેમના પહેલા અનુયાયીઓનાં ભક્તિ અને ઉત્સાહ એટલાં બધાં હતાં કે પેગંબર સાહેબ વિષે અનેક દંતકથાઓ ચાલી. કહેવાય છે કે પેગંબર સાહેબનો જન્મ થયો તે રાત્રે બાદશાહ ખુશરૂનો મહેલ ધરતીકંપથી પડી ગયો; ઈરાનના મગ સંપ્રદાયના પૂજારીઓનો આતશ બુઝાઈ ગયો; સાવાનું સરોવર સુકાઈ ગયું; ટિગ્રીસ નદીનાં પાણી કાંઠા ઓળંગીને વહેવા લાગ્યાં; અને જગતની સર્વ મૂર્તિઓ ઊંધે મોઢે ભોંય પર પડી. સદ્ભાગ્યે આ દંતકથાઓ ઇસ્લામમાં કદી પ્રમાણભૂત મનાઈ નહિ. પેગંબર સાહેબના શરૂઆતના આરબ અનુયાયીઓ બાબા, સંશયવાદી ને શંકાશીલ હતા. એટલે, ઈસુ ખ્રિસ્ત મરણ પછી ચાળીસમે દિવસે કબરમાંથી ઊઠ્યા અને ઊંચે ગયા એ વાર્તાને ખ્રિસ્તી ધર્મમાં અગત્યનું સ્થાન મળ્યું છે; પણ મહમદ પેગંબર હવામાં ઊડીને જેરૂસલેમ ગયા, તેઓ મક્કા નજીક ફરતા હતા ત્યાં તેમને અલ્લાનો અવાજ સંભળાયો, ને અલ્લાએ તેમને પોતાના રસૂલ તરીકે સંબોધ્યા, વગેરે કથાઓને ઇસ્લામમાં ઝાઝું મહત્ત્વ કદી મળ્યું નથી. પેગંબર સાહેબનું નબીપણું પણ હમેશાં કબૂલ

રખાતું નથી. વહાબી સંપ્રદાયજ જુઓ ને. વહાબીઓ કહે છે કે અલ્લાની સમક્ષ પ્રણિપાત કરવા એ જ અલ્લાની પૂજા અથવા ઈબાદત છે; અલ્લાની આગળ કોઈ શફી (દરમ્યાનગીરી કરનાર) ને બોલાવવો એ બૂતપરસ્તી (મૂર્તિપૂજા) છે; અને મોટામાં મોટું પુણ્યકાર્ય એ છે કે પેગંબર સાહેબની કબર અને ઈમામોના રોજાને તોડીફોડીને જમીનદોસ્ત કરવાં ! !

પેગંબર સાહેબ જેવા વિચારકે પરાણે ધર્માન્તર કરાવવાનો ઉપદેશ આપ્યો હોય એ બનવાજોગ નથી. આપણે માણસોને તેમનાં વિચારો ને માન્યતાઓ બદલવાની ફરજ પાડી શકતા નથી. પેગંબર સાહેબે તો કહ્યું છે : "ધર્મમાં કોઈ જાતની જબરદસ્તી હોય નહિ." (સુરા ૨-૨૫૭)[૬] "માણસોને ઈમાન તો ફક્ત અલ્લા પાસેથી જ મળે છે. છતાં શું તું માણસોને ઈમાન રાખવાની ફરજ પાડશે?" આરબ સિવાયની પ્રજાઓ પાસે ઇસ્લામનો સ્વીકાર કરવાનો સહેજ પણ ખ્યાલ પેગંબર સાહેબને હતો કે કેમ એ શંકા પડતું છે. ધર્મને નામે થયેલા

---

૬. આ આયાત પર વિવેચન કરતાં મૌલવી મહમદઅલી કુરાનના તેમના અંગ્રેજી તરજુમામાં લખે છે : "જે આરબો ઈસ્લામમાં સામેલ નહોતા થયા તેમને પેગંબર સાહેબે ઇસ્લામ અથવા તલવાર એમાંથી એક પસંદ કરી લેવાનું કહ્યું, એ મતલબની જે અર્થ :વિનાની વાતો કરવામાં આવે છે તે બધીને આ આયત પૂરેપૂરા જવાબરૂપ છે. મુસમાનનોને લડાઈમાં ફતેહ મળવાની ખાતરી હતી, એટલે પેગંબર સાહેબે તમના હાથમાં જ્યારે સત્તા આવે ત્યારે તેમનો મુખ્ય સિદ્ધાન્ત એ હોવો જોઈએ કે ધર્મની બાબતમાં જરા પણ જબરદસ્તી કરવી નહિ. જે લોકો પહેલા લડે તેમની સામે અલ્લાની રીતે લડવા વિષેની જે આયાત અગાઉ આવી ગઈ છે તેના પછી આ આયાત પેગંબર સાહેબને ખુદાએ બતાવેલી એમાં શંકા નથી. કેટલાક માની લે છે કે આ આયાત ઇસ્લામમાં છેક શરૂઆતમાં શરીક થયેલા લોકોને ઉદ્દેશીને કહેવામાં આવી હતી ને પાછળથી તે રદ કરવામાં આવી. પણ એ વાત છેક જ પાયા વિનાની છે."

જુલમો અને જબરદસ્તીથી થયેલાં ધર્માન્તરો, જેણે ઇસ્લામની કીર્તિને કલંકિત કરી છે, તે એ ધર્મની સાચી ભાવનાનાં વિરોધી છે. હઝરત ઉમર, જેમણે ઇસ્લામના અનુયાયીઓ પર જુલમ વર્તાવ્યો, અને જે પાછળથી ખલીફ થયા, તેમણે ઇસ્લામની માન્યતા ન સ્વીકારનાર લોકો સામે પહેલવહેલી તલવાર ખેંચેલી. અને પેગંબર સાહેબના કેટલાક અનુયાયીઓના અણઘડ આચરણ પરથી સામાન્ય લોકોનો એવો મત બંધાયો કે જેઓ પોતાની ધાર્મિક માન્યતાઓને ખાતર જેહાદ ચલાવીને લડતાં મરે તે વધારે સાચા શહીદ ગણાય. હિંદુસ્તાનનો મુસલમાન, તેના હિંદુ દેશભાઈની જેમ, અન્તરાત્માની સ્વતન્ત્રતામાં માને છે. સર અબ્દુર રહીમે કહ્યું છે: "ઇસ્લામ જબરદસ્તીથી તબલીઘ (ધર્માન્ત) કરાવવાનું ફરમાન કરે છે એ કલ્પના સાવ ખોટી છે."[૭] ખિલાફતની હિલચાલની રાજકીય દૃષ્ટિએ કિંમત ગમે તેટલી હોય, પણ તે ધાર્મિક સ્વાતન્ત્ર્યને પોષક તો નીવડી જ છે કુત-અલ-અમારાનો બચાવ કરનાર સર ચાર્લ્સ ટાઉનશેંડે લખેલું: "હિંદુસ્તાનની હિંદુ વસ્તીએ હિંદના સર્વ કોમોના ધાર્મિક સ્વાતન્ત્ર્યના રક્ષણ અને સંવર્ધનના કાર્યને પોતીકું માન્યું છે."[૮] ભારતવર્ષની ધર્મભાવના ઇસ્લામને તેનાં કેટલાંક વધારે કડક અંગોને હળવાં બનાવવાનું શીખવી રહી છે. ઇસ્લામ અને હિંદુ ધર્મ આજે એકબીજાની સામે મીટ માંડી રહ્યા છે. પોતાની ભૂમિ પર ભેગા થયેલા ભિન્નભિન્ન ધર્મો વચ્ચે મેળ અને એકરાગ પેદા કરવાનું ભારતવર્ષનું જે સ્વપ્નું છે તે આ બે ધર્મોના સંપર્ક દ્વારા, અને એકબીજા પર પડતી તેમની અસર દ્વારા, સાચું પડવાની આશા રહે છે.

---

* ૭. કલકત્તા રિવ્યુ, મે ૧૯૨૩.
* ૮. એશિયા, ડિસેંબર ૧૯૨૨.

## ૩. ઈશ્વર વિષેની કલ્પના

હવે આપણે ઇસ્લામના તાત્ત્વિક સિદ્ધાન્તો તરફ વળીએ, અને જોઈએ કે ઈશ્વર વિષેની તેની અને હિંદુ ધર્મની કલ્પનામાં કંઈ ધરમૂળનો ફરક છે કે કેમ ? ઈશ્વર હસ્તી ધરાવે છે એ વસ્તુ પરત્વે તો સર્વ ધર્મો એકમત છે. પણ દરેક ધર્મ જુદેજુદે રૂપે ઈશ્વરની ઉપાસના કરે છે તેને લીધે તે દરેકને પોતાની વિશિષ્ટતા પ્રાપ્ત થાય છે, ને તે ધર્મ બીજા બધાથી જુદો ગણાય છે. હિંદુ તત્ત્વજ્ઞાનના અભિપ્રાય પ્રમાણે, ઈશ્વરની ગૂઢતાનું માણસની ભાષામાં વર્ણન થઈ શકે એમ નથી; અને માણસની કલ્પના વડે તેનું આકલન કરવું પણ અશક્ય છે. ઈશ્વરનું વર્ણન તર્કની ભાષામાં કરી શકાતું નથી; પણ આત્માના ઊંડાણમાં તેનો સાક્ષાત્કાર થઈ શકે છે. છતાં ઈશ્વરનું વર્ણન માગવામાં જ આવે, તો આપણી પાસે વિચાર અને વાણીની જે થોડીઘણી સામગ્રી હોય તેનો ઉપયોગ કર્યા વિના છૂટકો નથી. આપણે તો આપણી પોતાની ચેતના ને આપણા પોતાના મનોવ્યાપારથી વાકેફ હોઈએ છીએ; એટલે તેનો આધાર લઈ ઈશ્વરના સ્વરૂપનું વર્ણન કરવા બેસીએ છીએ. ઈશ્વરને આપણે 'પુરુષોત્તમ' માનીએ છીએ; અને આપણી પોતાની ચેતનામાં જેમ જ્ઞાન, ભાવના અને સંકલ્પનાં ત્રણ અંગો હોય છે, તેમ ઈશ્વરને વિષે પણ સત્ય, પ્રેમ અને પૂર્ણત્વ, અથવા જ્ઞાન, સૌન્દર્ય અને શક્તિ, અથવા અનંતત્વ, કરુણા અને આધિપત્ય એવાં ત્રિવિધ લક્ષણો કલ્પીએ છીએ. ત્રિમૂર્તિ વિષેની હિંદુઓની જે કલ્પના છે તેમાં ઈશ્વરના આ ત્રિવિધ રૂપનું વર્ણન કરવાનો આશય રહેલો છે. ઈશ્વર બ્રહ્મારૂપે સૃષ્ટિનું સર્જન કરે છે, વિષ્ણુરૂપે તેને પાળે છે ને તેનો ઉદ્ધાર કરે છે, અને શિવરૂપે તેનો ન્યાય કરે છે. બ્રહ્મા પોતાની કલ્પનામાં વસતાં આદર્શ રૂપોને નમૂનારૂપે લઈ તે પ્રમાણે પ્રત્યેક ચીજને સરજાવે છે. તેમના અનન્ત જ્ઞાનનું અનન્ત

જગતમાં — જે જગત હતું, છે અને રહેશે તેમાં — પ્રતિબિંબ પડે છે. વિષ્ણુ એ અપાર સત્તા અને વિશ્વવ્યાપી અમલના અન્તસ્તલમાં રહેલો પ્રેમ છે. તે આપણને પાપ અને કુકર્મ સામેની આપણી લડાઇમાં મદદ કરે છે, અને આપણને હડસેલો દઈને ઉપર ચડાવે છે. શિવ એ ન્યાયાધીશ છે, અનંત શક્તિની પ્રતિમા છે, અને 'कर्तुमकर्तुमन्यथाकर्तुं समर्थः' છે. હિંદુ પોતાના ઈશ્વરને ગમે તે નામ આપે, પણ તેની નજર સામે તો પ્રકાશ, પ્રેમ અને પ્રાણની આ એકરૂપતા જ હોય છે. સર અહમદ હુસેન માને છે કે સર્વ ધર્મો એક જ સતને — "એક અને અદ્વિતીય, અચિન્ત્ય, અપ્રમેય, અને પરાત્પર, અનાદિ, અનંત, અને અપરિચ્છિન્ન એવા ઈશ્વરને જ — માને છે ને પૂજે છે. યઝદાન, ઈશ્વર, યહોવા, ગૉડ, અલ્લા એ એક જ અનન્ત અને અપ્રમેય એવા ઈશ્વરનાં જુદીજુદી ભાષામાં વપરાતાં નામો છે."

ઈશ્વર એ પરાત્પર છે; તેની પાર કે તેનાથી મોટું બીજું કંઈ જ નથી; અને મનુષ્યનું મર્યાદિત મન એનું આકલન કરી શકતું નથી; એ વિચારો કુરાનની અનેક આયતોમાં દર્શાવાયેલા છે. એક આયતમાં કહ્યું છે: એ એકલો જ અલ્લા છે. અલ્લા નિત્ય છે, શાશ્વત છે. તે કોઈનો જન્મદાતા નથી; તે પોતે અજન્મા હોઈ જન્મ પામતો નથી. એનો સમોવડિયો કોઈ નથી." જગતની સર્વ વસ્તુઓમાં ફેરફાર થાય છે અને તે નાશ પામે છે, પણ એકલા ઈશ્વરની હસ્તી સદાકાળ ટકે છે. દિક્કાલરૂપી સમુદ્રમાં ઘટનાઓરૂપી અનેક મહાવમળો ચાલ્યા કરતાં હોય તેમાં એ એકલો જ ખડકના જેવો અવિચળ રહે છે, ને તેના પર આપણે ઊભા રહી શકીએ છીએ. જગતનો ઘોર અંધકાર, તેનાં પાપો ને તેના અન્યાયો ચોમેર ઘેરી વળ્યાં હોય, ને લાખો નિરાશાઓ છવાઈ ગઈ હોય, ત્યારે એ એકલો આપણી આશાનો આધાર થઈ પડે છે. અને છતાં ઈશ્વરનો જે અપાર વૈભવ છે તેનું વર્ણન કરવાનું આપણી વાણીનું ગજું

નથી; એને માટે આપણી મનુષ્યની ભાષામાં બંધબેસતા શબ્દો જ નથી. કુરાનમાં એક જગ્યાએ કહ્યું છે: "માણસોની દૃષ્ટિ તેને જોઈ શકતી નથી, પણ તે માણસોની દૃષ્ટિ જોઈ શકે છે; કેમ કે તે ગુપ્ત વસ્તુઓને જાણનાર છે, સર્વજ્ઞ છે." (સુરા ૬–૧૦૪) ઈશ્વરને મનુષ્યના જેવાં રૂપગુણ આરોપનારી સર્વ કલ્પનાઓને હઝરત અલી વખોડી કાઢે છે. તેઓ કહે છે: "મનુષ્યનું મન જેની કલ્પના કરી શકે છે એવા કોઈ પણ પદાર્થના જેવો ઈશ્વર નથી. મનુષ્યો ભૌતિક પદાર્થો વિષેના પોતાના જ્ઞાન પરથી કેટલાક ગુણધર્મોની કલ્પના કરે છે. એમાંના કોઈ પણ ગુણધર્મની સાથે જેને લેશ પણ સામ્ય હોય એવો કોઈ પણ ગુણધર્મ ઈશ્વરને વિષે કલ્પી શકાતો નથી. ધર્મની પરાકાષ્ઠા ઈશ્વરને જાણવામાં રહેલી છે; જ્ઞાનની પરાકાષ્ઠા અસ્તિકતાથી તેની હસ્તીનો સ્વીકાર કરવામાં રહેલી છે; આસ્તિકતાની પરાકાષ્ઠા ખરા જિગરથી તેની એકતા કબૂલવામાં રહેલી છે; અને સત્યનિષ્ઠાની પરમ સીમા ઈશ્વરને નિર્ગુણ કહેવામાં રહેલી છે. ઈશ્વર દિક્કાલથી પર છે, અમાપ છે."[૯] આવા નકારવાચક આદર્શથી માણસને સંતોષ થતો નથી. તેથી તે ઈશ્વરને મનુષ્યરૂપે કલ્પવાનો આગ્રહ રાખે છે. કુરાનની પહેલી જ આયતમાં કહ્યું છે: "સ્તુતિમાત્ર જગતોના પાલક અલ્લાને માટે છે. તે કલ્યાણકારી છે, દયાળુ છે, અને ન્યાયના દિવસનો ધણી છે." વૈષ્ણવ ધર્મ અને ખ્રિસ્તી ધર્મ ઈશ્વરના પ્રેમસ્વરૂપ પર વધારેમાં વધારે ભાર મૂકે છે, જ્યારે યહૂદી ધર્મ અને ઇસ્લામ ઈશ્વરના શક્તિસ્વરૂપ વિષે અતિશયોક્તિ કરે છે. ઈશ્વર એ સર્વસમર્થ શક્તિ અને સનાતન ન્યાયાધીશ છે. હઝરત મહમદ ફરી ફરી કયામતના દિવસની વાત કરે છે, અને કહે કે તે દિવસે ઇન્સાનનાં કરેલાં કામોને અલ્લા પોતાનાં ન્યાયનાં ત્રાજવાંમાં તોળશે, સ્વર્ગ અને પૃથ્વીને સંકેલી લેવામાં આવશે, અને

---

૯*. અમીરઅલીકૃત 'ધી સ્પીરીટ ઑફ ઇસ્લામ' માં આપેલું અવતરણ.

પાસે અલ્લા સિવાય બીજું કોઈ નહીં હોય. પણ ઈશ્વરનાં બીજાં રૂપો પ્રત્યે ઇસ્લામે દુર્લક્ષ નથી કર્યું. અલ્લા કેવળ ન્યાયાધીશ નથી; "પાપની ક્ષમા કરનારો, પશ્ચાત્તાપનો સ્વીકારનારો" (સુરા ૪૦–૩), ભૂલાં પડેલાંને રસ્તો બતાવનારો, દુઃખમાત્રથી છોડવનારો, દુખિયાંનો બેલી, અને આફતમાં પડેલાંને દિલાસો દેનારો છે. "પંખિણીને પોતાનાં બચ્ચાં માટે જેવો પ્રેમ હોય છે તેના કરતાં અધિક કોમળ અલ્લાનો પ્રેમ હોય છે." ઈશ્વરનાં પ્રેમ અને કરુણા ભારપૂર્વક વર્ણવનારાં વચનો વારંવાર આવે છે. "હે પરવરદિગાર! દયા કર. કેમ કે દયાવાનોમાં તું શ્રેષ્ઠ છે." (સુરા ૨૩–૧૧૮) "દુઃખી માણસ જ્યારે તેનું નામ પોકારે છે ત્યારે તેને તે જવાબ આપે છે, ને દુઃખને દૂર કરે છે. તે તમને દુનિયામાં તમારા બાપ-દાદાના વારસ બનાવશે." (સુરા ૨૭–૬૨) "તમારા પરવરદિગારની માફી માગો અને તેના તરફ મોઢું ફેરવો. મારો પરવરદિગાર દયાળુ છે ને હેતાળ છે." (સુરા ૧૦–૯૦) "(અય રસૂલ!) તું કહી દે કે હે મારા બંદાઓ, તમે (ગુના કરીને) પોતાની જ ઉપર હદ ઉપરાંતનો જુલમ કર્યો છે. પણ તમે અલ્લાની રહેમતને વિષે નિરાશ થશો નહિ. અલ્લા ખચીત તમામ ગુના માફ કરી દેશે. તે ક્ષમાવાન અને દયાળુ છે." (સુરા ૩૯–૫૩) કુરાનની દરેક સુરાનો આરંભ "શરૂ કરું છું અલ્લાના નામથી જે અર્-રહમાન છે," એ શબ્દોથી થાય છે. 'અર્-રહમાન' એટલે 'પ્રેમળ.'[૧૦] એ નામ સૂચવે છે કે ઈશ્વરનો પ્રેમ આખી સૃષ્ટિને વ્યાપી વળેલો છે એવી એના ઉપાસકની ખાતરી છે. અલ્લાનો એ પ્રેમ મનુષ્યના અન્તરમાં પણ કામ કરે છે; તે મનુષ્યના હૃદય પરથી પડદો ખસેડી નાખે છે ને તેને અલ્લાની નજીક ખેંચી

---

૧૦. કુરાનના પહેલા જ શબ્દો છે: "બિસમિલ્લા–અર્–રહમાન–અર્–રહીમ." 'રહમાન' અને 'રહીમ' બંને શબ્દ 'રહમત' પરથી નીકળેલા છે.

લે છે. ઇસ્લામની કલ્પના પ્રમાણે અલ્લા જગતનો સર્જક અને પોષક છે. તે જગતની પાર દૂરદૂર વસનારો દેવ છે તેના કરતાં અધિક તો પ્રકૃતિમાં અને જગતની ઘટમાળમાં વસનારો અંતર્યામી છે. "પૂર્વ અને પશ્ચિમ અલ્લાનાં જ છે. માટે તમે જે દિશા તરફ મોઢું ફેરવશો ત્યાં અલ્લા તમારી સામે જ છે." "અને તે તમારી અંદર (પણ) છે; તેને તમે કેમ જોતા નથી?" (સુરા ૫૧–૨૧) "અમે તેમને થોડા જ વખતમાં દૂરદૂરના પ્રદેશોમાં, તેમ જ તેમના પોતાના આત્મામાં, અમારું દર્શન કરાવીશું, જેથી તેમને સાફ સાફ દેખાઈ જાય કે એ વાત સાચી છે." (સુરા ૪૧–૫૩) સર્જન, પાલન અને ન્યાયના ત્રણ ગુણો ઈશ્વરને વિષે કલ્પવામાં આવે છે; અને ઈશ્વરની એકતા વિષે વિશેષ ભાર મૂકેલો હોવાથી આપણે ત્રણ દેવ માનવાની મુસીબતમાંથી બચી જઈએ છીએ.

જીવને ઈશ્વરે બનાવેલો છે, અને તે ઈશ્વરની પાસે પાછો પહોંચી જાય ત્યાં સુધી તેને જરા પણ ચેન પડતું નથી. તેના બહુરંગી સ્વભાવને તેણે ઈશ્વરને ચરણે ભેટરૂપે ધરવો જોઈએ. આપણે આપણી બુદ્ધિનો ઉપયોગ એવી રીતે કરવો જોઈએ કે જેથી આપણને વિશ્વની વસ્તુમાત્રમાં ઈશ્વરનો વાસ દેખાય. પરમાત્મા છે એવી આસ્થામાંથી સ્વાભાવિક રીતે પ્રપત્તિની — પરમાત્માને સર્વભાવે શરણે જવાની — વૃત્તિ જન્મે છે. આપણે ઈશ્વરની પ્રાર્થના કે બંદગી કરીએ છીએ, અને અતિ નમ્રભાવે તેનો આભાર માનીએ છીએ. સર્વ પ્રાર્થનાઓનો મુખ્ય વિષય એ હોય છે કે પોતાની અલ્પતા ને અસહાયતા પ્રગટ કરી, સર્વ સારી વસ્તુઓના દેનારા ઈશ્વરનો યશ ગાવો, ને તેની કરુણા પર આધાર રાખવો. આપણે પ્રાર્થના દ્વારા આપણાં કૃતજ્ઞ હૃદયની લાગણી ઠાલવીએ છીએ. એ પ્રાર્થના ઈશ્વરની ધરતી પર કોઈ પણ જગ્યાએ કરી શકાય છે. તે રોજના જીવનમાં આપણો પંથ ઉજાળે એમ આપણે માગીએ છીએ, ને તેણે આપણને બનાવેલા આદર્શ અનુસાર જીવવા મથીએ છીએ.

આપણે જ્ઞાન, ભક્તિ કે કર્મ ગમે ત્યાંથી શરૂઆત કરીએ, પણ સહુને છેવટે પહોંચવાનું તો એક જ મુકામે છે.

ઇસ્લામની નીતિભાવના ઊંચી કોટિની છે. આપણે જો અલ્લાને લાયક બનવું હોય તો એવું કંઈ કામ ન કરવું જોઈએ કે જેનાથી મનુષ્યમાં રહેલા દૈવી અંશને ઝાંખપ લાગે. સાચી ધર્મભાવના ખીલવવાને માટે પેગંબર સાહેબે નમાજ, રોજા, જકાત ( ગરીબને દાન ), હજ, અને સંયમ આવશ્યક ગણ્યાં છે. ગરીબમાત્રને દાન આપવાનો ઉપદેશ આગ્રહપૂર્વક કર્યો છે. અતિથિસત્કારને એક ધાર્મિક કર્તવ્ય ગણાવ્યું છે. શિયળને સદ્‌ગુણ તરીકે સ્વીકારેલો છે. દારૂ, જુગાર અને બીજા અનાચારોને વખોડી કાઢેલા છે. સદાચારી જીવનને ધર્મના સારરૂપ માન્યું છે. "જેઓ અસાર વસ્તુઓ અને વિષય-ભોગથી દૂર રહે છે, દાન આપે છે, નમાજ પઢે છે, અને પોતાની અમાનતોનું તથા વાયદાનું પાલન કરે છે તેઓ શાશ્વત સુખના અધિકારી બને છે." ( સુરા ૨૩–૮ ) "નવસ્ત્રાંને ઢાંકનાર દરેક મુસલમાનને ઈશ્વર બહેસ્તનાં લીલાં કપડાં પહેરાવશે." ઇબ્રાહીમ બીન આદમની વાર્તા, જેના પરથી અંગ્રેજીમાં લે હંટનું પ્રસિદ્ધ કથાકાવ્ય 'અબુ બીન આદમ' લખાયું છે, તેમાંથી બોધપાઠ એ મળે છે કે મનુષ્યનો મિત્ર તે ઈશ્વરનો મિત્ર છે. મુસલમાનોનો મોટો સમુદાય ગમે તે રીતે વર્તતો હોય, પણ ઇસ્લામ ધર્મ તો પ્રાણીજીવન પ્રત્યે બેદરકાર નથી, એટલું જ નહિ પણ એ જીવન પવિત્ર છે એમ આગ્રહપૂર્વક કહે છે. "ધરતી પર ચાલનારું કોઈ પશુ, પાંખ વડે ઊડનારું કોઈ પંખી એવું નથી જે તમારી પેઠે અલ્લાની પ્રજા ન હોય. તેઓ અલ્લાની પાસે જ પાછાં જવાનાં છે."[૧૧] જાનવરોની કુરબાનીની બાબતમાં હિંદુસ્તાનના મુસલમાનોએ કુરાનની અર્થપૂર્ણ આયત યાદ રાખવા જેવી છે: "તમે કુરબાનીમાં આપશો તે પ્રાણીઓનું માંસ અથવા લોહી અલ્લાને પહોંચવાનું નથી. અલ્લાને તો

૧૧*. 'ધી સ્પીરીટ ઓફ ઇસ્લામ.'

તમારી પરહેજગારી (સદાચાર) જ સ્વીકાર્ય છે." (સુરા ૨૨-૩૭) સાધારણ માન્યતા એવી છે કે ક્ષમા અને અપ્રતિકારને ઇસ્લામ ધર્મમાં સ્થાન નથી. એ સંબંધમાં નીચેની આયતોના ભાવાર્થ પર ધ્યાન આપવા જેવું છે: "નેકી (સદ્વર્તન) તથા બદી (દુર્વર્તન) સમાન હોતાં નથી. માટે તું દુર્વર્તનની સામે સારામાં સારું વર્તન કરીને તેને હઠાવ." (સુરા ૪૧-૩૪) જન્નતને વિષે પેગંબર સાહેબ કહે છે: "જે ભલા માણસો આબાદીમાં તેમ જ આફતમાં દાન આપે છે, જેઓ ક્રોધને અંકુશમાં રાખે છે ને માણસોને ક્ષમા કરે છે તેમને માટે જન્નત તૈયાર કરવામાં આવેલું છે; કેમ કે અલ્લા ભલું કરનાર માણસોને ચાહે છે." ખોરાક, તલ્લાક વગેરેને લગતી જે અનેક નાની નાની વીગતોના કુરાનમાં ઉલ્લેખો છે તેનો ઇસ્લામ ધર્મની સાથે સીધો સંબંધ નથી. પેગંબર સાહેબે તેમના જમાનાની સ્થિતિ ધ્યાનમાં રાખીને તેને વિષે અમુક ફરમાનો કર્યાં છે ખરાં, પણ તે એવાં નથી કે જેમાં કશો ફેરફાર કરી જ ન શકાય ને કરીએ તો અધર્મ ગણાય. જનાબ અમીરઅલી કહે છે કે "પેગંબર સાહેબે ખરચ તથા કરકસરને લગતા કેટલાક નિયમો તથા વિધિનિષેધો બતાવ્યા છે તેને વિષે એ યાદ રાખવું ઘટે છે કે એ બધા તે જમાનાની અને તે પ્રજાની કામચલાઉ પરિસ્થિતિને ધ્યાનમાં રાખીને ઘડાયા હતા. એ પરિસ્થિતિ દૂર થયા પછી આ કાયદાઓની જરૂર પણ દૂર થઈ છે. એટલે ઇસ્લામનું દરેક ફરમાન અવિચળ છે ને તેમાં ફેરફાર કરી શકાય જ નહિ, એમ માનવું એ ઇતિહાસને તથા માનવબુદ્ધિના વિકાસને અન્યાય કરવા જેવું છે." મનુષ્યની બુદ્ધિએ આંધળી સત્તાને તાબે થવું એવું પેગંબર સાહેબે શીખવ્યું નહોતું. આમ જે ધર્મને ચોમેર ફરતી બુદ્ધિ અને સમજદારીની કડક વાડ બાંધેલી છે તેનો ઉપયોગ આજે અમાનુષી પ્રથાઓને ટેકો આપવા માટે ન કરી શકાય. હિંદના મુસલમાન ભાઈઓ જો એકબીજાને ચાહવાના, કોઈને ઇજા ન કરવાના, અને સર્વત્ર શાન્તિ તથા

સદ્ભાવના પ્રચાર માટે જીવન અર્પણ કરવાના આદર્શને અનુસરવા માગતા હોય, તો તેમના અત્યારના આચારોમાં શા શા ફેરફાર કરવા ઘટે છે, તે નક્કી કરવાનું કામ હિંદના મુસ્લીમ લોકમતના અગ્રેસરોનું છે.

જેઓ કુરાનનાં ફરમાનો માથે ચડાવવાની ના પાડશે તેમની ક્યામતને દિવસે બહુ બૂરી વલે થશે; પણ જેઓ એ ફરમાનો પ્રમાણે વર્તશે તે પોતાના માલિક, પેદા કરનાર અને પાલક અલ્લાની પાસે પાછા પહોંચી જશે; એમ પણ કહ્યું છે. પેગંબર સાહેબનું કબરમાંથી ઊઠીને ઉપર ચડવું એ સાન્ત અને અનંત એ બે તત્ત્વોના ઐક્યનું નિદર્શક છે. સૂફીવાદ કહે છે કે મનુષ્યના વિકાસનું ધ્યેય ઇશ્વર સાથેનું ઐક્ય છે, કેમ કે જે માણસ ઇશ્વરનું દર્શન કરે છે તે ઇશ્વરના જેવો છે. માણસ અનેક દશાઓ વટાવીને ચડતો ચડતો ઇશ્વર સુધી કેમ પહોંચે છે તેનું વર્ણન જલાલુદ્દીન રૂમીએ આ શબ્દોમાં કર્યું છે:

"જડ દ્રવ્યમાંથી વિકસીને આપણે વનસ્પતિ બન્યા. વનસ્પતિમાંથી મરીને પ્રાણીવર્ગમાં પ્રવેશ કર્યો. પ્રાણીવર્ગને વટાવી માણસ બન્યા. તો પછી મોત આપણને નીચે ઉતારશે એવી બીક શાને રાખવી? હવે પછીનું સંક્રમણ આપણને ફિરસ્તા બનાવશે. પછી આપણે ફિરસ્તામાંથી આગળ વધીને એ 'અનામી'માં લીન થઈ જઈશું. આખી સૃષ્ટિ પોકારી રહી છે: અમે એની પાસે પાછાં પહોંચી જઈશું."

ઇશ્વર સાથે તાદાત્મ્ય સાધવું એ જીવનનું ધ્યેય છે. સૂફી અલ–હુજવીરી કહે છે: "માણસ જ્યારે ગુણોના પાશમાંથી મુક્ત થાય છે (ત્રિગુણાતીત બને છે) ત્યારે તે પૂર્ણત્વને પામે છે. પછી તે નથી હોતો નજીક, નથી હોતો દૂર; નથી હોતો અજાણ્યો, નથી હોતો ઓળખીતો; નથી હોતો સાનમાં, નથી હોતો નશામાં; નથી હોતો છૂટો પડેલો, નથી હોતો જોડાયેલો; તેને નથી નામ હોતું, નથી ચિહ્ન હોતું, નથી છાપ હોતી, નથી નિશાની હોતી." ઇશ્વરમાં ભળી ઇશ્વર જોડે એકાકાર થઈ જવું એ પરમ પદ છે, પરાકાષ્ઠા

છે, પરા ગતિ છે, એમ સૂફીવાદ માને છે; પણ કુરાન તો મુક્તાત્માઓ કેવું જીવન ભોગવે છે તેના ભભકભર્યા ચિતારો આપે છે. એ જીવનનાં વર્ણનો આમેહૂબ, કશા ઢાળ વિનાનાં, અને કંઈક અંશે વિષયલાલસાને ઉત્તેજનારાં પણ છે. પણ એ વર્ણનોનો વાચ્યાર્થ કરવાનો નથી. કુરાનમાં એક જગાએ કહ્યું છે : "હે શાન્તિધારી આત્મા ! તું તારા પરવરદિગાર પાસે એવી સ્થિતિમાં પાછો ફર કે તું તેનાથી રાજી હોય અને તે તારાથી રાજી હોય. તું મારા ખાસ બંદાઓમાં દાખલ થઈ જા, અને મારી જન્નતમાં ચાલ્યો આવ." (સુરા ૮૯–૨૭થી ૩૦) સૂફીવાદ અને કુરાનના વિચારો વચ્ચેનો આ ભેદ તે વેદાન્તના નિર્ગુણબ્રહ્મવાદ અને સગુણબ્રહ્મવાદ વચ્ચેના ભેદને મળતો છે. મનુષ્ય જ્યાં સુધી પૂર્ણત્વની પરિસીમાએ પહોંચે નહિ ત્યાં સુધી તેના વ્યક્તિત્વનો વિકાસ અટકી શકે નહિ; અને ભવિષ્યમાં તેના ચારિત્રના વિકાસને માટે તકો મળ્યાં જ કરશે.

ભવિષ્યનો આધાર આપણા અત્યારના વર્તન પર છે. "દરેક આત્માએ અહીં જેવાં કર્મ કર્યાં હશે તેવો અનુભવ તેને પેલીપારની દુનિયામાં થશે." (સુરા ૧૦–૩૦) સ્વર્ગ યા નરક, જન્નત યા જહન્નમ, એ આપણાં પોતાનાં જ કર્મોનું ફળ હોય છે. કેટલીક વાર એમ પણ કહેવામાં આવે છે કે ઈશ્વરની મૂગી અકળ ઇચ્છા વિશ્વની વસ્તુમાત્રને ચલાવે છે. ઈશ્વરનું સમ્રાટપદ અને મનુષ્યની જવાબદારી એ બે વસ્તુનો મેળ કેમ બેસાડવો એ પ્રશ્નની ચર્ચા ઇસ્લામના પાછળના ઇતિહાસમાં ઘણી વાર થયેલી દેખાય છે. કુરાનમાં એવાં કેટલાંક વચનો છે જેના પરથી એમ સૂચવાતું દેખાય કે અલ્લા સ્વચ્છંદે ને મનસ્વીપણે વર્તે છે. "તે જેને ચાહશે તેને માફ કરી દેશે અને ચાહશે તેને શિક્ષા કરશે, કેમ કે તે સહુનો ઉપરી બાદશાહ છે." (સુરા ૨–૨૮૪)[૧૨] તે જ પ્રમાણે માણસની જવાબદારી પર

૧૨. વળી :

"અય અલ્લા ! અય સલ્તનતના માલિક ! તું ચાહે તેને સલ્તનત

ભાર દેનારાં વચનો પણ છે. "કોઈ પણ જીવ જે શ્રમ કરશે તેનું ફળ તેને પોતાને જ મળશે; અને કોઈ પણ બોજાવાળાને બીજા કોઈનો બોજો વહેવો નહિ પડે. (૨-૨૮૬) "જે કોઈ માણસ પાપ કરે છે તે કેવળ પોતાની જવાબદારી પર જ કરે છે." "જે કોઈ માણસ સન્માર્ગે જાય છે તે સન્માર્ગે જઈને પોતાના આત્માનું જ ભલું કરે છે; અને જે કોઈ માણસ કુમાર્ગે જાય છે તે કુમાર્ગે જઈને પોતાનું જ અહિત કરે છે." (૧૦-૧૦૮) સર અહમદ હુસેન કહે છે કે દૈવવાદને ઇસ્લામમાં સ્થાન નથી. તેઓ લખે છે: "પેગંબર સાહેબે સાફ શીખવ્યું હતું કે આપણે પહેલાં જે કંઈ આપણાથી થઈ શકે એમ હોય તે બધું કરી છૂટવું જોઈએ, અને પછી બાકીનું અલ્લા પર છોડવું જોઈએ. એમના ઉપદેશનો પહેલો ભાગ આપણે ભૂલી જઈએ, અને માત્ર બીજો ભાગ જે આપણા ગરમ પ્રદેશના આળસને અનુકૂળ આવે એવો છે તેને જ વળગી રહીએ, એમ બનવાનો સંભવ રહે છે." મનુષ્ય એ દૈવનું રમકડું નથી. તેને સારું કે ખોટું પસંદ કરવાની સ્વતંત્રતા છે. પરમાત્મા આપણને સત્કર્મ કે કુકર્મ કરવાની ફરજ પાડતો નથી, પણ આપણને સત્ય અને વિશુદ્ધિનો માર્ગ બતાવે છે, અને આપણને તેના નિયમો પાળવામાં મદદ કરે છે; જો કે આપણે એ નિયમો પ્રત્યે દુર્લક્ષ કરીએ ત્યારે તે આપણને સજા કરે છે ખરો. ખલીફ અલી કહે છે: "હે અલ્લાના બંદાઓ, તમારે માથે જે ફરજો નાખવામાં આવી છે તે અદા કરો, કેમ કે તેના પ્રત્યે દુર્લક્ષ કરવામાં પતન

---

આપે છે, અને ચાહે તેની સલ્તનત ખૂંચવી લે છે. તું ચાહે તેને ઇજ્જત આપે છે, અને ચાહે તેને હલકો પાડે છે. તું જે કંઈ પણ કરે છે તે સારું જ કરે છે. બેશક તું દરેક વસ્તુ પર કાબુ ધરાવનાર છે." (૩-૨૫)

"અલ્લા ચાહે તેને માફ કરી દે છે ને ચાહે તેને સજા કરે છે." (૫-૧૮)

"અલ્લા ચાહે તેને અવળ રસ્તે ચડાવે છે. અને જેઓ પશ્ચાત્તાપ કરે છે તેમને પોતા તરફ આવવાનો રસ્તો દેખાડે છે." (૧૩-૨૭)

રહેલું છે. તમારાં સત્કર્મો જ તમારે માટે મોતનો રસ્તો સરળ બનાવશે. યાદ રાખો કે દરેક પાપ માણસના કરજમાં ઉમેરો કરે છે ને તેની જંજીરને ભારે બનાવે છે. દયાનો સંદેશો આવ્યો છે; સત્યનો રસ્તો મોકળો છે; તમને જે ફરમાન કરવામાં આવ્યું છે તેને માથે ચડાવો. શુદ્ધ રહો, ધર્મબુદ્ધિથી કામ કરો, અને અલ્લાની બંદગી કરો કે તે તમારા દરેક પ્રયાસમાં તમને મદદ કરે ને તમારાં પાછલાં પાપોની તમને ક્ષમા આપે." ઈશ્વરનાં ફરમાનો તે માત્ર આધ્યાત્મિક જગતના નિયમો જ છે. જેઓ ઈશ્વરની મદદ માગે છે તેમને તે મદદ કરે છે; અને જે પશ્ચાત્તાપ કરનાર પાપી પોતાના આત્માને મેલી વાસનાઓમાંથી છોડવી શુદ્ધ કરવા મથે છે તેના પર તે પોતાની કૃપા વરસાવે છે. ખલીફ અલી કહે છે: "માણસને ફરજ પાડવામાં આવે છે એમ ન કહેશો, કેમ કે એમ કહેવાનો અર્થ તો એ થયો કે અલ્લા જાલિમ છે. તેમ જ એમ પણ ન કહેશો કે માણસને ફાવે તેમ કરવાની પૂરેપૂરી છૂટ છે. પણ એમ કહો કે એની સહાયતા અને કૃપાથી પુણ્યકર્મ કરવાના આપણા પ્રયત્નોને ઉત્તેજન મળે છે; અને આપણે (એનાં ફરમાનો પ્રત્યે) દુર્લક્ષ કરીએ છીએ તેને લીધે જ આપણે પાપ કરીએ છીએ."

ઇસ્લામ એ ગૂઢતા વિનાનો ધર્મ છે. તેનું બળ અને તેનું સૌંદર્ય તેની સાદાઈમાં રહેલાં છે. તે કશી બારીક તત્ત્વચર્ચામાં, અતિપ્રાકૃતિક સમસ્યાઓમાં, કે જીવ, જગત ને ઈશ્વર વિષેના મોટા મોટા સિદ્ધાન્તોમાં ઊતરતો જ નથી. તે નૈસર્ગિક ધર્મ છે, અને તેનો મુખ્ય સિદ્ધાન્ત એ છે કે અલ્લા વિશ્વની વસ્તુમાત્રને સરજે છે, પોષે છે, તેના પર અમલ ચલાવે છે, ને તેને સંપૂર્ણ બનાવે છે. આ સ્વસ્થ, ઉન્નત ઈશ્વરવાદ સાદાં મનનાં, ભોળાં, નિર્વ્યાજ માણસોને માટે સૌથી વધારે અનુકૂળ છે. ઈસ્લામની સામુદાયિક બાજુ તરફ જોઈએ તો તે પૂરેપૂરો બુદ્ધિવાદી છે. તેનામાં નાત-જાતના ભેદ નથી; પૂજારીઓ કે પુરોહિતો નથી; તેમાં કશા યજ્ઞ

કે વિધિની જરૂર પડતી નથી; એક જ અલ્લાના વિચાર પરથી મનને વ્યગ્ર બનાવી બીજે દોરે એવા કશા કર્મકાંડને તે સ્વીકારતો નથી. મક્કા તથા કાબાની હજ એટલી એક જ બાહ્ય મદદનો પેગંબર સાહેબે આગ્રહ રાખ્યો હતો, અને તેમ કરવામાં તેમનો હેતુ સાવ વહેવારુ હતો. નમાજ પઢતી વેળા મુસલમાનો મક્કા તરફ મોઢું રાખે છે, કેમ કે એ તીર્થસ્થળમાંથી પેગંબર સાહેબે પોતાનો ધર્મપ્રચાર શરૂ કર્યો હતો. મક્કા તરફ મોઢું રાખવાથી દરેક મુસલમાનને એમ સમજવામાં મદદ થાય છે કે તે ધર્મશ્રદ્ધાળુઓના સંઘનો એક ઘટક છે; અને એ શ્રદ્ધાળુઓ હઝરત મહમદને વિષે અલ્લાના રસૂલ તરીકેની આસ્થા વડે એકચબદ્ધ બનેલા છે; એક જ પ્રકારની આશાઓથી પ્રેરાયેલા છે; એક જ વસ્તુને વિષે આદર ધરાવનારા છે; અને એક જ આદર્શોને પૂજનારા છે. ઇસ્લામની વહેવારુ બાજુ જોઈએ તો લોકશાહી એ તેનો પ્રધાન સૂર છે. એને લીધે જ તે પ્રચારક ધર્મ તરીકે ફાવી શક્યો. તે મનુષ્યમાત્રને — સર્વ રંગના ને સર્વ કોમનાને — પોતાના વિશાળ પરિવારમાં સામેલ થવા બોલાવે છે. સહુમાં ખુદાના ખિદમતગાર થવાની શક્તિ રહેલી છે, એમ તે સ્વીકારે છે.

**તત્ત્વમસિ** ( તે તું છે )ના સિદ્ધાન્તમાંથી જે જે વસ્તુઓ ફલિત થાય છે તે બધીને મુસલમાનો નીડરપણે સ્વીકારે છે; અને માણસ માણસ વચ્ચે ભેદભાવ રાખતા નથી—કંઈ નહિ તો મસજિદોમાં તો નથી જ રાખતા. એ વસ્તુ હિંદુ મંદિરો કે ખ્રિસ્તી દેવળોને વિષે કહી શકાય એમ નથી; જો કે મનુષ્યમાત્ર ઈશ્વરની નજરે સરખાં છે એમ મોઢેથી તો તેઓ હમેશાં કહે છે. ઇસ્લામનો સાદો ધર્મ, ઈશ્વરનું પિતૃત્વ અને મનુષ્યનું ભ્રાતૃત્વ એ પોતાના બે સિદ્ધાન્તોને કાળજીપૂર્વક પાળતો હોઈ, જગતનાં ઘણાં અંધારાં સ્થળોમાંથી જંગલી રિવાજો દૂર કરાવી શક્યો છે, અને કરોડો

માણસોને અગાઉના કરતાં સારા જીવનની તાલીમ આપી શક્યો છે. તે પછાત જાતિઓને અનેક દેવોની વિષયગ્રસ્ત ઉપાસનાની જાળમાંથી છોડવી શક્યો છે; અને તેમનામાં ભૂતપ્રેત વૃક્ષ પાષાણાદિની પૂજા, બાળવધ અને નરમેધ, જાદુ અને જારણમારણ વગેરે ચાલતાં તેને નાબૂદ કરવામાં તેમને મદદ કરી શક્યો છે. તેની આસપાસ જે ઝેરી ઝાડી જામી ગઈ છે તેને જો તે કડકાઈથી કાપી નાખે, અને પોતાના બે મુખ્ય સિદ્ધાન્તોને જીવનમાં સિદ્ધ કરે, તો તેનું ભવિષ્ય બહુ ઊજળું નીવડવાની આશા રહે છે.

હિંદુ ધર્મે ઇસ્લામ સાથેના તેના સમાગમનો લાભ પૂરતો ઉઠાવ્યો નથી. ચૈતન્ય, કબીર અને નાનકના જેવી સુધારાની હિલચાલો પર ઇસ્લામની ભાવનાની ઘણી અસર હતી એ સાવ સાચું છે. હિંદુસ્તાનમાં ઇસ્લામનો પ્રચાર થયા પછી હિંદુ ધર્મનાં એકેશ્વરવાદી તત્ત્વો પર વધારે ભાર દેવામાં આવ્યો છે. છતાં હિંદુ ધર્મ સહેજે એથી વધારે શીખી શક્યો હોત. બીજાઓના ધર્મો વિષેનું અજ્ઞાન એ અન્યાય અને ભ્રમનું મૂળ છે. અસંસ્કારી વર્ગના મુસલમાનોના કેટલાક રીતરિવાજ જોઈને હિંદુઓએ ઇસ્લામના આદર્શો તરફ આંખ મીંચી દીધી. ઇસ્લામ સમભાવપૂર્વક હિંદુ ધર્મને સમજે તો હિંદુ ધર્મની પાસેથી તેને ઘણું શીખવા જેવું છે. તે જ પ્રમાણે હિંદુ ધર્મને પણ ઇસ્લામ પાસેથી ઘણું શીખવાનું છે. એક વાત તો એ શીખવા જેવી છે કે ઇશ્વર વિષેની અધૂરી કલ્પનાઓ અને ઉપાસનાના અણઘડ પ્રકારોની ઝાટકણી કાઢવામાં હિંદુ ધર્મે વધારે આગ્રહ ને વધારે કડકાઈ ધારણ કરવાં ઘટે છે. હિંદુ ધર્મ ભોળપણથી માન્યાં કરે છે કે સત્ય ધીરેધીરે આપોઆપ પોતાનો રસ્તો કરશે, અને હલકી કોટિની કલ્પનાઓ આપોઆપ ખરી પડશે. હિંદુ ધર્મે માનેલું કે જેમ સૂર્યનાં કિરણોની આગળથી અંધારું નાસી જાય છે તેવી જ રીતે સત્યની આગળથી અસત્ય અચૂક અલોપ થઈ

જશે. આ આશા ફળીભૂત થઈ નથી. જેમને ઈશ્વર વિષેની ઊંચામાં ઊંચી કલ્પનાઓનું જ્ઞાન છે તેવા માણસો જંગલીપણાની અતિશય સૂગ ને ઘૃણા ઉપજાવે એવી પ્રથાઓમાં રચ્યાપચ્યા જોવામાં આવે છે. જેઓ છટાભેર અહિંસાની વાતો કરે છે તેઓ પશુયજ્ઞોને ઉત્તેજન આપતા દેખાય છે. હિંદુ ધર્મે તેની સહિષ્ણુતા છોડી દેવાની જરૂર નથી; પણ તેણે એટલી ખબરદારી રાખવી ઘટે છે કે તેના આદર્શો જળવાઈ રહે અને સ્થાયી અને એકધારી પ્રગતિ થયાં કરે. આપણે આપણી સંસ્થાઓ લોકશાસનને ધોરણે ચલાવતાં પણ શીખવું જોઈએ. એકબીજાનું ખંડન કરવામાં મચ્યા રહેલા અનેક વાદો, બુદ્ધિ સમજી ન શકે એવાં તત્ત્વનાં ટૂંપણાં, અને જુલમગાર પ્રથાઓ, જેની નીચે મનુષ્યનો આત્મા સાવ કચડાઈ જાય છે, તે બધાંને નાબૂદ કરતાં આપણને આવડતું ઘટે છે. ઇસ્લામ અને હિંદુ ધર્મ બંનેનાં સર્વોત્તમ સ્વરૂપ આપણને એમ શીખવે છે કે સત્યનિષ્ઠ અને શુદ્ધ બનીને ઈશ્વરની સેવા કરવી, અને જીવનના સર્વ વ્યવહારોમાં આદરપૂર્વક ઈશ્વરના નિયમો પાળવા, એ જ સાચો ધર્મ છે.

૭

# પૂર્વ પશ્ચિમના ધર્મો[1]

## ૧. પૂર્વ પશ્ચિમનો સમાગમ

આ વિશાળ વિષયનું સંતોષકારક નિરૂપણ એક વ્યાખ્યાનમાં કરવું અશક્ય છે. એશિયા અને યુરોપમાં માનવજાતિના જે બે મોટા પ્રવાહો વહે છે તે દરેકની જીવન પ્રત્યેની દૃષ્ટિમાં કંઈક નોખી નોખી વિશેષતાઓ રહેલી છે. એ વિશેષતાઓને વિષે થોડાક મુખ્ય મુદ્દા જ હું તમારી આગળ આજે રજૂ કરી શકીશ. માનવી સંસ્કૃતિના ઈતિહાસમાં એશિયા અને યુરોપ બે પરસ્પર પૂરક અંગોના પ્રતિનિધિ છે — એશિયા અધ્યાત્મનો, અને યુરોપ બુદ્ધિચાતુર્યનો. પ્રસંગોપાત્ત એ બે પ્રવાહો ભેગા થયેલા; ને એ સમાગમથી બંનેને લાભ થયેલો. પહેલાં તો પૂર્વના — ઈજિપ્ત, ખાલ્ડિયા અને ભારતવર્ષના — જ્ઞાનની પાઈથાગોરાસ અને પ્લેટો જેવા પાશ્ચાત્ય ફિલસૂફોના વિચારો પર અસર પડી હતી. ઈસવી સન પૂર્વેનાં સૈકાંમાં, સિકંદરે પશ્ચિમ એશિયા પર કરેલી ચડાઈ, અને સિરિયા તથા પાલેસ્ટાઈન ગયેલા બૌદ્ધ પ્રચારકોના સંઘ, એને પૂર્વ પશ્ચિમ વચ્ચેનો બીજો સમાગમ ગણી શકાય. અશોકના એક શિલાલેખ પરથી જણાય છે

---

૧. * લંડનમાં મેરી વોર્ડ વસાહતમાં ૧૮મી માર્ચ ૧૯૩૨ ને રોજ આપેલું વ્યાખ્યાન.

કે ઈ. સ. પૂર્વે ત્રીજા સૈકામાં ભારતવર્ષથી બૌદ્ધ ભિક્ષુસંઘોને ઍંટીઓકના સેલ્યુસિડ વંશના રાજાના દરબારમાં તથા અલેક્ઝાંડ્રિયાના ટૉલેમી વંશના રાજાના દરબારમાં મોકલવામાં આવ્યા હતા ઇસ્લામના અનુયાયીઓએ સ્પેન અને ભૂમધ્ય સમુદ્રના દક્ષિણ કાંઠા પર ચડાઈ કરી એ સમાગમનો ત્રીજો પ્રયત્ન હતો. આ ત્રણ સમાગમોએ ગ્રીસ-રોમની મહાન સંસ્કૃતિ, ખ્રિસ્તી સંસ્કૃતિ, અને આધુનિક સંસ્કૃતિ પર કેટલી ને કેવી અસર પાડી એ ઠરાવવું મુશ્કેલ છે. માનવજાતિના ભાવિને વિષે મોટામાં મોટી આશાજનક હકીકત એ છે કે જગતની પ્રજાઓ અત્યારે એકબીજાની ઘણી નજીક આવેલી છે. પૂર્વ અને પશ્ચિમ, વિચારના તેમ જ આચારના ક્ષેત્રમાં, હવે પછી એકબીજાથી અળગાં રહી શકે એમ નથી. તેમની વચ્ચે અત્યાર સુધી જે સમાગમ થતા તે ક્વચિત જ, અને તે પણ ટૂંકા સમયને માટે થતા. પણ હવે એ સમાગમ સ્થાયી ને કાયમના બન્યા છે.

## ૨. ધર્મની આવશ્યકતા

આધુનિક જગત અખંડ અને એકાકાર બન્યું છે, તેને લીધે માનવ સંસ્કૃતિની રચના નવા પાયા પર થવી જરૂરની થઈ પડી છે. ખરો મુદ્દાનો પ્રશ્ન એ છે કે એ સંસ્કૃતિનું નેતૃત્વ અર્થપરાયણ અને વ્યવહારકુશળ માનસ — જે હાલ તુરત વધારે પ્રાબલ્ય ભોગવે છે — તેના હાથમાં રહેશે, કે આત્મપરાયણ માનસના હાથમાં ? જગત યાંત્રિક બની જાય, અને એ જગતમાં માનવજાતિ આત્માને ભૂલી જઈ કેવળ કાર્યશક્તિવાળા એક યંત્રરૂપ થઈ પડે, એવી સમાજ-વ્યવસ્થા રચવી એને જો માનવી પુરુષાર્થનું અંતિમ ધ્યેય ગણવામાં આવે, તો એ યોગ્ય ન ગણાય. આપણી પાસે તો આધ્યાત્મિક દૃષ્ટિ હોવી જોઈએ. એ દૃષ્ટિ જગતના આર્થિક અને રાજકીય જીવનને તો સ્પર્શ કરે જ; પણ એટલાથી અટકી ન જતાં આત્માની ઊંડી

જરૂરિયાતોને સંતોષવાનો પ્રયત્ન પણ કરે. કોઈ પણ સંસ્કૃતિનું સાચું લક્ષણ તેનાં બાહ્ય અંગો ને તેણે ઉપજાવેલી સામાજિક સંસ્થા પરથી જેટલું નથી કળી શકાતું તેટલું તેના આધ્યાત્મિક આદર્શો પરથી — તેના માનસની રચના પરથી — કળી શકાય છે. ધર્મ એ સંસ્કૃતિનું અન્તરંગ છે; અથવા કહો કે સમાજરૂપી શરીરનો આત્મા છે. વિજ્ઞાનની કરામતો, આર્થિક કરારો, અને રાજકીય સંસ્થાઓ જગતનું બાહ્ય ઐકય સાધી શકે ખરાં; પણ સબળ અને સ્થાયી ઐકયને માટે તે વિચારો ને આદર્શોની અદૃશ્ય પણ ઊંડી સ્નેહગ્રંથીઓને જ મજબૂત બનાવવી જોઈએ. માનવસમાજરૂપી ઇમારત-ની નવરચનાના કામમાં ધર્મનો ફાળો વિજ્ઞાનના કરતાં જરાયે ઓછો મહત્ત્વનો નથી. મનુષ્ય શરીર, મન ને આત્માનો બનેલો છે. એ ત્રણમાંના દરેકને યોગ્ય પોષણની જરૂર રહે છે. આહાર અને વ્યાયામથી શરીર સુદૃઢ થાય છે; વિજ્ઞાન અને વિવેચનથી મન સંસ્કારી બને છે; અને કલા તથા સાહિત્યથી, ફિલસૂફી તથા ધર્મથી આત્મા પ્રકાશિત થાય છે. માનવહિત અને માનવસેવાની ભાવના વધારવી હોય, તો તે મનુષ્યની સુભગ શક્તિઓના ઉપયોગ વડે જ વધી શકે. સંસ્કૃતિના આ એશિયાઈ અને યુરોપીય પ્રવાહોએ, દરેકે પોતપોતાની રીતે, અદ્ભુત પરિણામો નિપજાવ્યાં છે. — એશિયાઈ સંસ્કૃતિએ આત્મપ્રાપ્તિના સાચા ને અવિરત પુરુષાર્થ વડે, અને યુરોપે બુદ્ધિની કડક પ્રામાણિકતા વડે જીવનનો મહાપ્રવાહ જે જે પ્રદેશમાંથી વહેતો જાય તે તે પ્રદેશના ઢોળાવ અનુસાર તે જમીન કોતરી કોતરીને પોતાનો રસ્તો કાઢતો જાય છે. એશિયા અને યુરોપ એ બે ખંડના વિચાર અને જીવનના પ્રવાહ અમુક અંશે એક-બીજાથી સ્વતંત્રપણે વહ્યા, તેને લીધે તે બંનેનાં લક્ષણો ને સ્વરૂપોની રચનામાં અમુક નોખી નોખી ખાસિયતો આવી ગઈ છે. પણ મન કે આત્માના કોઈ પણ ગુણ એવા નથી જે કોઈ એક જ પ્રજામાં હોય ને બીજીમાં બિલકુલ ન હોય. જુદી જુદી મહાપ્રજાઓની વચ્ચે

જે ફરક હોય છે તેનું કારણ એ નથી કે અમુક ગુણ કોઈ એક પ્રજામાં હોય છે ને બીજીમાં નથી હોતો; પણ તે ગુણનું પ્રમાણ, અથવા કહો કે તે ગુણની માત્રા, જુદીજુદી પ્રજાઓમાં ઓછીવત્તી હોય છે. પશ્ચિમમાં ઈશ્વરનો સાક્ષાત્કાર કરનાર યોગીભક્તો કે ધર્મને કાજે પ્રાણ પાથરનાર શહીદો નથી થયા, અથવા તો પૂર્વમાં વિજ્ઞાન અને લોકસેવાની ભાવનાનો વિકાસ નહોતો થયો, એવું નથી. જે ભેદ છે તે ઓછાવત્તા પ્રમાણનો છે. જગતના વ્યવહારમાં અનુભવાતા બધા ભેદોમાં ફરક પ્રમાણનો જ હોય છે. એટલે જો મારા કહેવામાં મતાગ્રહનો ભાસ થાય, તો તે કેવળ વિવેચનની સગવડને લીધે છે. કેમ કે મતાગ્રહીઓ અને સંકુચિત મનના રાષ્ટ્રવાદીઓ બે ધર્મ કે બે પ્રજા વચ્ચેના ફરક બતાવીને તેમની વચ્ચે કલહ પેદા કરે છે; પણ સત્યનો ઉપાસક તો ધર્મો કે પ્રજાઓ વચ્ચેનો ફરક સમજાવવાને સારુ જ તેમનું વર્ગીકરણ કરે છે.

## ૩. જીવતા ધર્મો

ધર્મના વિષયમાં ભારતવર્ષ એ પૂર્વના પ્રતિનિધિરૂપ છે. ભૌગોલિક દૃષ્ટિએ જોતાં, તેની એક તરફ સેમિટિક[૨] પ્રજાવાળું પશ્ચિમ એશિયા અને બીજી તરફ મોંગોલ પ્રજાવાળું પૂર્વ એશિયા આવેલાં છે. મરહૂમ મિ. લોવેઝ ડિકિન્સને ભારતવર્ષ, ચીન અને જપાનની સંસ્કૃતિઓ વિષેના તેમના નિબંધમાં કહેલું કે ભારતવર્ષ એ એક જ દેશ એવો છે જેને પૂર્વના પ્રતિનિધિરૂપ ગણી શકાય. સેમિટિક માનસમાં રહેલાં પ્રવૃત્તિપરાયણતા અને સત્તાપ્રેમ જોતાં તે પશ્ચિમના માનસને વધારે મળતું આવે છે. સેમેટિક એશિયા રોમનું નજીકનું પડોશી હોવાથી, તેણે યુદ્ધ અને રાજ્યવ્યવસ્થા એ બે માટેની શક્તિ

૨. જગતનાં મુખ્ય માનવકુળોમાંનું એક. ફિનિશિયન, યહૂદી, આરબ વગેરે પ્રજાઓ સેમિટિક કુળની ગણાય છે. ચીની, જપાની, બ્રહ્મી વગેરે પ્રજાઓ મોંગોલ કુળની ગણાય છે.

વધારે ખીલવી હતી. જેમ દિવસ અને રાતની વચ્ચે સંધ્યાકાળ હોય છે, તેમ આ પ્રદેશને પૂર્વ પશ્ચિમ વચ્ચેનો સંધ્યાપ્રદેશ કહી શકાય. વળી, હિંદુસ્તાનથી આગળ વધીને પૂર્વમાં જતાં પૂર્વનો ગૂઢવાદ ધીરેધીરે સૌંદર્યપ્રેમ, વ્યવસ્થાશક્તિ અને વ્યવહારપરાયણતામાં સરી પડે છે. બીજી બાજુ, ગ્રીસ અને રોમ પશ્ચિમી માનસનાં પ્રતિનિધિ છે.

વળી અત્યારે જગતમાં જેટલા ધર્મો જીવતા છે તેમાંનો એકેય પશ્ચિમમાં જન્મેલો નથી. એ સૌના જન્મ હિંદ, ઈરાન કે પાલેસ્ટાઈનમાં થયા છે. એમાંના કેટલાક પશ્ચિમમાં ફેલાયા. આમ ખ્રિસ્તી ધર્મ એ પૂર્વનો ધર્મ છે. તે પશ્ચિમમાં ફેલાયો; અને ત્યાં પશ્ચિમના માનસને અનુરૂપ એવા એના પ્રકારો ઘડાયા. હિંદુ ધર્મ અને બૌદ્ધ ધર્મ પૂર્વમાં જ રહી ગયા છે. યહૂદી ધર્મ પર, અલેકઝાંડ્રિયન સંપ્રદાયના સમયમાં, પશ્ચિમની સ્પષ્ટ અસર થવા પામી હતી. ઈસુ ખ્રિસ્ત પહેલાંના કાળમાં અલેકઝાંડ્રિયાના યહૂદીઓ ગ્રીક જીવન અને વિચારના સમાગમમાં આવ્યા હતા. એ સમાગમમાંથી ધર્મવિષયક તત્ત્વજ્ઞાનના યહૂદી–અલેકઝાંડ્રિયન સંપ્રદાયનો ઊગમ થયો; ફિલો[3] એ સંપ્રદાયનો છેલ્લો મોટો પ્રતિનિધિ હતો. ઇસ્લામનો વિકાસ યહૂદી ધર્મમાંથી થયો. પશ્ચિમમાં તે ગ્રીકો અને સ્પેનવાસીઓનો ઘણો ઋણી બન્યો છે. ઈસવી સનની દસમી ને અગિયારમી સદીઓ એ ઇસ્લામી સંસ્કૃતિનો સુવર્ણ યુગ

---

3. "અલેકઝાંડ્રિયા એ પૂર્વ અને પશ્ચિમનું સંગમસ્થાન હતું. ત્યાં ફિલોએ યહૂદી ધર્મશાસ્ત્રોનો પોતાની ઢબે નવો અર્થ કરવાનું કામ કર્યું. યહૂદી ધર્મતત્ત્વ અને ગ્રીક તત્ત્વજ્ઞાન એ બેનો સમન્વય કરવાનો યહૂદી પેગંબરોની ધાર્મિક કલ્પનાઓને ગ્રીક ફિલસૂફીની ભાષામાં વર્ણવવાનો, એ મોટામાં મોટો પદ્ધતિસર પ્રયત્ન છે."–રાધાકૃષ્ણન : 'ઇસ્ટર્ન રિલિજિયન્સ ઍંડ વેસ્ટર્ન થોટ' પૃ. ૧૯૧.

હતો. એ યુગમાં, વિજ્ઞાન અને ફિલસૂફીના ગ્રીકોએ રચેલા ગ્રન્થો અરબી ભાષામાં જાણીતા હતા. અનેક અરબી ગ્રંથોનાં લૅટિન ભાષાંતરો યુરોપમાં આવી પહોંચ્યાં; તેને લીધે ત્યાં બારમી ને તેરમી સદીમાં ભારે વિચારપરિવર્તન થવા પામ્યું. છતાં યહૂદી ધર્મ અને ઇસ્લામ મુખ્યત્વે પૂર્વના જ ધર્મ રહ્યા છે. હિંદુ ધર્મ અને બૌદ્ધ ધર્મને પૂર્વના પ્રતિનિધિ ગણી શકાય; કેમ કે તે બન્નેના જન્મ તેમ જ વિકાસ પૂર્વમાં જ થયા છે. તે રીતે ખ્રિસ્તી ધર્મને પશ્ચિમનો પ્રતિનિધિ ગણી શકાય. કેમ કે જીવનનો એક નિયમ એ છે કે ધર્મ શું કે બીજી કોઈ પણ વસ્તુ શું, જે સજીવ કલેવરોમાં તે આત્મસાત્ બની સમાઈ જાય છે તે કલેવરોના ગુણધર્મ તેનામાં આપોઆપ આવી જ જાય છે. ઈસુનો શુદ્ધ અને સાદો ઉપદેશ, અને ખ્રીસ્તી ધર્મનો પશ્ચિમમાં થયેલો વિકાસ, એ બે વચ્ચેનો ભેદ જોઈએ, તો ધર્મ પ્રત્યે પૂર્વના અને પશ્ચિમના વલણમાં કેવો ભેદ છે તેનું સચોટ ઉદાહરણ મળી રહે છે.

## ૪. આત્મપરાયણ જીવન અને બૌદ્ધિક તર્કવાદ

પશ્ચિમનું માનસ તર્કવાદી અને નીતિપરાયણ, ગૂઢતાને વિષે અણગમો ધરાવનારું, અને વ્યવહારકુશળ છે; જ્યારે પૂર્વનું માનસ આન્તર જીવન અને ધ્યાનયોગ તરફ વધારે ઢળે છે. અંગ્રેજ કવિ રૉબર્ટ-બ્રીજિસે કહ્યું છે કે ભૂતકાળમાં પશ્ચિમ આત્મજ્ઞાનને માટે પૂર્વ તરફ જોતું હતું, અને હવે પૂર્વ પશ્ચિમના ભૌતિક વિજયો જોઈને અંજાઈ જાય છે. સામાન્ય રીતે એમ કહી શકાય કે પૂર્વના તત્ત્વજ્ઞાનનું મુખ્ય લક્ષણ એ છે કે તે આત્મજ્ઞાનને — દિવ્ય દર્શનને — વિષે આગ્રહ ધરાવે છે.[૪] જ્યારે પશ્ચિમનાં દર્શનોમાં તાર્કિક બુદ્ધિને વધારે મહત્ત્વ અપાયેલું છે.

---

૪. Intuition (ઇન્ટયૂઇશન) શબ્દની સમજૂતી માટે જુઓ આ પુસ્તકને અંતે આપેલું પરિશિષ્ટ ૨.

સજીવ, પ્રાણવાન, મૂર્ત, અને વ્યક્તિત્વવાળી વસ્તુ તે કેવળ તાર્કિક વસ્તુના કરતાં સાવ નોખી છે. તર્કનો પ્રયત્ન એમ ઠરાવવાનો હોય છે કે જગતની દરેક વસ્તુ એકરૂપ છે. પણ વસ્તુતઃ કોઈ ચીજ બે પળ સુધી પણ એકરૂપ નથી રહેતી. બુદ્ધિ પાણીના વહેતા પ્રવાહને થીજવીને તેનાં બરફનાં ચોસલાં બનાવવા મથે છે. સત્ય એ એવી વસ્તુ છે જેનું દર્શન અનુભવ દ્વારા જ થઈ શકે; કેવળ તર્કથી તેનું યથાર્થ આકલન થઈ શકતું નથી. છતાં વિચાર કરવાને સારુ, તથા આપણાં વિચારો અને દર્શનોનું બીજાઓની આગળ વર્ણન કરવાને સારુ, તથા તે પુરવાર કરવાને સારુ, તો આપણને તર્કની જરૂર પડે જ છે. પૂર્વ એમ માને છે કે કેટલાંક સત્યો એવાં છે જે સ્પષ્ટ જોઈ શકાતાં નથી. પૂર્વ એમ પણ માને છે કે એ સત્યોને મનુષ્યના વ્યવહારની ભાષામાં વર્ણવવાના તાર્કિક પ્રયત્નો એ સત્યોના યથાર્થ સ્વરૂપનું વર્ણન કરી શકતા જ નથી. બીજી બાજુ પશ્ચિમ સ્પષ્ટતાનો આગ્રહ રાખે છે, ને ગૂઢતા વિષે અણગમો ધરાવે છે. જે વસ્તુને આપણી ભાષામાં વર્ણવી શકાય ને જેનાથી આપણી તાત્કાળિક ગરજ સરતી હોય તે વસ્તુ સાચી; જેનું વર્ણન આપણી ભાષામાં ન થઈ શકે અને જે આપણા કાળની ન હોય તે વસ્તુ ખોટી; એવી તેની માન્યતા છે. એક અંગ્રેજ વિદ્વાને ખરું કહ્યું છે કે "ગ્રીક પ્રજામાં બુદ્ધિની તીવ્રતા ને કુશળતા ઘણી હતી, છતાં તેનામાં સાચી ધર્મવૃત્તિ નહિ જેવી હતી. આ વિષયમાં વધારે વ્યવહારરત પશ્ચિમ અને વધારે ગૂઢતાપરાયણ પૂર્વ એ બેની વચ્ચે હમેશાં ભેદ રહેલો છે." પ્લેટોને ગૂઢવાદ પ્રત્યે જે સમભાવ હતો તે બતાવે છે કે તેના વિચારો ને તેનું માનસ સાધારણ ગ્રીક પ્રજાજનના કરતાં કેટલાં બધાં જુદા પ્રકારનાં હતાં.

પશ્ચિમના ધર્મોમાં દરેક વસ્તુની વ્યાખ્યા બાંધવાની ને તેનું ચોકસ વર્ણન આપવાની આતુરતા રહેલી છે. પરમાત્મા એ એક આધ્યાત્મિક સત્ય છે. અથવા તો જગતમાં વ્યાપી રહેલી નિરાકાર કે પડછાયા જેવી

શક્તિ છે, એ કલ્પનાથી ગ્રીક માનસને સંતોષ નથી થતો. તે પોતાના દેવોમાં મનુષ્યના જેવાં ચોકસ રૂપગુણનું આરોપણ કરે ત્યારે જ તેને તૃપ્તિ થાય છે. દાખલા તરીકે ગ્રીક લોકોનો ઈરોસ દેવ (કામદેવ) એ સગુણ, સાકાર અને સુસ્વરૂપ દેવ છે. દેવોને મનુષ્યના જેવાં રૂપગુણવાળા કલ્પવાની ગ્રીક માનસની વૃત્તિ જાણીતી છે.[૫] એ માનસે કુદરતને માનવરૂપધારી કલ્પી, તેને લીધે તેણે દેવદેવીઓને પણ શિલ્પકળાની કૃતિઓ જેવાં દૃશ્ય ને સાકાર રૂપો પહેરાવ્યાં. ખ્રિસ્તી ધર્મમાં ઇશ્વરને સગુણ, સાકાર, વ્યક્તિરૂપ માનવા વિષે જે ઘણો આગ્રહ રખાયો છે તે ગ્રીક બુદ્ધિવાદમાંથી મળેલો વારસો છે.

બુદ્ધિવાદી ધર્મો શબ્દોને ઘણું જ મહત્ત્વ આપે છે, પણ તેનો મર્મ સમજી શકતા નથી. તેને પરિણામે, પોતાનું કહેવું જ સાચું ને બીજા સહુનું ખોટું એવી એકાંતિકતા પેદા થાય છે; અને તેની સાથેસાથે કોઈ ધર્મમત કે ધર્મવિધિના પાયા પર રચાયેલી સંસ્થા અથવા સંઘ પણ રચાય છે. જે ધર્મ યા ધર્મસંઘને પોતાનું નોખું તંત્ર હોય તે પોતાના મતમાં ન ભળનારા સર્વ વિચારો પ્રત્યે વિરોધવૃત્તિ રાખે છે. નવું જ્ઞાન જો જૂના ધર્મો કે ધર્મસંઘોની સામે થાય તો પરાજય એ જ્ઞાનનો થાય છે. ધર્મસંઘ પોતાના પરિવારની અંદર — અથવા કહો કે બહાર પણ — વિચારની સ્વતંત્રતાને સાંખી શકતો નથી. લોકો પાસે અમુક વિચારોનો સ્વીકાર કરાવવો, અને એ વિચારો ન સ્વીકારનાર પર જુલમ કરવો, એ

---

૫*. ડૉ. ફારનેલ 'ગ્રીસ ઍન્ડ બેબીલન' નામના પુસ્તકમાં લખે છે : "ગ્રીક ધર્મમાં દેવોમાં મનુષ્યના જેવાં રૂપગુણનું આરોપણ જેટલું પ્રાધાન્ય ભોગવે છે તેટલું બીજી કોઈ વસ્તુ નથી ભોગવતી. એ ધર્મનાં આખાં વિકાસ અને કારકિર્દીમાં મનુષ્ય જેવાં રૂપગુણવાળા દેવત્વનો સિદ્ધાન્ત જેટલું પ્રાધાન્ય અને અગ્રપદ ભોગવે છે તેટલું બીજા ધર્મોમાં ભોગવતો કદી જોવામાં આવ્યો નથી."

તેનો સિદ્ધાંત થઈ પડે છે; અને તેમ કરવામાં તે ધર્મની સેવા થઈ માને છે. ગ્રીસની કીર્તિ ધર્મની લડાઈઓથી કલંકિત નથી થઈ એનું કારણ એ છે કે ત્યાં અનેક દેવદેવીઓની ઉપાસના ચાલતી હતી. ઝ્યુસ દેવને બીજા કોઈ નામથી ઓળખીએ તો આપણે કાયમનો નરકવાસ ભોગવવો પડશે, એમ ગ્રીકોએ કહ્યું નથી.

પૂર્વમાં ધર્મનો અર્થ મોટે ભાગે આત્મપરાયણ જીવન થાય છે. સત્ય, શિવ, અને સુંદર એવો જે પરમાત્મા સચરાચરમાં વ્યાપી રહેલો છે તેની સાથે મનુષ્યનું અભેદ છે; એ અભેદનું જ્ઞાન અથવા દર્શન તે ધર્મ, એમ પૂર્વમાં મનાય છે. એવો મત બૌદ્ધિક વિચારો કે દલીલોને વધારે પડતું મહત્ત્વ આપતો નથી. બૌદ્ધિક વિચારો ને દલીલો એ જટિલ અને વિવિધરૂપી સત્યને સાદું ને એકરૂપ બનાવવાના બીતાં બીતાં કરેલા પ્રયત્નો છે, એમ માની તેમને તે કંઈક સ્થાન આપે છે ખરો. એ મત ખાતરીપૂર્વક માને છે કે બ્રહ્મ અથવા ઈશ્વર અનંત છે, અખૂટ છે, અને તેનામાં અગણિત રૂપે પ્રગટ થવાની શક્તિ રહેલી છે. એક સ્થાન એવું છે જ્યાં વાણી કે મન પહોંચી શકતાં નથી, જોકે તેમાંથી વાણી અને મન બંનેમાં પ્રાણ પુરાય છે, ને તેનાથી વિચાર અને વાણી બંને સાર્થક અને સહેતુક બને છે. ઇઝરાયલની અને ડેવિડનાં ભજનોની પૂર્વે સેંકડો વરસ પર આપણે મિસરના એક અનામી કવિની પ્રાર્થના સાંભળીએ છીએ. તે ઈશ્વરને મિત્ર કે ઉદ્ધારક તરીકે નથી સંબોધતો; ઈશ્વરને મનુષ્યાકૃતિવાળો કે પાષાણની પ્રતિમામાં પુરાયેલો માનીને તેની સ્તુતિ નથી કરતો. તે કહે છે: “એવડો મુકુટ ધારણ કરનારી તેની આરસની મૂર્તિ કોરાયેલી નથી. તે દેખાતો નથી. તેની નથી થતી સેવાપૂજા, ને નથી ધરાવાતું તેને નૈવેદ્ય. તેનો વાસ ક્યાં છે તે કોઈ જાણતું નથી. ચીતરેલી આકૃતિઓવાળું મંદિર એને માટે રચાયેલું નથી. એને સમાવી શકે એવું કોઈ મકાન જગતમાં નથી. સ્વર્ગમાં તેનું નામ અજ્ઞાત છે. તે પોતાનાં રૂપ

પ્રગટ કરતો નથી! એની પ્રતિમાઓ કરેલી સર્વ નકામી છે!"[૬] ધર્મનાં વિવિધ સ્વરૂપોમાં સત્યના કરતાં ઉપયોગિતા વધારે હોય છે. તેનામાં સત્યનો અંશ ઓછો હોય કે વત્તો, પણ કોઈક કાળે તેનાથી કોઈ ને કોઈ મનુષ્યને કે સમાજને લાભ થયો હોય છે. એ સ્વરૂપોનો અર્થ બહારની કસોટીથી કે બહારના ધોરણથી ન કરી શકાય. કોઈ પણ ધાર્મિક કલ્પના કે પ્રતીકનો અર્થ સમજવા માટે આપણે એ શોધી કાઢવું જોઈએ કે એ કલ્પના કે પ્રતીક દ્વારા કયો આદર્શ વ્યક્ત અને ફળીભૂત થાય છે. ધર્મનું બાહ્ય કલેવર ગમે તેટલું સંતોષકારક હોય તો પણ ધર્મનો આત્મા કોઈ પણ કલેવરમાં પુરાઈ રહેતો નથી. પૂર્વના ધર્મો નિરાગ્રહી હોય છે; અને તેમના અનુયાયીઓમાં જેને આધ્યાત્મિક સભ્યતા કહી શકાય તે હોય છે. સારી ચીજ તે ઉત્તમોત્તમ નથી એટલા જ માટે તેઓ એની નિંદા કરતા નથી. માણસ જેવો હોય તેવાને વિષે તેઓ આદર ધરાવે છે; અને તેની નામરજી હોય છતાં તેને સુધારવાનો આગ્રહ રાખતા નથી. સ્વર્ગમાં ઘણાં ભવનો છે, એટલું જ નહિ પણ ત્યાં પહોંચવાનાં વાહનો પણ ઘણાં છે. હિંદુ અને બૌદ્ધ ધર્મ માને છે કે ધર્મના દરેક પ્રકારમાં કંઈક ને કંઈક સત્ય રહેલું છે, અને તેથી તેઓ એ દરેક પ્રકારને આવકાર આપે છે. એનું માઠું પરિણામ એ આવ્યું છે કે સર્વ પ્રકારના વિદેશી સંપ્રદાયો ને વહેમોને આ બે ધર્મોના વાડામાં સ્થાન મળેલું જોવામાં આવે છે.

આ ભેદનું સ્વાભાવિક પરિણામ એ આવ્યું છે કે પૂર્વમાં ધર્મે પાંડિત્ય કરતાં આત્મવિકાસ અને આત્મદર્શનને વધારે મહત્ત્વ આપ્યું છે. આપણે ટીકા અને ચર્ચા વડે સત્યને નથી જાણી શકતા; પણ જીવનને વધારે ઊંડું બનાવીને અને યોગસાધન વડે ચિત્તને ઉચ્ચતર કક્ષાએ ચડાવીને સત્ય જાણી શકીએ છીએ. ઈશ્વર એ માણસે બુદ્ધિ

---

૬. જુઓ 'પિરામીડની છાયામાં' (ચંદ્રશંકર શુકલ), પૃ. ૨૨ તથા ૨૫.

વડે જાણવાનું ઊંચામાં ઊંચું રૂપ નથી, પણ અપરોક્ષપણે અનુભવવાનું ઊંચામાં ઊંચું તત્ત્વ છે. એ ધર્મમાં ચિત્તની એકાગ્રતા, સમાધિ, અને આત્મબળ જેવા શાન્તિપ્રધાન ગુણો પર વિશેષ ભાર દેવાય છે. એ ગુણો સંયમ વડે, અને કામ, ક્રોધ ને ચિન્તાની સામે સંગ્રામ ચલાવીને જ કેળવી શકાય છે. ધર્મ એ જીવનની પ્રધાન વસ્તુ છે. તે જીવનનો પન્થ ઉજાળે છે. તે જીવનનું નિયમન કરે છે; તેને સાચાખોટાનું ભાન કરાવી સન્માર્ગે ચડાવે છે. હેરાતના શેખ અબ્દુલ્લા અનસારે તેમના શાગિર્દોને કહેલું: "હવામાં ઊડવું એમાં કશો ચમત્કાર નથી, કેમ કે મેલામાં મેલી માખીઓ પણ હવામાં ઊડી શકે છે. પુલ કે હોડી વિના નદી ઓળંગવી એમાં કશો ચમત્કાર નથી, કેમકે કૂતરું પણ એ જ રીતે નદી ઓળંગી જાય છે. પણ દુઃખી હૈયાંને મદદ કરવી, તેમને શાતા આપવી, એ સાધુસંતો ને ઓલિયાઓએ કરેલો ચમત્કાર છે ખરો." પૂર્વના ધર્મો મનની ધીરજ અને આત્માની નમ્રતા પર ભાર મૂકે છે. એ ગુણો ભયમાંથી નથી જન્મતા, પણ ટોળામાં હડસેલા મારીને આગળ જવા ન માગનાર મનોબળમાંથી જન્મે છે.

## ૫. નિવૃત્તિમાર્ગ વિ. પ્રવૃત્તિમાર્ગ

જોમ અને તરવરાટવાળું જીવન અને સક્રિય સેવાપ્રવૃત્તિ એ પશ્ચિમને રુચતી વસ્તુઓ છે. તે માને છે કે જીવન માણસને મળેલી એક કીમતી વસ્તુ છે; માટે માણસે તેને કબજામાં રાખવી જોઈએ ને તેનો પૂરો લહાવો લેવો જોઈએ. એ જીવનનો વધારેમાં વધારે ઉપયોગ કરવો, ને તેને વ્યવસ્થિત બનાવી તેનો સારામાં સારો લાભ ઉઠાવવો, એમાં ડહાપણ રહેલું છે. જીવનની પાર કંઈક અજ્ઞાત, અપ્રાપ્ય ને અનન્ત વસ્તુ તરફ વૃથા મીટ માંડીને બેસવું એમાં શાણપણ નથી. જીવનની શક્તિ આપણને આંખ આગળ દેખાતા વિશ્વમાં પ્રગટ થાય છે, અને વિશ્વની ક્રિયા મનુષ્યને લીધે સાર્થક, સહેતુક ને સફળ

બને છે. વ્યક્તિની અકુંઠિત શક્તિ, અને સામુદાયિક સમાજનું સંગઠિત સંકલ્પબળ, એ સમાજને રચનારાં ને ટકાવનારાં બે મોટાં બળો છે. મનુષ્યનું વ્યક્તિત્વ ખીલે અને તેનામાં દયા ને સેવાભાવ આવે, તથા રાષ્ટ્રની કાર્યશક્તિ વધે, એમાં જીવનસાફલ્ય રહેલું છે. રૂઢિને અનુસરીને ચાલવું એનું નામ સદ્ગુણ. ઔચિત્ય અથવા શિષ્ટાચારની ભાવના, બહારની સભ્યતા ને ટાપટીપ, અને લોકમતનું અનુસરણ એ સદ્ગુણ છે. આ પશ્ચિમની દૃષ્ટિ છે. નીતિશાસ્ત્રની ચર્ચામાં મધ્યમ માર્ગનો સિદ્ધાન્ત એ ગ્રીકોએ આપેલો ફાળો છે. ભોગવિલાસ કે સત્તામાં, સંપત્તિ કે જ્ઞાનમાં — સર્વ વિષયમાં અતિશયતા કે અતિરેક નિંદાપાત્ર છે; નામર્દાઈ જેટલે અંશે દુર્ગુણ છે તેટલે અંશે સાહસ પણ દુર્ગુણ છે; ભોગવિલાસ દુર્ગુણ છે તેટલે અંશે ત્યાગ અને સંયમ પણ દુર્ગુણ છે. બધી વાતમાં ઠાવકાઈ, ઠરેલપણું, ને માફકસર વર્તન તે ધર્મ, એવી ગ્રીકોની કલ્પના છે.

પૂર્વમાં ધર્મ એટલે આંતરિક જીવનનો વિકાસ એવો અર્થ કરવામાં આવે છે. ધર્મ એટલે આત્માની વિમુક્તિ એમ મનાય છે; અને તેને મનુષ્યે એકાંત અને નિર્જન સ્થાનમાં, ગિરિશિખર પર અને મઠોમાં કઠણ પ્રયત્ન વડે મેળવેલી વ્યક્તિગત સિદ્ધિ માનવામાં આવે છે. દુઃખ પર જીત મેળવનાર બુદ્ધની શાંતિ અને કરુણા; પરમાત્માની સાથે સમાધિ સાધનાર વિચારકનું નિદિધ્યાસન; પરાત્પર એવા ઈશ્વરની સાથે તદાકાર થયેલા ભક્તનો નિરવધિ આનંદ; કામ, ક્રોધ, મમતા ને અહંતાની પાર ગયેલા સાધુજનનું સ્વાર્પણ; એ વસ્તુઓને પૂર્વનું માનસ ભોગૈશ્વર્યના જીવન કરતાં ઉચ્ચતર અને અધિક મહત્ત્વની માને છે.

પશ્ચિમમાં ધર્મ એક સામાજિક વસ્તુ મનાય છે. તેનો સંબંધ એકાદ વ્યક્તિના હિત કે કલ્યાણની સાથે નહિ પણ સમગ્ર સમાજના હિત કે કલ્યાણની સાથે છે એમ મનાય છે. ગ્રીક લોકોની સદાચારની ભાવનાનો સંબંધ કોમ યા સમાજની સાથે હતો. જે લોકોને

પોતાની સાથે ખાસ સ્નેહસંબંધ હોય તેમના પ્રત્યે જ પોતાની કંઈક ફરજ છે એમ ગ્રીક લોકો માનતા. બાકીના માનવકુળ સાથે — એટલે કે મનુષ્ય પ્રત્યે મનુષ્ય તરીકે — તો સભ્યતા કે શિષ્ટાચારને અંગે જેટલી ફરજ બજાવવાની આવે તેટલી જ બજાવવાનો પોતાનો ધર્મ છે એવી એ પ્રજાની માન્યતા હતી. પશ્ચિમના ધર્મ એ સામાજિક સ્થિરતાનો આધાર છે, અને નવા ચીલા પાડનારાઓ સામેની ઢાલ છે. પશ્ચિમમાં દેવો સામાજિક રીતરિવાજના પોષક ને તેને ટકાવી રાખનારા ગણાય છે. જે ધર્મવિધિઓથી સમાજનાં બંધનો મજબૂત થતાં હોય એવા વિધિઓ પર વિશેષ ભાર દેવામાં આવે છે. જેઓ નાગરિક તરીકેની ફરજ સારી રીતે અદા કરે તેઓ સારા ધર્મનિષ્ઠ ગણાય છે; જેઓ સમાજના નિયમો તોડે તેમની નાસ્તિકમાં ગણના થાય છે. આવી સ્થિતિ હોય ત્યાં રાજ્ય એ ધર્મસંઘનું રૂપ ધારણ કરે, અને રાજ્યને બચાવનારાઓની પૂજા થાય, એમાં નવાઈ નથી. ગ્રીસના હરક્યુંલિસ[૭] અને થિસિયુસ[૮] એ દેવ તરીકે ગણના પામેલા પુરુષો હતા. રોમમાં સિપિયો આફ્રિકેનસને[૯] દેવના જેવું માન અપાયેલું; અને જુલિયસ સીઝરને[૧૦] દેવોની રથયાત્રામાં દેવ તરીકે ફેરવવામાં આવેલો. રોમન બાદશાહોને

૭. ગ્રીક પુરાણકથાનું એક પ્રસિદ્ધ પાત્ર. ગ્રીકો તેને પરાક્રમોનો આદર્શ માની દેવરૂપે પૂજતા. તેને ગદા અને સિંહચર્મ ધારણ કરતો કલ્પવામાં આવતો.

૮. ગ્રીક દંતકથાનો એક વીર. તે આથેન્સના રાજાનો પુત્ર હતો. તેણે ઘણાં પરાક્રમો કરેલાં, ને દેશમાંથી ચોરલૂંટારુ ને રાક્ષસોનો ઉપદ્રવ દૂર કરેલો.

૯. રોમનો એક સેનાપતિ (ઈ. સ. પૂર્વે ૧૮૫–ઈ. સ. પૂર્વે ૧૨૯). કાર્થેજ સાથેના ત્રીજા વિગ્રહમાં તેણે કાર્થેજ જીતી તેને બાળ્યું ને જમીનદોસ્ત કર્યું હતું.

૧૦. રોમનો મુત્સદ્દી અને વીર. જીવનકાળ ઈ. સ. પૂર્વે ૧લો સૈકો.

તેમના અવસાન પછી દેવમંડળમાં સ્થાન અપાતું. પેરિક્લીસે[૧૧] આપેલા દફન સમયના પ્રસિદ્ધ વ્યાખ્યાનમાં ગ્રીકોની ધર્મભાવના ઊંચામાં ઊંચા રૂપમાં પ્રગટ થઈ છે એમ કહી શકાય. પણ તેમાં ગ્રીક દેવોનું નામ સરખું દેવાયું નથી. આથેન્સ નગરને માટે લડવું એટલે તે નગરની દેવી એથીનીને માટે લડવું એવો ગ્રીકોના મનનો ભાવ હતો. ગ્રીક નાટકકાર યુરિપિડીસ[૧૨] કહે છે કે થીબન લોકો સામેની મોટી લડાઇમાં થિસિયુસે પોતાના સૈનિકોને ઉત્તેજન આપતાં આ વચનો કહેલાં: "હે આથેન્સના પુત્રો! રાક્ષસના દાંતમાંથી જન્મેલા માણસોના મજબૂત ભાલાને તમે રોકી નહિ શકો તો પેલાસનું[૧૩] આવી બન્યું સમજજો." ડૉ. ફારનેલ કહે છે: "ગ્રીક ધર્મમાં રાજકારણનું જેટલું પ્રાધાન્ય હતું તેટલું બીજા કોઈ ધર્મમાં હોય એમ જાણ્યામાં નથી." સામાજિક સંપ અને એકરાગને ટકાવે એવા બધા સંપ્રદાયો પ્રત્યે પશ્ચિમમાં સહિષ્ણુતા રાખવામાં આવે છે. ગીબન[૧૪] રોમન સામ્રાજ્ય પરના તેના મહાગ્રંથમાં કહે છે: "જે પ્રજાકીય ઉત્સવો પ્રજાની રીતભાતને વધારે સભ્ય બનાવતા તે સર્વ ઉત્સવોને રોમના રાજ્યાધિકારીઓ ઉત્તેજન આપતા.

---

૧૧. આથેન્સનો પ્રસિદ્ધ મુત્સદ્દી (ઈ. સ. પૂર્વે ૪૯૯–ઈ. સ. પૂર્વે ૪૨૯).

૧૨. જીવનકાળ ઈ. સ. પૂર્વે ૪૮૦–ઈ. સ. પૂર્વે ૪૦૬. તેનાં કરુણાન્ત નાટકો પ્રસિદ્ધ છે. આથેન્સમાં થતાં ફાંસી અને દ્વેષથી કંટાળી તે મેસિડોનિયાના રાજાના આશ્રયે જઈ રહેલો.

૧૩. પેલાસ (એથીની) — જ્ઞાન, યુદ્ધ અને કલાની ગ્રીક દેવી.

૧૪. એડવર્ડ ગીબન (ઈ. સ. ૧૭૩૭–૧૭૯૪) અંગ્રેજ ઇતિહાસકાર. રોમન સામ્રાજ્યની અવનતિ ને પડતી પરનો તેનો ગ્રન્થ (The Decline and Fall of the Roman Empire) એ વિષય પરનો અજોડ ગ્રન્થ છે, ને જગતના ઇતિહાસ–સાહિત્યમાં ઊંચું સ્થાન ધરાવે છે.

ભવિષ્યકથનની કળાઓને તેઓ રાજનીતિનાં સગવડભર્યાં સાધન ગણીને તેનો ઉપયોગ કરી લેતા. વેર વાળનારા દેવો માણસને જૂઠી સાક્ષી પૂરવાના પાપની સજા આ જન્મે, નહિ તો આવતે જન્મે, કર્યા વિના રહેવાના નથી, એ માન્યતા ઉપયોગી હતી, અને સમાજને ટકાવી રાખવામાં બહુ જ મદદગાર હતી, એમ જોઈને તેમણે તેને ઘણું ઉત્તેજન આપેલું ને સારી પેઠે વધારેલી. આમ ધર્મથી મળતા સામાન્ય લાભો તેઓ સમજતા ને કબૂલ રાખતા ખરા; પણ તેમની પાકી ખાતરી હતી કે ઉપાસનાના ભિન્ન ભિન્ન પ્રકારોથી એક જ પ્રકારનું કલ્યાણ સાધવામાં મદદ થાય છે; અને દરેક દેશમાં વહેમના જે પ્રકારને કાળ અને અનુભવે મંજૂરી આપેલી હોય તે પ્રકાર ત્યાંની આબોહવા ને ત્યાંના રહેવાસીઓને સૌથી વિશેષ અનુકૂળ છે એમ માનવું જોઈએ."[૧૫] ગ્રીક લોકોમાં જે સહિષ્ણુતા હતી તે રાજકીય લાભ સાધી લેવાની વૃત્તિમાંથી જન્મેલી હતી; એની પાછળ વિચારપૂર્વક બાંધેલો કશો નિર્ણય કે સિદ્ધાંત ન હતો. ગ્રીકોની અનેક દેવપૂજા અને તેમની રાજકીય કુનેહ તેમને અસહિષ્ણુ બનતાં રોકતી હતી. સૉક્રેટિસ જેવા પર જુલમ થયેલો તેનું કારણ એ હતું કે એ માણસ રાજ્ય અને તેની સત્તાને ભયરૂપ હતો. પશ્ચિમમાં ધર્મ એક

---

૧૫. આ ઉપરાંત ગીબન લખે છે : "લોકોના વહેમમાં જીવ, જગત ને ઈશ્વર વિષેની ચર્ચાના વિખવાદનું જરા પણ મિશ્રણ થયેલું ન હોવાથી તેમાં કડવાશનો ઉમેરો થયેલો નહોતો. અનેકદેવપૂજક ભક્ત, પોતાના રાષ્ટ્રીય ઉપાસનાવિધિઓને પ્રેમપૂર્વક વળગી રહેતો, છતાં સંપૂર્ણ શ્રદ્ધાપૂર્વક જગતના ભિન્ન ભિન્ન ધર્મોની હસ્તી કબૂલ રાખતો.........પ્રાચીન કાળની ધર્મભાવના એવી સૌમ્ય હતી કે પ્રજાઓ તેમની ધાર્મિક ઉપાસનાઓ વચ્ચેના સામ્ય કરતાં ભેદ તરફ ઓછું લક્ષ આપતી. ગ્રીકો, રોમનો અને જંગલીઓ પોતપોતાનાં દેવાલયોમાં ભેગા થતાં મનને સહેજે એમ મનાવતા કે, જુદે જુદે નામે ને જુદા જુદા વિધિઓ વડે, તેઓ એકના એક જ દેવોને પૂજે છે."

પ્રકારની રાષ્ટ્રપૂજા જોડે સેળભેળ થઈ ગયેલો છે. ત્યાં ધર્મ રાષ્ટ્રીયતાનો ઉપદેશ કરે છે ને તેને ઉત્તેજન આપે છે. પૂર્વના ધર્મોમાં 'વસુધૈવ કુટુંબકમ્' ના સિદ્ધાન્તને પ્રધાન પદ મળેલું છે.

ઉપનિષદોની અહિંસા અને બુદ્ધનાં પ્રેમ તથા કરુણા નાનામાં નાના જીવને પણ તેમના દયામય ભુજપાશમાં ભીડી લે છે. પૂર્વના ધર્મોમાં પરલોકપરાયણતાની વૃત્તિ હોય છે, જ્યારે ઇહલોકપરાયણતા એ પશ્ચિમના ધર્મોનું ખાસ લક્ષણ છે. પૂર્વના ધર્મો સંતો અને વીર પુરુષો પેદા કરવાની નેમ રાખે છે; પશ્ચિમના ધર્મો સમજદાર અને સુખી માણસો પેદા કરવાની. પૂર્વના ધર્મોની પ્રવૃત્તિ સમાજના ધારણ અને પોષણ કરતાં વ્યક્તિના આત્માનો મોક્ષ સાધવા તરફ વિશેષ વળેલી હોય છે. પશ્ચિમના ધર્મો સમાજવ્યવસ્થાની રક્ષાને ખાતર ધર્મને એક જાતની પોલીસ ફોજ જેવો બનાવી મૂકે છે. બુદ્ધ, ઇસુ અને મહમદ જેવા પૂર્વના મહાપુરુષોએ જગતને નવે ચીલે ચડાવ્યું હતું, અને મોટા મોટા માનવસમૂહોનો હૃદયપલટો કરાવ્યો હતો. તેઓ જે વારસો મૂકી ગયા છે તે માણસોનાં મનમાં ઓતપ્રોત થઈ ગયેલો છે. બીજી બાજુ સીઝર, ક્રોમવેલ અને નેપોલિયન એ સંસારમાં રચ્યાપચ્યા રહેલા માણસો છે. જે કંઈ સાધનસામગ્રી તૈયાર મળી આવી તેનાથી કામ સાધી લઈને, અને તેમાંથી વ્યવસ્થા ને સુઘડતા પેદા કરીને તેઓ સંતોષ માને છે. તેઓ જીવનનો કોઈ નવો રસ્તો બતાવતા નથી, તેમજ તેઓ થાકેલાં હારેલાંને કશો દિલાસો આપતા નથી. અને છતાં આપણી સામાજિક સંસ્થાઓ પર તેમના કામની છાપ પડેલી દેખાઈ આવે છે. પશ્ચિમમાં આપણને કર્મપરાયણ મનુષ્યોની વ્યવહારકુશળતા ને કાર્યશક્તિ જોવા મળે છે. પૂર્વમાં કલાકારની સૂક્ષ્મ રસવૃત્તિ અને સર્જક સ્વપ્નદ્રષ્ટાનો કલ્પનાવિહાર જોવા મળે છે. પાશ્ચાત્ય સંસ્કૃતિનો આદર્શ ગ્રીક ફિલસૂફીમાંથી ઊતરી આવેલો છે. એ આદર્શ એ છે કે માણસોને નાગરિક તરીકેની ફરજો અદા કરવાને જરૂરી કેળવણી આપવી,

જેની તેમની શક્તિ પૂરેપૂરી કેળવાય, અને તે વડે તેઓ રાજ્યમાં રહીને રાજ્યની સેવા કરી શકે. પૂર્વમાં સંતપુરુષ તેને ગણવામાં આવે છે જે આખી વસુધાને કુટુંબરૂપ માને છે. બંને પ્રકારના માણસો જરૂરના છે; કેમકે જે સમાજમાં અવ્યવસ્થા ને અંધાધૂંધી ચાલતાં હોય ત્યાં આત્મદર્શન અને આત્મસાક્ષાત્કારને માટે અનુકૂળ વાતાવરણ ન જ મળી શકે.

તાર્કિક વિચારસરણી, માનવસેવાના આદર્શો, સામાજિક સંગઠન અને રાષ્ટ્રીય કાર્યશક્તિ એ પશ્ચિમના જીવનદર્શનનાં વિશિષ્ટ લક્ષણો છે. ગ્રીક યુગ, કૉન્સ્ટૅંટાઇન પહેલાંનું રોમન જગત, યુરોપનો સાંસ્કૃતિક નવરચનાનો યુગ, અને આપણો આજનો જમાનો, એ પાશ્ચાત્ય સંસ્કૃતિના મુખ્ય યુગો છે. તેમાં આપણે પશ્ચિમની મહાન પ્રણાલિકાનો પ્રવાહ વહેતો જોઈ શકીએ છીએ. બુદ્ધિ અને વિજ્ઞાન; ભૌતિક પ્રકૃતિની નજરે તેમ જ ગૂઢ પડેલી શક્તિઓ; મનુષ્ય મન અને શરીરનો બનેલો એક સજીવ શરીરી છે એ કલ્પના; ઉત્તરોત્તર સામાજિક કાર્યશક્તિ અને કલ્યાણ વધારવા માટે અને મનુષ્યની ટૂંકી જિંદગીને વધારે સુખ ને સગવડવાળી બનાવવા માટે એ જ્ઞાનનો ઉપયોગ; એ પશ્ચિમની આ મહાન પ્રણાલિકાના પાયા છે.

## ૬. ઈસુનો ધર્મ અને પશ્ચિમનો ખ્રિસ્તી ધર્મ

એક તરફ ઈસુનું જીવન અને બાઇબલની સુવાર્તાઓમાં નોંધેલો તેમનો ઉપદેશ, અને બીજી તરફ પાછળથી ખ્રિસ્તી ધર્મવેત્તાઓએ ઘડી કાઢેલા ધર્મસિદ્ધાન્તો, એ બેની સરખામણી કરી જોઈએ તો આપણને સ્પષ્ટ દેખાઈ આવે છે કે ધર્મ વિષેના પૂર્વ અને પશ્ચિમના વિચારોમાં કેટલો ફરક રહેલો છે. એક તરફ એક મહાપુરુષનું જીવન, અને બીજી તરફ નિશ્ચિત ધર્મમતોનો સંગ્રહ; એક તરફ પ્રત્યક્ષ આચરણ, અને બીજી તરફ જીવ, જગત ને ઈશ્વર વિષે બુદ્ધિએ ઉપજાવી કાઢેલા વિચારો; એ બેની વચ્ચે જેવો ફરક હોય તેવો આ ફરક છે.

પરમાત્માનું અપરોક્ષ દર્શન અથવા સાક્ષાત્કાર, નિરાગ્રહી સહિષ્ણુતા, તથા સાત્ત્વિક, પ્રેમમૂલક ગુણો વિષેનો આગ્રહ, અને વસુધાને કુટુંબ માનવાનો ઉપદેશ, એ ઈસુના જીવનનાં મુખ્ય લક્ષણો છે. તે સ્પષ્ટપણે બતાવે છે કે ઈસુનું જીવન તે પૂર્વના જ કોઈ ઋષિમુનિ કે યોગીના જેવું હતું. બીજી બાજુ, પશ્ચિમમાં વિકસેલા ખ્રિસ્તી ધર્મમાં નિશ્ચિત ધર્મમતો પર ભાર મૂકેલો દેખાય છે. અમારો જ મત સાચો, બીજા બધા ખોટા, એવો આગ્રહ તેમાં દેખાય છે. તેમાંથી મનની સંકુચિતતા ને અસહિષ્ણુતા જન્મે છે; અને ધર્મ ને સ્વદેશપ્રેમ બેનો ગોટાળો થઈ જાય છે.

ઈસુનો ધર્મ તે પ્રેમ અને સહૃદયતાનો, સહિષ્ણુતા અને અંતરશુદ્ધિનો ધર્મ હતો. તેમણે ધર્મસંઘ સ્થાપ્યો નહિ; પણ માત્ર એકાંતમાં એકલા બેસીને પ્રભુની પ્રાર્થના કરવાનો જ બોધ આપ્યો. ધર્મો ને સંપ્રદાયોનાં નામની છાપ તરફ તેમણે બિલકુલ ધ્યાન આપેલું જ નહિ. યહૂદી અને બિનયહૂદી, રોમન અને ગ્રીકની વચ્ચે ભેદભાવ એમના મનમાં કદી વસેલો જ નહિ. તેમણે નવો ધર્મ શીખવવાનો દાવો કર્યો નહોતો. તેમણે તો માત્ર માણસોને પોતાના આત્મામાં ઊંડા ઊતરી પશ્ચાત્તાપ અને પ્રાયશ્ચિત્ત કરી શુદ્ધ થવાનો ઉપદેશ આપેલો. તેમણે કોઈ ધર્મસિદ્ધાન્ત ઘડી કાઢ્યો નહોતો; અને જે માણસ આસ્તિક હોય તેણે વિચારના દરવાજા બંધ કરી દેવા જોઈએ એમ માન્યું નહોતું. તેમણે યહૂદીઓનાં મંદિરોમાં શિક્ષણ મેળવેલું ને ત્યાં જ લોકોને ધર્મનું શિક્ષણ આપેલું. યહૂદીઓના ધર્મવિધિ જ્યાં સુધી માણસોને અંતરાત્માની જ્યોત પ્રત્યે આંધળાભીંત બનાવી દેતા નહોતા ત્યાં સુધી તેમણે એ ધર્મવિધિઓ પાળ્યા પણ ખરા. ધર્મની 'કંઠી' બાંધવાની ક્રિયાને એમણે જરા પણ મહત્ત્વ આપ્યું નહોતું. એક તરફ ઈસુએ શીખવેલાં સાદાં સત્યો, અને બીજી તરફ ઊંચીનીચી પાયરીઓથી ભરેલા બંધારણવાળો અને પોતાના અનુયાયીઓને બાહ્ય કસોટીઓથી કસી જોનારો

ખ્રિસ્તી ધર્મસંઘ, એ બેની વચ્ચે કશું જ સામ્ય નથી. પણ ખ્રિસ્તી ધર્મ જ્યારે રોમ ગયો અને તેણે રાજાઓની પ્રણાલિકા ને રીતભાત અપનાવી લીધી ત્યારે તેનામાં આ પ્રકારનો ફેરફાર થવો અનિવાર્ય હતો. યહૂદી ધર્મવેત્તાઓ અને પેગંબરોની જગા જ્યારે ગ્રીક નૈયાયિકો અને રોમન વકીલોએ લીધી ત્યારે ખ્રિસ્તી ધર્મશાસ્ત્રે તર્ક-શુદ્ધ રૂપ ધારણ કર્યું, અને તેની સંકલ્પના કાયદાના આધાર પર થઈ. એ ધર્મશાસ્ત્રના પ્રાણરૂપ ભાવના યહૂદીઓની હતી; પણ એની શબ્દરચના અથવા ધર્મતત્ત્વની સંકલના ગ્રીકોએ કરી; અને ધર્મસંઘ (ચર્ચ)ની કાર્યપ્રણાલિ તથા વ્યવસ્થાતન્ત્રનું ઘડતર રોમનોએ કર્યું. ઈસુએ પોતાના ઉપદેશ દ્વારા શીખવ્યું, કે માણસ સામાન્યપણે જે જાતની જિંદગીમાં રચ્યોપચ્યો રહે છે તેના કરતાં ઊંચા પ્રકારની જિંદગી ગાળવી તેને માટે શકચ છે. ઈસુ ધર્મશાસ્ત્ર અને કર્મકાંડની અટપટી ગૂંચોની ચર્ચા નથી કરતા, પણ પોકારીને કહે છે કે ઈશ્વર પ્રેમસ્વરૂપ છે, દયાઘન છે; વિશ્વમાં જે સત્ય છે તેનો સાક્ષાત્કાર કરી શકાય એમ છે; માણસે માણસમાત્ર પ્રત્યે પ્રેમ રાખવો જોઈએ; જગન્નિયંતાએ જગતનો જે હેતુ નિર્મ્યો છે તેને માણસે અનુકૂળ બનવું જોઈએ ને તેમાં ભળી જવું જોઈએ. ધર્મનાં કેન્દ્રવર્તી સત્યો તે આ છે એમ પણ તેમણે કહ્યું. એ વિચારોએ પશ્ચિમમાં પ્રયાણ કર્યું તેની સાથે જ, સત્યદર્શન અને સાક્ષાત્કારની જગા ધર્મમતો અને ધર્મગુરુઓનાં ફરમાનોએ લીધી; અને સાદા ઈશ્વરપ્રેમને ખસેડી તેનું સ્થાન નૈયાયિકોનાં ખંડનમંડનની અટપટી દલીલબાજીએ લીધું. ખ્રિસ્તી ધર્મસંઘ એવો વિચાર નથી કરવા બેસતો કે પોતે જે કલ્પનાઓનો આગ્રહ ધરાવે છે ને જેનો પ્રચાર કરવા મથે છે તે કલ્પનાઓ આત્મજ્ઞાન કે આત્મદર્શનની દૃષ્ટિએ સાચી છે કે નહિ? તેને તો એટલી જ ઝંખના હોય છે કે સમાજને સંગઠિત રાખવાને અને છિન્નભિન્ન થતો અટકાવવાને શા શા ઉપાયો લેવા જોઈએ? રાજ્યવ્યવસ્થાને લગતી રોમન કલ્પનાઓ અને

સંસ્થાઓએ ખ્રિસ્તી ધર્મસંઘના તન્ત્ર પર ઊંડી અસર પાડી હતી.

## ૭. અવતાર અને ત્રિમૂર્તિ

બૌદ્ધિક જ્ઞાન વડે માણુસ ધર્મિષ્ઠ બને છે, અને અજ્ઞાન વડે અધર્મી બને છે, એવું ઈસુનું માનવું નહોતું. તેમનો સાદો ધર્મ અસંસ્કારી ખેડૂતોને સમજાતો ને ગમતો. સેલ્સસ નામના એક લેખકે કટાક્ષમાં કહેલું કે ખ્રિસ્તી સમાજમાં પ્રવેશનો નિયમ આ પ્રમાણે હતો : " કોઈ પણ સુશિક્ષિત માણુસ, કોઈ પણ જ્ઞાની માણુસ, કોઈ પણ ડાહ્યો માણુસ અહીં નહિ પેસી શકે; કેમ કે એવી વસ્તુઓને અમે બૂરી માનીએ છીએ. પણ જે કોઈ માણુસ અજ્ઞાન હોય, અબુધ હોય, અશિક્ષિત હોય, સાદો હોય, તે અહીં આવે. તેને અહીં આવકાર આપવામાં આવશે." ટરટૂલિયને પૂછેલું : " ફિલસૂફ અને ખ્રિસ્તી વચ્ચે, ગ્રીસના શિષ્ય અને સ્વર્ગના શિષ્ય વચ્ચે મળતાપણું શું છે?" ઈસુના આ ધર્મની અને ગ્રીક સ્વભાવની વચ્ચે જમીન આસમાનનું અંતર દેખાતુ હતું. છતાં ગ્રીકોએ જ્યારે એ ધર્મને અપનાવી લીધો ત્યારે તેમણે એનું રૂપાન્તર કરીને તેમાંથી એક વ્યવસ્થિત ધર્મશાસ્ત્ર પેદા કર્યું.

'વિશ્વનો કર્તા કોણુ?' એ પ્રશ્નનો ઉત્તર 'ઈશ્વર' એમ આપવાથી પ્રશ્નકર્તાનું સમાધાન કરી શકાતું હતું; એટલા પૂરતો જ ઈશ્વરનો ઉપયોગ ગ્રીકો અને રોમનોને હતો. વિશ્વનું અનન્ત તત્ત્વ અને સાન્ત તત્ત્વ એ બેની વચ્ચે કેવા પ્રકારનો સંબંધ છે એ ગ્રીક ફિલસૂફીનો એક મુખ્ય પ્રશ્ન હતો. પ્લેટો અને ઍરિસ્ટૉટલે એના જે ઉત્તર આપેલા તે સંદિગ્ધ ને અસંતોષકારક હતા. એ મુસીબતમાંથી અવતારવાદે રસ્તો બતાવ્યો. અવતારવાદ માન્યા પછી ઈશ્વર મનુષ્યના જગતથી અળગો, દૂર દૂર રહેલો લાગતો નથી; પણ મનુષ્યસમાજમાં દાખલ થયેલો દેખાય છે, અને એ રીતે માનવસમાજ અને ઈશ્વર એ બેની વચ્ચે ઐક્ય સધાવાનો રસ્તો મોકળો થાય

છે. ઈસુમાં આપણે ઈશ્વર અને મનુષ્યનું એકીકરણ થયેલું જોઈએ છીએ. દિક્કાલની મર્યાદા વિનાનો પરમાત્મા દિક્કાલથી મર્યાદિત જગતમાં પ્રવેશી તેને વ્યાપી વળેલો છે. પાછળના ખ્રિસ્તી ધર્મવેત્તાઓએ જે ધર્મમતો ઘડી કાઢ્યા તે ગ્રીક ફિલસૂફી સામે આવી પડેલા આ કોયડાના જવાબરૂપે હતા; યહૂદી ધર્મની કોઈ સમસ્યાના ઉકેલરૂપે નહિ. એ ધર્મમતોની સંકલના થયા પછી ખ્રિસ્તી ધર્મસિદ્ધાન્ત વિષે પાર વિનાના વાદવિવાદ થવા પામ્યા છે.

ઈસુએ ઉપદેશેલા ધર્મમાં કડક એકેશ્વરવાદ હતો; તેની જગાએ પાછળથી ધીરેધીરે ત્રિમૂર્તિનો સિદ્ધાન્ત સ્થપાતો પણ આપણે જોઈ એ છીએ. ગ્રીક લોકો એકલા ઝ્યુસ પિતાને નહિ પણ દેવદેવીઓના એક આખા સમાજને પૂજતા. ગ્રીક–રોમન ધર્મમાં ઝ્યુસને જ્યુપીટરરૂપે કલ્પવામાં આવેલો, અને સર્વ દેવદેવીઓનો તે નાયક હતો એમ મનાતું. આ પેગન અનેકદેવપૂજા અને યહૂદી એકેશ્વરવાદ એ બેનું જ્યારે સંમિશ્રણ થયું ત્યારે તેમાંથી કેથોલિક લોકોનો ઈશ્વર ઉત્પન્ન થયો. એ ઈશ્વર ખુદ એક સમૂહ કે મંડળના જેવો, અનેકરૂપધારી હતો. રોમન રાજ્યનો પ્રજાજન, અને ખ્રિસ્તી ધર્મસંઘનો સભ્ય, એ બેની વચ્ચે જે ભેદ રહેલો હતો તે ભૂંસી નાખવાની રોમન બાદશાહોની બહુ તીવ્ર ઇચ્છા હતી. એટલે તેમણે સ્થાનિક દેવદેવીઓને ઉપાડ્યાં, અને તેમને ખ્રિસ્તી સંતોનું રૂપ આપી પ્રતિષ્ઠિત પદે સ્થાપી દીધાં.

રોમની સામ્રાજ્યસત્તા જુલમ વડે ખ્રિસ્તી ધર્મનો નાશ ન કરી શકી; પણ એ ધર્મે જે ઘડીએ રોમ પર વિજય મેળવ્યો તે જ ઘડીએ ઈસુના ઉપદેશની હાર પણ થઈ. ખ્રિસ્તી ધર્મ જે સંસ્કૃતિના છાયા તળે ખીલ્યો તે સંસ્કૃતિની સાથે સખત રીતે જકડાઈ ગયો. ખ્રિસ્તી ચર્ચ અથવા ધર્મસંઘે ધર્મજ્ઞાનના ભંડારનું — ધર્મશાસ્ત્રનાં રહસ્યોના ખજાનાનું — રૂપ લીધું, ને તે જ્ઞાન અને રહસ્યોને સંઘરી રાખી

સાચવવાનું કામ કર્યું; વહેતા ઝરણાની પેઠે એ જ્ઞાનને છૂટથી વહેવા દીધું નહિ, તેમ નવા જ્ઞાનનો ઉમેરો પણ ન કર્યો.

ખ્રિસ્તી ધર્મ અનેક પ્રવાહો ભેળા થઈને બનેલી એક મહાનદી જેવો છે; તેમાં અગાઉના અનેક જૂના ધર્મોનો સંગમ થયેલો છે. યહૂદીઓ, ગ્રીકો, રોમનો, તેમ જ ભૂમધ્ય સમુદ્રના કાંઠા પર વસતી પ્રજાઓએ એમાં પોતપોતાનો ફાળો આપેલો છે. પરિણામ એ આવ્યું છે કે, કંઈક વ્યવસ્થિત યોજના પેદા કરવાની તેની આતુરતા હોવા છતાં, તેમાં એવી વ્યવસ્થિત યોજના પેદા થઈ શકી નથી. એક જ દાખલો લઈએ. ઈશ્વર વિષેની એ ધર્મની કલ્પનામાં અતિશય વિવિધતા દેખાય છે. પ્રેમાળ પિતા, અક્કડ ન્યાયાધીશ, ગુના પકડનાર પોલીસ અમલદાર, કડક શિક્ષક, અને પાદરીવર્ગનો મુખી, એ સર્વ કલ્પનાઓ ઈશ્વરને વિષે થયેલી આપણે એ ધર્મમાં જોઈ શકીએ છીએ.

## ૮. આરંભકાળના ખ્રિસ્તી ધર્મની ઉદારતા, અને પાછળના ખ્રિસ્તી ધર્મમાં તેનો અભાવ

એક વાર ધર્મશ્રદ્ધા, અને નિશ્ચિત, અવિચળ ધર્મમત એ બે સેળભેળ થાય, અને માણસ અમુક વિચારો ધરાવે કે કબૂલ રાખે તો જ તે ધર્મનિષ્ઠ છે એમ ગણાવા લાગે, એટલે પછી અળગાપણું ને અસહિષ્ણુતા પેદા થયા વગર નથી રહેતાં. પ્રારંભકાળનો ખ્રિસ્તી ધર્મ પશ્ચિમનાં જે વિચારો ને માન્યતાઓના સંસર્ગમાં આવેલો તેમની પ્રત્યે તેણે પૂરેપૂરી ઉદારતા રાખી હતી. બાઈબલના નવા કરારમાં આપેલી ચાર સુવાર્તાઓમાંની ચોથી — એટલે કે જોનની — સુવાર્તાએ અગાઉથી ચાલતો આવેલો લોગોસનો સિદ્ધાન્ત સ્વીકાર્યો; અને કહ્યું કે જેઓ ઈસુ ખ્રિસ્તને પૂજે છે તેઓ કોઈ નવા દેવની સ્થાપના કરતા નથી. લોગોસનો એ સિદ્ધાન્ત ગ્રીસમાં ઉત્પન્ન થયેલો હતો, અને તેની આસપાસ હીધન ધર્મની કેટલીક કલ્પનાઓ ગૂંથાયેલી

હતી, એ હકીકત ચોથી સુવાર્તાના લેખક જોનને અગવડકર્તા નહોતી લાગી. જૂના રૂઢ યહૂદી ધર્મની પ્રણાલિકાના સાંકડા વાડામાં પુરાઈ રહેવાની તેણે ના પાડી હતી. ખ્રિસ્તી શહીદ જસ્ટીને કહેલું કે "પ્લેટોનું શિક્ષણ ઈસુના શિક્ષણને પૂરેપૂરું મળતું નથી આવતું એ સાચું, છતાં તે ઈસુના શિક્ષણથી વિસંગત તો નથી જ. કેમ કે, ઈશ્વરે મનુષ્યના અંતરાત્મામાં શિક્ષણરૂપી જે બીજ વાવેલું છે તેના વડે સર્વ લેખકો સત્યનું, ભલે ઝાંખું ઝાંખું પણ, દર્શન કરી શક્યા છે."

છતાં ચોથા સૈકામાં ખ્રિસ્તી ધર્મમાં અસહિષ્ણુતાની વૃત્તિ આવી ગઈ. અલેક્ઝાંડ્રિયાનું જે વિશાળ પુસ્તકાલય ઈસવી સનના ત્રીજા સૈકામાં પહેલા ટોલેમીએ સ્થાપ્યું હતું, અને જેને તેના અનુગામીઓએ અઢળક દાન વડે વધાર્યું હતું તેનો, છેવટે ઈ. સ. ૩૮૯માં, ખ્રિસ્તી સમ્રાટ મહાન થિયોડોશિયસના હુકમથી, નાશ કરવામાં આવ્યો — એટલા માટે કે, એ બાદશાહના મત પ્રમાણે, તે પુસ્તકાલય પેગન ધર્મને પ્રેરણા ને ઉત્તેજન આપતું હતું.[૧૬] ત્યારબાદ થોડાંક સૈકાં પછી, જ્યારે ખ્રિસ્તી ધર્મ ઈસ્લામના સમાગમમાં આવ્યો, ત્યારે તેણે અગાઉના જેવી ઉદાર વૃત્તિ ન ધારણ કરી; ઈસ્લામમાં રહેલા સત્યના અંશો શોધી કાઢવાનો પ્રયાસ ન કર્યો; પણ દ્વેષ અને ઝનૂનપૂર્વક, કચકચાવીને, ઈસ્લામનો વિરોધ કર્યો. ઈસ્લામ એ એક લડાયક સંસ્થા છે; ઈતર સર્વ ધર્મોની સામે જેહાદ પોકારનાર એક લશ્કરી સંઘ છે; અને કુરાન તથા તેના ભાષ્યગ્રન્થો દ્વારા તેના અનુયાયીઓને નિયમોનાં કડક બંધનમાં રાખવામાં આવે છે; એ બધી હકીકતો સાચી માનીએ તો પણ, આપણે એટલું તો કબૂલ કરવું જ પડશે કે ઈસ્લામ કોમ અને રાષ્ટ્રની સંકુચિત મર્યાદાઓમાં પુરાઈ ન રહેતાં તે સર્વ મર્યાદાઓને વટાવી ગયેલો છે. એ વાત બીજા ઘણા ધર્મોને વિષે કહી શકાય એમ

---

૧૬*. તેની અગાઉ, અલેક્ઝાંડ્રિયાના ઘેરા દરમ્યાન, જુલિયસ સીઝરના લશ્કરે એ પુસ્તકાલયને અમુક અંશે તારાજ કરેલું, એ વાત સાચી છે.

નથી. આજે ખ્રિસ્તી ધર્મને હિંદુસ્તાનના ધર્મની સામે ઊભા રહેવા વારો આવ્યો છે. તે વખતે તેણે અણનમ અક્કડાઈની વૃત્તિ ધારણ કરી છે; અને પોતે સંપૂર્ણ છે, પોતાને બીજા ધર્મો પાસેથી કંઈ લેવાનું બાકી રહેતું જ નથી. એમ તે કહેવા લાગ્યો છે.[૧૭] તેના બાલ્યકાળમાં બીજાઓ પાસેથી શીખવાની અને બીજાઓ પ્રત્યે સહિષ્ણુતાની વૃત્તિ તેનામાં હતી; એ વૃત્તિ હવે તે ગુમાવી બેઠો છે.

તે વિકાસ અને સ્વાતંત્ર્યને ઉત્તેજન આપનારો ધર્મ રહ્યો નથી; પણ સહુને એક લાકડીએ હાંકનારો — સહુને એક જ ચીલે ચલાવનારો — ધર્મ બની ગયો છે. ખ્રિસ્તી ચર્ચ અથવા ધર્મસંઘ એ તો કેવળ શ્રુતિજ્ઞાનનો સંગ્રાહક અને રક્ષક છે. તેથી ધર્મના વિષયમાં પ્રામાણ્ય શ્રુતિજ્ઞાનનું છે, ધર્મસંઘનું નથી. ધર્મમાં જે પેગંબરી તત્ત્વ છે, ઋષિમુનિઓએ ઈશ્વર પાસેથી સાંભળેલું જે જ્ઞાન છે, તે જ્ઞાન પોતે પ્રમાણભૂત ગણાતું જાઈએ; એ જ્ઞાનને આધારે મનુષ્યોએ ઘડી કાઢેલાં ધર્મતત્ત્વો કે સિદ્ધાન્તો પ્રમાણભૂત નથી. ખ્રિસ્તી ધર્મસંઘ પોતાના જમાનાની પ્રચલિત ભાષામાં ધર્મસિદ્ધાન્તો ઘડી કાઢે છે ખરો; પણ પોતે રચેલાં કોઈ પણ સિદ્ધાન્ત કે સૂત્ર બુદ્ધિની છેલ્લામાં છેલ્લી શોધ છે, અને બુદ્ધિ એથી પાર જઈ શકે એમ છે જ નહિ, એવો દાવો એ ધર્મસંઘથી કરી શકાય એમ નથી. ભૂતકાળમાં માણસોએ વિચાર કર્યા હતા એટલા માટે અત્યારે વિચાર કરવાની જરૂર નથી, એટલું જ નહિ પણ વિચાર કરવા નિરર્થક છે, એમ કોઈ રીતે ન કહી શકાય. રશિયન નવલકથાકાર ડૉસ્ટોએવસ્કીનું એક પુસ્તક છે 'ધી બ્રધર્સ કૅરૅમૅઝોવ.' તેમાં એક પ્રકરણ 'ધર્મદ્રોહની તપાસ કરનાર મોટા ન્યાયાધીશને'ને વિષે આવે છે. ઈસુનો સાદો ને સ્વાતંત્ર્યપોષક ધર્મ અને મતાગ્રહના બંધનવાળું ધર્મસંઘનું તન્ત્ર

---

૧૭.* દા. ત. : "ખ્રિસ્તી ધર્મ ગ્રીક કરતાં ઘણો વધારે પ્રાચીન છે, ઘણો વધારે સ્થાયી છે, ઘણો વધારે આત્મતેજવાળો છે.' —હેયલૅંડ 'ધી ક્રૉસ મૂવ્ઝ ઈસ્ટ' (૧૯૩૧)

એ બેની વચ્ચે કેટલો બધો ફરક છે તે આ પ્રકરણમાં બતાવેલું છે. એમાં ન્યાયાધીશ ઈસુને સમજાવે છે કે "સંઘે તમારું કામ ઊંધું વાળ્યું છે, તેમાં ફેરફાર કર્યા છે. અને સત્તાના પાયા પર તેની નવરચના કરી છે." એની પાછળ કલ્પના એ છે કે મનુષ્યોના આત્મા મેઢાંના જેવા છે; અને ઈસુ સ્વાતંત્ર્યની જે ભેટ લઈ આવેલા તે મનુષ્યોથી જીરવી શકાય એવી નથી. એટલે માણસને જ્ઞાન મેળવતો તથા સ્વતંત્ર તપાસ કરતો અટકાવીને ધર્મસંઘે તેના પર જાણે દયા કરી છે. સંઘે તેના સભ્યોને માનસિક ગુલામો બનાવી મૂક્યા છે. પોતે ઘડેલા સિદ્ધાન્તો વિષે આસ્થા તે સ્વર્ગ, ને અનાસ્થા તે નરક, એવો વિચાર તેણે ફેલાવ્યો છે. બાદશાહ થિયોડોશિયસે ખ્રિસ્તી સિવાયનો બીજો કોઈ પણ ધર્મ પાળવાની મનાઈ કરેલી, અને બીજો ધર્મ કોઈ પાળે તો તેને માટે ભારે સજા ફરમાવેલી. બાદશાહ જસ્ટીનિયને ફિલસૂફીનાં વિદ્યાલયો બંધ કરાવેલાં. તે ઉપરાંત, ૧૨મીથી ૧૪મી સદી સુધીમાં ફ્રાન્સમાં ધર્મને અંગે મતભેદ ધરાવનારાઓ સામે ચાલેલી જેહાદ, ડોમિનિકન સંપ્રદાયના જુલમો, રાણી ઇલિઝાબેથના સમયમાં ઇંગ્લંડમાં ધર્મને નામે ચાલેલી જોહુકમી, સત્તરમી સદીનાં ધર્મ યુદ્ધો અને અનૅબૅપટિસ્ટ સંપ્રદાયવાળા પર થયેલી ક્રૂરતાઓ — એ બધાં દૃષ્ટાન્તોનો વિચાર કરો. પોપ નવમા પાયસે કહેલું: "આપણે અતિશય દૃઢતાપૂર્વક માનવું જોઈએ કે ઈશ્વર એક જ છે, ધર્મ એક જ છે, ધર્મદીક્ષા (બૅપ્ટીઝમ) એક જ છે, અને (મનુષ્યોના આત્માઓના ભાવિ વિષેની તપાસમાં) આથી આગળ વધવું એ પાપ છે." જે તત્ત્વચિન્તકો સત્યના પૂજારી હોવાનો દાવો કરે છે તેઓ પણ બુદ્ધિપ્રધાન ધર્મોમાં દેખાતી આવી સંકુચિતતામાંથી છૂટી શકતા નથી. ખ્રિસ્તી ધર્મ એ જગતનો એકમાત્ર ધર્મ નથી એમ તો તેઓ કબૂલ કરે છે; પણ તેઓ માને છે કે એ ધર્મ તે સંપૂર્ણ સત્યનો સંપૂર્ણ આવિષ્કાર છે; અને તેમાં આપણે પરમાત્માને અવનિતલ પર ઊતરી આવેલો જોઈએ છીએ. હેગલ કહે છે: "ખ્રિસ્તી ધર્મ એ જ એક

માત્ર સંપૂર્ણ ધર્મ છે." પણ આપણે જો ઈસુના ઉપદેશને સાચી રીતે સમજીએ તો જોઈ શકીશું કે સંપૂર્ણ સત્ય તો સર્વ ધર્મો ને સંપ્રદાયોની, અને જગતમાં થઈ ગયેલાં સર્વ શ્રુતિજ્ઞાનો અને સંસ્થાઓની, પાર વસે છે.

## ૯. ધર્મ અને રાષ્ટ્રાભિમાન

ઈસુ કહે છે કે આપણે ધર્મને જીવનપંથ ઉજાળનાર પ્રદીપ અથવા કહો કે જીવનની દીવાદાંડી, માનવો જોઈએ. કર્મકાંડવાળો જે ધર્મ એમના જમાનામાં ચાલતો હતો તેની જગાએ એમણે નૈતિક આદર્શની સ્થાપના કરી. કર્મકાંડના અનેક વિધિઓ કરવા અને બાહ્યાચારના નિયમો પાળવા એના કરતાં હૃદયમાં પાપનો પસ્તાવો કરી પ્રાયશ્ચિત્ત કરવું બહેતર છે. ઈશ્વરના સાંનિધ્યના જે ભાનથી જીવનમાં ચેતન પુરાય છે તેના વિના કરેલાં યજ્ઞયાગ, પૂજાપાઠ વગેરે નકામાં છે, ને તેમાંથી કશું ફળ નીપજતું નથી. તેમના જમાનાને જે ફારીસીઓ[૧૮] ઈશ્વરને બહુ સોંઘે ભાવે રીઝવવા માગતા હતા તેમને ઈસુએ ધૂતકારી કાઢેલા. ઈસુએ કહ્યું કે પિતા, માતા, સ્ત્રી, બાળકો એ સહુના કરતાં ઈશ્વરનો પ્રેમ ચડિયાતો છે, અને ઈશ્વરની હાકલ થાય ત્યારે સંસારના સર્વ સંબન્ધો છોડીને ચાલી નીકળવું જોઈએ.[૧૯] પણ આપણે ધર્મને આપણા જીવનનો પ્રેરક અને નિયન્તા બનાવવાને રાજી નથી હોતા. આપણે ધર્મમાં પણ ગ્રીક લોકોની પેઠે 'મધ્યમ માર્ગ' ને અનુસરીએ છીએ. સંતપુરુષો સામાન્ય રીતે એક નોખા વર્ગના જીવો હોય છે. તેઓ ઈશ્વરની શોધ ચલાવવાને સંસારનો ત્યાગ કરે છે. તેઓ જપતપ, પ્રાર્થના, ધ્યાન આદિમાં રચ્યાપચ્યા રહે છે. એકાન્ત અને વિજનવાસમાં તેઓ

---

૧૮. યહૂદી ધર્મવેત્તાઓનો વર્ગ. તેઓ એકંદરે કર્મઠ અને ઘમંડી હતા.

૧૯. સરખાવો :

तदेतत्प्रेयः पुत्रात् प्रेयो वित्तात प्रेयोऽन्यस्मात् सर्वस्मादन्तरतरं यदयमात्मा । बृहदारण्यक उपनिषत्

પોતાનાં જીવન વિતાવે છે. પશ્ચિમમાં પણ જેમના પર ઈસુની ભાવનાએ ઊંડી અસર કરી હોય છે તેઓ હરણાંને ખવડાવે છે, તારાઓની જોડે વાતો કરે છે; અને જો તેઓ પ્રવૃત્તિપરાયણ હોય તો માંદાંની માવજત કરે છે ને ઈશ્વરી વાણીનો ઉપદેશ કરે છે. તેમને લોકોની વાહવાહની કે સમાજની સ્તુતિની પરવા નથી હોતી.

ઈસુએ ઉપદેશેલા સિદ્ધાન્તો જો આચરણમાં ઉતારાય, તો આખી માનવજાતિનો એક સંયુક્ત સમાજ રચાય. એવા સમાજમાં આપણે એકબીજાનો બોજો ઉઠાવીએ, ને એકબીજાનાં સુખદુઃખમાં ભાગ લઈએ. એવા સમાજમાં રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે હુંસાતુંસી ન હોય, ને ઉદ્યોગમાં હરીફાઈ ન હોય; કેમ કે જે સંપત્તિમાં એકને નુકસાન થાય તો જ બીજાને લાભ થાય છે એવી બાહ્ય સંપત્તિને તો એવો સમાજ બહુ જ ઓછું મહત્ત્વ આપતો હોય. પણ આપણે એ પ્રકારના નીતિ-ધર્મને અનુસરવા રાજી નથી હોતા.

ઈસુ આપણને ચેતવે છે કે આપણે ભલે આખું જગત જીતીએ પણ જો આપણો આત્મા ગુમાવીએ, આપણા દૃઢ વિચારો જતા કરીને દુનિયાની સાથે ઝઘડો થતો ટાળીએ, તો તેથી કશો લાભ નથી. અંતરની સત્યનિષ્ઠા અને આત્મપ્રાપ્તિની તાલાવેલી જરૂરની છે. આજે ધર્મવીર એ પ્રભુપરાયણ મનુષ્ય કરતાં વધારે અંશે સ્વદેશનો સેવક હોય છે. કુમારી જોન ઑફ આર્કના મનમાં ખાતરી હતી કે જે માણસ ફ્રાન્સ પર ચડાઈ કરે છે તે ઈશ્વર પર ચડાઈ કરે છે. તેણે કહેલું કે ફ્રાન્સ હમેશાં સાચની લડાઈ લડે છે, ફ્રાન્સ હમેશાં ઈશ્વરના પક્ષમાં હોય છે, અને ફ્રાન્સની સામે થવું એનો અર્થ એ કે સત્ય અને ઈશ્વરની સામે મોરચો માંડવો. ખ્રિસ્તી ધર્મની સાથે રાષ્ટ્રપૂજાનો એક ધર્મ સંકળાઈ ગયેલો છે. તે ધર્મ દરેક રાજ્યને સર્વોચ્ચ પૂજાનું પાત્ર માને છે; અને કહે છે કે એ ધ્યેયની સિદ્ધિ આગળ નીતિ, ન્યાય અને સંસ્કૃતિ એ ગૌણ વસ્તુઓ છે, ને

તેમનો ભોગ આપવો પડે તો આપવો જોઈએ. ખ્રિસ્તી ચર્ચ અથવા ધર્મસંઘ રાજ્યના બંધનમાં પડેલો છે. ગયા યુદ્ધમાં કવેકરો સિવાયના સર્વ શાંતિવાદીઓ ખ્રિસ્તી ધર્મસંઘોમાંથી નહિ પણ બહારથી નીકળી આવ્યા હતા. પોતાના ઉપદેશને યહૂદી રાષ્ટ્રવાદ સાથે ભેળવી દેવાય એ ઈસુને પસંદ નહોતું, ને તેની સામે તેમણે વાંધો ઉઠાવ્યો હતો. ખ્રિસ્તી ધર્મનો ઍંગ્લીકન સંઘ બ્રિટિશ સામ્રાજ્યવાદ જોડે ભળેલો છે. રશિયામાં એ ધર્મનો ગ્રીક સંઘ ઝારની સત્તા જોડે એ રીતે ભળેલો હતો. ખ્રિસ્તી ધર્મના ધર્મસંઘો દરેક દેશની રાજસત્તા જોડે ભળી ગયેલા છે, એ વસ્તુ ઈસુના ઉપદેશની સામે ખુલ્લા બળવારૂપ છે. પશ્ચિમમાં ઈસુનો ઉપદેશ લોકોના હાડમાં ઊતરી ગયો નથી. ખ્રિસ્તી ધર્મસંઘના કોઈ સભ્યો જો ઈસુના ઉપદેશને સાચો માની તે પ્રમાણે વર્તન કરવા માંડે, તો ધર્માધિકારીઓ ફફડી ઊઠે છે. પણ ઝાંખા અજવાળાવાળાં દેવળોની રંગીન કાચની બારીઓમાં શોભાને સારુ ઈસુનું ચિત્ર ચિતરાવવાને તેઓ સાવ રાજી હોય છે ખરા. ઈમરસને કહેલું કે "સ્ટૉઈક સંપ્રદાયનો દરેક માણસ ખરેખરો સ્ટૉઈક હતો, પણ ખ્રિસ્તી ધર્મને માનનારા જગતમાં સાચા ખ્રિસ્તી મળવા મુશ્કેલ છે." નીત્શેએ કહેલું કે "જગતમાં એક જ ખ્રિસ્તી હતો; તે તો વધસ્તંભ પર મરી ગયો."

## ૧૦. ધર્મ અને ધર્મશાસ્ત્ર

ધર્મનો પ્રવાહ પૂર્વથી પશ્ચિમ તરફ વળ્યો છે, પણ ધર્મશાસ્ત્રનો પ્રવાહ તો એથી ઊલટી દિશામાં વળ્યો છે. પશ્ચિમના બુદ્ધિપ્રધાન ધર્મને કાયદો, વ્યવસ્થા અને વ્યાખ્યા એ વસ્તુઓ રુચે છે. તેનામાં દેખીતા ગુણદોષ બંને છે; તે જ પ્રમાણે પૂર્વના અનુભવમૂલક ધર્મમાં પણ ગુણદોષ બંને છે. એક ધર્મ જગતના સહિયારા ભંડોળમાં ડહાપણ, જ્ઞાન અને નિયમનરૂપી ફાળો આપે છે. બીજો ધર્મ સ્વતંત્રતા, મૌલિકતા અને હિંમતનો ફાળો આપે છે. એ બે ધર્મોએ

એકબીજાની ટીકા કરવાનું ને એકબીજાને તુચ્છકારવાનું છોડી દેવું જોઈએ; અને પરસ્પર કદર કરતાં ને એકબીજાના સારા અંશો જોતાં સમજતાં શીખવું જોઈએ. એમ બને તો, આજે એ બેનો જે સમાગમ થવા પામ્યો છે તેમાંથી પાકા ને સ્થાયી આધ્યાત્મિક ઐક્યનો પાયો નંખાય. પૂર્વમાં આત્મપરાયણ જીવનને વિષે વધારે પડતો આદર રખાયો, તેને લીધે આર્થિક સ્થિતિ પ્રત્યે બેદરકારી રાખવામાં આવી. પણ આર્થિક સ્થિતિ સારી હોય તો જ આત્માની સાધના સારી રીતે ચાલી શકે. પૂર્વની આધ્યાત્મિકતા નિષ્પ્રાણ અને સડી ગયેલી રૂઢિઓ ને આચારોમાં પુરાઈને જડ બની ગઈ; તેનામાં ચેતન રહ્યું નહિ. જૂની ઘરેડને અનુસરનારા આપણા પંડિતો આ પ્રશ્નનો વિચાર કરતાં શાસ્ત્રગ્રંથોનું બહિરંગ જ તપાસે છે; શબ્દો ને વાક્યોના અર્થો કરીને અટકી જાય છે; પણ તેની અંદર રહેલાં હકીકતો ને સત્યો શોધવા તપાસવા જેટલાં ઊંડા ઊતરતા નથી. આપણા સુધારાવાળાઓનાં મનમાં કશી વાતની પહેલ કરવાનું શહૂર હોતું નથી; આત્માના ચેતનદાયી અનુભવની ઝાંખી તેમને થઈ હોતી નથી; એટલે તેઓ પશ્ચિમની હલકી નકલો કરીને રાજી થાય છે.

પશ્ચિમના ધર્મની શ્રેષ્ઠતા એ છે કે તેમાં મનુષ્ય બીજાઓની સેવા કરી તે દ્વારા પોતાનો મોક્ષ સાધવા મથે છે. પરમાત્માની સાથે વધારે નિકટનો સંપર્ક સાધવા માટે એકાંતવાસમાં જઈને બેસવું એટલું પૂરતું નથી. ધર્મ ઇહલોકના જીવનને વટાવીને પાર જાય છે ને તેની પાર રહેલા તત્ત્વને સ્પર્શવા મથે છે, એ સાચું; પણ તેનામાં ઐહિક જીવનનું પરિવર્તન કરવાની પણ શક્તિ રહેલી છે. સાચી ઈશ્વરોપાસના દુઃખે પીડાતી માનવજાતિની સેવા કરવામાં રહેલી છે. ધર્મ તો પોકારીને કહે છે કે દરેક માનવીના આત્માનું મૂલ્ય અપાર છે; તેની કિંમત આંકી અંકાય એમ નથી. જીવમાત્રને વિષે જ્ઞાનપૂર્વક આત્મૌપમ્ય

કે ઐક્ય અનુભવવામાં જે નિરવધિ આનન્દ આવે છે તેનાથી માણસ માણસ વચ્ચેની ભેદભાવની દીવાલો તૂટી જાય છે. આખી માનવ-જાતિ એક છે એ ભાવના દરેક સાચા ધર્મમાં રહેલી જ હોય છે. તેથી તેવો ધર્મ આત્મપરાયણ સમાજની સ્થાપના માટે યત્ન કરે છે. રાષ્ટ્રો અને ખંડો સુધી પહોંચી અટકી જવાની તેની હિંમત ચાલતી નથી; આખા માનવકુળને પહોંચી વળાય ત્યારે જ તેને ચેન પડે છે. 'વસુધૈવ કુટુંબકમ્' એ એવા ધર્મનું બિરુદ થઈ પડે છે.[૨૦] મનુષ્યો વિષેનો આ પ્રેમ જ આપણને કહે છે કે આપણે બીજા લોકોની માન્યતાઓની કદર કરવી જોઈએ, તેને વિષે સમભાવ ધરાવવો જોઈએ. એ ગુણની બાબતમાં પૂર્વના ધર્મો પશ્ચિમના ધર્મોને ટપી જાય છે. પોતાના વિચારો ને આદર્શોનો બીજા માણસો પાસે પરાણે સ્વીકાર કરાવવાની ઈચ્છા સામાન્યપણે માણસમાત્રમાં હોય છે. એવા માનસ પ્રત્યે આપણા સૌનાં મનમાં જરાતરા સમ-ભાવ હોય જ છે. પ્રામાણિક અભિપ્રાયને વિષે — ખાસ કરીને એ અભિપ્રાયને માનવજાતિની આત્મપ્રાપ્તિની ઝંખના સાથે સંબંધ હોય ત્યારે તેને વિષે — મનમાં તિરસ્કાર રાખવો એના જેવી નિંદ્ય વસ્તુ એકેય નથી. અગાઉ આપણે જેવા શબ્દોના ગુલામ હતા તેવા હવે નથી રહ્યા. ધર્મોનાં નામની છાપો પાછળ જે ચૈતન્ય વસે છે ને સ્ફુરે છે તે આપણે જોઈ શકીએ છીએ. સંભવ છે કે એવો કાળ આપણા ઘણાના ધાર્યા કરતાં વહેલો આવશે જ્યારે ગિરજાઘરો, મંદિરો ને મસજિદો સહુ સદાચારી ને ધર્મનિષ્ઠ માણસોને આવકાર આપશે; જ્યારે પરસ્પર સમભાવ રાખી એકબીજાની સેવા કરવા જેવી સ્થિતિ ઉત્પન્ન કરવા માટે ઈશ્વરશ્રદ્ધા ને મનુષ્યપ્રેમ એ બે જ વસ્તુઓ આવશ્યક ગણાશે; જ્યારે આખું માનવકુટુંબ નામના નહિ

---

૨૦. સરખાવો : **यत्र विश्वं भवत्येकनीडम्** । **नारायणोपनिषत्** (જ્યાં આખું વિશ્વ એક માળા જેવું બની ગયેલું છે.)

પણ ભાવનાના ઐક્યથી સ્નેહસૂત્રે બંધાશે. વૉલટર પેટર નામના એક અંગ્રેજ લેખકે એક વાર્તા કહી છે. જેરૂસલેમની ભૂમિ પરથી એક વહાણમાં ભરાઈને આવેલી માટી જ્યારે પીસા (ઇટલી)ની સામાન્ય માટી સાથે ભળી ત્યારે તેમાંથી એક નવા ફૂલનો જન્મ થયો. તેના જેવું ફૂલ માણસે પહેલાં કદી જોયું ન હતું. એ ફૂલમાં રંગોની અદ્ભુત મેળવણી હતી, ને એ અનેક ભભકભર્યા રંગોથી તે અતિશય શોભતું હતું. તો હવે પછી આવનારા યુગોમાં, પૂર્વ અને પશ્ચિમના ધર્મોનાં સમાગમ અને મેળવણીમાંથી, અદ્ભુત સૌંદર્યવાળું ને રંગોની ભરચક સમૃદ્ધિવાળું એવું ફૂલ ખીલી નીકળે એવું ન બને ?

૮

# ધર્મોનું મિલન

## ૧. હિંદુ ધર્મની ઉદારતા

જગતના ભિન્ન ભિન્ન ધર્મો હવે ભેગા મળ્યા છે. તેમણે જો સંઘર્ષ અથવા સ્પર્ધાની સ્થિતિ ચાલુ ન રાખવી હોય, તો સહૃદયતા ને સમભાવની વૃત્તિ કેળવવી જોઈએ. એમ થાય તો જ એકબીજા વચ્ચેનાં સંશય અને ગેરસમજ દૂર થાય, અને તે સહુ એક જ સત્યના વિભિન્ન આવિષ્કારોરૂપે સ્નેહસૂત્રે સંકળાય. હિંદુ ધર્મનો વિકાસ, જે લગભગ પચાસ સૈકાં થયાં અસ્ખલિત ચાલુ રહ્યો છે, તેમાં આ વૃત્તિ સ્પષ્ટપણે હતી. હિંદુ સંસ્કૃતિની ભૂતકાળની શક્તિ ને તેનું સાતત્ય,[1] તેમ જ તેની આજની નિર્બળતા ને અવ્યવસ્થિતતા બંનેનાં અવલોકન ને અભ્યાસ કરતાં સરખો રસ પડે એવો છે. વળી જે નિર્બળતા એનામાં છે તે વસ્તુતઃ એની શક્તિની વિઘાતક નથી. હિંદુ ધર્મ પર કોઈ એક જાતિ કે કોમની માલિકી નથી. એ વિચારો ને આદર્શોનો એક મહામૂલો વારસો છે; ને હિંદુસ્તાનની દરેક કોમે તેમાં પોતપોતાનો ખાસ ફાળો આપ્યો છે.

હડપ્પા અને મોહેન-જો-ડારોનાં ખોદકામમાંથી, હિંદની ભૂમિ પર વિકાસ પામેલા નગરજીવનના પ્રથમ પુરાવારૂપે માટીની મૂર્તિઓ

---

૧*. "ભારતવર્ષને બાકીના વર્તમાન જગતથી જુદું પાડનાર વસ્તુ એ છે કે તેને ત્યાં અતિ પ્રાચીન ભૂતકાળથી સીધી રીતે ઊતરી આવેલો વારસો હજુ અખંડિત ચાલુ રહ્યો છે." ડોડવેલ, 'ઈન્ડિયા,' ભાગ ૧, પૃ. ૨.

મળે છે. તે બતાવી આપે છે કે યુગોના યુગ વહી ગયા છતાં માણસના હાથની કુશળતામાં ઝાઝો ઉમેરો થયો નથી. ત્યાં ખોદતાં મળી આવેલાં મનુષ્યનાં હાડપિંજરો પરથી ચાર જુદી જુદી જાતિઓ ઓળખાઈ છે: ઓસ્ટ્રેલિયાની મૂળ વતની, ભૂમધ્ય સમુદ્રના પ્રદેશોની, મોંગોલિયન, અને આલ્પ્સનિવાસી; જોકે પાછલી બે જાતિની કહેવાય એવી તો અકેક જ ખોપરી મળી છે.[૨] એ પ્રદેશના નિવાસીઓને અવિરત જીવનસંગ્રામ નહિ ચલાવવો પડતો હોય, ને તેઓ કંઈક અંશે સુખશાન્તિમાં રહેતા હશે, એમ દેખાય છે. "સુમેરની પેઠે અહીં નગરો ફરીફરી ભંગાયાં ને બળાયાં હોવાનો કશો પુરાવો મળતો નથી."[૩] અર્વાચીન હિંદુ ધર્મનાં અનેક તત્ત્વો "ઘણાં જ પ્રાચીન મૂળમાંથી ઊતરી આવેલાં છે. મોહેન-જો-ડારો અને હરપ્પાના લોકોએ તેમનાં વિશાળ, ઈંટેરી નગરો બાંધ્યાં તે પૂર્વેના યુગ જેટલાં પ્રાચીન પણ એ તત્ત્વો કદાચ હોય."[૪] એ અવશેષોમાં શિવની અથવા તો એને મળતા પ્રાચીન દેવની મૂર્તિ મળી આવી છે. "દેવીમાતાની પૂજાનો સંપ્રદાય ભારતવર્ષમાં ઘણો પ્રાચીન છે. વૃક્ષપૂજાને વિષે પણ કદાચ એમ જ કહી શકાય......પ્રાણીપૂજા પણ ઘણી પ્રાચીન પ્રજાઓમાં મૂળથી છે; અને હિંદુસ્તાનમાં ને બીજે એ એટલા લાંબા કાળથી ચાલુ છે કે એની ઉત્પત્તિ ક્યાંથી ને કેવી રીતે થઈ તે શોધી કાઢવું અશક્ય છે."[૫] પલાંઠી વાળીને બેઠેલી મૂર્તિઓ, અને

૨*. અર્નેસ્ટ મેકે: 'ધી ઈન્ડસ સિવિલિઝેશન', પૃ. ૨૦૦.

૩*. એજન, પૃ. ૧૪.

૪*. એજન, પૃ. ૯૬. સરખાવો: "હિંદુ ધર્મ એ આ પ્રકારની, જીવતી રહેનાર, સૌથી છેલ્લી સંસ્કૃતિ છે. તેનાં મૂળ છેક સુમેર અને મિસરમાં જન્મેલા પ્રાચીન જગત સુધી પહોંચે છે. અને આજના રૂઢિચુસ્ત બ્રાહ્મણને આધુનિક સુશિક્ષિત યુરોપવાસીના કરતાં પ્રાચીન ઊર અથવા મેંફીસના પૂજારીની સાથે પોતાનું વધારે સામ્ય દેખાશે." (ડોડવેલ)

૫* મેકે: એજન, પૃ. ૯૭.

ડાબાજમણી નમન કરતા ઉપાસકોની, નાગ અને પીપળાની, તથા વૃષભ, હાથી ને ગેંડા જેવાં પ્રાણીઓની પ્રતિકૃતિઓ પણ મળી આવી છે; જોકે ગેંડા તો હવે સિંધુકાંઠાના પ્રદેશમાં અલોપ થઈ ગયો છે. એ મુલકમાં ભિન્ન ભિન્ન જાતિઓ અને ધાર્મિક સંપ્રદાયો હળીમળીને રહેતાં હતાં, અને તેમણે જીવવું ને જીવવા દેવું એવી વૃત્તિ ધારણ કરી હતી, એમ સ્પષ્ટ દેખાય છે.

ઋગ્વેદ અને અથર્વ વેદના કાળ પર આવીએ છીએ ત્યાં વધારે ચોક્કસ પુરાવા મળે છે. એ વેદોમાં આપણે ભિન્ન ભિન્ન સંપ્રદાયોના સંઘર્ષના અને તેમની વચ્ચે અંતે થયેલા સમાધાનના પડઘા સાંભળીએ છીએ. જીવનની એકંદર દૃષ્ટિ ને પરિસ્થિતિના તીવ્ર પરિવર્તનનો એ યુગ હતો. ઋગ્વેદ[૬] કહે છે તેમ, "અમે અંધકારની ઉપર શ્રેષ્ઠ તેજ માટ નજર નાખી તો સર્વ શ્રેષ્ઠ દેવ એવા જે સૂર્ય તેમનો ઉત્તમ જ્યોતિ અમને દેખાયો." ઈ. સ. પૂર્વે બીજી સહસ્રાબ્દિ પહેલાં દ્રાવિડો આખા ખંડમાં ઠેરઠેર વિખરાયેલા હતા, ને તેમણે ઉચ્ચ કોટિની સંસ્કૃતિ ખીલવી હતી. વૈદિક આર્યોને દાસ લોકો સાથે લડાઈઓ થતી, ને આર્યો દાસને 'અનાસ' (નાક વિનાના) કહેતા. એમાં એમના જાતિવિશેષનો ઉલ્લેખ હશે એમ સ્પષ્ટ દેખાય છે. વેદમાં લિંગપૂજાનો નિષેધપૂર્વક ઉલ્લેખ કરેલો છે. દેવો અને અસુરો વચ્ચેનાં યુદ્ધોના ઉલ્લેખો પણ વારંવાર આવે છે[૭]. ઋગ્વેદમાં

---

૬*. उद्वयं तमसस्परि ज्योतिष्पश्यन्त उत्तरम् ।
देवं देवत्रा सूर्यमगन्म ज्योतिरुत्तमम् ॥ ऋग्वेद १; ५०; १०

૭*. निर्माया उ त्ये असुरा अभूवन् । ऋग्वेद १०; १२४; ५.
(હું આવ્યો એટલે એ અસુરો બલહીન બની ગયા.) વળી જુઓ ઋગ્વેદના ૧૦મા મંડળનું ૧૨૪મું સૂક્ત.

रक्षोहणं वलगहनं वैष्णवीदमहं तं वलगमुत्किरामि । यजुर्वेद ५, २३.
(અહીં વિષ્ણુને રાક્ષસોને હણનાર અને વલ અનુસરને હણનાર કહ્યો છે.)

વરુણ તથા મિત્રને આર્ય અસુરો ( असुरा आर्याः ) કહેલા છે.[૮] ઇંદ્રાદિ દેવો ગામઠી, રખડુ, અર્ધજંગલી પ્રજાના દેવ હોય એમ લાગે છે; જ્યારે વરુણ અને મિત્રની ઉપાસનામાં સંસ્કૃતિની કંઈક ઉપલી કક્ષા દેખાઈ આવે છે. છેવટે દેવોએ તેમના પ્રતિસ્પર્ધી અસુરોને હાંકી કાઢચા.[૯] પણ વસ્તુતઃ તો એ અસુરોને વૈદિક આર્યોએ અપનાવી લીધા હતા. વેદનો ધર્મ એ શિષ્ટવર્ગનો ધર્મ છે. સામાન્ય જનતાએ તો તેમનાં જૂનાં દેવદેવીઓની, તથા યક્ષ, નાગ વગેરેની ઉપાસના ચાલુ રાખી હતી. ઉપર ઉપરથી જોતાં વેદમાં વર્ણવેલો ધર્મ જ પ્રતિષ્ઠિત પદે આરૂઢ થયેલો દેખાતો હતો. દેવ-દેવીઓ એ કોઈ અમૂર્ત, નિરાકાર તત્ત્વનું સૂચન કરનારાં પ્રતીકો છે એમ બતાવવા તરફ તેનો ઝોક હતો. પણ એની પાછળ, જન-સમૂહમાં તો, લોકપ્રિય માન્યતાઓ ને ઉપાસનાઓની વિશાળ વ્યવસ્થા ઊંડી જડ ઘાલીને બેઠી હતી; અને તેનું ચોક્કસ વલણ દેવદેવીઓને મનુષ્યના જેવાં રૂપગુણવાળાં આલેખવા તરફ હતું. છતાં વૈદિક ધર્મે તો જૂના સંપ્રદાયોના સંસ્કારો ને વિધિઓને અપનાવ્યા, તેમને મૂર્ત રૂપ આપ્યાં, અને તેમને સાચવી રાખ્યા. તેમનો નાશ કરવાને બદલે તેમને પોતાની જરૂરિયાત પ્રમાણે નવો ઘાટ આપી દીધો. દ્રાવિડોના તેમ જ ભારતવર્ષના બીજા મૂળ વતનીઓના સામાજિક જીવનમાંથી એમણે એટલું બધું લીધું કે આજે મૂળ આર્ય તત્ત્વો કયાં ને આર્યેતર કયાં એ શોધી કાઢવું કઠણ થઈ પડચું છે. એ ગૂંથણી ઘણી અટપટી છે, સૂક્ષ્મ છે, ને

---

૮*. ता हि देवानामसुरा तावर्या ता नः क्षितीः करतमूर्जयन्तीः ।
अश्याम मित्रावरुणा वयं वां द्यावा च यत्र पीपयन्नहा च ॥
ऋग्वेद ७; ६५; २.

૯*. देवाश्चासुराश्चोभये प्राजापत्या अस्मिँल्लोकेऽस्पर्द्धन्त । ते देवा असुरान् सपत्नान् भ्रातृव्यानस्माल्लोकादनुदन्त । शतपथब्राह्मण १३; ८. १; १.

એકધારી ચાલી આવી છે. અને તેને પરિણામે એક વિશિષ્ટ હિંદુ સંસ્કૃતિ એવી રચાવા પામી છે જે નથી આર્યની, નથી દ્રાવિડની કે નથી દસ્યુની. મનુષ્યના મનમાં ચિંતનનો ઉદય થયો ત્યારથી ભેદમાં અભેદ સાધવાનું આ સ્વપ્ન દેશમાં પ્રચાર પામ્યું છે, અને નેતાઓની કલ્પનામાં રમી રહ્યું છે.

અન્ય સંપ્રદાયોના સ્વીકારની આ વૃત્તિ યોગ્ય શા માટે છે એનો તાત્ત્વિક ખુલાસો ઋગ્વેદમાં આપેલો છે : "સત્ એક છે, તેને વિપ્રો બહુ રીતે વર્ણવે છે; તેઓ તેને અગ્નિ, યમ, માતરિશ્વા વગેરે કહે છે."[10] વળી : "એ સુપર્ણ (પરમાત્મા) એક છે, તેને વિપ્ર કવિઓ અનેક રૂપે કલ્પે છે."[11] જે એક છે તેને જુદી જુદી રીતે વર્ણવેલો (वदन्ति) કે કલ્પેલો છે (कल्पयन्ति). ઉપનિષદો એ જ વિચારનું પ્રતિપાદન કરે છે. બ્રહ્મ એક છે એમ તો તેમાં આગ્રહપૂર્વક કહેલું છે, પણ તેનાં ભિન્ન ભિન્ન વર્ણનો કરવાની પરવાનગી આપી છે. પૂર્ણ સત્યનો પ્રકાશ મનુષ્યસ્વભાવરૂપી કાચમાં થઈને આવે છે; અને આવતાં તેનું વક્રીભવન થાય છે. મનુષ્યો જેની દેવરૂપે ઉપાસના કરે છે તે સર્વ જીવંત શક્તિઓ બ્રહ્મના અનંત, અમર્યાદ, અપ્રમેય રૂપમાં સમાયેલી છે. તેમાં પણ એ જોડાજોડ જુદી જુદી ઊભેલી નથી, પણ એક જ પરબ્રહ્મના જુદા જુદા પાસા છે, ને તે સર્વમાં એ બ્રહ્મના સ્વરૂપનાં પ્રતિબિંબો પડે છે. જુદાં જુદાં દેવદેવીઓ એ અગાધ, અચિંત્ય ને અપ્રમેય એવા

---

१०*. एकं सद् विप्रा बहुधा वदन्त्यग्निं यमं मातरिश्वानमाहुः ।
ऋग्वेद १; १६४; ४६.

११*. सुपर्णं विप्राः कवयो वचोभिरेकं सन्तं बहुधा कल्पयन्ति ।
ऋग्वेद १०; ११४; ५.

પરમાત્માનાં જ પ્રતીકો છે; નિર્ગુણ ને નિરાકાર એવા પરબ્રહ્મનાં જ, મનુષ્યે કલ્પેલાં, સગુણ ને સાકાર રૂપો છે.[૧૨]

આ ઉદારતાની વૃત્તિનો બુદ્ધે સ્વીકાર કર્યો છે. તેમણે એક વાર્તામાં કહ્યું છે કે શ્રાવસ્તી નગરના એક રાજાએ, મનોરંજનને સારુ, કેટલાક જન્માંધ ભિખારીઓને ભેગા કર્યા; અને તેમના ટોળાની વચ્ચે એક હાથી ઊભો કરી, હાથીનું સારામાં સારું વર્ણન કરનારને ઇનામ આપવાનું જાહેર કર્યું. જે ભિખારીએ હાથીને પહેલો તપાસ્યો તેના હાથમાં અનાયાસે હાથીનો પગ આવ્યો. તેણે કહ્યું હાથી ઝાડના થડ જેવો છે. બીજાનો હાથ પૂંછડા પર પડ્યો. તેણે કહ્યું હાથી દોરડા જેવો છે. ત્રીજાના હાથમાં કાન આવ્યો. તેણે છાતી ઠોકીને કહ્યું હાથી સૂપડા જેવો છે. એમ દરેક જણે જુદું જુદું

---

૧૨. तद्ब्रह्म। स आत्मा। अंगान्यन्या देवताः। तैत्तिरीय १; ५; १.

एकैकं देवमेतस्यैव सा विसृष्टिरेष उ ह्येव सर्वे देवाः।

बृहदारण्यक १; ४; ६.

त्वं ब्रह्मा त्वं च वै विष्णुस्त्वं रुद्रस्त्वं प्रजापतिः।
त्वमग्निर्वरुणो वायुस्त्वमिन्द्रस्त्वं निशाकरः॥
त्वं मनुस्त्वं यमश्च त्वं पृथिवी त्वमथाच्युतः।
स्वार्थे स्वाभाविकेऽर्थे च बहुधा तिष्ठसे दिवि॥

मैत्रायणी ४; ४; १२–१३.

स वा एष एकस्त्रिधाभूतोऽष्टधैकादशधा द्वादशधाऽपरिमितधा।

मैत्रायणी ४; ५.

વધારે વિવેચન માટે જુઓ રાધાકૃષ્ણનનું 'હિંદુ જીવનદર્શન', પૃ. ૨૯–૫૭.

વર્ણન આપ્યું. ભિખારીઓ માંહોમાંહે લડવા લાગ્યા, તે જોઈ રાજાને ઘણી રમૂજ પડી. જે મામૂલી ઉપદેશકોએ સત્યના કોઈ એકાદ અંશનું જ્ઞાન મેળવ્યું હોય તેઓ માંહોમાંહે લડે છે; પણ સંપૂર્ણ સત્ય તો કોઈ બુદ્ધ જ જાણે છે. ઈશ્વરના સ્વરૂપ વિષેની ચર્ચાઓમાં આપણે માંહોમાંહે લડતા આંધળા ભિખારીઓ જેવા છીએ. ઈશ્વરનું સંપૂર્ણ દર્શન થવું કઠણ છે, અને બુદ્ધો બહુ વિરલા હોય છે. અશોકની નીચે આપેલી આજ્ઞામાં આ વિષેનો બૌદ્ધ મત પ્રકટ થયેલો છે: "કોઈ ને કોઈ કારણથી સર્વ સંપ્રદાયનો આદર કરવો એ લોકનું કર્તવ્ય છે. એમ કરવાથી પોતાના સંપ્રદાયની ઉન્નતિ અને બીજાના સંપ્રદાયને ઉપકાર થાય છે. એથી ઊલટું જે કરે એ પોતાના સંપ્રદાયને પણ હાનિ પહોંચાડે છે, અને બીજાના સંપ્રદાયને પણ અપકાર કરે છે. કારણ કે જે કોઈ ખોટા સંપ્રદાયની ભક્તિમાં આવીને પોતાના સંપ્રદાયની પ્રશંસા કરે છે અને બીજાના સંપ્રદાયની નિંદા કરે છે — એવા વિચારથી કે મારા સંપ્રદાયનું ગૌરવ વધે — તે ખરું જોતાં પોતાના સંપ્રદાયને પણ પૂરી હાનિ પહોંચાડે છે."[૧૩]

ચીનમાં તાઓ સંપ્રદાય, કનફ્યુશિયન ધર્મ, અને બૌદ્ધ ધર્મ એકબીજાની સાથે એવા ઓતપ્રોત થઈ ગયેલા છે કે તેમને સહેલાઈથી

---

૧૩.* બૌદ્ધ ધર્મના આ વલણમાં ફરક પડ્યો નથી. પૂર્વના દેશોમાં વરસો લગી અભ્યાસ અને પ્રવાસ કર્યા પછી અધ્યાપક પ્રાટ લખે છે: "ઘણા મોટા ભાગના બૌદ્ધોનું ખ્રિસ્તીઓ તરફનું તથા ખ્રિસ્તી ધર્મ તરફનું વલણ સાચી મિત્રતાનું છે. એ બે ધર્મો વચ્ચે ભીષણ અને લાંબો વિગ્રહ થશે તો તે સર્વાંશે ખ્રિસ્તી ધર્મનું જ કામ હશે. બૌદ્ધ ધર્મ પોતે તો તેના મોટા હરીફની સાથે સ્થાયી શાંતિ, સહચાર અને મિત્રતાની સંધિમાં ઊતરતાં બહુ જ રાજી થશે."

છૂટા પાડી શકાય એમ નથી.[13] ક ચીનવાસીઓ તાઓ, બૌદ્ધ અને કનફ્યુશિયન એ ત્રણે ધર્મના વિધિ કરતા હોય અને ત્રણેયના સિદ્ધાંતો વિષે પૂજ્યભાવ ધરાવતા હોય, અને એ ત્રણ ધર્મોની ઈશ્વર વિષેની કલ્પનાઓ એકબીજાથી ઊલટી છે એ જાણવા છતાં બેચેન ન થતા હોય, તો એ જોઈને આપણે મૂંઝાવાની જરૂર નથી; કેમ કે એ પૂર્વના દેશોની મહાન પ્રણાલિકા છે, ને આવી ઉદારતા ત્યાંની પ્રજાના હાડમાં ઊતરી ગયેલી છે. આત્મપરાયણ જીવનરૂપી એક જ મુકામે પહોંચવા માટે ત્રણ જુદા જુદા માર્ગો હોય એ વસ્તુ સંસ્કારી ચીનવાસી સારી રીતે સમજી શકે છે. જપાનના સાધારણ માણસો બૌદ્ધ તેરા (મંદિર) અને શિંટો મિયા (દેવાલય) બંનેમાં ઉપાસના કરે છે.[14]

---

૧૩. ક. પોતાના સંપ્રદાયને ઉત્તમ અને બીજાઓને હલકા માનવાની વૃત્તિને બૌદ્ધ ધર્મગ્રન્થોમાં સ્પષ્ટપણે વખોડી કાઢેલી છે. જુઓ નીચેનાં વચનો :

"બધી દૃષ્ટિઓમાં (પંથોમાં) પોતાની દૃષ્ટિ (પંથ) ઉત્તમ છે એમ સમજીને ચાલનારો પ્રાણી આ જગતમાં પોતાના પંથને મહત્ત્વનો માને છે, અને બીજા પંથો તેનાથી હીન છે એમ કહે છે; અને તેથી તે વિવાદથી પર થતો નથી. તે પોતાના પંથમાંના દૃષ્ટ, શ્રુત, શીલવ્રત અથવા અનુમતિમાં જ ફાયદો જુએ છે; અને પોતાની આ સમજણ સારી છે એમ માની લઈને બીજા બધા પંથોને હીન ગણે છે. જે દૃષ્ટિની આસક્તિને લીધે તે બીજાને હીન ગણે છે તે એક ગ્રંથિ છે એમ સુજ્ઞો કહે છે. માટે ભિક્ષુએ દૃષ્ટ, શ્રુત, અનુમિત કે શીલવ્રતમાં આસક્ત થવું નહિ. આ જગતમાં તેણે જ્ઞાનમાં કે શીલમાં જુદી દૃષ્ટિની કલ્પના કરવી નહિ; હું બીજાની સમાન છું કે શ્રેષ્ઠ છું, એવી તુલના પણ કરવી નહિ." સુત્તનિપાત, ૭૯૬–૯.

૧૪.*. "વિદ્વાનો કનફ્યુશિયસને અનુસરતા; ચિંતનશીલ ભિખ્ખુઓ પર્વતોના વિહારોમાં બેસી બુદ્ધનું ધ્યાન ધરતા; સાદી ને અજ્ઞાન જનતા તાઓ સંપ્રદાયને અનુસરતી, અને સંકટ ટાળવા માટે, સ્વર્ગસમ્રાજ્ઞી અને બીજાં અનેક દેવદેવીઓની પૂજા કરતી." (ફિટ્ઝજેરોલ્ડ : 'ચાઇના') કનફ્યુશિયસે કદી કોઈ પણ દેવ વિષે પોતાનો પક્ષપાત કે વિરોધ બતાવ્યો ન હતો. તાઓ સંપ્રદાયવાળા કોઈ પણ લોકપ્રિય દેવદેવીને સ્વીકારવા ને તેને દેવમંડળમાં સ્થાન આપવા હમેશાં તૈયાર રહેતા.

હિંદુ ધર્મના ફેલાવાનું વર્ણન રામાયણ અને મહાભારતમાં આપેલું છે. તેમાં ઇતિહાસની ઘટનાઓ દંતકથારૂપી ઘીચ ઝાડીમાં અટવાઈ ગઈ છે; છતાં તેમાં ઘર્ષણ, દેશાન્તર અને સમાધાનના મહાયુગની ઝાંખી થાય છે; અને એમાંથી જ જૂના વિચારો પણ નવા આલાપોવાળી સંસ્કૃતિ ઉદય પામે છે. ભારતવર્ષનો સાંસ્કૃતિક વિજય પૂરો થઈ રહ્યો ત્યાં સુધીમાં એ સંસ્કૃતિએ નવા આદર્શો ને નવી ભાવનાઓ ખીલવ્યાં હતાં. ભક્તિની નવી જન્મેલી પ્રબળ ભાવના આખા વાતાવરણને વ્યાપી વળી. પરમાત્માની ઉપાસના જુદે જુદે અનેક નામે થવા લાગી. ગીતા કહે છે કે આપણે ગમે તે રીતે પરમાત્માની ઉપાસના કરીએ તોપણ તે આપણને જેવા છીએ તેવા અપનાવે છે; કેમ કે આપણે જે કોઈ માર્ગે ભમીએ તે સર્વ માર્ગો પરમાત્મા પ્રત્યે જ લઈ જનારા છે. અર્જુનને જે વિશ્વરૂપનું દર્શન થયેલું તેમાં તે પરમાત્માના વિરાટ રૂપમાં જુદા જુદા સર્વ દેવોને સમાઈ ગયેલા જુએ છે.

પુરાણો એ પ્રણાલિકાને ચાલુ રાખે છે. વિષ્ણુપુરાણ કહે છે કે “ ભગવાન જનાર્દન તો એક જ છે. તે સૃષ્ટિનું સર્જન કરતાં બ્રહ્મા, પાલન કરતાં વિષ્ણુ, અને નાશ કરતાં શિવ નામ ધારણ કરે છે.[૧૫]

એક વાત એવી ચાલે છે કે ઇસુ ખ્રિસ્તના બાર શિષ્યોમાંનો એક ટોમસ ઈ. સ. પર માં હિંદુસ્તાનમાં આવ્યો હતો. મલબારના સિરિયન ખ્રિસ્તીઓ સેંટ ટોમસે પોતે ખ્રિસ્તી બનાવેલા પૂર્વજોના વંશજ હોવાનો દાવો કરે છે. નેસ્ટોરિયન ખ્રિસ્તી સંપ્રદાયના પાદરીઓએ તેમને ખ્રિસ્તી ધર્મ આપ્યો એવા બીજા હેવાલને તેઓ રોષપૂર્વક નાકબૂલ કરે છે. યુસેબિયસ ( ઈ. સ. ૨૬૪–૩૪૦ ) ખ્રિસ્તી ધર્મસંઘના તેના ઇતિહાસમાં લખે છે કે પેંટાઈનોસને હિંદુસ્તાનમાં ઇસુના ઉપદેશનો પ્રચાર કરવા મોકલવામાં આવ્યો હતો. “ તેણે

---

૧૫*. सृष्टिस्थित्यन्तकरणीं ब्रह्माविष्णुशिवाभिधाम् ।
स संज्ञां याति भगवानेक एव जनार्दनः ॥ विष्णुपुराण

આવીને જોયું કે મેથ્યુની સુવાર્તા (ગૉસ્પેલ) તેના આગમન પહેલાં દાખલ થઈ ગઈ હતી, અને ઈસુને અનુસરનાર કેટલાક દેશીઓના હાથમાં એ હતી.” ઘણા વિદ્વાનો માને છે કે આ અવતરણમાં ‘હિંદુસ્તાન’ શબ્દનો અર્થ દક્ષિણ અરબસ્તાન છે. મલબારમાં એક એવી દંતકથા ચાલે છે કે ચોથા સૈકાના મધ્યભાગમાં ‘પૂર્વના કૅથૉલિકોસે’ જેરૂસલેમના ટોમસ નામના એક વેપારીને મલબાર મોકલ્યો હતો. સંભવ છે કે મલબારમાં ખ્રિસ્તી ધર્મ અને સિરિયન રીતરિવાજ તેણે જ દાખલ કર્યા હશે. ચોથા સૈકામાં જ્યારે ઈરાનના સસનીદ વંશના બાદશાહે ખ્રિસ્તીઓ પર સખત જુલમ કરવા માંડ્યો ત્યારે “તેમાંના ઘણા, બિશપો અને પાદરીઓને લઈને, હિંદુસ્તાનને પશ્ચિમ કિનારે સહિષ્ણુ હિંદુ રાજાઓના રાજ્યમાં નાસી ગયા.”[૧૬] ક્રાંગાનૂરના રાજાએ આપેલા તામ્રપટ અત્યારે કોટ્ટાયમમાં મોજૂદ છે; તેમાં ખ્રિસ્તીઓને શ્રેષ્ઠ વર્ણના અધિકારો અને ઉપાસનાની સ્વતંત્રતા આપેલાં છે. ત્રાવણકોરમાં પહેલું ખ્રિસ્તી દેવળ હિંદુ રાજાએ ઉદાર ભાવે આપેલા દાન વડે બંધાયું હતું.

યહૂદીઓની બે કોમો — ગોરી ને કાળી — હિંદુસ્તાનના નૈઋત્ય કાંઠા પર લાંબા વખતથી વસે છે. તેમને હિંદુ રાજાઓ તરફથી ઉપાસનાની સ્વતંત્રતા આપનારાં લખાણોવાળા તામ્રપટો મળી આવ્યા છે. ખ્રિસ્તીઓ અને યહૂદીઓને મળેલા આ તામ્રપટોને વિષે ડૉ. ફૉરટેસ્ક્યુ લખે છે: “જે સહિષ્ણુતા હિંદુ રાજાઓની વિશેષતારૂપ હતી તેના એ બંને સરસ પુરાવા છે.”

ઈસ્વી સનના આઠમા સૈકામાં શંકરાચાર્યે છ જુદા જુદા ધર્મમતોની સ્થાપના કરી કહેવાય છે, ને તે પરથી એમને વિષે ‘ષણ્મતસ્થાપનાચાર્ય’ એ ઉપનામનો પ્રયોગ કરવામાં આવ્યો છે. મતાગ્રહી માણસને તો એમ લાગે કે શંકર કાં તો દંભી હશે ને કોઈ પણ મત વિષે તેમને ખરી આસ્થા નહિ હોય, અથવા તો તેમનામાં

---
૧૬.* એડ્રિયન ફૉરટેસ્ક્યુ.

શ્રદ્ધાના ગુણુનો જ સર્વથા અભાવ હશે. શ્રદ્ધાવાન માણુસ બે કે વધારે ધર્મોને સરખા સાચા માની જ ન શકે એવો કેટલાક લોકોનો ખ્યાલ હોય છે. પોતાના હરીફોની હસ્તીનો ઇનકાર કરનાર કોઈ દેવને શંકર માનતા નહોતા એ વાત સાચી છે. બાણુના 'હર્ષચરિત'માં કહ્યું છે કે દિવાકરમિત્રના આશ્રમમાં જૈનો, બૌદ્ધો, ચાર્વાક મતવાળાઓ, તથા ભિન્ન ભિન્ન દર્શનો અને ઇશ્વરવાદોને માનનારાઓ ભેગા થતા. હ્યુએન-સંગ કહે છે કે રાજા હર્ષે બુદ્ધ, સૂર્ય અને શિવની મૂર્તિઓની પ્રાણુપ્રતિષ્ઠા કરી હતી. આ ઉદાર અને નિરાગ્રહી વૃત્તિ હિંદુ ધર્મના ઇતિહાસમાં કાયમ રહી છે. બિલ્વમંગળ લખે છે: "હું શૈવ છું અને પંચાક્ષરી મંત્ર (नमः शिवाय)નો જપ કરું છું એને વિષે કશી શંકા લાવવા જેવું નથી. છતાં મારું ચિત્ત તો અતસીકુસુમના જેવા તેજસ્વી ને પ્રસન્ન મુખવાળા, ગોપવધૂઓના કિશોર કૃષ્ણુનું જ સ્મરણુ કરે છે."[૧૭] અપ્પય્ય દીક્ષિત કહે છે: "જગતના અધીશ્વર મહેશ્વરમાં અને જગતના અંતરાત્મા જનાર્દનમાં મને તો કશો વસ્તુભેદ દેખાતો નથી. છતાં મારી ભક્તિ તો ચંદ્રશેખરને વિષે જ છે."[૧૮]

જરથોસ્તી ધર્મના અનુયાયીઓને જ્યારે મુસલમાની જુલમને લીધે

---

१७*. शैवा वयं न खलु तत्र विचारणीयं
पंचाक्षरीजपपरा नितरां तथापि ।
चेतो मदीयमतसीकुसुमावभासं
स्मेराननं स्मरति गोपवधूकिशोरम् ॥

१८*. महेश्वरे वा जगतामधीश्वरे
जनार्दने वा जगदन्तरात्मनि ।
न वस्तुभेदप्रतिपत्तिरस्ति मे
तथापि भक्तिस्तरुणेन्दुशेखरे ॥

બ્રહ્મા, વિષ્ણુ ને શિવ એ ત્રણ દેવોની એકતા પ્રણવમંત્ર ૐકારથી સૂચવેલી છે. એમાં अ એટલે વિષ્ણુ, उ એટલે શિવ, અને म् એટલે બ્રહ્મા એવું તાત્પર્ય બતાવવામાં આવે છે.

સ્વદેશ છોડીને જવું પડયું ત્યારે તેમણે હિંદુસ્તાન જઈને આશરો લીધો હતો; અને આજે હિંદુસ્તાન સિવાય બીજા કોઈ દેશમાં તેમની વસ્તી

[ સરખાવો :

विष्णुर्वा त्रिपुरान्तको भवतु वा ब्रह्मा सुरोग्रोऽथवा
भानुर्वा शशलक्षणोऽथ भगवान् बुद्धोऽथ सिद्धोऽथ वा।
रागद्वेषविषार्तिमोहरहितः सत्त्वानुकंपोद्यतो
यः सर्वैः सह संस्कृतो गुणगणैस्तस्मै नमः सर्वदा ॥
यं शैवाः समुपासते शिव इति, ब्रह्मेति वेदान्तिनो,
बौद्धा बुद्ध इति प्रमाणपटवः कर्तेति नैयायिकाः ।
अर्हन्नित्यपि जैनशासनरताः, कर्मेति मीमांसकाः,
सोऽयं नो विदधातु वांछितफलं त्रैलोक्यनाथो हरिः ॥

વળી :

भवबीजांकुरजनना रागाद्याः क्षयमुपागता यस्य ।
ब्रह्मा वा विष्णुर्वा हरो जिनो वा नमस्तस्मै ॥—હેમચંદ્રાચાર્ય

( સંસારબીજનાં અંકુર ઉત્પન્ન કરનાર રાગદ્વેષાદિ દોષો જેના ક્ષય પામ્યા છે, તે ભલે બ્રહ્મા હોય કે વિષ્ણુ, શિવ હોય કે જિન, તેને મારા નમસ્કાર છે. )

पक्षपातो न मे वीरे न द्वेषः कपिलादिषु ।
युक्तिमद् वचनं यस्य तस्य कार्यः परिग्रहः ॥

—હરિભદ્રસૂરિ

( મહાવીર તરફ મારો પક્ષપાત નથી, ને કપિલ વગેરે સામે મને દ્વેષ નથી. જેનું વચન યથાર્થ હોય તેના વચનનો સ્વીકાર કરવો જોઈએ. )

ગુજરાતના ઇતિહાસને લગતી ઘણી હકીકતો આપનારા સોમેશ્વરકૃત કીર્તિકૌમુદી કાવ્યમાં વસ્તુપાલને વિષે કહ્યું છે :

नानर्च भक्तिमान्नेमौ नेमौ शंकरकेशवौ ।
जैनोऽपि यः सवेदानां दानाम्भः कुरुते करे ॥

( નેમિ ભગવાનમાં ભક્તિવાળા આ વસ્તુપાલે શંકર અને કેશવનું પૂજન ન કર્યું એમ ન સમજવું. જૈન છતાં વેદધર્મીઓના હાથમાં પણ એ દાનનું પાણી આપે છે. )

આ છેલ્લો શ્લોક આચાર્ય ધ્રુવના 'કાવ્યતત્ત્વવિચાર' ( પૃ. ૨૭૨ )માંથી લીધો છે.—અનુવાદક ]

જોવામાં આવતી નથી.[૧૯] તેઓ ઈ. સ. ૭૧૬ને સુમારે સંજાણ બંદરે ઊતર્યા કહેવાય છે. પહેલી અગિયારી ત્યાં જ, હિંદુ રાજાની મદદ વડે, બંધાયેલી.

પારસીઓ આશ્રય માગતા હિજરતીઓ તરીકે આવ્યા હતા; પણ મુસલમાનો ને ખ્રિસ્તીઓ તો આવ્યા વિજેતા તરીકે. ઇસ્લામ પ્રત્યેનું હિંદુ વલણ પણ એવી જ સહિષ્ણુતાનું હતું. પંદરમી સદીના મધ્યભાગમાં ઈરાનના દરબારમાંથી આવેલા એલચી અબ્દુલ રઝાકે લખેલું:

"(કાલીકટના) લોકો કાફર છે. તેથી હું માનું છું કે હું દુશ્મનના મુલકમાં આવી પડયો છું. જેણે કુરાનનો સ્વીકાર ન કર્યો હોય એવા દરેક માણસને મુસલમાનો શત્રુ માને છે. છતાં હું કબૂલ કરું છું કે મારા પ્રત્યે લોકો પૂરેપૂરી સહિષ્ણુતા રાખે છે; મહેરબાની પણ રાખે છે. અહીં અમારે બે મસજિદો છે, અને અમને જાહેરમાં નમાજ પઢવા દેવામાં આવે છે."

ઇસ્લામ અને ખ્રિસ્તી ધર્મની લડાયક વૃત્તિની અસરને લીધે હિંદુ ધર્મમાં ક્યારેક એવા જ પ્રકારની વૃત્તિ ઉત્પન્ન થઈ હતી ખરી; છતાં અન્ય ધર્મોને વિષે સહૃદયતા અને તેમની પ્રામાણિકતાનો સ્વીકાર એ જે હિંદુ ધર્મનો પ્રધાન સૂર હતો તે તો કાયમ જ રહ્યો છે. રામકૃષ્ણ પરમહંસે ભિન્ન ભિન્ન ધર્મોની સાધનાના પ્રયોગો કરેલા; અને તેમનામાં સ્થાયી મૂલ્યવાળા અંશો કેટલા છે તે શોધી કાઢવાને જાતિઅનુભવ વડે એની કસોટી કરેલી. તેમણે કુરાનની આયતોનું ધ્યાન ધરેલું, ને તેમાં બતાવેલા આચારો પાળેલા. તેમણે ખ્રિસ્તી ધર્મનો અભ્યાસ કર્યો હતો, ને તેઓ કેટલોક કાળ ખ્રિસ્તી સાધુની પેઠે પણ રહ્યા હતા. તેમણે કહેલું કે બુદ્ધ, ઈસુ અને કૃષ્ણ એ પરમાત્માનાં જ રૂપો છે; ને પરમાત્માને એથી વધારે

---

૧૯*. "પારસી હિજરતીઓ, ઘણી હાડમારીઓ વેઠયા પછી ને મોતના મોઢામાં પહોંચેલા ઊગરી જઈને, હિંદુસ્તાનને કાંઠે પહોંચી શકયા. ત્યાં તેમને હિંદુ રાજાએ આશ્રય અને વસવાટના હકો આપ્યા." (કડાકા: હિસ્ટરી ઓફ ધી પારસીઝ).

રૂપો નથી એમ નથી. રામકૃષ્ણ મઠના સંન્યાસીઓ કોઈ પણ શુદ્ધ ને સાત્ત્વિક ઉપાસનામાં સામેલ થાય છે, તથા કૃષ્ણ, ઈસુ ને બુદ્ધની જયંતીઓ ઊજવે છે. રામમોહન રાયે કહ્યું છે કે બ્રાહ્મસમાજ એ સર્વ ધર્મોનું પ્રાર્થનામંદિર હોવું જોઈએ, અને તેમાં નાતજાત કે રગંના, જાતિ કે દેશના, ભેદ વિના સર્વ મનુષ્યોને પ્રવેશની છૂટ હોવી જોઈએ. રવીન્દ્રનાથ ઠાકુરના શાંતિનિકેતનના દ્વાર પર જે મુદ્રાલેખ છે તેમાં લખ્યું છે: "આ સ્થાનમાં કોઈ પણ મૂર્તિની પૂજા કરવાની નથી." તેની સાથેસાથે એમ પણ લખ્યું છે કે "કોઈ પણ મનુષ્યના ધર્મનો તિરસ્કાર કરવાનો નથી." ગાંધીજી કહે છે: "મને જો હિંદુ ધર્મની વ્યાખ્યા આપવાનું કહેવામાં આવે તો હું એટલું જ કહું કે 'અહિંસક સાધન વડે સત્યની શોધ.' માણસ ઈશ્વરને ન માનતો હોય છતાં પોતાને હિંદુ કહેવડાવી શકે છે. હિંદુ ધર્મ એ સત્યપ્રાપ્તિ માટેનો અવિરત પુરુષાર્થ છે." વળી તેમણે કહ્યું છે કે હિંદુ ધર્મ એ "સત્યનો ધર્મ છે. સત્ય એ જ પરમેશ્વર છે. પરમેશ્વરનો ઇનકાર થયેલો આપણે જાણ્યો છે; સત્યનો ઇનકાર થયેલો જાણ્યો નથી." એક વાર તેમણે 'હરિજન'માં લખેલું: "હું જેમ ગીતાને માનું છું તેમ બાઈબલને પણ માનું છું. હું જગતના સર્વ ધર્મોને મારા ધર્મના જેટલા જ સાચા માનું છું. એ ધર્મોના પોતાના જ અનુયાયીઓ આજે તેમનાં વિકૃત રૂપ આલેખીને તેમની હાંસી કરી રહ્યા છે. એવી રીતે એમાંના કોઈ પણ ધર્મની હાંસી થયેલી જોતાં મને દુઃખ થાય છે." સાચા હિંદુને માટે પ્રભુનું એવું કોઈ મંદિર કે દેવાલય ભાગ્યે જ હશે જ્યાં જઈને તે મૂગે મોઢે પ્રાર્થના ન કરી શકે; એવી પ્રાર્થના કે ઉપાસના ભાગ્યે જ હશે જેમાં તે ભક્તિભાવે સામેલ ન થઈ શકે.

આ સહિષ્ણુતાને લીધે હિંદુ ધર્મ પોતે ધાર્મિક અભિલાષા ને પુરુષાર્થનાં લગભગ સર્વ પ્રકારો ને કક્ષાઓરૂપી તાણાવાણાથી રચેલા ભાતીગર પટોળારૂપ બની ગયો છે. તેણે અપાર સૌજન્ય વડે મનુષ્યની દરેક પ્રકારની ઝંખના ને જરૂરિયાતને અનુકૂળતા કરી આપવા માટે

પોતાના સ્વરૂપમાં ફેરફારો કર્યા છે. ઈશ્વરના મનુષ્યે કલ્પેલા પ્રત્યેક અંગને સ્વીકારતાં ને તેને પોતાની કાયામાં સમાવી લેતાં તે અચકાયો નથી. અને છતાં, એ ભિન્ન ભિન્ન રૂપો પરબ્રહ્મનાં જ પરિણામો, વિવર્તો કે અંશો છે, એમ બતાવીને તેણે પોતાની એકરૂપતા જાળવી રાખી છે.

## ૨. ધર્મનિષ્ઠા અને સહિષ્ણુતા

અન્ય ધર્મો પ્રત્યે સહૃદયતા ને સમભાવનું આ વલણ જેટલું અખંડ અને એકધારું ભારતવર્ષે અને હિંદુ ધર્મ તથા તેની શાખારૂપ બૌદ્ધ ધર્મે રાખ્યું છે, તેટલું કોઈ દેશે ને કોઈ ધર્મે રાખ્યું નથી. આ વલણનું મૂળ કારણ શું છે? એમાં ઉદારતા છે, ઉપેક્ષા છે, કે ચતુરાઈ છે? અંગ્રેજ ઇતિહાસકાર ગીબનની અનાસ્થા જાણીતી છે. તે કહે છે: "રોમન સામ્રાજ્યમાં ઉપાસનાના જે વિવિધ પ્રકારો ચાલતા હતા તેને પ્રજાજનો સરખા સાચા માનતા, ફિલસૂફો સરખા જૂઠા માનતા, અને અમલદારો સરખા ઉપયોગી માનતા." નિરીશ્વરવાદી જુલિયસ સીઝર[૨૦] અને અજ્ઞેયવાદી ટાઇબિરિયસ[૨૧] એ રોમના શિષ્ટ અને ધનિક સમાજમાં ધર્મને વિષે જે ઉપેક્ષાવૃત્તિ હતી તેનાં દૃષ્ટાન્તરૂપ છે. આજના યુગનો ટીકાકાર કહેશે કે રોમન સમાજના અમીરો ને ધનવાનો જેવા સુખી લોકોને દૈવી સહાયતાની કશી ગરજ નહોતી. જે દુબળા અને ગુલામોને ધનિક ને સત્તાધારી ધણિયામા ને માલિકોના હુકમો નમ્રતાથી ઉઠાવવા પડતા હોય તેમને જ દેવોની મદદ માગવી પડે છે. ટાઇબિરિયસ જેવો માણસ કહી શકતો હતો કે "દેવો પોતાનું જ કામકાજ સંભાળે તો બસ છે."

---

૨૦. રોમનો પ્રસિદ્ધ મુત્સદ્દી, યોદ્ધો, લેખક, અને રાજ્યતન્ત્રી. જીવનકાળ ઈ. સ. પૂર્વે ૧૦૨ થી ૪૪. તેણે રોમની સેનાઓ લઈ ગોલ, બ્રિટન, મિસર વગેરે દેશો જીતેલા. રોમન પ્રજાતન્ત્રમાં તેણે અનેક હોદ્દાઓ ભોગવ્યા; અને છેવટે આજીવન સરમુખત્યાર નિમાયો. ઈ. સ. પૂર્વે ૪૪માં એનું ખૂન થયું.

૨૧. રોમનો બાદશાહ. રાજ્યકાળ ઈ. સ. ૧૪થી ૩૭.

પણ દુઃખ, દારિદ્ર્ય ને દાસત્વમાં ડૂબી ગયેલા દીનદલિત જનસમૂહને આ જગતમાં તો કંઈ આધાર કે આશા નથી હોતાં; એટલે તેને એવું કોઈ બીજું જગત દેખાડવું જ રહ્યું જ્યાં પોતાની સર્વ આશાઓ ફળીભૂત થશે એવું સ્વપ્ન તે સેવી શકે. જે ધર્મને વિષે શિષ્ટ ને સધન વર્ગો અનાસ્થા ધરાવતા હોય, અને જનસમૂહની પાસે પરાણે પળાવવામાં આવતો હોય તેવા ધર્મને જોઈ કાર્લ માર્ક્સને જરૂર ટીકા કરવાનું મન થાય કે "ધર્મ એ આત્મહીન પરિસ્થિતિનો આત્મા છે, હૃદયહીન જગતનું હૃદય છે, લોકોને ઘેન ચડાવનારું અફીણ છે." આ વચન તે જેમને માટે આ પૃથ્વી પર સુખમાત્ર એક સ્વપ્ન સમાન છે તેવા, દુઃખે પીડાતા અગણિત આત્માઓનાં મુખમાંથી નીકળેલી નિરાશાની હાય છે.

હિંદુ ધર્મે આ વિષયમાં ધારણ કરેલી વૃત્તિ સંશયવાદમાંથી જન્મેલી નથી. સંશયવાદ તો એવી નિરાશા સેવે છે કે મનુષ્યને કંઈ પણ સ્થાયી સત્ય કદી મળી જ ન શકે. મનુષ્યથી બહુ બહુ તો કોઈક સાપેક્ષ સત્ય કે કંઈક કામચલાઉ સિદ્ધાન્ત સુધી જ પહોંચી શકાય એમ જો આપણે માનતા હોઈએ, તો કોઈ પણ મતમાં અન્તિમ કે સંપૂર્ણ સત્ય છે એવો દાવો આપણાથી ન કરી શકાય. જ્યાં કશું જ નિશ્ચિત ન હોય ત્યાં કશાની પરવા પણ નથી રખાતી. જ્યાં શ્રદ્ધાનું ઊંડાણ જરાયે ન હોય ત્યાં સહિષ્ણુતા કેળવવી સહેલી છે. આપણે સહુ અજ્ઞાનમાં ગોથાં ખાઈએ છીએ એવું તીવ્ર ભાન આપણાં મનમાં હોય, તો ભલે નિરાશાના માર્યા પણ, આપણે એકબીજાને વળગી રહીએ. આધુનિક યુગના કેટલાક શંકાશીલ લોકો કહે છે કે મનુષ્યના ધાર્મિક વિચારોમાં, તેણે મનમાં સેવેલી પણ અતૃપ્ત રહી ગયેલી આશાઓનું પ્રતિબિંબ પડે છે. આપણાં સંકટ કે આફતના પ્રસંગોમાં આપણી એકબીજા સાથેની આત્મીયતા કેવી પ્રગટ થાય છે એ આ ટીકાકારો બતાવે છે.

ધર્મનિષ્ઠ માણસ હિંદુ હોય કે બૌદ્ધ, મુસ્લીમ હોય કે ખ્રિસ્તી

તેના મનમાં નિશ્ચિતતા હોય છે. અને છતાં આ બે જોડકાંમાં અમુક ફરક છે.[૨૨] સંસ્કારી હિંદુઓ અને બૌદ્ધો ઉપાસનાના ઇતર પ્રકારો પ્રત્યે સમભાવ અને આદર ધરાવે છે; તે પરાયા છે એટલા જ માટે તેમની ટીકા કરતા નથી ને તેમના પ્રત્યે તિરસ્કાર રાખતા નથી. આ મૈત્રી અને સમભાવ ઊંડાં લાગણી ને વિચારનાં વિરોધી નથી. શ્રદ્ધા એટલે ધર્મ વિષેના અમુક મતોનો બૌદ્ધિક સ્વીકાર, એવો અર્થ હિંદુના મનમાં હોતો નથી. તેના મનમાં સર્વાંશે સંમતિનો સૂર ન પૂરનાર માણસોમાં તેને ધર્મદ્રોહની ગંધ નથી આવતી. જિદ્દી, મતાગ્રહી સ્વભાવ ધર્મનિષ્ઠાને લીધે નથી આવતો; પણ સંકુચિત દૃષ્ટિ, કઠોરતા ને અનુદારતાને લીધે આવે છે. હિંદુના મનમાં નિઃશંક શ્રદ્ધા તો પૂરેપૂરી હોય છે; છતાં તે બીજાને વિષે મત બાંધતાં કઠોર બનતો નથી. સત્યના જ્ઞાનની સાથે ભારે અસહિષ્ણુતા અવશ્ય આવે જ, એમ ઇતિહાસ પરથી પણ જણાતું નથી.

### ૩. પશ્ચિમમાં સહિષ્ણુતા

રોમન સામ્રાજ્યે જ્યારે પશ્ચિમ એશિયા, ઉત્તર આફ્રિકા, અને દક્ષિણ તથા ઉત્તર યુરોપની બહુરંગી પ્રજાઓને એક ચક્રવર્તી સત્તાના તાબામાં આણી ત્યારે તેમના આચારવિચારમાં તેણે દખલ કરી નહિ. જ્યાં તેને કંઈક રાજકીય જોખમ દેખાયું તે દૃષ્ટાંતો

૨૨*. કાઉન્ટ હરમેન કૈસરલિંગ લખે છે : "રૂઢિચુસ્ત ખ્રિસ્તી તેના ગર્વને લીધે માને છે કે ખ્રિસ્તી ધર્મમતનો સ્વીકાર કરવામાત્રથી મોક્ષ મળી જાય છે. તેથી તે પરધર્મના દરેક માણસની પાસે ખ્રિસ્તી ધર્મનો સ્વીકાર કરાવવા માગે છે; અને તે દરમ્યાન તેને વિષે મનમાં તિરસ્કાર રાખે છે. હું એવા કોઈ હિંદુને કદી મળ્યો નથી જે કોઈ ને કોઈ પ્રકારના ધર્મમતને સો ટકા સાચો ન માનતો હોય. છતાં મને એવો એકે હિંદુ નથી મળ્યો જે કોઈનું ધર્માંતર કરાવવા માગતો હોય, અથવા કોઈને વિષે તેના વહેમને કારણે મનમાં તિરસ્કાર રાખતો હોય."

('ધી ટ્રાવેલ ડાયરી ઑફ એ ફિલોસોફર')

અપવાદરૂપ હતાં. પશ્ચિમમાં ઘણા યુગોમાં સહિષ્ણુતા પ્રવર્તતી હતી. પણ એનું કારણ બૌદ્ધિક જિજ્ઞાસા અને, એથીયે વધારે પ્રસંગે, રાજકીય લાભાલાભની ગણતરી હતું, એમ જોઈ શકાય છે. બીજાઓનો વિચાર કરવો ને તેમના પ્રત્યે સહિષ્ણુતા રાખવી એ સંસ્કારી માનસનું લક્ષણ છે. આથેન્સના નાગરિકો વિષે પેરિક્લીસે કહેલું: "આપણે બીજાઓના અભિપ્રાયો ખુશીથી સાંભળીએ છીએ, અને જેઓ આપણી સાથે મતભેદ ધરાવે છે તેમની સામે વાંકું મોં કરતા નથી." એ નગરજનોનું આ શાણપણ મનની સંસ્કારિતાનું ફળ છે. ગ્રીકોને દેવો અને વિધિઓની એક પરંપરાનો વારસો મળ્યો હતો, ને તેમણે રાજ્યની સ્થિરતા ટકાવવા સારુ તેનો સ્વીકાર કર્યો હતો. રાજ્યની સુરક્ષિતતાને આંચ ન આવે ત્યાં લગી તેઓ બીજા દેવોને આવકાર આપતા. હોમરના મહાકાવ્ય 'ઑડીસી'માં પિસિસ્ટ્રેટસ કહે છે: "હું માનું છું આ પરદેશી પણ અમરોની પ્રાર્થના કરતો હશે, કેમ કે મનુષ્યમાત્રને દેવોની જરૂર તો રહે જ છે." ઝેનોફોન[૨૩] કહે છે: "દરેક માણસના સ્વદેશનો જે ધર્મ હોય તે તેને માટે સાચો." ગ્રીકોનો સ્વભાવ એવો હતો કે તેઓ અમુક ધાર્મિક કર્તવ્યો પોતાને કરવાનાં છે એમ કબૂલ રાખતા, પણ કોઈની પાસે પોતાના ધાર્મિક સિદ્ધાન્તનો બળજબરીથી સ્વીકાર ન કરાવતા. છતાં રાજકીય પક્ષાપક્ષીને લીધે કેટલીક વાર અસહિષ્ણુતા આવી જતી ખરી. રોમન મેજિસ્ટ્રેટોને વિષે ગીબન કહે છે:

"જે પ્રજાકીય ઉત્સવોને લીધે લોકોની રીતભાતમાં માણસાઈ અને દયાનો અંશ આવતો તેને તેઓ ઉત્તેજન આપતા. ભવિષ્યકથનને લગતી કળાઓનો તેઓ રાજનીતિના એક અંગ તરીકે ઉપયોગ કરતા. આ ભવમાં શું કે પરભવમાં શું, વેર વાળનારા દેવો જૂઠી સાક્ષી પૂરવાના ગુનાની સજા અચૂકપણે કરે છે, એ માન્યતા ઉપયોગી હતી; એટલે તેને સમાજના પાકામાં

---

૨૩. આથેન્સનો લડવૈયો ને લેખક. ઈ. સ. પૂર્વે ૪૩૫ થી ૩૫૫. તે સૉક્રેટિસનો શિષ્ય હતો.

પાકા આધારરૂપ ગણી તેને તેઓ માન આપતા. તેઓ ધર્મના એકંદર લાભો કબૂલ રાખતા ખરા; છતાં તેમની ખાતરી હતી કે ઉપાસનાના વિવિધ પ્રકારો એક જ સ્તુત્ય હેતુની સિદ્ધિમાં સરખી રીતે ફાળો આપતા હતા. વળી તેઓ એમ પણ માનતા કે દરેક દેશમાં વહેમના જે પ્રકારને કાળ તથા અનુભવે મંજૂર રાખ્યો હોય તે પ્રકાર એ આબોહવાને તથા એ દેશના રહીશોને માટે સૌથી વધારે અનુકૂળ છે એમ માનવું જોઈએ.”

ઇસવી સનના બીજા સૈકામાં એક મોટા રોમન બાદશાહે ખ્રિસ્તીઓ પર જુલમ ગુજાર્યો, તેનું કારણ ઈશ્વર વિષેનો પ્રેમ નહિ પણ રાજકીય પક્ષાપક્ષી હતું.

દેવોની માતાના જે વામમાર્ગી વિધિઓ ક્રિજિયામાંથી રોમમાં દાખલ થયેલા તેને રોમની રાજસભાએ ઈ. સ. પૂર્વે ૨૦૪માં મંજૂરી આપી હતી. આઇસીસ[૨૪], મિથ્ર અને સીબીલી[૨૫]ની ગૂઢ ઉપાસનાવાળા ધર્મો ભૂમધ્ય સમુદ્રના પૂર્વ ભાગમાં જામી ગયા હતા. કાર્થેજ સાથેના રોમના બીજા વિગ્રહને અન્તે રોમમાં ગ્રીક તત્ત્વજ્ઞાનની અસર જણાવા લાગી, ને તેને પરિણામે સ્ટૉઇક સંપ્રદાયનો જન્મ થયો. વિશ્વાત્મા મનુષ્યના અંતરમાં વસે છે; અને આપણે સહુ, એપિક્ટેટસનો[૨૬] સચોટ શબ્દ વાપરીને કહીએ તો, 'ઈશ્વરના કકડા' છીએ. સ્ટૉઇક સંપ્રદાયના સિદ્ધાન્તોનો રોમન સામ્રાજ્યના ધાર્મિક આચારોની સાથે સુંદર મેળ બેસી ગયો. આખા સચરાચર વિશ્વમાં જો પરમાત્મા વિલસી રહ્યો હોય, તો એ વિશ્વના પ્રત્યેક અંશમાં ચૈતન્ય રહેલું છે; અને ભિન્ન ભિન્ન સંપ્રદાયોમાં આપણે એક જ

---

૨૪. આઇસીસ — મિસરની એક દેવી. તે શક્તિ છે, જગન્માતા છે, ધરતીમાતા છે. જુઓ 'પિરામીડની છાયામાં' (ચંદ્રશંકર શુક્લ), પૃ. ૮૨–૩.

૨૫. સીબીલી — ફળદ્રુપતાની દેનારી ગ્રીક દેવી. તેની ઉપાસના ક્રીટમાં શરૂ થઈ ગ્રીસમાં ફેલાયેલી.

૨૬. રોમન ફિલસૂફ.

પરબ્રહ્મની ઉપાસના ચાલતી જોઈ શકીએ છીએ. મહાઉરાના મેંફ્સીમસે કહેલું: "પરમેશ્વર એક જ છે. તેને કોઈ ઔરસ પુત્ર નથી. તે સર્વનો અધિપતિ અને સર્વ શક્તિમાન પિતા છે. એ ઈશ્વરની વિભૂતિઓ તેણે રચેલા વિશ્વમાં સર્વત્ર પથરાયેલી છે. એ વિભૂતિઓને આપણે ઘણે નામે પૂજીએ છીએ, કેમ કે એ સર્વેશ્વરનું સાચું નામ આપણુને સહુને અજ્ઞાત છે. એટલે એમ બને છે કે ભિન્ન ભિન્ન સ્તુતિઓ કરવામાં જાણે આપણે જુદાજુદા સમૂહ રચીને એ પરમાત્માના અમુક અંશોની ઉપાસના કરીએ છીએ. પણ વસ્તુતઃ તો જે પરમાત્મામાં આ સર્વ અંશો એકરૂપે સમાઈ જાય છે તેની જ ઉપાસના કરતા હોઈએ છીએ."

હિંદુસ્તાનમાં બ્રિટિશ સરકાર કોઈ પણ ધર્મને દૂભવવા ઇચ્છતી નથી, અને બને ત્યાં લગી પોતાના સરકારી ધર્મને કશો ખાસ લાભ આપવા માગતી નથી. તે ત્રાજવાની બે દાંડી સરખી રાખવા માગે છે. જોકે તે હમેશાં એમ કરવામાં સફળ નીવડી છે કે કેમ એ કહેવું મુશ્કેલ છે. ઉપર જે હિંદુ વૃત્તિ વર્ણવી તેની પાછળ રાજકીય લાભાલાભનો કશો વિચાર રહેલો નથી. તેનો સંબંધ લાભાલાભની સાથે નથી પણ ધર્મની સાથે છે.

### ૪. ઉપેક્ષા નથી

હિંદુઓ પોતાના વિચારોનો બીજાઓની પાસે બળજબરીથી સ્વીકાર કરાવવા નથી મથતા, તેનું કારણ એ નથી કે તેઓ મનુષ્યની અપૂર્ણતા જોઈ મહેરબાનીથી છૂટછાટ મૂકે છે; અથવા તો તેમનામાં મનુષ્યની નબળાઈ વિષે અસ્પષ્ટ સહાનુભૂતિ છે ને મનુષ્યની ભ્રાન્તિઓને વિષે સમભાવ છે તેથી તે આવું મોટું મન રાખે છે. માણસોને તેમના ધર્મોરૂપી નાની નાની ખાઈઓમાં સલામતી ને હૂંફ લાગતી હોય તો તેમને બહાર ખેંચી કાઢવાનું કામ આપણું નથી; આપણે એની બહાર રહ્યા છીએ એ આનંદ પામવા જેવી વાત છે; — એવો વિચાર હિંદુઓની આ વૃત્તિની પાછળ રહેલો નથી.

## ૫. ધર્મો વચ્ચેનો સંબંધ

હિંદુઓની આ વૃત્તિના મૂળમાં જીવનની એક ચોક્કસ ફિલસૂફી રહેલી છે. તે માને છે કે ધર્મનો અર્થ આધ્યાત્મિક અનુભવ કે સાક્ષાત્કાર હોઈ, એ દરેક માણસે જાતે સિદ્ધ કરવાની વસ્તુ છે. સંપ્રદાયો ને મતો, પ્રતીકો ને મૂર્તિઓ તો કેવળ એ ધ્યેયની પ્રાપ્તિમાં સાધનરૂપ છે. તેમનું કામ તો એ છે કે જે કાર્ય કેવળ વ્યક્તિગત પુરુષાર્થથી જ સિદ્ધ થાય એવું છે તેને માટે ટેકા આપીને આત્મવિકાસમાં મદદ કરવી, આત્મા શુદ્ધ, બુદ્ધ, સ્વતંત્ર છે; અને માયાના પાશ તોડીને છૂટી જવું ને પોતાના સાચા સ્વરૂપનું દર્શન કરવું એમાં એનો ખરો પુરુષાર્થ રહેલો છે. આત્માના નિરાકાર જ્યોતિનું મનુષ્યની ભાષામાં વર્ણન કરવું અશક્ય છે. આપણે એટલી પાતળી ને આછી હવા પર ચાલીએ છીએ કે નજરે દેખાય એવાં પગલાં મૂકી જતા નથી. જેણે સતનું દર્શન કર્યું છે તે ઉન્નત બનીને જગતની સર્વ સંકુચિતતાઓ, સાપેક્ષાતાઓ ને અનિશ્ચિતતાઓની પાર જાય છે.[૨૭] આપણું નાવ જ્યારે આત્મામાં નાંગરે છે ત્યારે, 'ઈસુનું અનુકરણ' ના[૨૮] શબ્દમાં કહીએ તો, આપણે

---

૨૭. भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्वसंशयाः ।
क्षीयन्ते चास्य कर्माणि तस्मिन्दृष्टे परावरे ॥
मुण्डक २; २; ८.

૨૮. 'ધી ઇમીટેશન ઓફ ક્રાઇસ્ટ.' આ ગ્રન્થનો લેખક ટોમસ એ કેંપીસ (ઈ. સ. ૧૩૭૯થી ૧૪૭૧) હતો. તે ૨૬ વરસની ઉમરે સાધુ થઈ મઠમાં દાખલ થયેલો, ને મરણ લગી એટલે કે ૬૫ વરસ સુધી ત્યાં જ રહ્યો. આ ગ્રન્થ તેણે મુખ્યત્વે સાધુજીવનને લક્ષમાં રાખીને લખ્યો છે, છતાં દરેક આત્માર્થી મનુષ્ય આત્મોન્નતિને માટે ઘણું ભાતું મેળવી શકે એમ છે. ખ્રિસ્તી જગતમાં એનાં લોકપ્રિયતા ને પ્રચાર એકલા બાઈબલથી જ ઊતરે એમ છે.

બહુવિધ મતમતાંતરની જાળમાંથી છૂટી જઈએ છીએ. એવા તત્ત્વદર્શીને શાસ્ત્રપ્રામાણ્ય બંધનકર્તા રહેતું નથી, અને શાસ્ત્રવિધિના ટેકાની તેને જરૂર રહેતી નથી. આપણે ઈશ્વરને કયે નામે બોલાવીએ છીએ ને કયા વિધિ વડે તેની ઉપાસના કરીએ છીએ એ વસ્તુઓ ઝાઝી અગત્યની નથી. કાર્લ હીમ કહે છે કે ઋષિ કે યોગી કે ભક્ત "બ્રહ્માનંદની પરાકાષ્ઠાએ પહોંચે છે ત્યાં ઈસુના વ્યક્તિત્વ વિષેના સર્વ વિચારો શમી જાય છે; અને આત્મા અચિન્ત્ય, અપ્રમેય, અનિર્વચનીય એવા પરમાત્મામાં વિલિન થઈ જાય છે." એવા ઋષિઓ ને ભગવદ્‌ભક્તો ઈશ્વરનો અપરોક્ષ અનુભવ યા સાક્ષાત્કાર કરે છે. અને પરમાત્માને પોતાના અંતરાત્મારૂપે હૃદયમાં વસતો જોઈ તેમને જે અપાર આનંદ થાય છે તેને લીધે તે સંસારના સર્વ પ્રશ્નોને વિષે ઉદાસીન બની જાય છે. મનુષ્યનું સાન્ત, મર્યાદિત મન, સહિષ્ણુતા ધારણ કરીને, તે વાટે અનન્ત ને અપ્રમેય પરમાત્મા આગળ પોતાની અલ્પતા ને ક્ષુલ્લકતા કબૂલ કરે છે.

શ્રેષ્ઠ કોટિના ચિંતકોના આધ્યાત્મિક અનુભવમાં જ આપણે પરબ્રહ્મનો શુદ્ધ સાક્ષાત્કાર થતો જોઈએ છીએ; જન્મ, જરા ને મૃત્યુને અધીન એવા માનવીને અજરામર એવા આત્માની આગળ શિર ઝુકાવતો ને તેને શરણે જતો જોઈએ છીએ. પ્રતીકો ને મૂર્તિઓનો ઉપયોગ આપણે આપણા સ્વભાવની મર્યાદાને લીધે નછૂટકે કરવો પડે છે. આપણાં વિચારો ને લાગણીઓ આપણે જે પાર્થિવ જગતમાં રહીએ છીએ તેની સાથે ગાઢ સંબંધ ધરાવે છે. જે સત્ તત્ત્વ ચર્મચક્ષુને અદૃષ્ટ છે તેના સાક્ષાત્કારનું આપણી વાણીમાં વર્ણન કરવા માટે આપણે દૃષ્ટ વસ્તુઓ સાથે સંબંધ ધરાવતા શબ્દો વાપરીએ છીએ; એ મૂર્ત વસ્તુઓનું વર્ણન કરી પેલા અમૂર્ત તત્ત્વનો ખ્યાલ આપવા મથીએ છીએ. પ્રતીકો અને મૂર્તિઓનો ઉપયોગ એ મનુષ્યજીવનનું એક અનિવાર્ય અંગ છે. દિક્કાલની મર્યાદામાં પુરાયેલો પ્રાણી

દિક્કાલથી અનવચ્છિન્ન એવા પરબ્રહ્મનું આકલન ને વર્ણન એ રીતે જ કરી શકે. આપણે માટી, કાષ્ઠ કે પાષાણની મૂર્તિઓ પર આસ્થા રાખતા હોઈએ, કે અમૂર્ત વિચારો ને કલ્પનાઓ પર વિશ્વાસ રાખતા હોઈએ, તો પણ આપણે પ્રતીકોનો જ ઉપયોગ કરીએ છીએ; અને એ પ્રતીકોમાં પરબ્રહ્મનું પૂર્ણ, યથાર્થ સ્વરૂપ કદી ઊતરી શકતું જ નથી. માણસો માટી, કાષ્ઠ કે પાષાણની મૂર્તિનો ઉપયોગ કરે છે તેમાં હેતુ તો એ હોય છે કે મૂર્ત પદાર્થોનો ઉપયોગ કરી તે વાટે મનુષ્યની શ્રદ્ધાને બલવત્તર બનાવવી. એ માટે વપરાતાં સાધનો અણઘડ છે એ સાચું. શ્રદ્ધાના ઊંચામાં ઊંચા પ્રકારોમાં પણ એ હેતુ તો કાયમ જ રહે છે. ઊંચામાં ઊંચા પ્રકારનાં પ્રતીકો પણ મૂર્તિઓ જ છે; જે તત્ત્વ અમૂર્ત ને અવર્ણનીય છે તેને મૂર્ત કરવા ને વર્ણવવાના મનુષ્યના પ્રયત્નો જ છે. જે તત્ત્વ નિત્ય છે, શાશ્વત છે, ને જેને માણસની કલ્પના કે વાણી કદી પહોંચી શકતી જ નથી તે તત્ત્વનાં એ મનુષ્યે રચેલાં પ્રતીકમાત્ર છે. સેંટ ટોમસ કહે છે:

"સહુ કબૂલ કરે છે કે જે વસ્તુ કોઈ પણ પાત્રમાં રેડાય તે પાત્રનો આકાર તે ધારણ કરે છે. એટલે દૈવી તત્ત્વની જે પ્રતિમા આપણી બુદ્ધિ પર અંકિત થાય તેનો આકાર આપણી બુદ્ધિને અનુસરતો જ રહે. આપણી બુદ્ધિ પરબ્રહ્મની પ્રતિમાનું સંપૂર્ણ આકલન કરવા અસમર્થ હોય છે; તેથી એ બુદ્ધિ પરબ્રહ્મની છાયાને પૂરેપૂરી ઝીલી શકતી જ નથી."

ધર્મ વિષેના, સંઘ અથવા શાસ્ત્રે ઠરાવી આપેલા, નિશ્ચિત મતો એ બંધ કુંડાળા જેવા છે. જેટલાં વિશાળ કુંડાળું દોરનારનાં મન તેટલું જ વિશાળ એ કુંડાળું બને છે. પ્રતીકો કે મૂર્તિઓના કોઈ પણ પાર્થિવ અને મર્યાદિત પ્રકારને અદ્વિતીય, નિશ્ચિત અને સંપૂર્ણ ન જ ગણી શકાય.

દરેક સામાજિક સમૂહની પાસે તેનાં પોતપોતાનાં પ્રતીકો ને વિધિઓ હોય છે; આદર્શ સમાજ વિષેની એક સ્વતંત્ર મનોગત કલ્પના હોય છે; તેણે પોતે કલ્પેલું એક દેવનગર હોય છે જેમાં

નાગરિકપણાના અધિકાર તે સમૂહના સર્વ સભ્યોને મળી શકે એવા હોય છે. પણ આ બધી વસ્તુઓનાં જે રૂપ આપણને પરિચિત હોય તે જ સર્વોચ્ચ અને સંપૂર્ણ છે એમ આપણાથી ન કહી શકાય. પરમ સત્ય મનુષ્યના હાથમાં કદી આવવા પામતું જ નથી; તે ગમે તેટલે ઊંચે જાય તોયે સત્ય તેનાથી સહેજ છેટે જ રહી જાય છે. ઈશ્વરનું સંપૂર્ણ આકલન મનુષ્યની બુદ્ધિ કદી કરી શકતી જ નથી. ઋષિઓ ને દ્રષ્ટાઓ 'દૈવી અંધકાર' ની વાત કરે છે. કેટલાક મતાગ્રહીઓ દૈવી ગૂઢતાઓને વિષે જે અનાદર પૂર્વક બોલે છે તેના કરતાં આદર અને ભક્તિભાવથી ભરેલા આ અજ્ઞેયવાદની વૃત્તિ વધારે ઉચિત અને યથાર્થ છે. પરબ્રહ્મનું અસ્તિત્વ અનેક બૌદ્ધિક યુક્તિઓ વડે સિદ્ધ કરવામાં આવે છે. તેની સત્યતા પુરવાર તો ત્યારે થાય છે જ્યારે કોઈ વિરલ ક્ષણોમાં પડદો ઊપડે છે અને આપણને પરબ્રહ્મની ક્ષણિક ઝાંખી થાય છે. દિક્કાલની મર્યાદાવાળા આ સંસારમાંથી દિક્કાલના અવચ્છેદ વિનાના પરમાત્મા પ્રત્યે જવાના ઘણા રસ્તા ખુલ્લા છે; તેમાંથી એક રસ્તો આપણે પસંદ કરવાનો રહે છે.

આધ્યાત્મિક વિકાસ એ પ્રાણને સ્પર્શનારી ક્રિયા છે. આપણે એક મર્યાદિત કલ્પનાને લઈ, તેની ઉપાસનાથી આરંભ કરીએ છીએ. એ ઉપાસના જો દૃઢતાથી ને શ્રદ્ધાપૂર્વક ચાલુ રાખીએ, તો અંતે અગાધ ને અપ્રમેય પરમાત્મતત્ત્વ સુધી પહોંચી જઈએ છીએ. આપણે કઈ ભાષા બોલીએ છીએ ને કેવાં કપડાં પહેરીએ છીએ એ જેમ મહત્ત્વની વસ્તુ નથી, તેમ આપણે કયા સિદ્ધાંતને અનુસરીએ છીએ કે કઈ ફિલસૂફી સ્વીકારીએ છીએ એ પણ ગૌણ વસ્તુ થઈ પડે છે. નીચેનાં વચનો એનો પુરાવો આપે છે. એવાં વચનો તો થોકબંધ આપી શકાય એમ છે.

"વિદ્વાનોએ, વ્યવહારને માટે. પરમાત્માનાં ઋત, આત્મા, પરબ્રહ્મ, સત્ય ઇત્યાદિ અનેક નામો કલ્પેલાં છે."

"જેને સાંખ્યદર્શનવાળા પુરુષ કહે છે, વેદાંતવાદીઓ બ્રહ્મ કહે છે, વિજ્ઞાનવાદીઓ એકાન્ત અને નિર્મળ વિજ્ઞાન કહે છે, શૂન્યવાદીઓ શૂન્ય કહે છે, સૂર્યપૂજકો ભાસ્કર કહે છે, તે સદા વક્તા, મન્તા, ઋત, ભોક્તા, દ્રષ્ટા અને કર્તા છે.

"સાંખ્યદર્શનનો તે પુરુષ છે, યોગદર્શનનો ઈશ્વર છે, શૈવોનો શિવ છે, ને એકલા કાળને પૂજનારાઓનો કાળ છે."૨૯

ભાગવતમાં કહ્યું છે:

"જેમ બહુ ગુણવાળો પદાર્થ, એક જ હોવા છતાં, પૃથક્ પૃથક્ દ્વારવાળી ઇન્દ્રિયોના આકલન વડે અનેકવિધ બની જાય છે, તેવી રીતે ભગવાન એક જ હોવા છતાં ભિન્ન ભિન્ન શાસ્ત્રમાર્ગોને લીધે અનેકવિધ કલ્પાય છે."૩૦

ધર્મનિષ્ઠ આત્માની શાન્તિને માટે તેનું આત્મજ્ઞાન સંપૂર્ણ હોવું આવશ્યક નથી; પણ તેની શ્રદ્ધા તો પાકી હોવી જ જોઈએ. આપણે સર્વજ્ઞ હોવું આવશ્યક નથી; પણ આપણી પોતાની આસ્થાને વિષે તો આપણા મનમાં શંકા ન જ રહેવી જોઈએ. ભગવદ્ગીતાના

---

૨૯*. ऋतमात्मा परब्रह्म सत्यमित्यादिका बुधैः ।
कल्पिता व्यवहारार्थं तस्य संज्ञा महात्मनः ॥
यः पुमान् सांख्यदृष्टीनां ब्रह्म वेदान्तवादिनाम् ।
विज्ञानमात्रं विज्ञानविदामेकान्तनिर्मलम् ॥
यः शून्यवादिनां शून्यो भासको योऽर्कतेजसाम् ।
वक्ता मन्ता ऋतं भोक्ता द्रष्टा कर्ता सदैव सः ॥
पुरुषः सांख्यदृष्टीनामीश्वरो योगवादिनाम् ।
शिवः शशिकलाङ्कानां कालः कालैकवादिनाम् ॥
योगवासिष्ठ ३; १; १२. ३; ५; ६-७. ५; ८; १९.

३०*. यथेन्द्रियैः पृथग्द्वारैरर्थो बहुगुणाश्रयः ।
एको नानायते तद्वद् भगवान् शास्त्रवर्त्मभिः ॥
भागवत ३; ३२; ३३.

કહેવા પ્રમાણે, જેઓ શ્રદ્ધાપૂર્વક બીજા દેવતાને — કુળદેવતાને, તથા નિસર્ગની શક્તિઓને — ભજે છે તેઓ પણ જો શ્રદ્ધાપૂર્વક ભજે તો તેમની શ્રદ્ધા સાચી ઠરે છે, કેમ કે પરમાત્મા તો ભક્તે કલ્પેલા દરેક સ્વરૂપનો સ્વીકાર કરે છે.[૩૧] પેલા રોમન સરદારને જોઈને ઇસુ ખ્રિસ્તે શું કહ્યું હતું તે જુઓ: "આવી પ્રબળ શ્રદ્ધા મેં ક્યાંયે જોઈ નથી; ના, યહૂદી પ્રજામાં તો જોઈ નથી જ." જે કોઈ માણસ હૃદયગુહામાં વિરાજતા અંતર્યામીનું નિરંતર ચિંતન કરશે, તેને હંમેશાં વફાદાર રહેશે, ને તે બતાવશે એ રસ્તે ચાલશે તો આત્મોન્નતિ પામશે. માર્ટિન લ્યૂથરે એને વિષે કહ્યું છે:

"અમુક મૂર્તિ તે ઈશ્વરરૂપ છે કે નિર્જીવ મૂર્તિ છે એનો નિર્ણય હૃદયનાં શ્રદ્ધા ને વિશ્વાસ પરથી જ થાય છે. તમારાં શ્રદ્ધા ને વિશ્વાસ સાચાં ને ખરાં હૃદયનાં હોય, તો તમે જેની ઉપાસના કરો છો તે સાચો ઈશ્વર છે. એથી ઊલટું, જો તમારાં શ્રદ્ધા ને વિશ્વાસ અસત્ય ને ખોટાં હોય, તો તમે જેની ઉપાસના કરો છો તે સાચો ઈશ્વર નથી; કેમ કે ઈશ્વર અને શ્રદ્ધા એ બે એક જ કોટિનાં તત્ત્વો છે, ને તેમનો સંયોગ સધાવો જોઈએ."

ડેનમાર્કનો વિચારક કિયેર્કેગાર્ડ કહે છે:

"ખ્રિસ્તી સમાજમાં રહેનારો એક માણસ ઈશ્વરના ધામમાં—સાચા ઈશ્વરના ધામમાં — જાય છે. તેના મનમાં ઈશ્વર વિષેની સાચી કલ્પના છે; અને તે પ્રાર્થના કરે છે ખરો, પણ અસત્યપૂર્વક પ્રાર્થના કરે છે; તેનું ચિત્ત પ્રાર્થનામાં હોતું નથી. બીજો એક માણસ હીધન દેશમાં રહેનારો હોઈ તેની આંખ કોઈ મૂર્તિ પર ઠરેલી છે; પણ પ્રાર્થના કરતી વખતે તેનો આત્મા પરમાત્માની પ્રાપ્તિ માટે અતિશય વ્યાકુળ બની જાય છે. ત્યારે આ બેમાંથી કયા માણસમાં સત્યનો અંશ વધારે છે? એક માણસ મૂર્તિને પૂજવા છતાં સત્યપૂર્વક — સાચી નિષ્ઠાથી — ઈશ્વરની ઉપાસના

---

૩૧. येऽप्यन्यदेवताभक्ता यजन्ते श्रद्धयान्विताः ।
तेऽपि मामेव कौन्तेय यजन्त्यविधिपूर्वकम् ॥ गीता ९; २३.

કરે છે. બીજો માણસ સાચા ઈશ્વરની ઉપાસના અસત્યપૂર્વક — નિષ્ઠા કે શ્રદ્ધા વિના — કરે છે; અને તેથી વાસ્તવિક રીતે તો તે મૂર્તિની પૂજા કરે છે, તે બૂતપરસ્ત છે.”

સાચી નિષ્ઠાપૂર્વક કરેલી સર્વ ઉપાસના પરમાત્માની જ ઉપાસના છે. એ પરમાત્મા એની અપ્રાપ્ય ઊંચાઈને પહોંચવાનો પ્રયાસ કરનાર દરેક જણનો હાથ સાહે છે. જેવો ભાવ હૃદયમાં લઈને આપણે પરમાત્મા પ્રત્યે જઈએ તેવે ભાવે તે આપણું સ્વાગત કરે છે.

હિંદુઓ નિરીશ્વરવાદીને પણ પોતાના પરિવારમાં આવકાર આપે છે. કેમ કે નિરીશ્વરવાદી પણ જો હૃદયના સાચા ભાવથી સત્યની શોધ કરતો હોય ને તેણે સાચી અંતરદૃષ્ટિ કેળવી હોય, તો તેને પોતાના વિચારમાં રહેલું અધૂરાપણું દેખાઈ આવ્યા નહિ રહે. સેશ્વરવાદ અને નિરીશ્વરવાદની વચ્ચે ગમે તેટલો વિરોધ દેખાતો હોય, તો પણ તેમાં સરખા સત્યનો આભાસ તો ત્યારે જ થાય છે જ્યારે માણસ બુદ્ધિની છીછરી સપાટી પરથી ઊંડો ઊતર્યો ન હોય.

કોઈ પણ ધર્મસિદ્ધાન્ત, ગમે તેટલો વ્યાપક હોય તો પણ, માત્ર તાત્ત્વિક દૃષ્ટિએ સારો છે એટલા માટે જ સર્વ દેશકાળને માટે એનો સ્વીકાર ન કરી શકાય. એનો સ્વીકાર તો ત્યાં લગી જ થઈ શકે જ્યાં લગી તે સિદ્ધાન્ત તેના અનુયાયીઓને માટે આધ્યાત્મિક જીવનનો સાચો રસ્તો તૈયાર કરી આપતો હોય. એની કિંમત ગૂઢ પરમાત્મતત્ત્વનું આવાહન કરવાની કે તેને પ્રગટાવવાની તેની શક્તિમાં રહેલી છે. હિંદુઓ બાલિશમાં બાલિશ કલ્પનાઓને પણ અપનાવતા હોય, તો તેનું કારણ એ છે કે તેમાં તેમને પરમાત્મા સાથે અભેદ સાધવાના મનુષ્ય આત્માના પ્રયત્નનું દર્શન થાય છે. માણસની ધાર્મિકતાનું માપ તેણે ઈશ્વરના સ્વરૂપ વિષે બાંધેલી કલ્પનાઓ પરથી નથી થતું; પણ તે માણસ આત્માને કેટલે અંશે સુફળદાયી બનાવે છે તેના પરથી થાય છે. સોક્રેટિસની શાંત અને ભવ્ય શહાદતનો મહાન પ્રસંગ અમર બનવાને લાયક નથી એમ

કોણ કહેશે? પેગન જગત જો પ્રેમ અને સદાચારવાળી વ્યક્તિઓ પેદા કરે, તો આપણે એમ ન કહી શકીએ કે જગતમાં જેટલું સત્ય કે જેટલો સદાચાર છે તે બધાં એક જ ધર્મમાં ભર્યાં છે. બાઇબલના એક સ્તોત્રમાં કહ્યું છે: "આ ભગવાનનું દ્વાર છે: પુણ્યાત્માઓ એમાં પ્રવેશ કરે છે." સેંટ પીટરે છક થઈ જઈને કહેલું: "હું ખરેખર જોઉં છું કે ઈશ્વરને કોઈની પ્રત્યે પક્ષપાત કે દ્વેષ નથી; પણ તેનાથી ડરીને સન્માર્ગે ચાલનાર દરેક પ્રજાને તે અપનાવે છે." ઈસુએ કહેલું: "જે કોઈ ઈશ્વરની ઇચ્છા અનુસાર વર્તે છે. તે મારો ભાઈ છે, તે મારી બહેન છે, તે મારી મા છે." આ વચનથી તેમણે એમ સૂચવેલું કે 'પરાઈ પીડ જાણનાર' ને 'પરદુઃખે ઉપકાર કરનાર' દરેક માણસ આસ્તિક છે એમ કહી શકાય. ઍથેનેશિયન ધર્મસિદ્ધાન્તમાં[૩૨] પરધર્મને વગોવનારાં જે વાક્યો છે તે ઈસુએ ઠરાવેલી શિષ્યત્વની સાદી કસોટીથી છેક જ ઊલટાં છે. આપણે ધાર્મિક પુરુષોની પરીક્ષા તેમનાં વચન પરથી નહિ પણ તેમના આચરણ પરથી કરવી જોઈએ. મનુષ્યની પ્રાણીમાત્રની સાથે આત્મીયતા માનનાર પ્રાણીપૂજક ધર્મો અને એવા બીજા સંપ્રદાયોની પરીક્ષા પણ તેમણે ચલાવેલા તાત્ત્વિક વાદો ને મતોથી નહિ, પણ તેમણે ચાલુ કરેલાં રૂઢિઓ ને આચારો પરથી કરવાની છે. તેઓ જો પોતાના અનુયાયીઓને એકલપેટાપણા સામે લડવામાં ને સ્વાર્થવૃત્તિનાં જોખમોને વટાવી જવામાં મદદ કરતા હોય તો, તેમનામાં વિચાર કે ભાવનાની ઉચ્ચતા ભલે ન હોય, પણ તે એટલો પુરાવો તો આપે જ છે કે તેની પાછળ કોઈ સમર્થ શક્તિ કામ કરી રહેલી છે.[૩૩]

---

૩૨. ખ્રિસ્તી ધર્મમાં આ સંપ્રદાય સ્થાપનાર એથેનેશિયસ (ઈ. સ. ૨૯૭–૩૭૩) એક ખ્રિસ્તી ધર્માધિકારી હતો.

૩૩*. અંગ્રેજ કવિ મેથ્યુ આર્નલ્ડે લખ્યું છે: "હે મનુજનાં બાળ! જે અદૃષ્ટ શક્તિ માનવજાતિની નિત્ય સંગાથી છે તે શક્તિએ, મનુષ્યે

ઝાક મારિતાઈન નામનો લેખક પૂછે છે કે ઈશ્વરનો સાક્ષાત્કાર કરનારા ને ઈશ્વરપરાયણ જીવન ગાળનારા જે માણસો ખ્રિસ્તી ધર્મની બહાર જોવામાં આવે છે તેમનું શું? તે કહે છે:

"આપણને એમ માનવાને પૂરેપૂરું કારણ મળે છે કે એવા માણસો જગતમાં છે; કેમ કે આપણે જાણીએ છીએ કે જેમને ખ્રિસ્તી ધર્મનું 'બૅપટીઝમ' મળ્યું નથી તેમને એકતાની છાપ મળી નથી, અને તેથી તેઓ ખ્રિસ્તી ધર્મસંઘના યોગ્ય કાર્યમાં, એટલે કે સતત ચાલતા ઉદ્ધારકાર્યમાં, સંઘના સભ્ય તરીકે ભાગ ન લઈ શકે. છતાં ખ્રિસ્તી ધર્મસંઘની નસોમાં વહેતું જે ઈશ્વરી જીવન છે તેમાં, અને ધર્મસંઘને દોરનારો જે પરમાત્મા છે તેના તરફથી મળતા માર્ગદર્શનમાં, તેમને કદાચ અજાણતાં પણ હિસ્સો મળતો હોય. તેઓ કદાચ અદૃશ્યપણે ઈસુ ખ્રિસ્તના ધર્મસંઘના હોય, અને તેમને પવિત્ર ઈશ્વરકૃપા મળેલી હોય, અને તેથી તેમનામાં ધર્મશ્રદ્ધા ને ઈશ્વરદત્ત સદ્‌ગુણો હોય, એ બનવાજોગ છે."

વળી:

"ઘેટાંનું એક ટોળું છે, એટલા માટે એને દોરનારો ભરવાડ પેલાં 'બીજાં ઘેટાં,' જે એને જાણ્યા વિના તેનો કૃપાપ્રસાદ પામ્યાં છે પણ જેમણે હજુ લગી તેની વાણી સાંભળી નથી, તેમનો પણ એ માર્ગદર્શક છે. ખ્રિસ્તી ધર્મસંઘને ઈશ્વરના સંપૂર્ણ શ્રુતિજ્ઞાનનો ભંડાર મળ્યો છે, તેથી તે ધર્મ-સંઘ એ શ્રુતિજ્ઞાનના છૂટાછવાયા વેરાયેલા અંશો જ્યાં જ્યાં પડયા હોય ત્યાં તેમને આદર આપવાની આપણને છૂટ આપે છે. જે સાધુસન્તો અદૃશ્ય ધર્મસંઘના સભ્યો છે તેમને જોયા પછી, તેમના દૂર રહેલા સહોદરો, જેઓ એ ધર્મસંઘથી અપરિચિત છે ને અદૃશ્યપણે તેના સભ્ય છે, તેમને ઓળખવા-નું એંધાણ આપણને મળી રહે છે. સેંટ જોનને જોઈને આપણે રામકૃષ્ણને યથાર્થ રીતે સમજી શકીએ છીએ."

---

શોધેલા કોઈ પણ ધર્મ પ્રત્યે તિરસ્કારથી જોયું નથી. એમાંથી કયા ધર્મે નિર્બળ ઇચ્છાશક્તિને શીખવ્યું નથી કે તેનામાં કેટલું સામર્થ્ય ભરેલું છે? કયા ધર્મે શુષ્ક હૃદય પર વરસાદની પેઠે જળ સીંચ્યું નથી? કયા ધર્મે નીચા વળી ગયેલા, પોતાથી થાકી ગયેલા, માણસને પોકારીને કહ્યું નથી કે 'તારે નવો જન્મ લેવો જોઈએ'?"

જેણે મનુષ્યોનાં મન પર સૈકાંઓ લગી પ્રભાવ જમાવ્યો હોય, અને મનુષ્યોને શુદ્ધ ને તત્ત્વનિષ્ઠ જીવન ગાળવાનું સામર્થ્ય આપ્યું હોય, એવા કોઈ પણ ધર્મસિદ્ધાન્તમાં સત્યનો સર્વથા અભાવ હોઈ શકે જ નહિ. આત્મદર્શન એ જીવનનું અન્તિમ ધ્યેય અને જીવનનો પરમ પુરુષાર્થ છે, એ વસ્તુ પર હિંદુ ધર્મમાં વિશેષ ભાર દેવાયો. એને લીધે ઘણા ભિન્નભિન્ન પ્રકારના ઉપાસકો, એક સૂત્રમાં પરોવાયેલા મણિગણની પેઠે, એકઠા રહી શકયા હતા; અને હિંદુઓ આધ્યાત્મિક ગર્વના ભોગ થતા બચી ગયા હતા.

એક દલીલ એવી કરવામાં આવે છે કે અમુક ધર્મને લીધે પ્રગતિ વધારે થવા પામી છે, માટે તેનામાં ઉચ્ચતર સત્ય રહેલું છે. એ ધર્મ શ્રેષ્ઠ પ્રકારની સંસ્કૃતિનું ફળ છે એમ કહેવામાં આવે છે. પ્રગતિ અથવા શ્રેષ્ઠતા શાને કહેવાય એ ઠરાવવું મુશ્કેલ છે. છતાં માનો કે આપણે એ ઠરાવી શકયા. તો પણ અમુક પ્રજાની પ્રગતિ તેના ધર્માચરણને લીધે થઈ કે તેણે ધર્મનો ત્યાગ કરવાને લીધે થઈ એ કહેવું મુશ્કેલ છે.[૩૪] યુરોપ અને અમેરિકાના હાથમાં આજે જગતનું નેતૃત્વ છે, અને ખ્રિસ્તી ધર્મ એ તેમનો ધર્મ છે, એ વાત સાચી. પણ તેમણે પોતાના સમાજમાં ખ્રિસ્તી ધર્મસિદ્ધાન્તોનો અમલ કર્યો તેને લીધે તેમની પ્રગતિ થઈ છે, એમ કહી શકાય ખરું? એબીસીનિયાના હબસીઓને ઘણી યુરોપિયન પ્રજાઓથી પણ પહેલાં ખ્રિસ્તી ધર્મની દીક્ષા મળી હતી. પણ સંસ્કૃતિ ને પ્રગતિના લાભ તો તેમને છેક હમણાં જ મળવા પામ્યા. કામ સારી રીતે ને ઝપાટાભેર કરવાની આવડત એ ગુણમાં પશ્ચિમ શ્રેષ્ઠતા ભોગવે છે. ખેતી અને ઉદ્યોગોમાં, આર્થિક વ્યવહારમાં ને રાજદ્વારી વહીવટમાં કાર્યશક્તિ વધારવાની અનેક

૩૪* મરહૂમ મિ. લોવેઝ ડિકિન્સને લખેલું: "પશ્ચિમની પ્રજાઓ ખરેખરી ખ્રિસ્તી કદી બની જ નથી."

રીતો તેણે શોધી કાઢી છે. માનવ સમાજમાં સદ્‌ભાવ અને કરુણાનું જે ભંડોળ છે તેનો, શિક્ષણ સંસ્થાઓ, ઇસ્પિતાલો, અને પૂર્વના દેશોમાં જતાં પાદરીઓનાં મિશનો દ્વારા, વ્યવસ્થિત રીતે ઉપયોગ કરવાની યોજનાઓ તેણે કાઢી છે. તેણે ખ્રિસ્તી ધર્મ ન માનનાર દેશોમાં નિષ્ઠાવાન, અને પોતાનાં કામ માટે ખાસ તાલીમ પામેલા, સ્ત્રીપુરુષો મોકલ્યાં છે. તેમાં મુખ્ય ઇરાદો એ દેશોમાં ખ્રિસ્તી ધર્મ ફેલાવવાનો હોય છે ખરો; પણ સાથેસાથે ત્યાંના રહીશોનાં દુઃખનું નિવારણ કરવાનો અને તેમની આર્થિક સ્થિતિ સુધારવાનો ઉદ્દેશ પણ રખાય છે. પણ આ કાર્યશક્તિ એ ધર્મ-માંથી નીપજેલી છે એમ કહી શકાય ખરું? આપણી પાસે સૌથી વધારે બળવાન સૈન્ય અને શસ્ત્રાસ્ત્રો હોય, એટલા પરથી એમ કહી શકાય ખરું કે આપણી પાસે ધર્મ પણ સર્વશ્રેષ્ઠ છે? કે આપણે યહૂદીઓના પ્રાચીન પૂર્વજ જેકબનું સૂત્ર સ્વીકારીને એમ કહીએ કે "પ્રભુ જો મને ખાવાને અન્ન અને પહેરવાને વસ્ત્ર આપશે, તો હું એ પ્રભુને મારો ઈશ્વર માનીશ"? આપણને અન્નવસ્ત્ર પૂરાં પાડવાં એટલું જ ઈશ્વરનું કામ છે શું? નવા કરારમાં તો કહ્યું છે કે ઈશ્વર અને મેમન (ધનરૂપી અસુર) બંનેની એક સાથે સેવા કરવી શક્ય નથી; અને છતાં આપણને એમ કહેવામાં આવે છે કે ધનની રેલછેલ એ જ સફળતાનું મુખ્ય લક્ષણ છે, અને જે માણસ ધન મેળવી શકે તેનામાં સદ્‌ગુણ છે એમ ગણાય. ધનવાન માણસો મનમાં એવી ખુમારી રાખે છે કે એમનો વૈભવ એ ઈશ્વરની કૃપાનું ચિહ્ન છે, જ્યારે ગરીબાઈ એ દુર્ગુણ ને દુરાચારની નિશાની છે. ધર્મને લીધે અર્થ અને કામ સધાય છે, તેને લીધે સુખ અને સંપત્તિ મળે છે એટલા માટે ધર્મ આચરવો — એવી ભલામણ જો આપણે કરીએ તો આપણે ધર્મનું હાર્દ સમજતા નથી એમ જ કહેવું જોઈએ. માણસોને હમેશાં અપાતી આ લાંચને ખરા ધર્મ જોડે કશી લેવાદેવા નથી. એ ધર્મે તો ધ્યેય એ રાખ્યું છે કે આપણે ભલે જગત ગુમાવીને પણ

આપણા આત્માની રક્ષા કરવી જોઈએ; વખત આવ્યે આત્માની રક્ષા માટે પૃથ્વીનો ત્યાગ કરવો પડે તો પણ કરવો જોઈએ. આત્માનું કલ્યાણ જગતની સુખસંપત્તિમાં છે એમ માનવું એ ભ્રમ છે; ને એવા ભ્રમમાં આપણે ન પડવું જોઈએ. પ્લોટીનસે કહેલું : " માણસ જો સદાચારી જીવનમાંથી એ જીવન ઉપરાંત બીજું કંઈ મેળવવા માગે, તો એનો અર્થ એ થયો કે સદાચારી જીવનની પ્રાપ્તિ એ તેનું ધ્યેય નથી." આ વચનમાં એ તત્ત્વચિન્તકનું ઊંડું જ્ઞાન પ્રગટ થાય છે. ઇતિહાસના અભ્યાસીઓ તરીકે આપણે પ્રાચીન મહારાજાઓ તથા તેમના મહેલો અને પિરામીડોની પ્રશંસા કરીએ છીએ. બેબીલન અને નિનેવે, આથેન્સ અને રોમ, એના કરતાં અધિક ચિરસ્થાયી, અધિક ઉન્નત, અધિક ભવ્ય લાગે એવું જગતમાં શું હતું ? પણ એ સહુ આજે ક્યાં છે ? વળી જગત પર પ્રભુત્વ ધરાવતી પ્રજાઓ સેંકડો વરસ પહેલાં બીજા જ દેવોને પૂજતી હતી. પેગનધર્મી ગ્રીસ મહાન હતું, તે પરથી શું એમ ફલિત થાય છે કે ઑલિંપસવાસી[૩૫] દેવો પૂજાને પાત્ર હતા ? આપણે નિખાલસપણે કબૂલ કરવું જોઈએ કે ધર્મની કાર્યસાધકતાની કસોટી તો એક જ છે. શાંત આત્મવિશ્વાસ, આંતરિક શાન્તિ, નમ્રતા, પડોશીપ્રેમ, જીવમાત્ર પ્રત્યે અનુકંપા, માણસ પર જુલમ કરી તેને પરાણે ઘસડનારી વાસનાઓનો નાશ, અને આત્માની વિમુક્તિની ઝંખના, એ ગુણોને અમુક ધર્મ કેટલા પ્રમાણમાં વિકસાવે છે એ પ્રશ્ન ખરા મહત્ત્વનો છે; ને એ જ એ ધર્મની કસોટી છે. એ ગુણો અધિક કાર્યશક્તિ ધરાવતી પ્રજાઓમાં વધારે પ્રમાણમાં મળી આવે છે એમ બતાવવાને વિશ્વાસપાત્ર આંકડા ક્યાંયે મળી શકે એમ નથી.[૩૬]

---

૩૫. ગ્રીસમાં આવેલી એક પર્વતમાળ. ગ્રીક દેવદેવીઓ તેના પર રહેતાં એમ મનાતું.

૩૬*. મિ. બેબીટ લખે છે : " પ્રાચીન લખાણોનો અભ્યાસ કરતાં એક વાતની ખાતરી થયા વિના રહેતી નથી કે બુદ્ધ અને તેમના આરંભ-

આપણે પ્રામાણિક હોઈએ તો કબૂલ કરીએ કે હિંદુ, બૌદ્ધ અને ખ્રિસ્તી એ સર્વ સમાજો આજે જે સ્થિતિમાં છે તે સ્થિતિમાં તે સર્વમાં દોષો ને ખામીઓ છે, અને એમાંના એકેય સમાજને સંતોષકારક ગણી શકાય એમ નથી. પણ આપણે તો મનને ફોસલાવીને એમ માની લઈએ છીએ કે આપણા સમાજની ખામીઓ એ બહારથી વળગેલો વળગાડ છે, જ્યારે બીજા સમાજોની ખામીઓ તેમનું અવિભાજ્ય અંગ છે. આપણો સમાજ પોતાના સિદ્ધાન્તોને વધારે દઢતાથી અનુસરે તો તેની ખામીઓ દૂર થાય; પણ બીજા સમાજોની ખામીઓ દૂર કરવી હોય તો તેના મૂલભૂત સિદ્ધાન્તોનો ત્યાગ જ કરવો પડે, કેમ કે એ ખામીઓ એ સિદ્ધાન્તોમાં મૂળથી જ જડાયેલી છે. મૅકનિકલ નામનો એક ખ્રિસ્તી લેખક કહે છે: "ખ્રિસ્તી ધર્મ જો માત્ર પોતાના સિદ્ધાન્તોને વફાદાર રહે તો તે દુનિયાને અજબ રીતે પલટાવી શકે. હિંદુ ધર્મ પોતાના સિદ્ધાંતોનો ત્યાગ નહિ કરે — કરશે એવી આશા આપણે રાખવી રહી — તો તેના જગતનો ઉદ્ધાર કાળાન્તે પણ નહિ થવા પામે." આપણા અભિપ્રાયોની સત્યતા વિષે આપણને કેટલી બધી ખાતરી હોય છે!

---

કાળના ઘણા અનુયાયીઓ માત્ર નામના જ નહિ પણ ખરેખરા સંતપુરુષો હતા...હું પોતે ભૂલને પાત્ર છું એ હું જાણું છું. વળી આ જાતની તુલનાઓમાં સમતોલપણું જાળવવું અતિશય મુશ્કેલ છે એની પણ મને ખબર છે. તે છતાં હું કહું છું કે ખ્રિસ્તી ધર્મના જેટલા જ સાધુસંતો બૌદ્ધ ધર્મમાં પણ થયા છે; અને વળી એ ધર્મ ખ્રિસ્તી ધર્મના કરતાં અસહિષ્ણુતા ને ધર્માંધતાથી ઓછો દૂષિત થયેલો છે." સર ચાર્લ્સ ઇલિયટ હિંદુ ધર્મ અને બૌદ્ધ ધર્મ પરના તેમના પુસ્તકમાં લખે છે: "યુરોપ આખો માનવધર્મ અને સંસ્કૃતિના સુપાત્ર શિક્ષક તરીકે ઊભો રહે એ દેખીતી હાંસીપાત્ર વાત છે. યુરોપિયનો એશિયાવાસીઓ કરતાં કોઈ પણ વિષયમાં શ્રેષ્ઠતા ભોગવતા હોય, તો તે શ્રેષ્ઠતા પ્રાયોગિકવિજ્ઞાન, નાણાશાસ્ત્ર અને રાજવહીવટના ક્ષેત્રમાં છે; વિચાર કે કલાના ક્ષેત્રમાં નથી. સત્તા અને વ્યવસ્થાશક્તિ એ તેમણે આપેલી ભેટો છે. બીજી બાબતોમાં એમની શ્રેષ્ઠતા કાલ્પનિક છે."

પોતાની ભૂલ કદી થાય જ નહિ એમ માનવું એના કરતાં ભૂરો વહેમ બીજો નથી.

યહૂદી ધર્મમાં 'અદેખા ઈશ્વર'ની[૩૭] જે કલ્પના હતી તેનો વારસો દુર્ભાગ્યે ખ્રિસ્તી ધર્મને મળ્યો હતો. તેથી તેણે ઈસુ ખ્રિસ્તને "ઈશ્વરના એકમાત્ર ઔરસ પુત્ર" માન્યા; અને એટલે જ કોઈ પણ હરીફ ઈશ્વરના સિંહાસન પાસે આવે એ ઈસુ સાંખી શકતા નથી એમ એણે માની લીધું. યુરોપની પાસે એનો પોતાનો વિશાળ માનવસેવાનો ધર્મ હતો; પણ તેણે જ્યારે ખ્રિસ્તી ધર્મ અંગીકાર કર્યો ત્યારે ધર્મની ભીષણ અસહિષ્ણુતા પણ એણે સ્વીકારી લીધી. ઈશ્વરે સર્વ સત્ય ખ્રિસ્તી સાધુસન્તોને એક વાર કાયમને માટે આપી દીધું છે એવી માન્યતામાંથી આવી અસહિષ્ણુતા નીપજવી સ્વાભાવિક હતી. પોતાની ધર્મશ્રદ્ધા એ જ અન્તિમ સત્ય છે એવા વિચારમાંથી અવનતિ થતા વાર લાગતી નથી, અને તેમાંથી આપખુદ, જક્કી ને લોહીતરસી ધર્માંધતા સહેજે જન્મવા પામે છે. એવી ધર્માન્ધતા સ્વતંત્ર વિચારથી બહુ જ ડરે છે; અને ચાલતા આવેલા ચીલામાંથી બહાર નીકળવાના જેટલા પ્રયાસ થાય તે બધાને તે બળજબરીથી દબાવી દે છે. ખ્રિસ્તી ચર્ચ (ધર્મસંઘે) એક વાર કાયમને માટે ઠરાવી રાખેલા ધર્મમતનું વિરોધી જે કંઈ હોય તેને શાસ્ત્રવિરુદ્ધ, અને તેથી જૂઠું કહેવામાં આવે છે. વિકાસક્રમના વૈજ્ઞાનિક સિદ્ધાન્તને એક ભ્રમ માનવામાં આવે છે; ને ડાકણોને જીવતી બાળવી એ કર્તવ્યરૂપ લેખાય છે. પ્રાચીન

---

૩૭. યહૂદી ધર્મમાં યાહવે નામથી ઈશ્વરની પૂજા થતી. તે 'અદેખો ઈશ્વર' મનાતો — એ અર્થમાં કે પોતા સિવાય બીજા કોઈ દેવની પૂજા તેનાથી સહન થઈ શકતી નહિ. બાઇબલના જૂના કરાર (તૌરાત)ના 'હિજરત (Exodus) નામના અધ્યાયમાં પેગંબર મૂસાને ઇશ્વરે આપેલી દસ આજ્ઞાઓ આવે છે, તેમાં કહ્યું છે: "તું મારા સિવાય બીજા કોઈ દેવોને પૂજીશ નહિ......તું મૂર્તિઓ બનાવી તેમને પગે લાગીશ નહિ કે તેમની પૂજા કરીશ નહિ: કેમ કે હું પરમેશ્વર, તારો નાથ, તે અદેખો ઈશ્વર છું."

અજ્ઞાનને 'શ્રુતિજ્ઞાનથી મળેલું સત્ય' કહી તેને પવિત્ર ગણવામાં આવે છે. અમુક નિશ્ચિત મતનો આગ્રહ રાખી તેનો બીજાઓ પાસે પરાણે સ્વીકાર કરાવવાનો રોગ, ધર્મમાં કે રાજકાજમાં કે સામાજિક વિચારના ક્ષેત્રમાં, માનવી સ્વતંત્રતા ને પ્રગતિનો વિરોધી છે. રૂઢ વિચારનો આગ્રહ રાખનારા ખ્રિસ્તી ધર્મસંઘો અગાઉ તેનાથી જુદા મત ધરાવનારાઓ પર જેવો જુલમ કરતા, તેવા જ જુલમો આજે રશિયામાં બિન–કમ્યુનિસ્ટો પર, ઇટલિમાં બિન–ફાસિસ્ટો પર, અને જર્મનીમાં યહૂદીઓ તથા સમાજવાદીઓ પર ચાલી રહ્યા છે.[૩૮]

આજના જમાનાના જુલમગારો, જેઓ રશિયાની પેઠે ધર્મમાત્રને જડમૂળથી ઉખાડવા મથે છે અથવા તો જર્મનીની પેઠે તેનું રૂપ બદલવા મથે છે, તેઓ એની એ જ જૂની — રૂપાળી છતાં ભ્રામક એવી — દલીલો વાપરે છે. એવી દલીલોને થોડા વખત પર ખ્રિસ્તી પ્રજા ખરી માનતી. પંદર સોથી વધારે વરસ લગી ખ્રિસ્તીઓ

---

૩૮.* ખ્રિસ્તી ધર્મમાં અમુક એક પ્રકારનો 'સનાતની' સંપ્રદાય ચલાવનાર એથેનેશિયસને વિષે ડૉ. સ્ટેનલી કહે છે: "એ શબ્દથી, અમુક અંશે, બુદ્ધિની સંકુચિતતા ને જડતા અને કેટલેક અંશે કઠોરતા, તથા લાગણીની શૂન્યતા, અને કેટલીક વાર વેરભરી શત્રુતા પણ સૂચવાય છે. એરિયન સંપ્રદાયવાળાઓની સામે તેણે જે ગાળોનો પ્રયોગ કર્યો છે તે બતાવે છે કે એક વીર આત્મા પણ તેના જમાનાની પક્ષાપક્ષી ને હિંસાવૃત્તિને વશ થઈ કેટલો આડો ચડી જાય છે. એ ભિન્ન સંપ્રદાયના ખ્રિસ્તીઓને તેણે કેવાં વિશેષણોથી નવાજ્યા છે તે જુઓ: દૈત્યો, ખ્રિસ્તશત્રુઓ, પાગલો, યહૂદીઓ, બહુદેવપૂજકો, નાસ્તિકો, કૂતરા, વરુ, સિંહ, સસલા, કાચંડા, સાપ, માછલી, મચ્છર, તમરાં, જળો. એવી ભાષાનો પ્રયોગ વાજબી ગણાય એવા કેટલાક દાખલા કદાચ હોય; પણ સામાન્ય રીતે અને એવી ભાષા વાપરનાર પ્રત્યે પૂરા આદરપૂર્વક કહેવું જોઈએ કે વાદવિવાદની આવી શૈલી અનુકરણીય નથી પણ ત્યાજ્ય છે."

'ખ્રિસ્તી' ધર્મને ન માનનાર પર જુલમ કરવા તૈયાર અને આતુર રહ્યા છે. આજે પણ તેઓ સ્પર્ધામૂલક લડાયક વૃત્તિ ધારણ કરવા તૈયાર છે; અને બારમી સદીમાં જેમ ઈશ્વરવાદી ઇસ્લામ સામે તેમણે ધર્મયુદ્ધો ચલાવેલાં તેમ આજે નિરીશ્વરવાદી રશિયા સામે જેહાદ ચાલવવા તેઓ તૈયાર છે. બોલશેવિક લોકો જો પોતાને દેખાયેલા સત્યને આગળ ધપાવવા સારું એવા જ પ્રકારના ઉપાયો યોજે, તો આપણે એમ ન કહી શકીએ કે તેઓ ઝનૂનથી દોરવાય છે, ને આપણું વર્તન શાંત અને સ્વસ્થ ચિત્તે કરેલા તત્ત્વચિંતન વડે ઘડાય છે. આપણને સોંપાયેલા સર્વોચ્ચ સત્યનાં રક્ષા અને પ્રચારને અર્થે જુલમ કરવો જરૂરનો છે એમ કહી આપણે જુલમનો બચાવ કરીએ, તો નિરીશ્વરવાદને આગળ ધપાવવા માટે ધર્મમાત્ર પર જુલમ કરવો એ પણ યોગ્ય ગણાય, અને તેની સામે તર્કદૃષ્ટિએ કશો વાંધો ઉઠાવી શકાય નહિ. ખરી વાત એ છે કે કોઈ પણ સિદ્ધાન્ત, તે પશુબળની મદદ લે છે એટલા માટે, વધારે સંગીન બનતો નથી, ને કોઈ સત્ય એમ કરવાથી વધારે સાચું બનતું નથી. આ વિષયનું તલસ્પર્શી વિવેચન કરતાં બિશપ બાર્ન્સ કહે છે :

"બાઈબલના જૂના કરાર પરથી એવું બતાવી શકાય એમ છે કે હજાર દાખલામાં જુલમ સકારણ અને વાજબી હતો. વળી જુલમ એ ઊંડામાં ઊંડી ધર્મવૃત્તિનું સ્વાભાવિક ફળ ભાસે છે. અને કોન્સ્ટેન્ટાઈનના સમયથી ખ્રિસ્તી ધર્મસંઘની દરેક મોટી શાખા જુલમ કરતી આવી છે એ વાત કદાચ સાચી હોય. છતાં જુલમ, ભલે ગમે તેવા હળવા રૂપમાં પણ, સામાન્ય રીતે ભૂલ છે અને ગુનો છે. ભૂલ છે, કેમ કે તે ક્વચિત જ સફળ થાય છે.[૩૯]

---

૩૯*. ફુલજેનશિયસ (ઈ. સ. ૫૦૦) કહે છે કે "સર્વ યહૂદીઓ, પાખંડીઓ, અને ધર્મસંઘમાં ફૂટ પડાવનારાઓ શાશ્વત અગ્નિમાં પડવાના છે એમાં લવલેશ શંકા નથી." સેંટ લુઈ જેવો સૌમ્ય પુરુષ પણ કહી શકેલો કે "કજિયાખોર યહૂદીને જવાબ દેવાનો ખ્રિસ્તી ગૃહસ્થની પાસે એક જ રસ્તો છે; તે એ કે તેના શરીરમાં તલવાર જેટલી ઊંડી ઊતરી

ગુનો છે, કેમકે સદ્ગુણ અને સદાચારને નામે તમે માનવજાતિના અધમ રાગદ્વેષોને છૂટાદોર મૂકી દો છો.''૪૦

ઇતિહાસ અને ભૂગોળ, કાળ અને સ્થળ એ સર્વની આપણાં શરીર, મન અને આત્મા પર અસર પડે છે. વિચારો નરી ખાલી જગામાં જન્મતા નથી. જેમ અમુક ભૌગોલિક પ્રદેશની વનસ્પતિ ને તેનાં પ્રાણીઓનાં રૂપ તે પ્રદેશની ભૂમિરચના, જમીન, આબોહવા વગેરેની અસરથી ઘડાય છે, તે જ પ્રમાણે વિચારોનું ઘડતર પણ તે વિચારો કરનાર મન અને તેની આસપાસનાં સ્થળ, કાળ, સંજોગો અનુસાર થાય છે. આખરે તો, આપણે

---

શકે તેટલી હુલાવી દેવી. સ્વર્ગ એ એરિસ્ટાઇડીઝ, સોક્રેટિસ અને કેટો જેવા સર્વ સાધુચરિત, વીર, શ્રદ્ધાવાન ને સદાચારી લોકોનું સંમેલન છે, એવો ચિતાર સ્વીસ સુધારક ઝિંવગલીએ ખડો કર્યો હતો. એ વાતની જ્યારે લ્યૂથરને ખબર પડી ત્યારે તેણે ઝિંવગલીને મોક્ષ મળવાની આશા મૂકી દીધી. આ બાબતમાં કેથલિક સિદ્ધાન્તનું વર્ણન મેકોલેએ આ પ્રમાણે કર્યું છે: "મારું કહેવું સાચું છે ને તમારું ખોટું છે. તમે બલવત્તર હો ત્યારે તમારે મારા પ્રત્યે સહિષ્ણુતા રાખવી જોઈએ, કેમ કે સત્યને સાંખી લેવું એ તમારી ફરજ છે. પણ હું બલવત્તર હોઉં ત્યારે હું તમારા પર જુલમ કરીશ, કેમ કે ભ્રમ ઉપર જુલમ કરવો એ મારી ફરજ છે." ગયા વિશ્વયુદ્ધ વખતે એક ખ્રિસ્તી પાદરીએ પોતાની સાથે કામ કરતા અન્ય ખ્રિસ્તી સંપ્રદાયના પાદરીને કહેલું: "તમે અને હું એક જ શેઠની સેવા કરીએ છીએ: તમે તમારી રીતે, અને હું એની રીતે."

૪૦*. જુલમ હમેશાં નિષ્ફળ નથી નીવડતો. તેણે ખ્રિસ્તી ધર્મને ઉત્તર આફ્રિકામાંથી હાંકી કાઢ્યો હતો. આલબીજેન્સીસ સંપ્રદાયના ખ્રિસ્તીઓને જુલમ વડે કચડી નાખવામાં આવેલા. જુલમે સ્પેનમાંથી પ્રોટેસ્ટંટ ધર્મની જડ નાબૂદ કરેલી. લેકી કહે છે કે ફ્રાન્સમાં કેથલિક સંપ્રદાયનું પ્રાબલ્ય છે તેનું મુખ્ય કારણ તે સેંટ બાર્થોલોમ્યુ દિનનો હત્યાકાંડ અને નાન્ટીસના ફરમાનનું પાછું ખેંચાવું એ છે. ખ્રિસ્તીઓની તલવારે હજારોને એ ધર્મમાં સામેલ કર્યા હતા, અને જે નવા નવા મતો બળવો કરી રહ્યા હતા તેમની સામે ધર્મસંઘને પ્રબળ બનાવ્યો હતો.

આપણા ધર્મ કે રાષ્ટ્ર પ્રત્યે જે નિષ્ઠા ધરાવીએ છીએ તેની પાછળ સામાન્યપણે આપણો સંકલ્પ કે સ્વેચ્છાસ્વીકાર નથી હોતા, પણ આંધળા નસીબની પ્રેરણા કે ગાડરિયા પ્રવાહની વૃત્તિ જ હોય છે.[૪૧] હિંદુ ગંગાને કાંઠે વેદમન્ત્રનો ઘોષ કરે છે, ચીનવાસી કનફ્યુશિયસના ધર્મગ્રન્થનું ચિન્તન કરે છે, જપાની બુદ્ધની મૂર્તિને પૂજે છે, યુરોપવાસી ઈસુ ખ્રિસ્તની ઉદ્ધારક શક્તિ વિષે દઢ શ્રદ્ધા ધરાવે છે, આરબ મસ્જિદમાં કુરાન પઢે છે, અને આફ્રિકાનો અરણ્યવાસી કોઈ વૃક્ષ કે પાષાણને નમન કરે છે — એ દરેક જણને પોતાની વિશિષ્ટ શ્રદ્ધા માટે અચૂક એક જ પ્રકારનાં કારણો હોય છે. ધર્મનો દરેક પ્રકાર તેના અનુયાયીઓની આંતરિક શ્રદ્ધા અને નિષ્ઠાને બરાબર એક જ રીતે જગાડે છે ને સંતોષે છે. તેમનો ધર્મ એ તેમણે કરેલું ઈશ્વરનું ઊંડામાં ઊંડું આકલન અને તેમને થયેલો ઈશ્વરનો સંપૂર્ણ સાક્ષાત્કાર છે. કોઈ પણ ધર્મ સાચો ને સ્વીકાર્ય હોવાનો દાવો કરે છે તેનું કારણ એ જ છે કે તેના અનુયાયીઓ એ ધર્મની અસર વડે જ આજે છે એવા બન્યા છે.

---

૪૧*. સરખાવો ટોલ્સ્ટોયે ચિત્રકાર જાન સ્ટીકાને લખેલો પત્ર: "ઇજિપ્ત, ઈઝરાયલ, હિંદુસ્તાન, ચીન, ને ગ્રીસની પ્રાચીન સંસ્કૃતિઓ પાસેથી આપણને જે સુંદર સિદ્ધાન્તો મળેલા છે તેમાંનો જ એક ઈસુનો સિદ્ધાન્ત પણ છે. એમ હું માનું છું. ઈશ્વર એટલે કે પૂર્ણત્વ પ્રત્યેનો પ્રેમ, અને પડોશી એટલે કે કશા ભેદભાવ વિના મનુષ્યમાત્ર પ્રત્યેનો પ્રેમ એ બે ઈસુના મહાન સિદ્ધાન્તો છે. એ તો જગતના સર્વ ઋષિમુનિઓએ ઉપદેશેલા છે...મને ખ્રિસ્તી ધર્મ પ્રત્યે પક્ષપાત નથી. હું ઈસુના ઉપદેશથી વિશેષ આકર્ષાયો છું તેનાં બે કારણ છે: (૧) હું ખ્રિસ્તી સમાજમાં જન્મ્યો ને રહ્યો છું; (૨) ખ્રિસ્તી ધર્મસંઘોએ ઉપજાવેલા બેહૂદા અસત્યમાંથી ઈસુના શુદ્ધ સિદ્ધાન્તને છૂટો પાડવામાં મારા આત્માને ભારે આનંદ મળ્યો છે."

તેઓ એ ધર્મની સાથેસાથે ઊછર્યાં છે, અને એ ધર્મ તેમના જીવનને તારેતારે વણાઈ ગયો છે. ટ્રીલ્શ નામનો લેખક કહે છે:

"ધર્મ એ આપણી આગળ પ્રગટ થયેલું ઈશ્વરનું મુખારવિંદ છે. આપણે જેવા છીએ તેવા ઈશ્વરનું શ્રુતિજ્ઞાન જે રીતે મેળવીએ છીએ ને તે મળ્યા પછી જે રીતે વર્તીએ છીએ તેનું નામ ધર્મ છે. એ આપણે માટે અન્તિમ અને અમર્યાદ વસ્તુ છે, કેમ કે આપણી પાસે એ સિવાય બીજું કંઈ હોતું નથી; અને આપણી પાસે જે ધર્મ છે તેમાં આપણે ઈશ્વરી વાણીના સૂર ઓળખી શકીએ છીએ. પણ સંભવ છે કે બીજા જાતિસમૂહો, સર્વથા ભિન્ન સંસ્કારોના વાતાવરણમાં રહેતા હોઈ, દૈવી જીવન સાથે સાવ જુદી જ રીતે સંસર્ગ અનુભવે; તેમની પાસે એવો ધર્મ હોય જે તેમની સાથેસાથે જ વિકાસ પામ્યો હોય, અને તેઓ આજે છે તેવા રહે ત્યાં સુધી એ ધર્મની વિખૂટા પડી શકે એમ ન હોય. સંભવ છે કે તેઓ ખરા જિગરથી આ ધર્મને પોતાને માટે સર્વથા સાચો માનતા હોય, અને એ સત્યતાને તેઓ પોતાની ધર્મવૃત્તિની માગણી અનુસાર વ્યક્ત કરતા હોય."

ભિન્ન ભિન્ન ધર્મો એ નિરાકાર સત્યનાં ઐતિહાસિક સાકાર રૂપો છે. મૂળ સંપત્તિ એક અને અવિભાજ્ય છે; પણ જે માટીના વાસણમાં તે ભરેલી છે તે વાસણ તેના સમય અને સંજોગોના આકાર અને રંગ ધારણ કરે છે. દરેક ઐતિહાસિક દર્શન એ પરમાત્માનો શક્ય, સંપૂર્ણ આવિર્ભાવ છે; તેનામાં, તેની વિશિષ્ટતા છતાં નહિ પણ એ વિશિષ્ટતાને લીધે જ, આપણને પરમાત્મપદ લગી પહોંચાડવાની શક્તિ રહેલી છે. તે દર્શનનો સ્વીકાર કરનાર જનમંડળને એની એ વિશિષ્ટતા જ અધિક રુચે છે. ડૉ. ઈંગ કહે છે કે કોઈ પણ અંગ્રેજ રોમન કૅથલિક થઈ શકે નહિ. એ વચનનું વિવેચન કરતાં સાંટાયાના લખે છે:

કોઈ અંગ્રેજ જો પોતાને કૅથલિક કહેવડાવવા માંગે, તો તે બીજી હજારો ધુનોના જેવી એક ધુન છે; અને તેનો અંતરાત્મા, ગંભીરપણે રમતિયાળ હોઈ, તેને એવી ધુન વળગે એ સંભવિત છે. તે કદાચ રોમની યાત્રાએ પણ જાય. પણ જો તે ખરેખર પોતાનો સંપ્રદાય બદલે અને ખરા જિગરથી કૅથલિક

અને, તો તે જેવો માણસ પહેલાં હતો તેવો રહે જ નહીં. એ બનાવ પછી તેની અને સ્વદેશમાંની દરેક વસ્તુની વચ્ચે જે મોટી ખાઈ પડી જાય તેનું માપ શબ્દોથી કાઢી શકાય એમ નથી. સ્વતંત્રતા, પ્રયોગપ્રિયતા, ઓછાબોલાપણું એ ગુણો આધુનિક અંગ્રેજના હાડમાં રહેલા છે. એવો માણસ રોમ જઈ કેથલીક સંપ્રદાયમાં ભળે એ નર્યો આપઘાત જ છે; સૌથી પહેલાં તો એના અંતરાત્માનો જ હ્રાસ થાય. એવો અંગ્રેજ કદાચ મોટો સંત બને; પણ તે અંગ્રેજ તો મટી જ જાય.”

એટલે કે એનો દેહ બદલાઈ જાય એમ નહિ, પણ એનો એક સ્વભાવ બદલાઈ તેને ઠેકાણે બીજો આવે. ધર્મ એ વસ્તુ વીણાના તાર જેવી છે; સુરીલી વીણા પરથી તારને ઉતારી લીધા પછી તેમાંથી સૂર નીકળે તો પણ ખોટો નીકળે.

જેમ મનુષ્યના વ્યક્તિત્વનો આધાર તેની સ્મૃતિ કાયમ રહેવા પર છે, તેમ સમાજજીવનનો આધાર પ્રણાલિકાના સાતત્ય પર છે. પ્રણાલિકા એટલે સમાજને રહેતી પોતાના ભૂતકાળની સ્મૃતિ. આપણે જો માણસને તેની પ્રણાલિકારૂપી મૂળથી વિખૂટો પાડી દઈએ તો તે શૂન્યમનસ્ક ને વિપથગામી થઈ જાય. જેઓ ધર્માન્તરમાં માને છે તેઓ કહે છે કે ઐતિહાસિક ક્રિયા અથવા પ્રણાલિકા એ મનુષ્ય ઉપર બહારથી પરાણે લાદેલો જુલમ છે. તેઓ એમ પણ માની લે છે કે ધર્મની પસંદગી કરવી એ ઢબુ ઉછાળીને નિશ્ચય કરવા જેવી સહેલી વાત છે. પણ વસ્તુતઃ ઇતિહાસ એ એક સજીવ વસ્તુ છે; મનુષ્યના પૃથ્વી પરના ઈશ્વરનિર્મિત ધ્યેયનું એક અંગ કે એક પાસો છે. માણસનું વ્યક્તિત્વ કાયમ રાખવા માટે સ્મૃતિ અથવા યાદદાસ્તની જેટલી જરૂર છે તેટલી જ જરૂર માનવજાતિને ઇતિહાસની છે. ઈતિહાસ એ વિસ્મૃત ઉપર સ્મૃતિનો વિજય છે. આપણો સામાજિક ભૂતકાળ ભૂલી જવો એનો અર્થ એ કે આપણી વંશાવળી ભૂલી જવી. એટલે, કોઈ ખડકમાં સોનાનો નાનો થર જડાયેલો હોય તેને ખડકથી જુદો પાડવો એ જેટલું કઠણ છે

તેટલું જ કઠણુ કામ માણસના ધર્મને બાકીના જીવનથી જુદો પાડવાનું છે. ભગવદ્‌ગીતાને ઇતિહાસની ઉપયોગિતાનો સ્પષ્ટ ખ્યાલ છે; એટલે તેણે કહ્યું છે કે બીજાઓની શ્રદ્ધાને આપણે સ્વીકારતા ન હોઈએ તો પણ તેમનો બુદ્ધિભેદ કરી તેમનાં મનનું સુખ હરી લેવું ન જોઈએ.[૪૨] પણ ઊલટી એ શ્રદ્ધાને આપણે સબળ બનાવવી જોઈએ.[૪૩] મનુષ્યસ્વભાવ એ કોરી સ્લેટ કે કાળું પાટિયું નથી કે એના પર આપણે ચાક વડે કંઈક લખી શકીએ ને પછી પોતા વડે ભૂસી શકીએ. મનુષ્યસ્વભાવ એ ભાવનામય ચૈતન્ય છે, ને તેના પર સૂક્ષ્મમાં સૂક્ષ્મ વસ્તુઓની છાપ પડે છે ને સ્થાયી રહી જાય છે. સમાજવ્યવસ્થા પેદા કરતાં, તથા સ્વાતંત્ર્ય ને સ્થૈર્ય વચ્ચેના જે સમતોલપણા વિના સભ્ય જીવન અશક્ય છે તે સમતોલપણું ટકાવી રાખતાં, કેટલી મહેનત પડે છે તેનો સ્પષ્ટ ખ્યાલ આપણને હોવો જોઈએ. સામાજિક સંગઠન પેદા કરવાનું દરેક ધર્મનું ધ્યેય હોય છે; અને એવું સંગઠન અમુક અંશે તે આપે છે પણ ખરો. એટલે તે ધર્મને ખસેડી તેને સ્થાને હરીફ ધર્મને

---

૪૨. न बुद्धिभेदं जनयेदज्ञानां कर्मसंगिनाम् ।
जोषयेत्सर्वकर्माणि विद्वान्युक्तः समाचरन् ॥
ગીતા ૩; ૨૬.

૪૩.* રોબર્ટ લુઈ સ્ટીવનસને એક વાર એક મિશનરી બાઈને લખેલું : "તમે નાની નાની બધી ચાવળાઈ હંમેશને માટે ને પૂરેપૂરી ભૂલી જાઓ; અને યાદ રાખો કે માણસની લગભગ ખૂન જેવી દશા કર્યા વિના તમે તેને બાપદાદા પાસેથી વારસામાં મળેલા કાર્યાકાર્યના વિચારો બદલી શકવાનાં નથી. એ વિચારો જંગલી લાગે તો પણ તમે હંમેશાં ધીરજથી તેને સહન કરો; નમ્રતાપૂર્વક તેનો આંક કાઢો; અને એમાં હંમેશાં કંઈક સારા અંશનો અંકુર રહેલો શોધી કાઢો. એ વિચારોને કાળજીપૂર્વક ઉછેરો. એટલું ખસૂસ યાદ રાખો કે તમારાથી એક જ વાત બની શકે એવી છે: એ માણસને એની પોતાની સંસ્કૃતિને ધોરણે સુધારો; પછી ભલે એ સંસ્કૃતિ ગમે તેવી હોય."

સ્થાપવાનો પ્રયત્ન બહુ સાવચેતીથી કરવા જેવો છે. વળી બીજાઓની શ્રદ્ધાઓ પર પ્રહારો કરવાથી અને તેને તોડી પાડવાથી કોઈ પણ ધર્મને જીત મળતી નથી. ધર્મમાં પ્રાચીન પ્રતીકોને — જેના પર લીલ બાઝી ગઈ હોય એવી પ્રતિમાઓને — પસંદ કરવાની જે વૃત્તિ આપણામાં હોય છે તેની પાછળ અવિચારી મનસ્વીપણું નથી હોતું. નવા નવા વિચારો ને અભિનવમતવાદો જોઈને આપણી કુતૂહલવૃત્તિ કદાચ જાગે ને આપણને તે વિષે જાણવાની ઇચ્છા થાય; પણ લાગણીઓના ઊંડામાં ઊંડા થરોને હલાવી હૃદયતન્ત્રીને નચવવાની શક્તિ તો જૂની વૃત્તિઓમાં જ રહેલી હોય છે. એ જૂની વૃત્તિઓના પડઘા વ્યક્તિ અને જાતિના છેક બાલ્યકાળ લગી પહોંચેલા હોય છે. નવા વિચારો ને નવા સિદ્ધાન્તોથી નવી વૃત્તિઓ કદાચ જાગૃત થાય; પણ પ્રબળ સ્વપ્નો ને ઝંખનાઓ પેદા કરવાની શક્તિ તો જૂનાં સ્મરણોમાં જ છે. ભગવદ્ગીતાના કર્તાને સમજાયેલું હતું કે અણઘડમાં અણઘડ મૂર્તિઓ અને જૂનામાં જૂના ઉપાસનાવિધિઓ પણ પરમાત્મતત્ત્વનાં આકલન અને સાક્ષાત્કાર કરવાનાં સાધનો છે. આપણે જે પરમાત્મતત્ત્વની ઉપાસના કરીએ છીએ તેનું આકલન કે વર્ણન એ વિચારો, ભાવનાઓ કે કલ્પનાઓ વડે થઈ શકતું જ નથી; છતાં ધર્મની શિસ્ત આપણી પાસેથી એમ માગે છે કે આપણે જ્યાં હોઈએ ત્યાં જ રહીને, અને આપણાથી બની શકે તે રીતે, ઉપાસના કરવાને તૈયાર રહેવું જોઈએ. જુદાં જુદાં પ્રતીકો, ઈશ્વરના સાચા સ્વરૂપથી ભલે ગમે તેટલાં દૂર છતાં, માણસના અંતરમાં ઊંચી કોટિના આધ્યાત્મિક ભાવો ભરે છે ને એ ભાવોને પોષે છે. આત્મોન્નતિ કરાવનાર ધર્મના સાધન તરીકે જૂનો સ્થાનિક ઉપાસનામાર્ગ બહારથી આવેલા કોઈ પણ ધર્મ પર બધી રીતે સરસાઈ ભોગવે છે;[૪૪] કેમ કે પોતાનો જૂનો

---

૪૪* ગાંધીજી લખે છેઃ "ધર્મની બાબતમાં મારે મારા પૂર્વજોના ધર્મને જ વળગી રહેવું જોઈએ. મારો ધર્મ ખામીવાળો હોય તો મારે તે

ધર્મ છોડી નવા ધર્મમાં જનાર માણસ પોતાની નજરમાં જ સાવ અજાણ્યો બની જાય છે. લગ્નબાહ્ય કામસંબન્ધમાંથી જન્મેલા બાળકને જેમ પિતાનો વારસો મળતો નથી, તેના જેવી એની દશા થાય છે, કેમ કે તે પણ પોતાના બાપદાદાનો સંસ્કારનો વારસો ગુમાવી બેસે છે. પોતાના પૂર્વજો સાથે તેને કશો સંબંધ રહેતો નથી. જે વર્તન બીજા લોકો એક ટેવ તરીકે યા સ્વયંસ્ફૂર્તિથી કરે છે તે આ માણસ દંભ યા ઘમંડથી કરતો હોય એવો ભાસ થાય છે. તે અંતરનો વિકાસ સાધીને કે સ્વાભાવિક રીતે પ્રગતિ કરતાં કરતાં નવા ધર્મમાં પ્રવેશ નથી કરતો. એ નવો ધર્મ જૂના ધર્મમાંથી સહેજે નિષ્પન્ન નથી થતો; તે ક્યાંથી આવી પડે છે એની ખબર નથી પડતી.

દુર્ભાગ્યે, જેમ સ્વદેશ વિષેની આસ્થા માનવજાતિ વિષેની આસ્થાને હણે છે, તેમ સ્વધર્મ વિષેની આસ્થા ઇતર ધર્મો વિષેની આસ્થાને હણતી દેખાય છે. દરેક ધર્મના અનુયાયીઓને લાગે છે કે જેમ ચીની માટીનાં વાસણ અથવા જપાની ચિત્રો પરદેશ મોકલી શકાય એવી ચીજો છે, તેમ અમારો ધર્મ પણ પરદેશમાં નિકાસ

---

ખામીઓ દૂર કરીને તેની સેવા કરવી જોઈએ." તેમણે ખ્રિસ્તી મિશનરીઓને કહેલું : "હું તમને ચોકસ કહું છું કે પૂર્વની પ્રજાઓનાં જીવનને મૂળથી ઉખાડી નાખવાં એ તમારું કર્તવ્ય નથી." પ્રસિદ્ધ માનવવંશશાસ્ત્રી પીટ-રિવર્સ લખે છે : "વિલાયતમાં રહેતા લોકોને ખબર નથી કે પરદેશમાં જઈ માનવવંશશાસ્ત્રને અંગે તપાસ ચલાવનારાઓમાં મોટા ભાગના માણસો, જેઓ જગતના સર્વ ભાગોમાં કામ કરે છે, અને લોકોના રીતરિવાજ અને ધર્મને વિષે સમભાવ ધરાવતા હોઈ તેને વિષે પૂરી માહિતી મેળવવા ઇન્તેજાર હોય છે, તેઓ ઘણી વાર પોતાની ઇચ્છા વિરુદ્ધ, નક્કરકે એવા નિર્ણય પર આવ્યા છે કે ખ્રિસ્તી ધર્માન્તરની પ્રવૃત્તિએ આદિવાસી કોમોની સંસ્કૃતિને છિન્નભિન્ન કરી એ કોમોને પારાવાર હાનિ કરી છે; અને એ ક્રિયાથી એ લોકોનાં મનમાં જે અશાન્તિ ને વિદ્વેષ ઉત્પન્ન થયાં છે તેનાથી આપણને પણ નુકસાન થયું છે."

કરી શકાય એવો છે. તેમનું ચાલે તો તેઓ જગતના જીવમાત્રને હાંકીને એક જ ધર્મના વાડામાં પૂરી દે. માણસમાત્રની પાસે પરાણે એક જ ધર્મનો સ્વીકાર કરાવવાથી મનુષ્યજાતિને જે ભારે નુકસાન જવાનો સંભવ રહે છે તેની તેમને ગતાગમ નથી હોતી. ભિન્ન ભિન્ન ધર્મોની પ્રણાલિકાઓને નાબૂદ કરવામાં આવે તો તેથી જગત જરૂર દરિદ્ર બને. જે વસ્તુની કદર કરતાં આપણે શીખ્યા નથી તેનો નાશ કરવાનો હક આપણને છે ખરો? જે વસ્તુ એક પ્રજાને અણમોલ લાગે છે, જેની ઇમારત જમાનાઓના જ્ઞાનનો ઉપયોગ કરીને પરિશ્રમપૂર્વક બાંધવામાં આવી છે, તેને તોડી પાડીને ભોંયભેગી કરવી એ જંગલીપણું છે. માનવ આત્માને પ્રેરણા આપનાર સંસ્કારોનો જે ખજાનો જગતમાં છે તેમાંનું એક રત્ન તે ગૌતમ બુદ્ધનું સ્મરણ છે. આપણા કરોડો માનવબંધુઓ પર તે ઘણો ભારે પ્રભાવ ધરાવે છે. જીવનને અધિક વીરત્વ ને આર્યત્વવાળું બનાવવાને તેણે આપેલી પ્રેરણાનું લેખું માંડી શકાય એમ નથી. મનુષ્યના આત્માને સુઘડ ને સંસ્કારી બનાવવામાં તથા તેના સામાજિક સંબંધોમાં પ્રેમ અને કરુણા રેડવામાં તેણે આપેલો ફાળો જબરદસ્ત છે. અને છતાં બીજા ઝંડાઓ નીચે રહીને લડનારા, અને બેશક માનવપ્રેમી, એવા માણસો એ મહાત્માની સ્મૃતિને ભૂંસી નાખવાના, ને તેમના પ્રભાવને નાબૂદ કરવાના પ્રયાસો કરી રહ્યા છે. એનું કારણ આંધળો મમત છે, દયાજનક અજ્ઞાન છે, એમ જ કહી શકાય. જે ધર્મ હૃદયની આવી કઠોરતા કેળવી શકે છે, માનવજાતિ પર પડનારી આવી આફતનો વિચાર કરતાં જેના પેટમાંનું પાણી હાલતું નથી, તે 'ધર્મ' નામને લાયક છે એમ ભાગ્યે જ કહી શકાય. ઈસુએ તો કહેલું: "તમે એમ ન માનશો કે હું ધર્મના પરાપૂર્વથી ચાલતા આવેલા નિયમોનો કે પેગંબરોનાં વચનોનો નાશ કરવાને આવ્યો છું. હું નાશ કરવાને નથી આવ્યો, પણ જે અધૂરું છે તે પૂરું કરવાને આવ્યો છું." તેઓ આપણને કહે છે કે "જેમાંથી ધુમાડો નીકળતો

હોય એવા શણના છોડને હોલવશો નહિ; જે ઠૂંઠાને ઉઝરડા થયા હોય તેને ભાંગી નાખશો નહિ."

દરેક ધર્મ એ એક સજીવ અને ગતિમાન હિલચાલ છે; એટલે એનું કોઈ એક અંગ યા રૂપ પોતે સંપૂર્ણ કે અન્તિમ હોવાનો દાવો ન કરી શકે. કોઈ પણ ઐતિહાસિક ધર્મને સંપૂર્ણ ને અવિચળ સત્યરૂપ ન ગણી શકાય. આખરે તો, પૃથ્વી પરના માણસના ઇતિહાસને પણ જ્યારે જૂનામાં જૂના ખડકોની વય સાથે સરખાવીએ ત્યારે માનવી ઇતિહાસ કાળના એક નાનકડા બિન્દુ જેવો જ લાગે. કોઈ પણ ધર્મની કિંમત એની ઉંમર પરથી આંકવા બેસીએ તો તેના જીવનકાળની વિસાત તો વળી એથીયે ઓછી લાગે. એટલા ટૂંકા વખતમાં આપણે સંપૂર્ણ ને અન્તિમ સત્યની પ્રાપ્તિ કરી છે એમ માની લેવું એ સાહસ જ ગણાય.

આપણે એમ માની લેવું જોઈએ કે મનુષ્ય એ ઈશ્વરની પ્રથમ કૃતિ હોઈ, ઈશ્વર તેના અંતરમાં વાસ કરે છે, ને મનુષ્ય ઈશ્વરથી વિખૂટો પડી શકતો જ નથી, એટલું જ નહિ પણ મનુષ્યને ચેતન અને સ્ફૂર્તિ પણ ઈશ્વર જ આપે છે. આપણે ગમે તેવા 'કુટિલ ખલ કામી' દેખાતા હોઈએ, છતાં તે આપણાં જીવનનાં મૂળ સાહીને આપણને પકડી રાખે છે. મનુષ્યમાત્ર આત્મગિરિનાં શિખરો તરફ હાંફતાં હાંફતાં ચડતાં હોય છે; તેમના ડગમગતા પગને ઈશ્વર જ પોતાના ચૈતન્યના બળ વડે સ્થિર રાખે છે. આપણે કુદરતની પ્રવૃત્તિમાં મદદ કરી શકીએ; પણ તેને જોશભેર દોડાવવાનું આપણું ગજું નથી. ઈશ્વર પોતાની મેળે ધર્મોને શુદ્ધ કરશે એમ માની શાન્તિથી વાટ જોવાને બદલે આપણે તોરમાં આવીને ધર્મમાંથી બુદ્ધિ અને કલ્પનાનાં બધા અંશો કાઢી નાખીએ, તો તેમ કરતાં કરતાં આપણી દુર્દશા થશે; અને આપણાં વિષયગ્રસ્ત મન અને રાગદ્વેષવાળાં હૃદય જેનો આધાર લઈ વિસામો ને આસાયેશ પામી શકે એવી કોઈ ચીજ જ જગતમાં બાકી નહિ રહે.

લૉગૉસ જગતના અણુએ અણુમાં વ્યાપેલા છે એમ જેઓ માને છે તેમને તો બીજા ધર્મોનું મૂલ્ય કબૂલ રાખવું જ પડે છે. મનુષ્યમાં ઈશ્વરને શોધવાની સ્વયંભૂ વૃત્તિ છે એમ, ઈસુના પહેલા બાર શિષ્યો સ્વીકારતા હતા; ઈશ્વરે હીધનોનાં મનમાં સુદ્ધાં પોતાને વિષેનું જ્ઞાન મૂકેલું છે એમ પણ તેમણે કહેલું. છતાં તેઓ એમ જ માનતા કે ઈતરધર્મીઓનાં વિધિઓ ને માન્યતાઓ વહેમ અને ભ્રમમાંથી જ પેદા થયેલાં છે. 'હીધનોની મૂર્તિઓ' વિષે જેવો તિરસ્કાર યહૂદી પગંબરોનાં મનમાં હતો તેવો જ સેંટ પૉલના મનમાં પણ હતો. ખ્રિસ્તી શહીદ જસ્ટીન (ઈ. સ ૧૫૦) માનતો કે સૉક્રેટિસ અને હિરૅક્લીટસ જેવા જે માણસોએ સચ્છીલ જીવન ગાળેલું તેઓ ખ્રિસ્તી હતા. અલેક્ઝાંડ્રિયાનો ક્લેમંટ કહેતો કે ફિલસૂફી એ ગ્રીકોને ઈસુની સમીપ લાવનારું જ્ઞાનસાધન હતું. સેંટ ઑગસ્ટાઈન માનતો કે ઈસુ એ માનવજાતિના જન્મકાળથી માંડીને થઈ ગયેલા સર્વ સજ્જનોના મુખી અને અગ્રણી છે.

લૉગૉસના સિદ્ધાન્તમાંથી ફલિત થયેલા આ સર્વ વિચારોની ઈમારતનો યહૂદી ધર્મમાંથી ઊતરી આવેલી કલ્પનાઓએ ભાંગીને ભૂકો નાખ્યો.[૪૫] યહૂદીઓ માનતા કે યાહવે એ જ એકમાત્ર ઈશ્વર છે, અને બીજા બધા દેવો તે પોતાના શત્રુઓના દેવો છે. તેઓ એમ પણ માનતા કે યહૂદીઓ એ ઈશ્વરની માનીતી પ્રજા છે. તે પાપ-પુણ્ય, વિધિનિષેધ વગેરેની સ્વતન્ત્ર સ્મૃતિ તેમણે પોતાને માટે રચી હતી. ધર્મના નિયમો તોડવા, પોતાના સાચા ઈશ્વરને છોડી દેવો,

---

૪૫*. અધ્યાપક ઍંગસ કહે છે: "જે યુગમાં ખ્રિસ્તી ધર્મ પ્રગટ થયો તે યુગના કરતાં અધિક સહિષ્ણુ બીજો કોઈ યુગ ન હતો." વળી: "અસહિષ્ણુતાની બાબતમાં ખ્રિસ્તી ધર્મ બીજા બધા પેગન ધર્મોથી જુદે રસ્તે ચાલેલો, અને અસહિષ્ણુતામાં તે યહૂદી ધર્મને ટપી ગયેલો. એ વિષયમાં એનું વર્તન તે યુગની ભાવનાથી સાવ ઊલટું હતું." (ધી મિસ્ટરી રિલિજિયન્સ ઍંડ ક્રિશ્ચિયાનિટી, પૃ. ૨૭૭-૮)

ને બીજા દેવોની પાછળ દોડવું, એ એમની દૃષ્ટિએ મહાપાપ હતું. હિંદુ ધર્મના જેવો જે ધર્મ ઈશ્વરને સચરાચરમાં વ્યાપી રહેલો માને છે, અને એ વસ્તુ પર વિશેષ ભાર મૂકે છે, તે તો માને છે કે આખી મનુષ્યજાતિ એ ઈશ્વરની માનીતિ પ્રજા છે. આપણી પાસે જેમ આપણા પાડોશીઓને શીખવવા જેવું કંઈક હોય છે, તેમ કંઈક તેમની પાસેથી શીખવા જેવું પણ હોય છે. હિંદુ ઋષિમુનિઓ જાણે છે કે પરમાત્મપ્રાપ્તિનો જે રસ્તો તેમણે પોતે લીધો છે તે એકંદરે બહુ જ સીધા ચઢાણવાળો છે; અને જે કરોડો લોકો હિંદુ સમાજનો મોટો ભાગ છે ને જેમનામાં હજુ ધર્મભાવના ટકી રહેલી છે તેમને માટે કદાચ એ માર્ગ સુગમ ના હોય. તેઓ જ્ઞાની મુનિની ઝડપથી ચડે એવી આશા રાખી ન શકાય, કેમ કે એમના જેવા જ્ઞાન અને સંસ્કારનો લાભ એ કરોડોના સમૂહને મળ્યો નથી હોતો. છતાં એ સમૂહને પણ તેમના પોતાના હક્કો તો હોય જ છે. તેમને પણ એના એ જ મુકામે દોરી જવા જોઈએ એ સાચું; પણ તે તેમને પોતાને રસ્તે.

જગતમાં જીવનની બે ફિલસૂફીઓ — બે ભિન્ન જીવનદર્શનો — વચ્ચે હરીફાઈ ચાલી રહેલી છે. એ બેના સિદ્ધાન્તનું વર્ણન પ્લેટો અને રૂસોના[૪૬] ભાષામાં કરી શકાય. પ્લેટો કહે છે:

"તે (કાયદો ઘડનાર) માત્ર પોતાની શોધકબુદ્ધિ વાપરે તો તેને ખબર પડી રહે કે અમુક નગરને માટે કયા પ્રકારના વિચારો સૌથી અધિક હિતકારક થઈ પડશે. એ જાણ્યા પછી તે સર્વ પ્રકારની યુક્તિઓ યોજીને એવી પેરવી કરે કે એ આખા સમાજ એ વિષયનું નિરૂપણ — કાવ્ય, વાર્તા, પ્રવચન આદિ સર્વમાં — હમેશાં એક જ રીતે કરે."

---

૪૬. ફ્રેન્ચ લેખક અને ફિલસૂફ. (ઈ. સ. ૧૭૧૨—૧૭૭૮). તેના રાજકીય વિચારોની અસર ફ્રેન્ચ વિપ્લવવાદીઓ ઉપર તેમ જ એકંદરે આખા યુરોપ ઉપર ઘણી પડેલી.

રૂસો કહે છે:

"પોતાની ઇચ્છા પ્રમાણે તે જ માણસ ચાલે છે જેને, તેમ કરવા માટે, પોતાના ઉપરાંત બીજાના હાથ તે કામમાં વાપરવા પડતા નથી. એ પરથી એમ ફલિત થાય છે કે સર્વ સારી વસ્તુઓમાં શ્રેષ્ઠ તે સત્તા નથી પણ સ્વતન્ત્રતા છે. જે માણસ ખરેખરો સ્વતન્ત્ર છે તે પોતાને મળી શકે એવી હોય તે ચીજની જ ઝંખના રાખે છે, અને પોતાને ગમે તે જ કરે છે, એ મારું મૂલભૂત સૂત્ર મેં તમને જણાવી દીધું."

આ બે કલ્પનાઓ સ્વભાવતઃ એકબીજાની વિરોધી છે. સેંકડો વરસની મનુષ્યની જીવનયાત્રાના ઇતિહાસમાં ત્રાજવું કેટલીક વાર એકની તરફ નમ્યું છે, કેટલીક વાર બીજી તરફ; અને માનવ-જાતિએ એ બેની વચ્ચે ઝોલાં ખાધા કર્યાં છે. પહેલી કલ્પનામાં એમ માની લીધેલું છે કે માણુસમાં સત્ય જાણવાની કે પારખવાની શક્તિ નથી; તેની પોતાની બુદ્ધિ તેને ક્યાંય આડે રસ્તે દોરી જવાનો સંભવ રહે છે; અને તેથી તેને પરાણે સત્યનું દર્શન કરાવી તેને પાસે સદ્વર્તન કરાવવું જોઈએ. આપણે મનુષ્યોને ભૂંડની પેઠે ઉછેરીએ; માટીની પેઠે તેમને મરજીમાં આવે તેવા ઘાટ આપીએ; તેમની વૃત્તિઓ ને વાસનાઓને ધાર્યે રસ્તે ચડાવીએ; અને તેમણે કેવા આચારવિચાર રાખવા એ નક્કી કરી આપીએ — એવી પહેલા મતની કલ્પના છે. ફાસિસ્ટો અને કમ્યુનિસ્ટો (સામ્યવાદીઓ) જે રીતે પોતાના સિદ્ધાન્તો ફેલાવે છે તે રીતને આ મતના લોકો વાજબી ગણે છે. બીજો જે મત છે — જેનું પ્રતિપાદન રૂસોએ કર્યું છે — તે લોકશાસન અને ઉદારમતવાદની રીતોનું સમર્થન કરે છે. એ મત મનુષ્યને સાંકળે બાંધેલો પશુ નથી ગણતો, પણ મોક્ષ મેળવવાની ગૂઢ શક્તિવાળો આત્મા માને છે. બળજબરી અને સ્વતંત્રતા, સામુદાયિક એકરૂપતા અને વ્યક્તિગત ભિન્નતા, પરાણે કરેલું ધર્માન્તર અને અનિયન્ત્રિતપણે થવા દીધેલો આત્મવિકાસ, એની વચ્ચે જેવો ફરક હોય છે તેવો જ ફરક આ બે મતોની વચ્ચે

છે. ઓછામાં ઓછું ધર્મ તો સ્વતંત્રતાનું ધામ રહેવો જ જોઈએ. ધર્મ આપણા પર યન્ત્ર વડે બહારથી લાદી ન શકાય. આત્માના વિકાસનો નિયમ જડ વસ્તુઓને લગતા નિયમથી જુદો છે. જડ વસ્તુઓ પરત્વે તો આપણે પરિગ્રહવૃત્તિના દાસ બની જઈએ છીએ. એ લાલસા આપણને બંધનમાં નાખે છે, અને આપણાં ચિત્તને ઠગે ને ભરમાવે છે. માણસના મનમાં વિચારરૂપી બીજને પડ્યું પડ્યું ઊગવા દેવું જોઈએ. તેનો ફણગો જોર કરીને અંદરથી ફૂટી નીકળે ત્યાં સુધી રાહ જોવી જોઈએ. સત્ય એ જેમ વિષયભૂત બાહ્ય પદાર્થોનો ગુણધર્મ છે, તેમ એ પદાર્થોને જ્ઞાનનો વિષય બનાવનાર મનનો પણ ગુણધર્મ છે. સત્યની પ્રાપ્તિ જેટલી અગત્યની છે તેટલી જ એ પ્રાપ્તિ માટેની સાધના પણ અગત્યની છે. સત્યનો સ્વીકાર પરાણે કે બળજબરીથી કદી કરાવી શકાય નહિ. બળજબરીથી આપણે બીજાઓ પાસે ઢોંગ કરાવી શકીએ, અમુક પ્રકારનું વર્તન પણ કરાવી શકીએ; પણ એ વસ્તુ તેમને ગળે ઉતારવાનું અને તેમના અંતરથી એનો સ્વીકાર કરાવવાનું કામ બળજબરીથી બની શકતું નથી. બળજબરી વડે આપણે અમુક રિવાજો ને રૂઢિઓ દાખલ કરાવી શકીએ ખરા; પણ બીજાઓનાં હૃદયમાં ગૂઢ ભાવના અને ચેતન બળાત્કારે દાખલ કરાવી શકાતાં નથી. લોકો પરદેશથી આણેલા ધર્મો અંગીકાર કરે છે ને તે ધર્મોના બાહ્ય આચારો ને વિધિઓ પાળે છે, ત્યારે પણ તેમનાં અંતરમાંની જૂની ભાવનાઓ તો કાયમ જ રહે છે. પૂર્વમાં અને પશ્ચિમમાં ખ્રિસ્તીઓ એક જ પ્રકારના આચારો પાળે ને એક જ શબ્દોમાં ઈશ્વરની ઉપાસના કરે, છતાં તેના અર્થો તેઓ જુદીજુદી રીતે ઘટાવતા હોય, અને તેમને જુદીજુદી જાતના આધ્યાત્મિક અનુભવ થતા હોય, એ બનવાજોગ છે. પશ્ચિમે ખ્રિસ્તી ધર્મને અપનાવ્યો ખરો, પણ એ ધર્મનાં સારરૂપ આવશ્યક તત્ત્વો પશ્ચિમના અંતરમાં પૂરેપૂરાં કદી ઊતર્યાં નહિ. તેણે ધાર્મિક વિચારો ને ભાવો

શબ્દોમાં પ્રગટ કરવાની નવી ઢબ ઘડી કાઢી; ખ્રિસ્તી ધર્મનાં કેટલાંક અંગો જે તેને રુચ્યાં તે સ્વીકાર્યાં; અને બાકીનાં પડતાં મૂક્યાં અથવા તેનો અવળો અર્થ કર્યો. આપણે જ્યારે આપણો ધર્મ બદલીએ છીએ ત્યારે કંઇ આપણી મનની ટેવો અને જીવનની રહેણી બદલતા નથી.[૪૭]

આપણી માનસિક પ્રવૃત્તિ જે નિયમો અનુસાર ચાલે છે તે.

૪૭*. જુલિયસ લિપ્સ નામનો લેખક લખે છે : "ગ્વાટેમાલાના મૂળ વતનીઓને ખરેખર ભાગ્યે જ ભાન હોય છે કે તેઓ તેમના અસલી દેવ કુમારૂઝની પ્રાર્થના કરે છે કે ઈસુ ખ્રિસ્તની. એમના ધર્મવિધિઓમાં અડધા અંશો પેગન ને અડધા ખ્રિસ્તી હોય છે. અને 'પવિત્ર સપ્તાહ'માં એ લોકો ઈસુના નહિ પણ યહૂદાના માનમાં જે નાચ કરે છે તેની મનાઈ કરવાની કોઈ કેથલિક પાદરીની હિંમત ચાલતી નથી."

એલડસ હક્સલી લખે છે : "કેથલિક સંપ્રદાયના દેવમંડળમાં કેવા કેવા ઉમેરા થયા છે એ જોઈને અતિશય આશ્ચર્ય થાય છે. બાઈબલમાં આપેલી ઈસુની જીવનકથામાં અતિશય વિચિત્ર સુધારાવધારા થયેલા છે. એક જ દાખલો આપું. ઈસ્ટરના રવિવારને દિવસે જૂની રૂઢિ પાળનારાં શહેરોમાં યહૂદાની મૂર્તિ બાળવાનો રિવાજ હોય છે; પણ કેટલાક ગામડાં એવાં પણ આવે છે જ્યાં તેમ કરવાને બદલે ઊલટી યહૂદાની પૂજા કરવામાં આવે છે. એક જગાએ લોકો એમ માને છે કે ઈસુને વધસ્તંભ પર ચડાવવામાં આવ્યા તે રાતે ઈસુના શિષ્ય જોન અને ઈસુની માતા કુમારિકા મેરીની વચ્ચે પ્રેમપ્રસંગ બની ગયો હતો. એવું ફરી બનતું અટકાવવા માટે ગુડફ્રાઇડેને દહાડે એ બેની મૂર્તિઓને ગામની જેલમાં જુદીજુદી કોટડીઓમાં પૂરી રાખવામાં આવે છે. બીજે દિવસે એ બંનેનાં સગાંવહાલાં આવે છે, અને દરેક જણને બસો બસોના જામીન પર છોડાવે છે. એક વરસને માટે શિયળની રક્ષાની બાંહેધરી મળે છે; અને બંને સંતોની મૂર્તિઓને પોતપોતાનાં મંદિરમાં પાછી લઈ જવામાં આવે છે." એ લોકોના ધર્મવિધિઓનું સવિસ્તર વર્ણન આપી અન્તે હક્સલી લખે છે : "ગ્વાટેમાલાના પહાડી પ્રદેશના આ લોકો ખ્રિસ્તી ધર્મને તેમના અસલી ધર્મના જેવો જ એક નવો ધર્મ ગણે છે. તેઓ નામના કેથલિક છે ખરા;

નિયમો ધાર્મિક જીવનને પણ લાગુ પડે છે; તે પ્રવૃત્તિ એ નિયમોથી મુક્ત નથી. જેવી આપણી પોતાની બુદ્ધિની પહોંચ હોય તેવી રીતે આપણે નવા વિચારને સમજી ને ગ્રહણ કરી શકીએ છીએ. ખ્રિસ્તી ધર્મમાં ચાલતાં ઘણાં વિચારો ને પ્રતીકો અગાઉના જમાનામાં ચાલતા ધર્મોમાંથી ઊતરી આવેલાં દેખાય છે. સર આર્થર ઈવાન્સ ક્રીટના ટાપુ પર નોસસના મહેલ આગળ, પુરાતત્ત્વસંશોધનને અંગે, ખોદકામ કરાવતા હતા; ત્યાં તેમને લીસા કાળા આરસનો

પણ એમનો ખરો ધર્મ તો જાદુ, પ્રાણીપૂજા ને સામાજિક ગાનતાન એ જ છે." હિંદુસ્તાનમાં ખ્રિસ્તી બનેલા ઘણા લોકો હિંદુ આચારવિચારને અનુસરે છે એ જાણીતી વાત છે. ૧૯૩૭ના એપ્રિલ માસના 'બેપટિસ્ટ મિશનરી રિવ્યુ' માં કેટલીક મિશનરી બાઈઓએ એક લેખ લખેલો. હિંદની ખ્રિસ્તી સ્ત્રીઓમાં દેશના જૂના વતનીઓના જેવા કેટલાક રીતરિવાજ હજુ ચાલુ છે એને વિષે તેમણે ખેદ પ્રદર્શિત કરેલો, અને કહેલું: "કોઈ ખ્રિસ્તી ગામડામાં જઈએ ત્યાં જોઈને છક થઈ જવાય છે કે સ્ત્રીઓ અને બાળકોને ગળે જાતજાતના દોરાધાગા ને માદળિયાં હોય છે. ખાસ કરીને બાળકોની કોટમાં ચાંદીના તાર, ઘોડાના વાળ, અને શણ કે સૂતરના કાળા દોરા મળીને છસાત દોરાધાગા હોય છે. એ દરેકના ઉપર એક રૂપાની ચકતી હોય છે, ને એના પર હનુમાનની મૂર્તિ કોતરેલી હોય છે; અથવા તો લંબગોળ માદળિયું હોય છે તેમાં સુકાઈ ગયેલો મરેલો કરોળિયો કે ગરોળીની પૂંછડી, અથવા તો મન્ત્રવાનો કાગળનો ટુકડો મૂકેલો હોય છે. ખ્રિસ્તીઓને હિંદુ તહેવારોમાં ભાગ લેવાની ઘણી લાલચ થઈ આવે છે, ને તેને તેઓ રોકી શકતા નથી." કેટલાંક ગામડામાં અભણ અજ્ઞાન હિંદુઓને મોટી સંખ્યામાં એકસામટા ખ્રિસ્તી બનાવી દેવામાં આવે છે, તેને લીધે ખ્રિસ્તી ધર્મ હિંદુ ધર્મના જેવો બનતો જાય છે. હિંદુ આચારવિચારને કંઈક ખ્રિસ્તી નામ આપવામાં આવે છે એટલું જ. હુગ નામનો એક લેખક લખે છે: "ચીની પ્રજાનો સમુદાય હજુ એમ જ માને છે કે ખ્રિસ્તી ધર્મ એ પરદેશી ધર્મ છે, પશ્ચિમનો ધર્મ છે; અને ચીનમાં જે ત્રીસ લાખ માણસો ખ્રિસ્તી ધર્મ પાળે છે તેમાંના મોટા ભાગને એ નવા ધર્મમાં ચેન પડવા લાગ્યું હશે કે કેમ એ શંકાપડતી વાત છે."

એક ક્રૉસ મળી આવ્યો. ખ્રિસ્તી ધર્મનો એક 'સનાતની' પાદરી ત્યાં હાજર હતો, તેણે એ ક્રૉસની ભક્તિભાવે પૂજા કરી. એ ક્રૉસ તે ખ્રિસ્તી ધર્મમાં પ્રચલિત છે એવો ક્રૉસ નથી, પણ કૅલવેરીમાં ઈસુ ખ્રિસ્તને ક્રૉસ (વધસ્તંભ) પર ચડાવવામાં આવ્યા તે પહેલાં ત્રણ હજાર વરસ પર વપરાતું કોઈ પ્રતીક છે, એમ એ પાદરીને કહેવામાં આવ્યું; પણ તેણે તે સાચું માન્યું નહિ. મિસરના એક પ્રાચીન રાજા ઇખ્નાતને રચેલા એક સ્તોત્રમાં કહ્યું છે: "હે પિતા! તું મારા હૃદયમાં છે; તારા પુત્ર ઇખ્નાતન સિવાય બીજું કોઈ તને જાણતું નથી."[૪૮] પ્રાચીન કાળના, ગુપ્ત ઉપાસનાવાળા ધર્મોએ મનુષ્યોને તારનાર દેવોની કલ્પના ને પ્રાણ-પ્રતિષ્ઠા કરી હતી; અને યહૂદીઓ જેમ જૂના વખતથી મસીઆના[૪૯] આગમનની વાટ જોયાં જ કરે છે એની પેઠે ધર્મોએ પણ એવી કલ્પના ઉપજાવી હતી કે તેમના દેવો ભૂતળમાં અવતાર લઈને ધર્મસંસ્થાપનનું કામ કરશે. ખ્રિસ્તી ધર્મ શુદ્ધ યહૂદી વાતાવરણ-માંથી નીકળીને બહાર ગયો એટલે તેણે ગ્રીક–રોમન જગતના ધાર્મિક આચારવિચાર જોડે માંડવાળ કરી. નાતાલનો તહેવાર એ મૂળ પેગન લોકોનો ઉત્તરાયણનો ઉત્સવ હતો. નાતાલના તહેવારનો વૃક્ષોની સાથે જે સંબંધ છે તે જ્યારે શરૂ થયો તે સમયમાં એમ મનાતું કે વૃક્ષોને પણ જીવ હોય છે, અને દેવો વૃક્ષો દ્વારા પોતાનાં ઇચ્છા અને જ્ઞાન પ્રગટ કરે છે. નાતાલ વખતે એક ઝાડ ઊભું કરવામાં આવે છે ને તેના પર રમકડાં લટકાવવામાં આવે છે. તે આપણને રોમન કવિ વર્જીલની એક કંડિકાની યાદ આપે છે.

---

૪૮. જુઓ 'પિરામીડની છાયામાં' (ચંદ્રશંકર શુક્લ), પૃ. ૨૯–૩૦.

૪૯. યહૂદીઓએ એક એવી કલ્પના ઉપજાવી છે, ને ઘણો કાળ સેવી છે, કે તેમનામાં એવો કોઈ અલૌકિક નર પેદા થશે જે ફરી પાછું ડેવીડનું રાજ્ય સ્થાપશે ને યહૂદીઓને સ્વતન્ત્ર પ્રજા બનાવશે. આ કલ્પના તેમનાં ઘણાં દુઃખોમાં આશાના એક કિરણ સમાન રહી છે.

તેના જમાનાના ખેડૂતો બૅકસ[૫૦] દેવના માનમાં "પાઈનિનાં ઊંચાં ઝાડ પર ઢીંગલા ઢીંગલી લટકાવી તેને ઝુલાવતા" એનું વર્ણન કવિએ આપ્યું છે. બાઈબલના નવા કરારમાં જૉનની સુવાર્તા છે તેમાં 'લોગૉસ'ની જે કલ્પના છે તે ગ્રીક ફિલસૂફીમાંથી લીધેલી છે. કૅથલિક સંપ્રદાયની ઉપાસનાનાં કેટલાંક અંગો આપણને ઇજિપ્તની દેવી આઈસીસની પૂજાનું સ્મરણ કરાવે છે. જિસસમાતા કુમારિકા મેરી અને બીજા અનેક ખ્રિસ્તી સંતોની પૂજા પ્રાચીન પેગન જગતનો ચિતાર આપણી નજર આગળ ખડો કરે છે. ઇસુ ખ્રિસ્તના ઉપદેશના સર્વમાન્ય હેવાલો છે તેમાં મેરીમાતાની પૂજાને માટે આધાર નથી જડતો. ઇલ્યુસીસમાં એક જગાએ પેગન દેવ ડીમીટરનું મંદિર હતું, તે જ જગાએ ખ્રિસ્તી સંત ડિમેટ્રિયસનું દેવળ બાંધવામાં આવ્યું હતું. ખ્રિસ્તી ધર્મના રોમન, રશિયન અને પૂર્વના સંપ્રદાયોનો જે માણસને પરિચય છે તે તો સહેજે જોઈ શકશે કે ખ્રિસ્તી ધર્મે અગાઉથી ચાલતા આવેલા જૂના ધર્મો સાથે કેટલી બધી માંડવાળ કરી હતી ને તેના કેટલા બધા અંશો ગ્રહણ કર્યા હતા. આમ કરવામાં તેણે જે ઉદારતા બતાવી તેમાં તેણે એ ઇતર ધર્મોને ન્યાય જ કર્યો એમ કહેવું જોઈએ. માત્ર જુનવાણી આચારવિચારવાળા પેગનોને રીઝવવાને જ તેમના અણઘડ ને અસંસ્કારી રીતરિવાજોને તેણે અપનાવી લીધા, એમ ન કહી શકાય.

## ૬. ધર્મમાં સુધારો

આ બધાનો અર્થ એવો નથી કે ધર્મમાં સુધારા કે વિકાસને માટે કંઈ અવકાશ જ નથી. પરાપૂર્વથી ચાલતી આવતી પ્રણાલિકાને વફાદાર રહેવું એનો અર્થ એવો નથી કે જૂનામાં કશો સુધારો કરવો જ નહિ કે નવું કશું ગ્રહણ કરવું જ નહિ. હિંદુ ધર્મ સ્વીકારે

---

૫૦*. મદ્ય અને ફળદ્રુપતાનો રોમન દેવ. મદ્યપાન અને સ્વૈરાચાર સાથે તેનું નામ સામાન્યપણે જોડાયેલું છે.

છે કે દરેક ધર્મ તેની આસપાસ રચાયેલી સંસ્કૃતિની સાથે અવિશ્લેષ્ય સંબંધથી સંકળાયેલો હોય છે; અને જેમ કોઈ સજીવ દેહ વિકસે કે કોઈ જીવતું ઝાડ ફૂલેફાલે એની પેઠે જ ધર્મનો પણ વિકાસ થઈ શકે. બધા ધર્મો સત્ય અને સદાચારની સમાન કક્ષાએ નથી પહોંચ્યા એમ હિંદુ ધર્મ જાણે છે ખરો; છતાં તે આગ્રહપૂર્વક કહે છે કે એ સર્વ ધર્મોને જીવવાની ને પોતાનાં જ્ઞાન તથા અનુભવ પ્રગટ કરવાની છૂટ છે. ધર્મો પોતાનાં જૂનાં શાસ્ત્રોના નવા અર્થો ઘટાવીને તથા એકબીજા જોડે નવાં નવાં તત્ત્વોની આપલે કરીને પોતાના સ્વરૂપમાં સુધારા કરે છે. હિંદુ ધર્મ બીજા ધર્મો પ્રત્યે સહિષ્ણુતા નથી ધરાવતો; પણ સમભાવ અને બંધુભાવ રાખે છે.[૫૧] સહિષ્ણુતામાં એક પ્રકારની ઉદાસીનતાનો ભાવ છે; સમભાવમાં જે ઉમળકો હોય છે તે સહિષ્ણુતામાં નથી હોતો. જુદા જુદા ધર્મો એકબીજાના સમાગમમાં આવે ને એકબીજાને મદદગાર થઈ પડે એવી તેની કલ્પના છે. હિંદુ ધર્મ અને તેની શાખારૂપ બૌદ્ધ ધર્મ

---

૫૧. આ બે વૃત્તિ વચ્ચેનો ભેદ સમજાવતાં ગાંધીજીએ એક જગાએ કહ્યું છે: "સહિષ્ણુતા અંગ્રેજી શબ્દ 'ટોલરેશન'નો અનુવાદ છે. એ મને ગમ્યો ન હતો, પણ બીજું નામ સૂઝતું ન હતું. બીજા ધર્મોને સહન કરવામાં તેની ઊણપ માની લેવામાં આવે છે. અહિંસા આપણને બીજા ધર્મો પ્રત્યે સમભાવ શીખવે છે. સહિષ્ણુતા અહિંસાદૃષ્ટિએ પૂરતી નથી. બીજા ધર્મો પ્રત્યે સમભાવ રાખવાના મૂળમાં પોતાના ધર્મની અપૂર્ણતાનો સ્વીકાર આવી જ જાય છે અને સત્યની આરાધના, અહિંસાની કસોટી, એ જ શીખવે ... આમ સમભાવ રાખીએ, એટલે બીજા ધર્મોમાં જે કંઈ ગ્રાહ્ય લાગે તેને પોતાના ધર્મમાં સ્થાન આપતાં સંકોચ ન થાય, એટલું જ નહિ પણ એમ કરવાનો ધર્મ પ્રાપ્ત થાય." (મંગળપ્રભાત, પૃ. ૫૯) વળી તેઓ કહે છે: "હું તો માનું છું કે જગતના સર્વ મહાધર્મો મૂળે સમાન છે. આપણને આપણા ધર્મ વિષે જેટલો સ્વાભાવિક આદર હોય તેટલો જ બીજા ધર્મો વિષે હોવો જોઈએ. પરસ્પર સહિષ્ણુતા નહિ, પણ સમાન આદર." (હરિજનબંધુ : ૨૯–૧૧–૩૬)

એશિયા ખંડના મોટા ભાગમાં — માત્ર કાશ્મીર અને આસામ, બ્રહ્મદેશ અને લંકામાં જ નહિ, પણ ચીન અને કૅમ્બોડિયા, કોરિયા અને જપાનમાં પણ — ફેલાયા હતા. બંનેનો પ્રચાર ઉત્તરે બૅક્ટ્રિયા, અને તેની પાર ચીની તુર્કસ્તાન, તિબેટ અને મોંગોલિયા લગી થયો હતો.

ભારતવર્ષમાં ઉદ્‌ભવેલી ધર્મભાવનાનો પૂર્વે પ્રશાંત મહાસાગરથી માંડીને પશ્ચિમે લગભગ ભૂમધ્ય સમુદ્ર લગી જે વિસ્તાર થયો હતો તેના મૂળમાં એવો ભાવ બસૂસ ન હતો કે અમારો જ ધર્મ સાચો ને અંતિમ છે અને બીજા બધા ધર્મો નકામા છે. હિંદુ ધર્મ અને બૌદ્ધ ધર્મ પહેલાં બહિરંગને સુધારી પછી અંતરંગને સુધારવા નથી માગતા; પણ પહેલાં અંતરંગને સુધારી પછી બહિરંગને સુધારવાની ધારણા રાખે છે. પહેલાં ધર્મના નામની છાપ બદલી પછી જીવનપલટો થવાની રાહ જોતા બેસવું, એ એમની રીત નથી. તેઓ તો માત્ર મનુષ્યનો જીવનપલટો જ કરાવે છે; ધર્મનાં નામની છાપ તો તેની તે જ કાયમ રાખે છે.[૫૨] શબ્દો એ

---

૫૨*. "બ્રાહ્મણધર્મે પરકીય તત્ત્વોને આત્મસાત્ કરી પોતામાં ભેળવી લેવાની જેવી શક્તિ બતાવી છે તેવી જગતમાં બીજા કોઈ ધર્મે નથી બતાવી." (એફ. ડબલ્યુ. ટૉમસ) "પોતાના ઉદરમાં વસ્તુમાત્રનો સમાસ કરી લેવાની ભારતવર્ષની શક્તિ મહાસાગરના જેટલી અગાધ છે. મુસલમાનો આવ્યા ત્યાં લગી વિકરાળ ને લડાયક પ્રજાઓ ફરીફરી તેનાં ઉત્તરનાં મેદાનો પર ચડાઈ કરતી, તેના રાજાઓને ઉથલાવી પાડતી, તેનાં નગરોને જીતી ઉજ્જડ બનાવતી, નવાં રાજ્યો સ્થાપતી, ને પોતાનાં નવાં પાટનગરો બાંધતી; અને પછી માનવજાતિના એ મોટા જુવાળમાં અલોપ થઈ જતી. તેમના વંશજો પાસે માત્ર બે જ વસ્તુઓ રહી જતી — (૧) પરદેશી લોહી; તે તે થોડા જ વખતમાં દેશવાસીઓના લોહી જોડે ભળી જવું. (૨) પરદેશી રીતરિવાજના છૂટાછવાયા અવશેષો; તે થોડા જ સમયમાં તેમની આસપાસના વાતાવરણ જોડે ભળી તદ્રૂપ બની જતા." (ડૉડવેલ)

કહો કે દોરા જેવા છે, તેના પર આપણે આપણા અનુભવોને પરોવીએ છીએ. મગજમાં ઠસી જઈને કાયમના યાદ રહે એવા અમુક શબ્દોને લીધે આપણાં જીવન અને વિચાર નિશ્ચિત દિશામાં સળંગ પ્રવાહમાં વહે છે. જે શબ્દો દ્વારા પોતાનો અનુભવ સ્પષ્ટ-પણે પ્રગટ થતો હોય, અને જે પ્રતીકોની પૂજા પોતાનો સમાજ પરાપૂર્વથી કરતો આવ્યો હોય તે શબ્દો ને પ્રતીકો પ્રત્યે દરેક જન-સમૂહને સ્વાભાવિકપણે પક્ષપાત રહે છે. જગતની સર્વ સ્ત્રીઓ જેમ આપણી પોતાની સ્ત્રીની તોલે આવી શકતી નથી, તેમ જગતના સર્વ ધર્મો આપણા પોતાના ધર્મની તોલે આવી શકતા નથી.[૫૩] પારકા લોકો તેને વિષે શંકા કે સંશય ધરાવતા હોય, તો તેનું કારણ એ છે કે તેઓ એનાથી વાકેફ નથી હોતા. હિંદુ ધર્મ આ લાગણીને માન આપે છે અને આવશ્યક તત્ત્વોમાં ફેરફાર કરે છે. ઈશ્વરી સત્યના જેટલા અંશનો આપણા સ્વભાવની જોડે તથા ભૂતકાળમાં થયેલા તેના વિકાસની જોડે મેળ ખાતો હોય તેટલો જ અંશ આપણે સમજી શકીએ છીએ. માણસનું ઘડતર રાતોરાત બદલી શકાતું નથી. આપણે મનના છેક ઊંડામાં ઊંડા થરો લગી ઊતરીએ ત્યારે જ વિચારોને બદલી શકાય છે. માણસમાં ઉદાત્ત તત્ત્વનો અંશ જેટલો વધારે તેટલી તેની ઈશ્વર વિષેની

---

૫૩. સરખાવો : "હિંદુ ધર્મ પ્રત્યેનો મારો ભાવ હું કઈ રીતે વર્ણવી શકું? મારી સ્ત્રી પ્રત્યેનો મારો ભાવ હું વર્ણવી શકું, તો હિંદુ ધર્મ પ્રત્યેનો મારો ભાવ વર્ણવી શકું. મારી સ્ત્રી મારા અંતરને જે રીતે હલાવે છે તે રીતે દુનિયાની બીજી કોઈ સ્ત્રી હલાવી શકે એમ નથી. આનો અર્થ એવો નથી કે એનામાં હું કંઈ દોષ જોતો નથી. હું કહું છું કે હું જોઈ શકું છું તે કરતાં પણ ઘણા વધારે દોષો તેનામાં હશે. છતાં એક અતૂટ મમતાના બંધનની ભાવના અહોરાત્ર મારા અંતરમાં જાગ્રત છે. તે જ મમતાની ભાવના હિંદુ ધર્મને માટે પણ, તેના બધા દોષો અને મર્યાદાઓ છતાં, મારા અંતરમાં છે." —ગાંધીજી

કલ્પના વધારે ઊંચી કોટિની અને તેટલી તેની ઉપાસના વધારે શુદ્ધ. આપણે ધાર્મિક જીવનને વધારે ઊંચી કક્ષાએ ચડાવીએ એટલે દૃષ્ટિ નિર્મળ અને પારદર્શી બને છે. ઘરમાં સખત તડકો આવવા દઈએ એટલે જૂનાં બાવાં ઊડી જાય છે. જે માન્યતાઓને બુદ્ધિ સ્વીકારી ન શકતી હોય ને જે રૂઢિઓ આપણા અંતરાત્માને અણગમતી હોય તે નવા ઉન્નત વાતાવરણમાં બદલાઈ જાય છે. અસત્યના શરીરમાં જ તેના પોતાનાં નાશનાં બીજ પડેલાં હોય છે; એટલે જો તમે અસત્યને વખત આપો તો તે અચૂક આપોઆપ નાશ પામશે. આપણે કોઈ માણસની પાસે એક પ્રકારના શબ્દ છોડાવી બીજા પ્રકારના શબ્દો બોલાવીએ, એક નામ છોડી બીજા નામનું રટણ કરાવીએ, તો તેનું પોપટિયા ઉચ્ચારણ તે માણસ કરે ખરો, પણ એ નવા શબ્દનો અર્થ કે તેનું રહસ્ય તે સમજી નહિ શકે. નવા શબ્દો તેને સાર્થક ને સપ્રયોજન લાગવા માંડે તે પહેલાં તેનાં અંતરનું પરિવર્તન થવું જોઈએ.

જંગલી આદિવાસી પ્રજાઓની માન્યતાઓમાં પણ સત્યનો અંશ છે; માત્ર એ સત્ય તેમની પરિમિત બુદ્ધિમાં ઊતરી શકે એ માટે સંકુચિત બનાવેલું છે; એમ હિંદુ ધર્મશિક્ષકો કબૂલ રાખે છે ખરા. પણ સાથે તેઓ આગ્રહભેર એમ પણ કહે છે કે એ પ્રજાઓએ પોતાની સમજશક્તિ વધારતા રહેવું જોઈએ, અને પરમાત્મરૂપી સર્વોચ્ચ સત્યનું આકલન ને દર્શન કરવું જોઈએ. જે દેવદેવીના કરતાં ઉચ્ચતર દૈવી તત્ત્વ આપણે કલ્પી શકીએ છીએ તેવાં કોઈ દેવદેવીને ચરણે પ્રણિપાત કરવાનો આપણને અધિકાર નથી. "તું મારી પહેલાં કોઈ દેવને ન પૂજીશ," એ વચનનો ખરો અર્થ એ છે કે "તું જીવનને નિશ્ચેતન ન બનાવી મૂકીશ, અથવા સત્યને સ્થાને સત્યના આભાસને મૂકી તેને ન પૂજીશ." ધર્મ એ આત્માનો પરમાત્મા સાથેનો અભેદાનુભવ છે. એ અવિરત, અવિશ્રાન્ત કર્મ છે; પ્રતિક્ષણ નવા ઉત્સાહથી ચાલતો પુરુષાર્થ છે. માણસ દોડીને જ

જીવી શકે છે. આપણે સ્તબ્ધ બનીને ઊભા રહીએ તો મૂઆ જેવા થઈ પડીએ. આપણે પૂર્ણત્વની દિશામાં આગળ વધવાનો પ્રયત્ન ન કરતા હોઈએ તો આપણને 'પુરુષ' કહેવડાવવાનો અધિકાર નથી. જીવનમાં પુરુષાર્થ એ ઊંચામાં ઊંચી વસ્તુ છે. હિંદુમાત્રની પ્રાર્થના તે ગાયત્રી છે.[૫૪] હિંદુ સંસ્કૃતિ જેટલી પ્રાચીન છે તેટલી જ પ્રાચીન એ પ્રાર્થના છે. તે પ્રાર્થના કરવાનો સ્ત્રીપુરુષ, ઊંચાંનીચાં સર્વને અધિકાર છે; અને તે અમુક સમયે ને અમુક સ્થળે જ કરી શકાય એવી મર્યાદા તેને વિષે નથી. એ મન્ત્ર આપણને કહે છે કે સત્યને નિર્ભયપણે ને સાચો એકાગ્ર પ્રયત્ન કરીને શોધી કાઢો. તેની પાછળ એવી શ્રદ્ધા રહેલી છે કે મનુષ્યનો આત્મા નિર્બળ નથી પણ બળવાન છે, અને મનુષ્યના પુરુષાર્થને કંઈક ચોક્કસ ધ્યેય છે. પોતે જે જોઈ શકતો નથી તે જોવાના, તથા પોતે જે કક્ષાએ નથી પહોંચી શક્યો ત્યાં પહોંચવાના, પુરુષાર્થમાંથી ધર્મપરાયણ માણસને જંપ કે નિરાંત મળતાં જ નથી. કેટલાક કહે છે કે આપણે માત્ર અંતરમાં શ્રદ્ધા રાખતા થઈએ તો એટલાથી જ આપણા માનસિક પુરુષાર્થની સમાપ્તિ થઈ જાય, ને આપણી આધ્યાત્મિક યાત્રા પૂરી થાય. આમ કહેનારા ધાર્મિક જીવનનું સ્વરૂપ યથાર્થપણે સમજતા નથી. ગ્યોટેના 'ફાઉસ્ટ'માં એક જગાએ કહ્યું છે: "જે માણસ નિત્ય નિરંતર, અટક્યા કે થાક્યા વિના, પુરુષાર્થ ચલાવે તેને જ અમે ઉગારી શકીએ." ગાયત્રી મન્ત્ર આપણને કહે છે કે "તમે તિમિરમાં ગોથાં ન ખાઓ; આત્માને ગુમાવી ન બેસો; પણ તમારા

---

૫૪* ૐ તત્સવિતુર્વરેણ્યં ભર્ગો દેવસ્ય ધીમહિ, ધિયો યો નઃ પ્રચોદયાત્।

આ પ્રાર્થના કદાચ સૂર્યપૂજાના એક અતિ પ્રાચીન પ્રકારરૂપે શરૂ થઈ હોય. પણ તેના વસ્તુતત્ત્વમાં બહુ થોડા જ વખતમાં સુધારો કરવામાં આવ્યો હતો. જાવા (યવદ્વીપ)ના લોકો, જેઓ નહોતા હિંદી ને નહોતા હિંદુ, તેમને એ મન્ત્ર શીખવવામાં આવ્યો હતો. આજે દુર્ભાગ્યે એ માત્ર ઊપલા વર્ણોને અને પુરુષોને જ શીખવાય છે.

સાચા આત્માને શોધી કાઢો; તેના પરનું અસત્યનું ઢાંકણ યા આવરણ કાઢી નાંખીને તેના શુદ્ધ તેજોમય રૂપનાં દર્શન કરો; આત્મસમીક્ષા ને માનવી અભિલાષાની સર્વોચ્ચ કક્ષાએ પહોંચો, અને એ કક્ષા પર રહીને તમારાં જીવન વ્યતીત કરો." બુદ્ધ આપણને મનના પ્રમાદ અને અબુદ્ધિની સામે ચેતવે છે.[૫૫] આપણે પ્રતિદિન આપણા આચાર અને વિચારને કસોટીએ કસી જોવા જોઈએ, અને તેમાં જે કંઈ અસત્યનો અંશ દેખાઈ આવે અથવા જેનું કામ થઈ રહ્યું હોય એવી વસ્તુ દેખાઈ આવે તેનો ત્યાગ કરવો જોઈએ. સત્યની સત્તા તેની પોતાની પાસે જ પડેલી છે; તેને બહારથી કોઈની પાસે સત્તા મેળવવાની જરૂર પડતી નથી. માત્ર આપણે એટલું ન ભૂલવું જોઈએ કે એકબીજા પ્રત્યે પ્રેમ રાખવાની આજ્ઞા એ, જે સત્યને આપણે સર્વસ્વને ભોગે પણ વળગી રહેવાનું છે તે સત્યનો જ એક અંશ છે. મનુષ્યજીવનનું પરમ કર્તવ્ય એ છે કે સત્યના જે સ્વરૂપનું દર્શન આપણને થાય તેની નિષ્ઠાપૂર્વક આરાધના કરવી. એ બધા ઉપરાંત, બીજાઓને દેખાયેલું સત્ય આપણને અરુચિકર હોય ત્યારે પણ આપણે એ માણસોની સત્યનિષ્ઠાને માન આપતાં શીખવું જોઈએ. માણસોમાં એવી જે સત્યનિષ્ઠા હોય તેના કરતાં અધિક માન કે આદરને પાત્ર વસ્તુ જગતમાં બીજી નથી. જગત આખાની આવી સત્યનિષ્ઠાને માન આપવું, તેના પ્રત્યે આદરની નજરે જોવું, એ ધર્મનું સારભૂત તત્ત્વ છે. એ ઊંડામાં ઊંડું સત્ય છે ને વિશાળમાં વિશાળ ઉદારતા છે.

---

૫૫. अप्पमादो अमतपदं पमादो मच्चुनो पदं ।
अप्पमत्ता न मीयन्ति ये पमत्ता यथा मता ॥ धम्मपद २१

(અપ્રમાદ એ અમૃતનો માર્ગ છે; પ્રમાદ એ મૃત્યુનો માર્ગ છે. અપ્રમત્ત પુરુષો મરતા નથી; પ્રમત્ત પુરુષો મૂઆ જેવા છે.)

સરખાવો મહાભારતના સનત્સુજાતીય પર્વમાંનું આ વચન :

प्रमादं वै मृत्युमहं ब्रवीमि सदाऽप्रमादममृतत्वं ब्रवीमि ।

ધર્મના વિકાસમાં આપણે મોટામાં મોટો ફાળો એ આપી શકીએ કે આપણે જિજ્ઞાસાવૃત્તિ કેળવીએ, સત્યનિષ્ઠાની ભાવના ખીલવીએ, અને તેનો ચેપ બીજાઓને લગાડીએ. એ સત્યનિષ્ઠા — સત્યની આરાધના — આચારવિચારની કોઈ પણ પ્રણાલિકાના કરતાં ઉચ્ચતર અને વિશાળ વસ્તુ છે. એમ થાય ત્યારે ધાર્મિક જીવન એ એક સહકારી પ્રયાસ બની જાય છે, અને તેને પ્રતાપે જુદા જુદા સંપ્રદાયો ને સિદ્ધાન્તો વચ્ચે સ્નેહનો સંબંધ બંધાય છે; અને પૂર્ણસત્યરૂપ એવા પરમાત્માનું સ્પષ્ટતર દર્શન કરવાનું ધ્યેય રાખીને સહુ સાથે પુરુષાર્થ કરે છે.

ધાર્મિક સુધારાની આ પદ્ધતિને મળેલા વિજયો દેખીતા છે; તેની નિષ્ફળતાઓ પણ તેટલી જ દેખીતી છે. આટલાં બધાં સૈકાં પછી હિંદુ ધર્મના કેટલાક ભાગો જ સારા બની શક્યા છે. હિંદુ ધર્મ સ્તુતિપાત્ર છે તેમ જ ઘૃણાપાત્ર પણ છે; સાધુતાવાળો છે તેમ જ જંગલીપણાથી ભરેલો પણ છે; સુંદર જ્ઞાનથી સુશોભિત છે, તેમ જ જડ અબુદ્ધિથી ઘેરાયેલો પણ છે; તેનામાં પાર વિનાની ઉદારતા છે, તેમ જ જેનો જોટો ન મળે એવી અધમતા પણ છે. આપણે જો પ્રાચીન કાળથી ચાલતા આવેલા વહેમોને હચમચાવી નહિ મૂકીએ તો તે ક્યાં સુધી ચાલ્યાં કરશે એ કહી શકાતું નથી[૫૬]

૫૬. જે સહિષ્ણુતા પર આ ગ્રન્થમાં ઠેરઠેર ભાર દીધેલો છે તેનો અતિરેક, અથવા તેનું વિકૃત રૂપ, પણ સંભવે છે, એ વસ્તુ લેખકના ધ્યાન બહાર નથી. ધર્મને નામે ચાલતા વહેમ અને અનાચાર પ્રત્યેની સહિષ્ણુતા એ નિર્બળતા ને આળસની નિશાની છે, ને તે ધર્મના તેજને ઝાંખું પાડે છે. તેની સામે જ લેખકે આવી કડક ભાષા વાપરી છે. બીજી એક જગાએ પણ રાધાકૃષ્ણને લખ્યું છે : "હિંદુ ધર્મ શંભુમેળા જેવો કેમ છે તેનો ખુલાસો અહીં મળે છે. જંગલી વહેમોની ભમતી કલ્પનાઓથી માંડીને ગગનગામી વિચારોના ઊંચામાં ઊંચા જ્ઞાનદર્શન લગીની, વિચાર અને માન્યતાની સર્વ વચલી કક્ષાઓને તેણે પોતામાં સમાવી લીધેલી છે. આર્યધર્મ છેક આરંભથી પોતાનો વિસ્તાર વધારતો હતો; સાથે પોતાનો

એ વહેમોને હિંદુ ધર્મે અપનાવી લીધા ત્યારે તેમને વધારાની પ્રતિષ્ઠા મળી. માણસોનાં દિલને હલાવી તેમની પાસે જૂની રીત-રસમ તજાવવી, આળસ અને જડતા છોડાવવાં, અને તેમને નવે

---

વિકાસ પણ સાધતો હતો, અને સહિષ્ણુ હતો. તેના વિકાસમાં તેને જે નવી શક્તિઓ મળતી ગઈ તેને અનુકૂળતા કરી આપી તેનો તે પોતાના દેહમાં સમાસ કરતો ગયો. આમાં આપણે એની સાચી નમ્રતા ને સહૃદયતા જોઈ શકીએ છીએ. નીચલી કોટિના ધર્મો પ્રત્યે આંખ મીંચી, તેની જોડે લડી તેમનું નિકંદન કાઢવાનું હિંદીઓને રુચ્યું નહિ. પોતાનો ધર્મ એ જ એકમાત્ર સાચો ધર્મ છે, એવો ધર્માન્ધપણાનો ગર્વ તેમનામાં હતો નહિ. કોઈ દેવ મનુષ્યના મનને અમુક રીતે સંતોષ આપતો હોય, તો તે એક પ્રકારનું સત્ય છે. સંપૂર્ણ સત્ય કોઈના હાથમાં આવી શકે એમ નથી. તે ક્રમે ક્રમે, અંશતઃ અને અમુક સમય પૂરતું જ, પ્રાપ્ત કરી શકાય છે. પણ એ લોકો ભૂલી ગયા કે અસહિષ્ણુતા એ પણ કેટલીક વાર સદ્ગુણ થઈ પડે છે. ‘ખોટું નાણું સાચા નાણાને ચલણમાંથી હાંકી કાઢે છે,’ એ પ્રકારનો નિયમ જેમ અર્થશાસ્ત્રમાં છે તેમ ધર્મમાં પણ છે. જ્યારે આર્ય અને અનાર્ય ધર્મ — એક સંસ્કારી ને બીજો અસંસ્કારી, એક સારો ને બીજો બૂરો — ભેગા થયા ત્યારે સારાને ચલણમાંથી હાંકી કાઢવાનું વલણ બૂરાએ બતાવ્યું.” (ઇંડિયન ફિલોસોફી, વો. ૧, પૃ. ૧૧૯.)

જે ધર્મો પોતાના સ્વરૂપનાં શોધન અને પરિષ્કાર નથી કરતા, જૂનો કચરો અવારનવાર ફેંકી નથી દેતા તે અવનતિ, ને ક્યારેક નાશ પણ, પામે છે. સરખાવો: “અવનતિ પામતા સર્વ ધર્મોનું લક્ષણ એ છે કે તેઓ કશું ભૂલતા નથી ને કશું ફેંકી દેતા નથી. પરિણામ એ આવે છે કે જુગ-જૂની, ને ઘણી વાર એકબીજાની વિરોધી એવી, પ્રણાલિકાઓના ઢગ જામી જવાથી એ ધર્મો ગુંગળાઈ જાય છે. નિષ્પ્રાણ થઈ ગયેલી રૂઢિઓ ને જડ બની ગયેલા ધર્મસિદ્ધાન્તોને વાળીઝૂડીને ફેંકી દેવા, અને ફિલસૂફી, નીતિ-ધર્મ અને તત્ત્વાનુભવમાં જેમ જેમ પ્રગતિ થતી જાય તેમ તેમ ધર્મનાં તત્ત્વો ને રૂઢિઓને નવેસર ગોઠવતા રહેવું — એનાથી ધર્મનું તેજ જેટલું સચવાય છે ને વધે છે તેટલું બીજા કશાથી સચવાતું ને વધતું નથી.” — હરિદાસ ભટ્ટાચાર્ય: ‘ધી ફાઉન્ડેશન્સ ઑફ લિવિંગ ફેઈથ્સ’, પૃ. ૨૦.

ચીલે ચાલવાનું સાહસ કરવા પ્રેરવા, એ સહેલી વાત નથી. નરમાંસભક્ષણ, બહુપતિવિવાહ, અને નરમેધ જેવા અતિશય કમકમાટી ઉપજાવનારા રિવાજો તો થોડા વખતમાં નાબૂદ થઈ ગયા; પણ આપણી નીતિભાવનાને આઘાત પહોંચાડનારા, પશુયજ્ઞ જેવા, કેટલાક રિવાજો હજુ ટકી રહ્યા છે. સુધારકોમાં જે છીછરી આત્મશ્રદ્ધા હોય છે તેની ટીકા આપણે ભલે કરીએ; પણ નૈતિક દૃષ્ટિએ જોતાં સુધારકવર્ગ એ એક પ્રબળ શક્તિ છે, અને ઘણા આવકારને પાત્ર છે; કેમ કે એ વર્ગમાં પહાડને પણ ચળાવે એવી શ્રદ્ધા હોય છે. હિંદુ ધર્મની સુધારાની પદ્ધતિ લોકશાસનના સિદ્ધાન્તને અનુકૂળ છે ખરી, પણ તે વધારે ખરચાળ છે અને તેમાં નકામો બગાડ ઘણો થાય છે. જેમ રાજકારણમાં તેમ જ ધર્મમાં બળજબરીથી સુધારો થાય એના કરતાં સંમતિપૂર્વક સુધારો કરવામાં આવે ત્યારે તેનો વેગ ધીમો હોય છે એ ખરું; પણ એમાં માણસાઈનો અંશ રહેલો હોય છે. જીવન એ ધીરજના પાઠ શીખવાની નિશાળ છે; અને જેનામાં મનની મોટાઈ ને ઉદારતા હોય તે માણસ ઘણી સબૂરી રાખે છે. હિંદુ ધર્મે સ્વતંત્રતા, સમતા ને બંધુતાના સિદ્ધાન્તનો પ્રયોગ ઘણા મોટા પાયા પર કર્યો હતો; તેને લીધે હિંદુ ધર્મ સર્વ ધર્મોમાં સૌથી વધારે સ્થિતિસ્થાપક બન્યો છે, અને નવી નવી પરિસ્થિતિને અનુકૂળ થવાની ને ઘટતા ફેરફારો કરી લેવાની શક્તિ તેણે વધારેમાં વધારે મેળવી છે. જૂના જમાનાથી ચાલતી આવેલી રૂઢિનું પ્રાબલ્ય બીજા ધર્મો કરતાં હિંદુ ધર્મમાં ઓછું છે. શાસ્ત્રપ્રામાણ્ય અને ધર્માધિકારીઓની સત્તાનાં બંધન બીજા ધર્મોના કરતાં તેને માથે ઓછાં છે. તેનાં દેવદેવીઓ એવો આગવો વાડો બાંધીને નથી બેઠાં જેમાં બીજાં કોઈ દેવદેવીનો પ્રવેશ જ ન થઈ શકે. તેમના મંડળના દરવાજા નવાં દેવદેવીને દાખલ થવા માટે સાવ ખુલ્લા પડેલા છે. એ નવાં આવેલાં દેવદેવીઓને હંમેશાં પરમાત્માના અંશો ગણી અપનાવી લેવામાં આવે

છે. હિંદુ ધર્મના આ વલણમાં જોખમ માત્ર એક જ છે. ઉપાસનાઓ ને આચારવિચારો પ્રચલિત છે એટલા માટે જ કદાચ અપનાવાય, અને પ્રગતિ કદાચ અનંત કાળ લગી ખોરંભે પડયાં જ કરે, એવો સંભવ રહે છે.

## ૭. હિંદુ ધર્મ અને ઇસ્લામ

જે ઇતર ધર્મો બહારથી હિંદુસ્તાનમાં આવ્યા તેમના ઉપર હિંદુ ધર્મની ઉપર જણાવેલી વૃત્તિની છાપ પડેલી છે. હિંદુ ધર્મ એ સેંકડો વરસ દરમ્યાન રચાયેલો એક મહાસમન્વય છે. પણ ઇસ્લામ તો એક જ પુરુષની કૃતિ છે, ને તેનો સાર એક જ વાકયમાં સમાઈ ગયેલો છે: "અલ્લા સિવાય બીજો કોઈ દેવ નથી, ને મહમદ અલ્લાના રસૂલ છે" (લા ઇલ્લિહિલ્લલ્લા મહમ્મદ ઉર્ રસૂલુલ્લા.) આદમ, નોઆ, મૂસા અને ઇસુ વગેરેની મણિમાળાના પોતે છેવટના મણિ છે, એવો હઝરત મહમદનો દાવો છે. ખરેખરા ભ્રાતૃભાવવાળો અને મૂર્તિપૂજા પ્રત્યેના તિરસ્કારવાળો તેમનો ધર્મ જગતની સામે ઝંઝાવાતની પેઠે આવી પડચો; અને 'કાં તો અમારો ધર્મ સ્વીકારો, નહિ તો તાબે થાઓ.' એવી આજ્ઞા તેણે ફરમાવી. તેણે આખા જગત પર પોતાનું રાજ્ય જમાવવાનો મનસૂબો રાખ્યો હતો. પેગંબર સાહેબ જન્નતનશીન થતાં પહેલાં અરબસ્તાનના માલિક બન્યા હતા, અને પડોશના દેશો પર ચડાઈ કરવાની શરૂઆત કરી ચૂકયા હતા. ચાર વર્ષ પછી — ઈ. સ. ૬૩૬માં — કદીસિયાની લડાઈમાં ઈરાનની સત્તાનો ભાંગીને ભૂકો થઈ ગયો. પેગંબર સાહેબની હિજરત પછી સો વરસે ઇસ્લામનો વિસ્તાર ઉત્તરે જકસારટીસ નદી સુધી પહોંચ્યો હતો. સિંધ જિતાયું એટલે ઇસ્લામ હિંદુ ધર્મના સમાગમમાં આવ્યો. પશ્ચિમમાં ઍંટીઓક ઇ. સ. ૬૩૮માં પડયું, અને ૬૪૮માં અલેકઝાંડ્રિયા. સાઠ વરસ પછી કાર્થેજને સામ્રાજ્યથી વિખૂટું પાડી દેવામાં આવ્યું, અને

સ્પેન પર ૭૧૦માં ચડાઈ કરવામાં આવી ટૂર્સની યાદગાર લડાઈ થઈ તેમાં ચાર્લ્સ માર્ટેલની સરદારી નીચે પશ્ચિમના યૌવનબળે ઇસ્લામના ધસમસતા જુવાળને પહેલવહેલો રોક્યો. ઇસ્લામ લડાયક અને કડક શિસ્તને માનનારો હોઈ, જ્યાં જાય ત્યાં એક જ પ્રકારના ધર્મમતો રચે છે, એક જ પ્રકારના કાયદા ઘડે છે, એક જ પ્રકારનું બંધારણ ચલાવે છે, ને સર્વત્ર એક જ પ્રકારના રીતરિવાજ પળાવે છે. તેણે મસીઆના આગમનને લગતી કલ્પના યહૂદી ધર્મ પાસેથી, મતાગ્રહ અને તપ ત્યાગ સંયમની પ્રણાલિકા ખ્રિસ્તી ધર્મ પાસેથી, અને યોગ, ભક્તિ, ગૂઢવાદ વગેરેની વિચારધારા ભારતવર્ષ અને અલેકઝાંડ્રિયા પાસેથી લીધેલી છે.

ઇસ્લામનું જે સ્વરૂપ હિંદુસ્તાનમાં વિકસ્યું છે તેના ઘડતરમાં હિંદુ આચારવિચારે ફાળો આપેલો છે. ઇસ્લામનો જે પ્રકાર જનસમૂહમાં પ્રચલિત છે તેના પર હિંદુ ધર્મની અસર પડેલી દેખાઈ આવે છે. શિયાઓ સુન્નીઓના કરતાં હિંદુ ધર્મની ઘણા વધારે નજીક છે. ખોજાઓ, જેમનાં ધર્મતત્ત્વોમાં વૈષ્ણવ અને શિયા સિદ્ધાન્તોનું મિશ્રણ થયેલું છે, તેઓ હઝરત અલીને વિષ્ણુના દસમા અવતાર માને છે. સૂફીવાદ[૫૭] અદ્વૈત વેદાન્ત જોડે સામ્ય ધરાવે

---

૫૭. સૂફી વિચારોના નમૂનારૂપે નીચેના ઉતારા આપ્યા છે :

આનાં કિ તલબગારિ ખુદાએદ, ખુદાએદ,
હાજત બતલબ નાસ્ત, શુમાએદ શુમાએદ.
ચીજે કિ ન ગદીંદ ગુમ અજ બહરિ ચિ જોયેદ
કસ ગૈરિ શુમા નીસ્ત, કુજાએદ કુજાએદ.

અર્થ : ( ઈશ્વર કો જો ખોજતે ! સુનો હમારી બાત,
ખોજન કૌ નહિં કાજ કછુ, તુમ હી હો વહ, તાત !
કબહું જુ ખોયૌ નાહિ તેહિ કયોં ઢૂંઢત અકુલાત ?
તુમ સિવાય જગ મેં કછુ દૂજૌ નાહિં દિખાત. )

મન્ તૂ શુદમ્ તૂ મન્ શુદી, મન્ જાં શુદમ્ તૂ તન્ શુદી.
તા કસ્ ન ગોયદ્ બાદ અજ્ ઈં, મન દીગરમ્ તૂ દીગરી.

છે. એ વાદ એકમેવાદ્વિતીયમ્ એવા બ્રહ્મને માને છે; ઈશ્વરને જ્યોતિરૂપ કલ્પે છે; અને જગત એ ઈશ્વરનું પ્રતિબિંબ છે એમ માને છે. સૂફીઓ માંસાહાર કરતા નથી; અને પુનર્જન્મ તથા અવતારવાદમાં માને છે.[૫૮] ઇસ્લામમમાં સ્વમતનો જે ભારે આગ્રહ હતો તે હિંદુસ્તાનમાં હળવો પડી ગયો. શહેનશાહ અકબર ઇસ્લામ એક જ સાચો ને સંપૂર્ણ ધર્મ છે એવી પોતાની શ્રદ્ધા છોડી દેવા પ્રેરાયા હતા. તેમણે કહેલું કે "જ્ઞાની માણસો સર્વ ધર્મમાં હોય છે; અને ચમત્કારી શક્તિઓવાળા સંયમી વિચારકો ને પુરુષો સર્વ પ્રજાઓમાં મળી આવે છે." વળી તેમણે કહેલું : "દરેક માણસ પોતપોતાની પરિસ્થિતિ અનુસાર પરમ તત્ત્વને કંઈક નામ આપે છે; પણ વસ્તુતઃ જે તત્ત્વ અજ્ઞેય છે તેને નામ આપવું મિથ્યા છે." શહેનશાહ અકબરને વિષે મૅક્સમૂલરે કહેલું કે "જગતના ધર્મોનો તુલનાત્મક અભ્યાસ પહેલવહેલો એમણે આદરેલો." પણ એમનામાં ધર્મભાવનાની ખામી નહોતી. અકબરના આચરણમાં ગમે તેટલી ત્રુટીઓ હોય, પણ તે સાચી ને શુદ્ધ ધર્મભાવનાવાળા પુરુષ હતા. જહાંગીર કહે છે કે તેના પિતાએ "કદી એક ક્ષણ ખુદાને વિસારે

---

અર્થ : (મૈં તૂ હુઆ તૂ મૈં હુઈ, મૈં જાન હુઆ તૂ તન હુઈ.
અબ તો ન કોઈ ફિર કહે — મૈં દૂસરા તૂ દૂસરી.)
ફક્ત તફાવત હૈ નામ હી કા, દર અસ્લ સબ એક હી હૈં યારોં;
જો આબિ-સાફી કી મૌજ મેં હૈ, ઉસીકા જલ્વા હુબાબ મેં હૈ.
અર્થ : (હે મિત્રો, ફરક કેવળ નામનો જ છે; અસલમાં સહુ એક જ છે. જે પાણી સમુદ્રનાં મોજાંમાં છે તે જ વહેળામાં પણ ચમકે છે.) —'સમન્વય' (ભગવાનદાસ)

૫૮*. 'દાબિસ્તાન' નામના એક ગ્રંથના તરજુમામાં કહેલું છે કે સત્તરમા સૈકાનો સબજાની નામનો એક પ્રસિદ્ધ સૂફી "માંસાહાર ન કરતો, મસજિદને માન આપતો, મૂર્તિઓવાળાં મંદિરોમાં હિંદુઓના વિધિ અનુસાર પૂજા કરતો, અને મસજિદોમાં ઇસ્લામની રીત પ્રમાણે નમાજ પઢતો."

પડવા દીધો નહોતો." એ પુરાવાને અબુલ ફઝલ ટેકો આપે છે. તે કહે છે કે "બાદશાહ સલામત એમની જિંદગીની પળેપળ આત્મપરીક્ષણમાં અથવા ખુદાની બંદગીમાં ગાળે છે." હિંદુ સાધુ જદરૂપને વિષે જહાંગીરે કહેલું કે "વેદાન્તશાસ્ત્ર જે સૂફીવાદનું શાસ્ત્ર છે તે તેમને જિહ્વાગ્રે હતું." શાહજહાંના મોટા દીકરા દારા શિકોહે એક ગ્રન્થ લખ્યો છે, તેમાં એમ પુરવાર કરવાનો પ્રયાસ કર્યો છે કે હિંદુ અને મુસલમાન વચ્ચેના જે ભેદ છે તે કેવળ ભાષા અને શબ્દને જ લગતા છે. કબીર, નાનક, દાદુ અને બીજા અનેક સાધુસંતોએ હિંદુ અને મુસ્લિમ ધર્મસિદ્ધાન્તોની મેળવણી કરી. બહાઈ સંપ્રદાય[૫૯] પોકારીને કહે છે કે જગતમાં ધર્મોનો એક બંધુસમાજ હોવો જોઈએ ને તેમાં પ્રવેશ કરવાની સર્વને છૂટ હોવી જોઈએ. એ સંપ્રદાયના સ્થાપક બહાઉલ્લાએ એમના શિષ્યોને જે ઉપદેશ આપેલો તેમાં ઝનૂન કે ધર્માંધપણાનો છાંટો નથી. તેમણે કહેલું :

---

૫૯. બહાઈ ધર્મ યા સંપ્રદાયની સ્થાપના, ઇસ્લામની એક શાખારૂપે, ઈરાનમાં ઈ. સ. ૧૮૪૪–૪૫માં શિરાઝના મીરઝા અલીમહમદ નામના એક જુવાને કરેલી. તે માટે તેમને રાજ્ય તરફથી જાહેરમાં ગોળીથી ઠાર કરવામાં આવેલા. તે પછી એ સંપ્રદાયમાં મીરઝા હુસેનઅલી થયા, તેમણે 'બહાઉલ્લા' (એટલે કે અલ્લાનું તેજ) એ નામ ધારણ કર્યું, ને ૧૮૬૩માં પોતે અવતાર છે એમ જાહેર કર્યું. તે પરથી એ સંપ્રદાયનું નામ 'બહાઈ' પડ્યું. બહાઉલ્લાને દેશનિકાલ કરવામાં આવ્યા ને ૧૮૯૨માં તે મરણ પામ્યા. તેમને ઈંગ્લંડ અને અમેરિકામાં અનુયાયીઓ મળ્યા હતા. "બહાઈઓ હઝરત મહમદને સાચા પેગંબર અને કુરાનને અપૌરુષેય ગ્રંથ માને છે; પણ મહમદ પેગંબર છેલ્લા પેગંબર છે ને કુરાન એ ઈશ્વરે આપેલો છેલ્લો ગ્રન્થ છે એમ માનતા નથી. તેઓ માને છે કે ઈશ્વર તરફથી અપાતું શ્રુતિજ્ઞાન પ્રગતિ પામતું જાય છે, અને કોઈ ધર્મગ્રંથને ઈશ્વરનો આપેલો છેલ્લો ગ્રંથ ન કહી શકાય. કેમ કે જેમ જેમ માનવજાતિ આગળ વધતી જાય તેમ તેમ ઈશ્વર તેને સત્યનું વધારે

"હે બહાનાં બાળકો! જગતની સર્વ પ્રજાઓ સાથે, સર્વ ધર્મોના અનુયાયીઓ સાથે, સંપૂર્ણ આનંદની વૃત્તિથી સંસર્ગ બાંધો ને હળોમળો. એ સહુને માટે હિતકારક છે તે તેમને યાદ કરાવો; પણ એટલી સાવચેતી રાખજો કે ઈશ્વરની વાણી ઘર્ષણનું કે પરસ્પર વિદ્વેષનું કારણ ન થઈ પડે. બીજો માણસ જે ન જાણતો હોય તે તમે જાણતા હો, તો તેની જોડે મિત્રતા ને પ્રેમના શબ્દોમાં વાત કરજો. તે જો એ સ્વીકારે ને ઉપાડી લે તો તમારું કામ સર્યું. ન સ્વીકારે તો તેને માટે પ્રાર્થના કરજો ને તેને છૂટો મૂકી દેજો. તેને આગ્રહપૂર્વક વીનવ્યા કરશો નહિ."

હિંદુ મુસલમાન વચ્ચેના જે કલહો હમણાં હમણાં વધી પડયા છે તે જોઈને ખેદ અને શરમ ઊપજે છે. રાજકીય અને આર્થિક વિચારોને ધાર્મિક સવાલોની જોડે ભેળવી દેવામાં આવે છે. હિંદ માટેના નવા (૧૯૩૫ના) રાજ્યબંધારણે રાજકીય સત્તા ને લાગવગની ગોઠવણ સંખ્યા અનુસાર કરી છે, તેને લીધે એ વૈમનસ્યમાં વધારો થયો છે. એક તરફ માણસોને પોતપોતાના ધર્મમાં લેવા માટેની ખેંચતાણ, ને બીજી તરફ હોદ્દાઓ ને નોકરીઓ માટેની પડાપડી, બે સેળભેળ થઈ રહ્યાં છે ને ગોટાળો વધી પડયો છે.

## ૮. હિંદુ ધર્મ અને ખ્રિસ્તી ધર્મ

ખ્રિસ્તી ધર્મ પર હિંદુ ધર્મની જે અસર પડી તેનો અભ્યાસ વધારે રસિક છે. ખ્રિસ્તીઓનાં મનમાં જૂની પ્રણાલિકા ને નવા

---

પ્રમાણમાં દર્શન કરાવે છે, ને તે તે યુગને વધારે અનુકૂળ એવી ધર્માજ્ઞાઓ આપે છે." આ ધર્મમાં રાષ્ટ્રીય સંકુચિતતા નથી. "આજના બહાઈઓ (જેમની વસ્તી ઈરાનમાં સાડા છ લાખ, અમેરિકામાં આઠ હજાર, ને ઇંગ્લંડ, ફ્રાન્સ, જર્મની તથા હિંદમાં છૂટીછવાઈ છે) તેઓ માને છે કે માનવજાતિ એક છે; આત્માનો આવિષ્કાર થાય છે તેમાંથી જ સર્વ પ્રકારના ધર્મો જન્મે છે; અને માણસે સેવાભાવે ઉપયોગી શરીરશ્રમ કરવો જોઈએ તથા સ્વેચ્છાએ દાન કરવું જોઈએ — એ આશાએ કે એમ કરવાથી વિશ્વ-શાંતિ ને માનવકુટુંબની સ્થાપનામાં મદદ થાય." એનસાઈક્લોપીડિયા બ્રિટાનિકા.

પ્રયોગો બેની વચ્ચે કેવું ધમસાણ ચાલી રહ્યું છે એ આ અભ્યાસ પરથી દેખાઈ આવે છે. ઇતર ધર્મો પ્રત્યે ખ્રિસ્તીઓનું પરંપરાગત વલણ તુચ્છભાવ અને તિરસ્કારનું છે. બિશપ હીબરનાં લખાણો તેના નમૂનારૂપ છે. એ પરંપરાનો ઇતિહાસ લાંબો છે. તેણે રાજકીય સત્તાનો ઉપયોગ ધર્મપ્રચારને અર્થે કરેલો.[૬૦] આજે કાર્લ બાર્થ નામના એક જર્મન ધર્મવેત્તા એ પરંપરાના પ્રતિનિધિ છે. તે ખ્રિસ્તી સિવાયના ધર્મોને ખ્રિસ્તી ધર્મના શત્રુ લેખે છે; અને કહે છે કે ખ્રિસ્તી ધર્મે કદી પણ એ વરુઓના ટોળામાં કિકિયારી કરવા ભળવું લાજમ નથી. સાચા ખ્રિસ્તીએ બીજા ધર્મો પ્રત્યે અસહિષ્ણુ બની, તેમના નિમન્ત્રણને ધસીને ના પાડી દેવી જોઈએ. કાર્લ બાર્થ લખે છે: "ખ્રિસ્તી ધર્મને ખબર છે ખરી કે, પોતાના યોગ્ય કર્તવ્યમાં સહેજ ગાફેલ રહીને, આ પરધર્મો જોડેનો આગામી કલહ ટાળવાની લાલચ તેની નજર આગળ જ પડેલી છે? એમ ન બનવું જોઈએ એવું ભાન તેને છે ખરું? અમે તો એટલું જ પૂછીએ છીએ: તેણે કોઈ પણ સંજોગોમાં એ વરુઓના ટોળામાં કિકિયારી કરવા ભળવું લાજમ નથી એ વાતની તેને જાણ છે ખરી?" તેના કહેવા પ્રમાણે, બીજા ધર્મોમાં કંઈક પણ કીમતી કે ઉપયોગી તત્ત્વ જોવાનો પ્રયત્નમાત્રનો "વિનાસંકોચે ત્યાગ કરવો જોઈએ. એ ધર્મોનાં નામ ગમે તે હોય તો પણ, ખ્રિસ્તી ધર્મે તેમની વચ્ચોવચ ધસી જવું જોઈએ; જે થવાનું હોય તે ભલે થાય,

૬૦*. સેંટ ફ્રાન્સીસ ઝેવિયરે તા. ૨૦મી જાન્યુઆરી ૧૫૪૮ને રોજ કોચીનથી પોર્ટુગલના રાજા ૩જા જોનને લખેલું: "આપે બને એટલા સ્પષ્ટ શબ્દોમાં જાહેર કરવું જોઈએ ...... કે આપના ક્રોધમાંથી છૂટવાનો અને આપની કૃપા પ્રાપ્ત કરવાનો રસ્તો એક જ છે કે જે દેશોમાં તેઓ અમલ ચલાવે છે ત્યાં બનાવી શકાય એટલા માણસો ખ્રિસ્તી બનાવવા." આફ્રિકામાં શોધખોળ કરનારા ગોરા મુસાફર સ્ટેનલીએ નવી જાતની તોપ તપાસીને કહેલું: "આફ્રિકાની જંગલી જાતિઓમાં ખ્રિસ્તી ધર્મ અને સંસ્કૃતિનો પ્રચાર કરવાનું આ કેવું સરસ સાધન છે!"

પણ જરા પણ મચક ન આપવી જોઈએ; અને 'ઈશ્વર એક છે ને તે દીન દુ:ખી તજાયેલાંનો બેલી છે' એ મતલબનો પોતાનો સંદેશો એ ધર્મના અનુયાયીઓમાં ફેલાવવો જોઈએ."[૬૧] બીજા ધર્મો વસ્તુતઃ એની દૃષ્ટિએ અસ્પૃશ્ય છે. હિંદુસ્તાનમાં ખ્રિસ્તીઓ તરફથી કૉલેજની કેળવણી વિષે તપાસ કરવાને એક કમિશન નિમાયું હતું. ડૉ. લિંડસે તેના પ્રમુખ હતા. એ કમિશનના રિપોર્ટમાં ખ્રિસ્તીઓના હેતુનું વર્ણન આ પ્રમાણે કરવામાં આવ્યું છે."

"ખ્રિસ્તીઓનાં મનમાં પાકી ખાતરી છે કે તેમની પાસે જે સંદેશો છે તેનાથી જ મનુષ્યજાતિના, અને તેથી હિંદુસ્તાનના સવાલોનો ઉકેલ આવવાનો છે. તેઓ માને છે કે તેઓ પોતે શુભ સમાચારના સંદેશવાહક છે; અને તે સમાચાર તેઓ બીજાઓને આપવા ઇચ્છે છે. તેમની આશા અને ઇચ્છા છે કે હિંદુસ્તાન ખ્રિસ્તી બને. જુદા જુદા ધર્મો જુદી જુદી કોમોને માટે સારા છે; બધા ધર્મો મૂળ એક છે; અને સ્વધર્મમાં જે ગૂઢ શક્તિ પડેલી છે તેનો સારામાં સારો લાભ ઉઠાવવો એ દરેક ધાર્મિક સમાજનું પોતાનું કામ છે."

---

૬૧*. 'હું ખ્રિસ્તી શા માટે છું?' એ નામની ચોપડીમાં લંડનના બીશપે લખ્યું છે: "હું આખી દુનિયામાં ફરી આવ્યો છું, અને મેં જગતના બીજા ધર્મોને નજરોનજર નિહાળ્યા છે. એમની પાસે પોતાનો જીવનપંથ ઉજાળનાર પ્રદીપ છે જ નહિ." ખ્રિસ્તી સંત ઓગસ્ટાઈને આથી સાવ જુદું ને વધારે ઉદારતાવાળું વલણ બતાવ્યું હતું. તેણે કહેલું: "જેમને ફિલસૂફો કહેવામાં આવે છે તેમણે—ખાસ કરીને પ્લેટોના અનુયાયીઓએ—કંઈક સાચી, ને આપણા ધર્મની જોડે મેળ ખાય એવી, વાત કહી હોય, તો આપણે તેને તરછોડવી ન જોઈએ, પણ આપણા ઉપયોગ માટે તેને અપનાવી લેવી જોઈએ...... હીધન લોકોની બધી વિદ્યામાં નર્યા જૂઠા ને વહેમી ભ્રમો જ ભરેલા છે એવું નથી." મરહૂમ 'ડીક' શેપર્ડે લખેલું: "ઈશ્વરે એક જ પ્રજાને પોતાના સ્વરૂપનું દર્શન કરાવ્યું અને બીજી બધી પ્રજાઓને અંધારામાં રહેવા દીધી, એ વિચાર અસહ્ય છે. ઓછામાં ઓછા જ્ઞાનવાળા સમૂહો બાદ કરતાં બીજે બધેથી એ વિચારનો લોપ થયો છે."

આમાં શબ્દો સહેજ હળવા વાપર્યા છે એટલું જ; બાકી વાત તો કાર્લ બાર્થે કહી તેની તે જ છે. કેમ કે એ રિપોર્ટમાં આગળ પર કહ્યું છે: "અર્થશાસ્ત્ર અને માનસશાસ્ત્રમાં દૈવવાદનો[૬૨] જે સિદ્ધાન્ત પ્રવર્તે છે તેની અસર સામે ટક્કર ઝીલી શકે એવું તત્ત્વ હિંદુ ધર્મ કે ઇસ્લામ એકેયમાં નથી." રિપોર્ટમાં એમ પણ કહ્યું છે કે "બહારથી જે કાંઈ આવ્યું તેને વગરવિચારે અપનાવી લેવાનું જે સર્વગ્રાહીપણું અર્વાચીન હિંદુ ધર્મમાં છે તે એની વિશેષતા છે.[૬૩]

આ વચન એક પ્રતિષ્ઠિત ને વયોવૃદ્ધ પુરુષનાં લખેલાં છે ખરાં, પણ તેને ઘણાઓનો ટેકો નથી. ખ્રિસ્તી ધર્મસંઘે લખાવેલાં ઈસુનાં જીવનચરિત્રોમાંથી પણ આપણે જોઈ શકીએ છીએ કે તેઓ તેમના અનુયાયીઓના કરતાં વધારે ઉદાર અને દયાવાન છે.

ઇસ્લામમાં પરમાત્માના વિરાટ રૂપનું જે વર્ણન અને તેમાંથી ફલિત થતો જે ભક્તિભાવ આગળ પડતાં તરી આવે છે; જગતના દુઃખ વિષે જે ઊંડા સમભાવનું અને તૃષ્ણાત્યાગ વાટે એ દુઃખમાંથી નિર્વાણ પામવાની જે ઉત્કંઠાનું દર્શન બૌદ્ધ ધર્મમાં થાય છે; પરબ્રહ્મનો સાક્ષાત્કાર કરવાની જે તાલાવેલી હિંદુ ધર્મમાં દેખાય છે; વિશ્વની નીતિવ્યવસ્થા વિષેની આસ્થા ને તેમાંથી ફલિત

૬૨. દૈવવાદ (Determinism). મનુષ્ય જે કંઈ કરે છે તે સ્વેચ્છાએ નથી કરતો, પણ તેની બહાર રહેલાં બળો ને સંજોગો જ તેની પાસે સર્વ કંઈ કરાવે છે, એવો સિદ્ધાન્ત. એનાથી ઊલટો તે પુરુષાર્થવાદ. આચાર્ય આનંદશંકર ધ્રુવે આને માટે અનુક્રમે 'ભાવિવાદ' અને 'પૌરુષવાદ' શબ્દ વાપર્યા છે. ('આપણો ધર્મ', પૃ. ૫૮૧)

૬૩*. આ વિશેષતા પરત્વે ડૉ. એલ. પી. જેક્સ લખે છે: "ભારતવર્ષના ધર્મપરાયણ પુરુષો, જેમની સંખ્યા મોટી છે, જેઓ દક્ષ અને જાગૃત છે, અને જેમના જેટલી આધ્યાત્મિક ઉન્નતિ પ્રાપ્ત કરવી અશક્ય છે, તેમનામાં ઘણા આપણે 'કેથલિક' (ઉદાર ભાવવાળા) શબ્દનો જે અર્થ કરીએ છીએ તેના કરતાં ઘણા વધારે ઊંડા અર્થમાં 'કેથલિક' છે."

થતો સદાચાર વિષેનો જે આગ્રહ કનફ્યુશિયસના સંપ્રદાયમાં દેખા દે છે; એ સર્વને ઉપેક્ષાપાત્ર ગણીને આપણાથી ફેંકી દઈ શકાય નહિ. જગતમાં એક જ ધર્મને ઈશ્વરની વાણી સંભળાઈ છે, અને બીજા ધર્મોમાં તેનો છાંટો સરખો નથી, એમ આજના જમાનામાં માનવું આપણે માટે મુશ્કેલ છે.[૬૪]

## ૯. ખ્રિસ્તી ધર્મ અને ઇતર ધર્મો

કાર્લ બાર્થ તો નિઃશંકપણે કહે છે કે અન્ય ધર્મોમાં જે ઈશ્વરદર્શન અને ઈશ્વરસાક્ષાત્કાર થયાં કહેવામાં આવે છે તે ઈસુના પૂર્ણ જ્ઞાન અને સાક્ષાત્કારની પૂર્વ તૈયારીરૂપે નથી, પણ નર્યો ભ્રમ છે, ને તે ધર્મોના માણસો ઈશ્વર પ્રત્યે ન જતાં ઊલટી જ દિશામાં ગયા છે. આ વિષયમાં કાર્લ બાર્થના વિચારને મતાગ્રહી ને ઝનૂની માણસોનો ટેકો કદાચ હોય, પણ ખ્રિસ્તી ધર્મની સામાન્ય પ્રણાલિકા એ વિચારમાં સમંત નથી. બાઈબલના જૂના કરાર (તૌરાત)માં પણ બતાવ્યું છે કે યહૂદી ધર્મે એ વખતમાં ચાલતા સ્થાનિક સંપ્રદાયોને મૂળથી ઉખાડી નહોતા નાખ્યા, પણ તેમાં સુધારો કર્યો હતો. યહૂદી પેગંબરોએ 'સ્વર્ગરાજ્ઞી'ની ઉપાસનાનો નિષેધ કર્યો હતો એ સાચું; પણ 'એ સ્વર્ગરાજ્ઞી' પાછી જીસસ-માતા કુમારિકા મેરી રૂપે સજીવન થઈ છે. ત્રિમૂર્તિવાદી ખ્રિસ્તી સંપ્રદાયોના અનુયાયીઓ શાબ્દિક યુક્તિપ્રયુક્તિ વડે પોતાનાં મનને મનાવે છે કે તેઓ એક જ ઈશ્વરને માને છે; અને એ વિષય પર સારામાં સારી વાત કહેવામાં આવી છે કે ઈશ્વર એ એક ગૂઢ તત્ત્વ હોઈ તેનું બુદ્ધિ સ્વીકારી શકે એવું વર્ણન કે નિર્વચન થઈ શકે એમ નથી. એક તરફ કુમારિકા મેરી, સંતો અને દેવદૂતોની ઉપાસના; અને બીજી તરફ નાનાં નાનાં દેવદેવીઓની પરમાત્માનાં પ્રતીકરૂપે પૂજા; એ બેની વચ્ચે ખરો ભેદ શો છે તે જાણવું

૬૪. જુઓ આ પ્રકરણ પછી આપેલું પરિશિષ્ટ ૧.

મુશ્કેલ છે. ખ્રિસ્તી ધર્મતત્ત્વનો ઉદય સાવ ખાલી જગામાં, કેવળ પરમાત્મા અને જીવાત્માની રૂબરૂ મુલાકાતને પરિણામે, થયો હતો એવું નથી જ. જે જગતમાં સંપ્રદાયો માંહોમાંહે લડતા હતા અને ધર્મો એકબીજા સાથે હરીફાઈ કરતા હતા તે જગતમાં તેનો જન્મ થવા પામ્યો હતો. પાલેસ્ટાઈને તેને નીતિભાવના ને એકેશ્વરવાદ આપ્યાં; ગ્રીસે કલા ને ફિલસૂફી આપી; રોમે સુવ્યવસ્થા ને સંગઠન આપ્યાં; અને પૂર્વે ગૂઢવાદ ને ભક્તિપરાયણ માનસ આપ્યાં. કાર્લ બાર્થ બીજા ધર્મોનો છેદ ઉડાવી દે છે તેમ ખ્રિસ્તી ધર્મના મહાન તત્ત્વવેત્તાઓ ને શાસ્ત્રકારોએ કર્યું નહોતું. ક્લેમંટ માત્ર ખ્રિસ્તી ધર્મશાસ્ત્રી નહોતો, ફિલસૂફ પણ હતો; અને તેણે ખ્રિસ્તી ધર્મને ગ્રીક તત્ત્વજ્ઞાનરૂપી વસ્ત્રો પહેરાવ્યાં, ને એ બેનો સમન્વય સાધ્યો. ઓરીજેને એક ટીકાનો ઉત્તર આપતાં કહેલું : “ઇશ્વરે જ્યારે ઈસુને મનુષ્યલોકમાં મોકલ્યા ત્યારે જાણે ઇશ્વર દીર્ઘકાળની નિદ્રા લઈને તરત જ ઊઠયો હોય એવું બન્યું નહોતું. ઈસુ તો સદાકાળ માનવજાતિનું કલ્યાણ કરતા રહ્યા છે. જે માણસો થોડા વખતને માટે પણ ઇશ્વરની વાણી ઝીલી શકયા તેમના આત્મામાં એ વાણીનો સંચાર થયા વિના જગતમાં કોઈ પણ સત્કર્મ થઈ શકયું નથી.” ઓગસ્ટાઈન કહે છે : “જેને ખ્રિસ્તી ધર્મ કહેવામાં આવે છે તે ધર્મ પ્રાચીન લોકોમાં પણ હતો. માનવજાતિના જન્મકાળથી માંડીને ઈસુના આગમન લગી કોઈ પણ કાળે એ ધર્મ હસ્તીમાં નહોતો એવું નથી. ઈસુનો જન્મ થયો ત્યારે, જે સાચો ધર્મ અગાઉથી ચાલ્યો આવતો હતો તે ખ્રિસ્તી ધર્મ તરીકે ઓળખાવા લાગ્યો.”

બીજો એક મત છે તે જગતના અન્ય ધર્મોમાં દૈવી તત્ત્વ રહેલું છે એમ તો સ્વીકારે છે, પણ કહે છે કે ખ્રિસ્તી ધર્મ એ સર્વ ધર્મોમાં શિરોમણિ છે; તે ધર્મના વિકાસની પરિસીમા છે; ધર્મરૂપી મંદિરનો કળશ છે; માનવધર્મરૂપી ગિરિરાજનું સર્વોચ્ચ

શિખર છે; અને ખ્રિસ્તી ધર્મને આદર્શ સ્થાને રાખી તેની કસોટી વડે જ ઇતર સર્વ ધર્મોને કસી જોવા જોઈએ. પાછળ વર્ણવેલો પહેલો મત ખ્રિસ્તી સિવાયના બીજા ધર્મોમાં પરમાત્મતત્ત્વ વિલસે છે એ કબૂલ કરતો જ નથી. જ્યારે આ બીજા મતમાં એટલું તો કબૂલ કરે છે કે બીજા ધર્મો પણ ઈશ્વરને જાણવા ને તેની ઇચ્છાને અનુસરવા મથતા હતા. પણ એ કહે છે કે એ બધા ધર્મો કેવળ ખ્રિસ્તી ધર્મ માટેની પૂર્વતૈયારીરૂપ છે; અને ખ્રિસ્તી ધર્મ અપૂર્વ ને અદ્વિતીય છે.

આ મતના કહેવા પ્રમાણે ખ્રિસ્તી ધર્મ અને બીજા ધર્મો વચ્ચે ભેદ એ છે કે બીજા ધર્મો સારા છે પણ ખ્રિસ્તી ધર્મ સર્વોત્તમ છે; અને જે સારું છે તે ઉત્તમનું શત્રુ છે. બાઈબલમાં એક જગાએ કહ્યું છે: "ઈશ્વર પ્રાચીન કાળમાં વિવિધ સ્થળે ને વિવિધ રીતે બોલ્યા પછી, આટલા સમયને અન્તે, તેના પુત્ર દ્વારા આપણી જોડે બોલ્યો છે," એટલે કે સંપૂર્ણપણે ને છેવટનું બોલ્યો છે. 'ખ્રિસ્તી ધર્મ અજોડ છે?' એ નામના પુસ્તકમાં ડૉ. મૅકનિકલ કહે છે: "ઈસુ એ જ સાચો પ્રકાશ છે, શાશ્વત ને પરમ પ્રકાશ છે; જ્યારે આપણુ સહુ માનવબાળની પાસે — આપણે માનવબાળ છીએ એટલા માટે જ — આપણાં અંતરમાં માત્ર તગતગતી મીણબત્તીઓ, ધુમાતી જામગરીઓ જ હોય છે. એને પહેલાં તો ઈશ્વરે સ્વહસ્તે જ ચેતાવેલી, પણ હવે તે ઝાંખાં ટમકતાં દીવડાં થઈ પડ્યાં છે. તેને જો ફરી ચેતવવામાં આવે ને મૂળ ભંડારમાંથી તેમાં તેલ પૂરવામાં આવે, તો જ એ ફરી એ ઝગઝગાટ બળવા લાગે." ડૉ. મૅકનિકલ અને મરહૂમ ડૉ. ફારકવારના જેવા જે પુરુષો આવો મત ધરાવે છે તેઓ, ખ્રિસ્તી ધર્મને દેશકાળને અનુકૂળ બનાવવા માટે, હિંદી પ્રજાનાં ધર્મશાસ્ત્રો ને તેમના વિધિઓનો ઉપયોગ કરે છે. પણ એ દિશામાં અમુક હદે ગયા પછી તેમને લાગે છે કે હવે તો સામે ભેખડ આવીને ઊભી રહી છે, ને તેની તરફ

આંખ મીંચાય એમ છે જ નહિ. એટલે તેઓ કહે છે: “આપણા ખ્રિસ્તી ધર્મમાં એવો એક અવિચળ અંશ રહેલો છે જે કોઈ માણસની ખાનગી મિલકત નથી કે તેને એ વેચીસાટી કે ખરીદી શકે.”[૬૫] સાચ અને જૂઠ એ એકબીજાની સામે મોરચો માંડીને બેઠેલા શત્રુઓ છે. ઉપર જણાવ્યો એવા વિચારવાળા લોકો કહે છે કે ખ્રિસ્તી ધર્મે બીજા ધર્મોથી અળગા, એકલા અટૂલા, ઊભા રહેવાની જરૂર નથી; પણ તેને કેવળ બીજાઓને મુકાબલે સારો, મનુષ્યોના અનેક પ્રયત્નોમાંનો એક તો ગણવા ન જ દઈ શકાય.

ઉપર જે બે મત ગણાવ્યા તેના જેવા વિચાર સર્વ પ્રચારક ધર્મોમાં હોય છે. એવો દરેક ધર્મ, પૂરેપૂરી સત્યનિષ્ઠાપૂર્વક, માને છે કે સાચું તેજ તેના એકલાની જ પાસે છે; જ્યારે બીજા ધર્મો તો તેજના આભાસરૂપ છે, તે આપણને આંધળાભીંત બનાવી તેજને જોવા દેતા નથી, અને ઊલટા આપણને લલચાવી તેજથી અવળી દિશામાં લઈ જાય છે. એ ધર્મ જ્યારે વધારે સમજણો થવા મથે છે ત્યારે કહે છે કે તેનું પોતાનું તેજ અને બીજા ધર્મોનું તેજ એ બે વચ્ચેનો સંબંધ સૂર્ય અને તારાઓ વચ્ચેના સંબંધ જેવો છે: અને પેલા નાના દીવાઓ જ્યાં લગી પોતાને ગૌણ પદે સંતોષપૂર્વક રહેતા હોય ત્યાં લગી તેના પ્રત્યે સહિષ્ણુતા રાખવી જોઈએ.

## ૧૦. મહાસમન્વય

કેટલાક ખ્રિસ્તીઓ આ ઉપરાંત એક ત્રીજો મત ધરાવે છે. એ મત હિંદુ ધર્મની વૃત્તિને મળતો છે; તે ધર્માન્તરની સાવ વિરુદ્ધ છે. આ વર્ગની સંખ્યા વધતી જાય છે. સિરિયન સંપ્રદાયના

---

૬૫*. ડૉ. ક્રીક નામનો એક ખ્રિસ્તી લેખક લખે છે: “જ્યાં લગી આપણે મન વચન કર્મે ખ્રિસ્તી હોવાનો દાવો કરતા હોઈએ. ત્યાં લગી આપણે બીજાઓ કરતાં ચડિયાતા છીએ એવી વૃત્તિ આપણે કેળવવી જ જોઈએ.”

ખ્રિસ્તીઓ, જેમનો સંપ્રદાય હિંદુસ્તાનના સર્વ ખ્રિસ્તી સંપ્રદાયોમાં જૂનામાં જૂનો છે, તેઓ ધર્માન્તર પ્રવૃત્તિની વિરુદ્ધ છે. પાછળથી ખ્રિસ્તી થયેલા લોકોમાં પણ આવો મત ધરાવનારાઓનું પ્રમાણ વધતું જાય છે.[૬૬] ૧૯૨૯માં જેરૂસલેમમાં આન્તરરાષ્ટ્રીય મિશનરી પરિષદ ભરાઈ હતી. તેણે જાહેર કરેલું: "બીજા માણસો પર, તેમના કલ્પિત સ્વાર્થને સારુ તેમના જીવોને ધારી દિશામાં દોરવા માટે, આચારવિચાર પરાણે ટોકી બેસાડવા માગે એવા ધાર્મિક સામ્રાજ્યવાદનાં કંઈ પણ લક્ષણ દેખાય, તો અમે તેમાં ભળવાના નથી. અમે જે ઈશ્વરની આજ્ઞાને અનુસરીએ છીએ તે અમારી ઇચ્છાઓને માન આપે છે; અને અમે બીજાઓની ઇચ્છાઓને માન

---

૬૬*. રાજકુમારી અમૃતકુંવર લખે છે કે: "કોઈને વટલાવવાની કે બીજા માણસ પાસે તેનો ધર્મ બદલાવવાની ઇચ્છામાં મને હંમેશાં અહંકારની ગંધ આવી છે. એ હિંસક મનોવૃત્તિ છે; અને આ વસ્તુ જે પ્રેમના સિદ્ધાન્તને સારુ ઈસુ ખ્રિસ્ત જીવ્યા ને જેને સારુ તેમણે પ્રાણ આપ્યો તે સિદ્ધાન્તની વિરુદ્ધ જ હોવી જોઈએ ...... હિંદુસ્તાનમાં પ્રચલિત ખ્રિસ્તી ધર્મમાં જે અસ્પૃશ્યતાનો ડાઘ છે તે ધોઈ નાખવાનો જ્ઞાનપૂર્વક પ્રયત્ન નથી કરવામાં આવતો; છતાં હિંદુ ધર્મમાં જે અસ્પૃશ્યતા છે તેનો ગેરલાભ એટલો બધો ઉઠાવવામાં આવ્યો છે કે હરિજનોનાં ટોળાંનાં ટોળાંને એકીસાથે એકસામટાં કહેવાતા ખ્રિસ્તી ધર્મમાં આણવાના પ્રયત્નો થયા છે. 'કહેવાતો ખ્રિસ્તી ધર્મ' હું જાણીબૂજીને કહું છું, કેમ કે મને ખબર છે કે ગરીબ લોકોમાંથી જેમની સાથે મેં વાત કરી છે — ને મેં ઘણાની સાથે વાત કરી છે — તેમાંથી કોઈ મને એના ધર્માન્તરનો આધ્યાત્મિક અર્થ સમજાવી શક્યો નથી......હિંદુ ધર્મમાં ઈસુને માટે સ્થાન નથી? હોવું જ જોઈએ. જે માણસો સત્ય અને ભક્તિ દ્વારા ઈશ્વરની ઉપાસના કરવા ઇચ્છે છે તેઓ સત્યનારાયણરૂપી પરમાત્મા પાસેથી પ્રેરણાનું પાન કરનાર કોઈ પણ ધર્મની કક્ષાની બહાર હોય એવું હું માનતી નથી. જન્મે ખ્રિસ્તી એવા હિંદીઓમાં આવા વિચાર ધરાવનાર હું એકલી નથી એવી મારી ખાતરી છે." (હરિજનબંધુ, ૭–૨–૩૭)

આપવા માગીએ છીએ."૬૭ જેઓ ઈશ્વરની અને આત્માની હસ્તીનો ઇનકાર કરે છે તેમના હુમલા સામે ટક્કર ઝીલવામાં ખ્રિસ્તી ધર્મને સાથ આપવા બિન-ખ્રિસ્તી ધર્મોને એ પરિષદના નિવેદનમાં નિમંત્રણ આપેલું છે: "બિન-ખ્રિસ્તી ધર્મોના અનુયાયીઓને અમારી વિનંતી છે કે જગતમાં જડવાદ વધી રહ્યો છે છતાં તેઓ અદૃષ્ટ ને નિત્ય તત્ત્વ પરનો પોતાનો વિશ્વાસ કાયમ રાખે અને ધર્મશૂન્યતાનાં સર્વ અનિષ્ટોની સામે લડવામાં અમને સાથ આપે." જગતને આજે

---

૬૭*. મિ. બરનાર્ડ લ્યુકાસ 'અવર ટાસ્ક ઇન ઇંડિયા' એ નામના પુસ્તકમાં ધર્માન્તર અથવા વટાળ અને ધર્મોપદેશ એ બેની વચ્ચે ભેદ પાડે છે. ધર્માન્તરને ઈસુએ વખોડી કાઢેલું, ને કહેલું: "હે લહિયાઓ અને ફારીસીઓ, હે પાખંડીઓ — ફિટકાર છે તમને! કેમ કે તમે એક માણસને વટલાવી તમારા ધર્મમાં લાવવાને દરિયો ને ધરતી ખૂંદી વળો છો; અને જ્યારે તે ધર્મમાં આવે છે ત્યારે તમે એને તમારા કરતાં બેવડો પાપી બનાવો છો." ઈસુએ કહેલું કે "તમે જાઓ, અને પ્રભુના રાજ્યની જાહેરાત ઠેરઠેર કરો." એ વચનમાં માત્ર ધર્મોપદેશની વાત હતી એમ મિ. લ્યુકાસ માને છે. એને વિષે તે લખે છે: "પ્રજાના ધાર્મિક વિકાસમાં આનુવંશિક સંસ્કારનો નિયમ ઉપયોગી છે એમ માત્ર ધર્મોપદેશ કરીને સંતોષ પામનારાઓ માને છે. ભારતવર્ષમાં ધાર્મિક આચારવિચારનો એક વિશિષ્ટ પ્રકાર છે, તેને ઈશ્વર સૈકાઓ દરમ્યાન વિકસાવતો રહ્યો છે; અને એ પ્રકારને ભારતવર્ષ અને જગતના હિતને કાજે સાચવી રાખવો જોઈએ." વધારામાં તે કહે છે કે ભારતવર્ષ જો તેની સ્વતન્ત્ર ધાર્મિક પ્રતિભા ગુમાવી બેસે તો એથી જગતને એવી ખોટ જશે જેનું લેખું માંડી નહિ શકાય ને જે કદી પૂરી નહિ શકાય. "હિંદુનો હિંદુ તરીકે ઉદ્ધાર સાધવો જોઈએ." ડૉ. ફ્લેમિંગ મિશનો વિષેના તેમના ગ્રન્થમાં 'પરસ્પર આપલે'ની વાત કરે છે. તે કહે છે કે સામ્રાજ્યવાદી ઢબનો જે મિશનરી પ્રચાર ચાલે છે તેની સામેનો રોષ વાજબી છે. તેમને લાગે છે કે દરેક પ્રજાને ઈશ્વરે કંઈક ખાસ બક્ષિસ આપેલી છે, અને તે પ્રજાને જગતની સંસ્કૃતિમાં કંઈક ફાળો આપવાનો હોય છે. એટલું સમજવા જેટલા નિષ્પક્ષ આપણે બનવું જોઈએ.

કઈ વસ્તુની અતિશય જરૂર છે તે આ પરિષદ જાણે છે. તેમ જ જગતમાં જેટલા આસ્તિક, સેશ્વરવાદી, આત્મવાદી લોકો છે તે સહુનો એક બંધુસમાજ રચાવો જોઈએ, એ ભાન પણ પરિષદને છે. અમેરિકામાં ખ્રિસ્તી ગૃહસ્થોનું એક કમિશન નિમાયું હતું, તેના નિવેદનમાં કહેલું કે લોકો પરાપૂર્વથી ધર્મની જે પ્રણાલિકાને અનુસરતા આવ્યા હોય તેને વિષેની તેમની શ્રદ્ધાને નબળી પાડવામાં ડહાપણ નથી. "પ્રણાલિકાનાં ખૂરાં તત્ત્વોની સાથે તેનાં સારાં તત્ત્વો પણ ધસડાઈ જાય એ જોખમ ખરેખર રહેલું છે. જૂની સંસ્કૃતિઓના અંકુશની જગા લઈ શકે એવી કોઈ વસ્તુ રહેશે નહિ. જૂની સંસ્કૃતિઓના મૂળમાં ગમે તેવી અવળી કલ્પના હશે તો પણ તે ઓછામાં ઓછું સમાજની વ્યવસ્થાને તો ટકાવી જ રાખતી હતી."[૬૮] સ્વધર્મને બીજા ધર્મોનો સાથી ને સહચર બનાવવો એ મિશનરીઓનું ખરું કામ છે. "ખ્રિસ્તી ધર્મે જો આત્મજ્ઞાનના ક્ષેત્રમાં ઊંડા ઊતરીને તાગ કાઢવો હોય તો તેને માટે મોટી આશા એક જ છે. તે એ કે તેણે પૂર્વના દેશોના જીવનની સાથે પોતાના જીવનને વધારે પ્રમાણમાં ભેળવવું. હવે પછી ધર્મ ધર્મ વચ્ચેનો સંબંધ તે એક જ સત્યની શોધમાં જોડાયેલા સાથીઓ કે સહચરો જેવો હોવો જોઈએ; ને એ પ્રકારનો સંબંધ ઉત્તરોત્તર ગાઢ થવો જોઈએ." જુદા જુદા માણસો ભેગા થાય; તેમના જ્ઞાનની એકબીજા પર અસર પડે તેમાંથી નવું જ્ઞાન ઉત્પન્ન થાય; વિચાર અને સંસ્કૃતિના બીજા પ્રવાહોની સમજ વધવાથી માંહોમાંહે ચર્ચા અને

---

૬૮*. આ મત સ્વીકારનાર ને તેનો પ્રચાર કરનાર ખ્રિસ્તી મિશનરીઓ પણ છે. વેરિયર એલવીન કહે છે : "હું ગોંડ લોકોની વચ્ચે રહું છું ને મને તેમના પર પ્રેમ છે. મેં તેમના ધર્મમાં કદી હસ્તક્ષેપ કર્યો નથી. કોઈ ગોંડ મારી પાસે આવીને ખ્રિસ્તી બનવાનું કહે છે તો હું ના પાડું છું. હું પોતે માનું છું કે સહુ આવી તટસ્થતાની વૃત્તિ કેળવે ને એ લોકોના પેઢીઉતાર ચાલ્યા આવતા ધર્મમાં દખલ ન કરે તો સારું થાય."

આપલે થાય; એ બધાને લીધે સત્યનું આકલન વધારે ઊંડું ને વધારે વિશાળ બનતું જાય છે. "સત્યના ક્ષેત્રમાં તમામ વાડા અને ખાનગી મિલકતો નકામી છે; અન્તિમ સત્ય ગમે તે હોય, તે પ્રત્યેક જીવતા ધર્મને ઈશ્વર તરફથી મળેલી જ્ઞાનની ભેટ છે." જગતમાં સહુને લાગુ પડનારો એક નૈતિક અને ધાર્મિક આદર્શ છે, તે આખી સુધરેલી દુનિયા પર અસર પાડે છે. દરેક પ્રજા એ આદર્શનું દર્શન પોતાના ધર્મમાં કરવા મથે છે; અને ત્યાં એનું દર્શન થાય છે પણ ખરું. બીજા શબ્દોમાં કહીએ તો, આ નિવેદન એમ કબૂલ કરે છે કે કોઈ પણ ધર્મ અત્યારે છે તેવા રૂપમાં અન્તિમ નથી, અને દરેક ધર્મ આજના કરતાં સારું રૂપ ધારણ કરવા મથી રહ્યો છે. તેમાં એવો કાળ આવવાની આશા પ્રગટ કરી છે જ્યારે "જે નામો અત્યારે માણસોને એકબીજાથી વિખૂટા પાડે છે તે નામોમાંથી એવો ફૂટ પડાવનારો અર્થ નીકળી જશે." ડૉ. ઇંગ કહે છે: "તેઓ એને બુદ્ધ કહે કે ખ્રિસ્ત કહે તેની ઝાઝી પરવા નથી. આપણે શબ્દો સામે ન જોતાં વસ્તુતત્ત્વ તરફ ધ્યાન આપવું જોઈએ."

આમ ખ્રિસ્તી પાદરીઓ ઈતર ધર્મો પ્રત્યે જે વલણ ધારણ કર છે તેમાં જુદા જુદા ત્રણ પ્રકાર છે: સંકુચિત, મધ્યમ, અને ઉદાર. જેમ બીજાં ક્ષેત્રોમાં તેમ અહીંયાં પણ ભવિષ્યની આશાઓનો આધાર ઉદારમતવાદીઓ ઉપર છે; સાંકડા મનના પ્રગતિવિરોધીઓ કે પ્રાચીનપંથીઓ પર નથી. જે માણસો ઈશ્વર પર સાચી આસ્થા રાખે છે ને તેની ઇચ્છા અનુસાર ચાલવા મથે છે તેમને જો પ્રેમભાવે એકઠા કરીશું નહિ, આપણે ઈશ્વરસ્વરૂપ વિષેના મતભેદને કારણે એકબીજાના જીવ લેવાનું ચાલુ રાખીશું, તો આપણે માત્ર લોકોની ઈશ્વર વિષેની શ્રદ્ધાને નબળી પાડીશું એટલું જ. જગતના મહાધર્મો પોતે માનવજાતિના આધ્યાત્મિક જીવનને પોષવા ને ખીલવવાના મહાકાર્યમાં રોકાયેલા મિત્રાચારીવાળા

ભાગીદારો છે એમ માનવાને બદલે જો માંહોમાંહે લડી મરવામાં પોતાની શક્તિ વેડરી નાખવી ચાલુ રાખે, તો ધર્મશૂન્ય સમાજસેવા અને નીતિપ્રવણ જડવાદ એ બે ઝડપભેર આગળ વધશે એમાં લવલેશ શંકા નથી. અશાન્તિ ને અવ્યવસ્થાવાળા આજના જગતમાં અનાસ્થા અને નાસ્તિકતા કેટલી વધી ગઈ છે તેનું આપણને બહુ જ ઓછું ભાન છે. ભૂંડા વહેમો માણસો પાસે પોતાનો સ્વીકાર કરાવવા માટે પારાવાર મહેનત કરી રહ્યા છે. એવે સમયે આપણે જરા પણ ડગ્યા વિના એવો નિશ્ચય ટકાવી રાખવો ઘટે છે કે આખી માનવજાતિ એ એક સંયુક્ત ને અવિભક્ત પ્રજા રહેશે; મુસ્લીમ અને ખ્રિસ્તી, બૌદ્ધ અને હિંદુ એક જ નિષ્ઠાથી બંધાઈને ભેગા ઊભા રહેશે; એમની એ નિષ્ઠા ભૂતકાળ પ્રત્યે નહિ પણ ભવિષ્યકાળ પ્રત્યે હશે; તેઓ કોઈ એક પ્રજાના ઇતિહાસને કે એક ભૌગોલિક પ્રદેશને વફાદાર નહિ રહે, પણ એક વસુધારૂપી કુટુંબ રચવાનું અને ભિન્ન ભિન્ન ધર્મો જેની શાખામાત્ર છે તેવો એક વિશ્વધર્મ સ્થાપવાનું મહાસ્વપ્ન સેવતા હશે. આપણી છૂટી છૂટી પડેલી ધાર્મિક પ્રણાલિકાઓ એકદેશી ને ઊણપોવાળી છે એ આપણે નમ્રભાવે કબૂલ કરવું જોઈએ; અને એ સર્વ શાખાઓ જે મૂળ પ્રણાલિકારૂપી થડમાંથી ઊપજી છે તે થડ તરફ આપણી નજર વાળવી જોઈએ.[૬૯]

પ્રત્યેક ધર્મે કોઈ ને કોઈ ધર્મગુરુઓનાં ચરણ સેવ્યાં છે; પણ એ ધર્મગુરુઓએ એ ધર્મની સત્તા આગળ કદી માથું નમાવ્યું

૬૯*. સરખાવો અધ્યાપક હોકિંગનાં વચન: "આપણે કબૂલ કરવું પડશે કે જગતમાં એક વિશ્વધર્મ હસ્તી ધરાવે છે. આપણે ધાર્મિક સંપ્રદાયોને જુદાં જુદાં નામ આપીએ છીએ ખરા, પણ વસ્તુતાએ તેઓ જુદા નથી. તેઓ એકબીજામાં ભળી ન શકે એવા સ્વતન્ત્ર જીવકણ નથી. પરમાત્મા વિષેની જે શ્રદ્ધા મનુષ્યોમાં સર્વ દેશકાળમાં જોવામાં આવે છે તેમાં તેઓ બધા એકરસ થઈ જાય છે."

નથી. આ ક્રિયા માનવજાતિના ઇતિહાસમાં કદી ન થવા પામી હોય એટલા મોટા પ્રમાણ પર આજે ચાલી રહી છે; અને ધર્મ ઉપર તેની ઘણી જ ઊંડી અસર પડવાની છે. ધર્મોની સામે આજે વિશાળ ક્ષેત્ર મોકળું પડેલું છે. તેમાં તેઓ એકબીજાને તેમના અન્તર્ગત આત્મા શોધી કાઢવામાં ને પોતાનો સંપૂર્ણ વિકાસ સાધવામાં મદદ કરી રહ્યા છે. સૈકાઓ લગી ચાલેલો રાષ્ટ્રીયતા ને સંસ્કૃતિનો પ્રવાહ, અને નૈષ્ઠિક પુરુષાર્થ, એ એને પરિણામે માનવજાતિને જે કલ્પનાઓ ને જ્ઞાન પ્રાપ્ત થયાં છે તેની આપલે એ ધર્મો વચ્ચે ચાલી રહી છે. તેને લીધે માણસોનાં અંતરનાં ઊંડાણમાં જગતના એકીકરણની વિશાળ ભાવના ખીલવા લાગી છે. કદાચ અજાણે પણ બીજાં દષ્ટિબિંદુઓ વિષે આદર વધતો જાય છે; ઇતર સંસ્કૃતિઓનાં મહામૂલાં રત્નોની પરખ અને કદર વધારે થવા લાગી છે; અને એકબીજાના નિઃસ્વાર્થ હેતુ વિષેનો વિશ્વાસ પણ વધતો જાય છે. આપણે ધીમેધીમે સમજવા લાગ્યા છીએ કે જગતમાં જો એક મહાસમન્વય કરવો હોય, તો જુદા જુદા વિચારો ને મતો ધરાવનારા આસ્તિક માણસો એકબીજાને સાથ આપતા ને મદદ કરતા થાય એ જરૂરનું છે. મનુષ્યની યાંત્રિક કુશળતા વડે જગતનું ભૌતિક એકીકરણ તો ચાલી રહ્યું છે; પણ એ જગતની ઇમારત જો આધ્યાત્મિક પાયા પર રચવી હોય, તો તે તો આવા મહાસમન્વય વડે જ બની શકે એવું છે.

## પરિશિષ્ટ ૧

( ૧ )

"વિશ્વનિયન્તા કાલ ભગવાન અનેક ધર્મના તન્તુઓમાંથી એક ધર્મરૂપ મહાપટ વણી રહ્યા છે. પણ એ પટ બનાવવાથી તન્તુઓનો લોપ થતો નથી. તે જ પ્રમાણે સર્વ ધર્મની એકવાક્યતા થવાથી તે તે ધર્મનું વિશેષ સ્વરૂપ લુપ્ત થતું નથી. ઊલટું એ વિશેષ સ્વરૂપ રહે, રૂપાન્તર પ્રાપ્ત કરીને પણ રહે, એ તરેહની એકવાક્યતા પરમાત્માને ઇષ્ટ છે...જગતના વિવિધ ધર્મોમાં પ્રધાન-ગૌણભાવ નથી. સર્વ ઇન્દ્રિયગોચર લૌકિક ધર્મ એક ઇન્દ્રિયાતીત અલૌકિક ધર્મના આવિર્ભાવ છે." — આ. બા. ધ્રુવ: 'આપણો ધર્મ', પૃ. ૭૧૪-૫. "સર્વ ધર્મની સેવા એ પ્રત્યેક ધર્મનું કર્તવ્ય છે—અતિથિસેવા એ પ્રત્યેક ગૃહસ્થનું કર્તવ્ય છે એ ન્યાયે." —'આપણો ધર્મ', પૃ. ૭૪૮.

( ૨ )

"મારામાં કોમીવાદ બિલકુલ નથી, કેમ કે મારો હિંદુ ધર્મ સર્વસહિષ્ણુ છે. એને નથી ઇસ્લામનો વિરોધ, નથી ખ્રિસ્તી ધર્મનો વિરોધ, કે નથી બીજા કોઈ પણ ધર્મનો વિરોધ. એને તો ઇસ્લામ પ્રત્યે સદ્ભાવ છે, ખ્રિસ્તી ધર્મ પ્રત્યે સદ્ભાવ છે, જગતના બીજા તમામ પ્રચલિત ધર્મો પ્રત્યે સદ્ભાવ છે. મારે મન હિંદુ ધર્મ એ એક જ મહાવૃક્ષની અનેક શાખાઓમાંની એક છે." — ગાંધીજી: 'ધર્મસંસ્થાપન', પૃ. ૫૦-૧.

"બીજા ધર્મો પ્રત્યે સમભાવ રાખવાના મૂળમાં પોતાના ધર્મની અપૂર્ણતાનો સ્વીકાર આવી જ જાય છે. અને સત્યની આરાધના, અહિંસાની કસોટી એ જ શીખવે ...... જો આપણે અપૂર્ણ તો આપણે કલ્પેલો ધર્મ પણ અપૂર્ણ. સ્વતંત્ર ધર્મ સંપૂર્ણ છે. તે આપણે જોયો નથી, જેમ ઈશ્વરને જોયો નથી. આપણે માનેલો ધર્મ અપૂર્ણ છે ને તેમાં નિત્ય ફેરફારો થયાં કરે છે, થયાં કરવાના. આમ થાય તો જ આપણે ઉત્તરોત્તર ચડી શકીએ; સત્ય પ્રતિ, ઈશ્વર પ્રતિ રોજ ને રોજ આગળ જતા જઈએ. અને જો મનુષ્યકલ્પિત બધા ધર્મ અપૂર્ણ માનીએ, તો તો પછી કોઈને ઊંચનીચ માનવાપણું રહેતું નથી. બધા સાચા છે, પણ બધા અપૂર્ણ છે તેથી દોષને પાત્ર છે. સમભાવ હોવા છતાં આપણે તેમાં દોષ જોઈ શકતા હોઈએ. પોતાનામાં પણ દોષ જોઈએ. એ દોષને લીધે તેનો ત્યાગ ન કરીએ પણ દોષ ટાળીએ. આમ સમભાવ રાખીએ એટલે બીજા ધર્મોમાં જે કંઈ ગ્રાહ્ય લાગે તેને પોતાના ધર્મમાં સ્થાન આપતાં સંકોચ ન થાય, એટલું જ નહિ પણ એમ કરવાનો ધર્મ પ્રાપ્ત થાય. બધા ધર્મો ઈશ્વરદત્ત છે; પણ તે મનુષ્યકલ્પિત હોવાથી, મનુષ્ય તેનો પ્રચાર કરતો હોવાથી, તે અપૂર્ણ છે. ઈશ્વરદત્ત ધર્મ અગમ્ય છે. તેને ભાષામાં મનુષ્ય મૂકે છે, તેનો અર્થ પણ મનુષ્ય કરે છે. કોનો અર્થ સાચો ? સહુ પોતપોતાની દૃષ્ટિએ, જ્યાં લગી એ દૃષ્ટિ વર્તે ત્યાં લગી, સાચા. પણ સહુ ખોટા પણ હોવાનો અસંભવ નથી. તેથી જ આપણે બધા ધર્મ પ્રત્યે સમભાવ રાખીએ. આમાં પોતાના ધર્મ પ્રત્યે ઉદાસીનતા નથી આવતી, પણ પોતાના ધર્મ પ્રત્યેનો પ્રેમ આંધળો મટી જ્ઞાનમય થાય છે, તેથી વધારે સાત્ત્વિક, નિર્મળ બને છે. બધા ધર્મ પ્રત્યે સમભાવ આવે તો જ આપણાં દિવ્ય ચક્ષુ ખૂલે. ધર્માન્ધતા ને દિવ્ય દર્શન વચ્ચે ઉત્તર દક્ષિણ જેટલું અંતર છે. ધર્મજ્ઞાન થતાં અંતરાયો તૂટી જાય છે અને સમભાવ પેદા થાય છે.

આ સમભાવ કેળવતાં આપણે આપણા ધર્મને વધારે ઓળખવાના ... ધર્મનું મૂળ એક છે, જેમ વૃક્ષનું; પણ તેને પાતરાં અસંખ્ય છે."
—ગાંધીજી : 'મંગળપ્રભાત', પૃ. ૬૦-૩.

(૩)

"અનેક ધર્મ જગતમાં વિદ્યમાન છે, પોતપોતાના ધર્મને સર્વે સત્ય કહે છે, અન્યને અસત્ય કહે છે, એ બધી વ્યવસ્થા પણ હવે અધિકાર-નિર્ણયથી થઈ રહી. કોઈ પણ ધર્મ કોઈના દ્વેષનો વિષય જ રહ્યો નહિ, કેમ કે સર્વ પોતપોતાના અધિકાર અનુસાર વર્તે છે અને ઉત્તરોત્તર અધિકારવૃદ્ધિ માટે ઇચ્છા કરે છે. ઈશ્વરની અમુકના ઉપર કૃપા છે ને અમુકના ઉપર અકૃપા છે, કે ઈશ્વર ગુરુ આદિની કૃપામાત્રથી જ મુક્તિ થાય છે, એ વાતનો ગીતામાં અવકાશ જ નથી. समोऽहं सर्वभूतेषु न मे द्वेष्योऽस्ति न प्रियः (હું સર્વ ભૂતને સમાન છું; મારે કોઈ દ્વેષ્ય નથી કે પ્રિય નથી) એમ ભગવાને સ્પષ્ટ કર્યું છે. અને જે જે અન્યધર્માનુયાયી છે તે પણ શ્રીભગવાનની — અભેદમય એક બ્રહ્મની જ — પૂજા કરે છે, એમ પણ જણાવવાને येऽप्यन्यदेवताभक्ता यजन्ते श्रद्धयान्विताः । तेऽपि मामेव कौन्तेय यजन्त्यविधिपूर्वकम् એમ કહી બતાવ્યું છે. કિંબહુના ત્યાં સુધી ભગવાને અધિકારીના અધિકારને માન આપી, ઉત્તરોત્તર આગળ વધવાના ઉત્સાહમાં વધારો કરવા કહ્યું છે કે यो यो यां यां तनूं भक्तः श्रद्धयार्चितुमिच्छति । तस्य तस्याचलां श्रद्धां तामेव विदधाम्यहम् (જેની જ્યાં શ્રદ્ધા હોય ત્યાં જ હું તેને શ્રદ્ધાની અચલતા કરી આપું છું). આમ હોવાથી કોઈ પણ ધર્મ કોઈને પણ તિરસ્કારવા યોગ્ય નથી; અમુક જ ધર્મ સારો છે એમ કહેવાનું નથી. स्वधर्मे निधनं श्रेयः એ વાત અધિકાર જ્યાં સુધી પરમ પ્રકર્ષને પામ્યો નથી ત્યાં સુધી સર્વને સમાન છે; અને કોઈને કોઈનો દ્વેષ કરવો એ ધર્મનું રહસ્ય ન સમજી અધોમાર્ગે જવાનું, આસુરી પ્રકૃતિનું, લક્ષણ છે.

सर्वदेवनमस्कारः केशवं प्रति गच्छति એમ શ્રીમદ્‌ભાગવતમાં પણ કહેલું છે. પન્થ, સંપ્રદાય, મત, દર્શન, કે આર્ય, અનાર્ય ઇત્યાદિ ભેદભાવથી પ્રવર્તતા ધર્મમાત્રનો પરસ્પર કલહ કેવલ અજ્ઞાનમૂલક છે, યોગ્ય અધિકારીએ કદાપિ તેમાં ન પડતા સર્વ ઉપર સમાન દષ્ટિ રાખી પોતાનું કર્તવ્ય કર્યાં જવું એમ શ્રીકૃષ્ણનો ઉપદેશ છે. अद्वेष्टा सर्वभूतानाम्, समः शत्रौ च मित्रे च, એમ કહી સર્વત્ર સમાનતાનો જ બોધ ભગવાને કર્યો છે. અને દેશધર્મ, જાતિધર્મ, વર્ણધર્મ, અમુક પન્થ સંપ્રદાયાદિ ધર્મ, આર્ય અનાર્યાદિ ધર્મ, સર્વનો ઉપાસ્ય હું એકનો એક જ છું એમ જણાવતાં, અભેદનો બોધ કરવા सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज, એમ છેવટ પરમ રહસ્યરૂપે શ્રીકૃષ્ણે કહ્યું છે." — મ. ન. દ્વિવેદી : શ્રીમદ્‌ભગવદ્‌ગીતા, ઉપોદ્‌ઘાત, પૃ. ૪૩-૪.

( ૪ )

"હિંદુ મુસલમાનનો સમન્વય સાચો છે; કેવળ કલ્પના નથી, વાસ્તવિક સત્ય છે. દેશના હિંદુ અને મુસલમાનની નસોમાં એક જ લોહી વહે છે; તેમાં આર્ય દ્રાવિડ ને શક (સિથિયન) લોહીના પ્રવાહો મિશ્રિત થયેલા છે. આપણે બે કોમે મળીને એક ભાષા ઘડી છે; બંને કોમના માણસો તે વાપરે છે. આપણે વૈવિધ્યમાંથી સંવાદનું — સમન્વયનું — સર્જન કર્યું છે; અકબર અને કબીર એનાં ઉજ્જવલ ઉદાહરણો છે. હિંદુ ને મુસલમાન વિચારધારાઓએ એકબીજા પર અસર પાડી છે. ધર્માન્તર કરીને ઇસ્લામમાં ગયેલા હિંદુઓ મુસલમાન આલિમ બન્યા છે. બંગાળના રાજાના પ્રધાનો જેવા મુસલમાનોનું ચૈતન્ય સંપ્રદાયના મહાન વૈષ્ણવ ગોસ્વામી રૂપા ને સનાતનમાં રૂપાન્તર થયું છે. ગુરુ નાનક ને કબીરના ઉપદેશો, અને જેનો ધર્મગ્રન્થ 'દશાવતારી' વિષ્ણુના અવતારોને માને છે એવો ખોજા સંપ્રદાય, એ હિંદુ મુસલમાનના ગાઢ સમાગમમાંથી જ જન્મેલાં

છે. ગામડાંમાં હજુ ભૂતકાળ છેક લુપ્ત નથી થઈ ગયો; તેના અવશેષો બાકી છે. ત્યાં આજે પણ હિંદુ અને મુસલમાન એક ભૂમિ ને એક સંસ્કૃતિમાંથી જન્મેલો સ્નેહબસંધ જાગતી રહ્યા છે."
—કનૈયાલાલ મુનશી: 'અખંડ હિન્દુસ્તાન', પૃ. ૨૫.

( ૫ )

"હિંદુ ધર્મે પહેલેથી જ વિશાળ સહિષ્ણુતાની ભાવના કેળવી હતી...હિંદુઓ કોઈ પરધર્મીને વટલાવી પોતાના ધર્મમાં લેતા નથી. તેમને એકલાને જ મોક્ષ મળશે એવો દાવો તેઓ કરતા નથી. ઈશ્વરનાં જે સંતાનોનાં મન્તવ્યો ભૂલભરેલાં છે તેમની સામટી કતલ કરવાથી પરમાત્મા રાજી થશે એમ તેઓ માનતા નથી. તેને લીધે હિંદુ ધર્મ ધર્મસિદ્ધાન્તોને કાજે થયેલાં યુદ્ધોથી ઘણાખરા ધર્મના કરતાં ઓછો કલંકિત થયેલો છે. બુદ્ધના અનુયાયીઓએ પોતાના ગુરુઓ પ્રત્યે આદર દર્શાવવાને એ ગુરુને નામે માણસોને ભૂંજ્યાં નથી, કાપ્યાં નથી, ને તેમને ચીરી તેમનાં આંતરડાં કાઢી નાખ્યાં નથી. યુરોપમાં ખ્રિસ્તી ધર્મને નામે જે જુલમો ચાલ્યા, અને ત્રીસ વરસનો વિગ્રહ ચાલ્યો, એનો જોટો હિંદુ ધર્મના ઇતિહાસમાં શોધ્યો જડે એમ નથી."—સી. ઈ. એમ. જોડ: 'કાન્ટર–ઍટૅક ફ્રૉમ ધી ઈસ્ટ' પૃ. ૨૧૭–૮.

( ૬ )

બાબા, નાહીં દૂજા કોઈ.

એક અનેકન નામ તુમ્હારે, મો પ ઔર ન હોઈ.
અલખ ઈલાહી એક તૂ, તૂ હી રામ રહીમ;
તૂ હી માલિક મોહના, કેસૌ નામ કરીમ.
સાઈ સરજનહાર તૂ, તૂ પાવન, તૂ પાક;
તૂ કાયમ કરતાર તૂ, તૂ હરિ હાજિર આપ.

અવિગત અલ્લહ એક તૂ, ગની ગુસાંઈ એક;
અજબ અનુપમ આપ હૈ, 'દાદૂ' નામ અનેક.
—દાદૂદયાલ

ના તહં હિન્દૂ-દેહરા, ના તહં તુરક-મસીતિ;
'દાદૂ' આપૈ-આપ હૈ, તહાં ન રાહ, ન રીતિ.
—દાદૂદયાલ

વહી મહાદેવ, વહી મુહમ્મદ, બ્રહ્મા આદમ કહિએ;
કો હિંદુ કો તુરક કહાવૈ, એક જમીં પર રહિએ?
પઢેં કતેબ વે મુલ્લા કહિએ, વેદ પઢેં વે પાંડે;
બેગરિ-બેગરિ નામ ધરાયે, ઇકિ મટિયા કે ભાંડે.
ગહના એક કનક તેં ગહના; ઇન મહિં ભાવ ન દૂજા;
કહન-સુનન કો દુઈ કરિ થાપે, સોઈ નમાજ સોઈ પૂજા.
—કબીર

તોહિં મોહિં નાતે અનેક, માનિયૈ જો ભાવૈ;
જ્યોં ત્યોં તુલસી કૃપાલુ, ચરન-સરન પાવૈ.
—તુલસીદાસ

## ૯

# સંસ્કૃતિનો સંગમ

## ૧

પશ્ચિમની પ્રજાઓમાં આજે જે આત્માની અસ્થિરતા ને અસ્વસ્થતા દેખાય છે તેનું કારણ શું છે? એની પાછળ આત્મરક્ષાની વૃત્તિ ને જગતની એકતા સાધવાની ઝંખના તો ન રહેલી હોય? પૂર્વના સંસ્કાર, સાહિત્ય, ધર્મ વગેરેને વિષે પશ્ચિમના લોકોમાં જે આકર્ષણ વધતું જાય છે તેનું કારણ કદાચ એ સંભવે કે એ પ્રજાનાં આશા ને ઉત્સાહ ભાંગી ગયાં હોય. ઈસુ ખ્રિસ્તનો જન્મ થયો તે જમાનામાં પશ્ચિમની એવી સ્થિતિ થઈ પડી હતી. આપણને એવું અસ્પષ્ટ ભાન થયું દેખાય છે કે આપણે ભૌતિક ક્ષેત્રમાં અનેક પરાક્રમો કરીને જ્વલંત સિદ્ધિઓ મેળવી છે ખરી, પણ જીવનનાં સનાતન અને મૂલભૂત સત્યો આપણા હાથમાંથી સરી પડયાં છે. જીવનની અસ્થિરતા ઘણે રૂપે દેખા દેવા લાગી છે. જગતનું દરેક સ્વતન્ત્ર રાજ્ય પોતે પોતાનું અધિપતિ અને મુખત્યાર છે એવો દાવો કરે છે. તે કહે છે કે 'મારે માથે કોઈની આણ નથી, ને હું કોઈનું તાબેદાર નથી. મારે બીજાં રાજ્યોનું નિકંદન કાઢવું હોય તો મને કોઈ રોકી શકે એમ નથી.' બીજી બાજુ, બીજાં રાજ્યો તેનું નિકંદન કાઢવા આવે તો દુનિયામાં એવું કોઈ નથી જેની પાસે જઈને તે ધા નાખી શકે કે વહાર માગી શકે. જગતમાં સર્વત્ર જાતિ અને રાષ્ટ્રની પૂજા પ્રવર્તે છે; આખું જગત એક વિશાળ કુટુંબ

છે એ કલ્પનાને હસી કાઢવામાં આવે છે ને તેને ઠોકરે ઉડાવાય છે. ધનિક વર્ગનો જુલમ વધતો જાય છે. ગરીબ અને તવંગર વચ્ચે સંઘર્ષ ચાલી રહ્યો છે. દેશ દેશ વચ્ચે, સમાજ સમાજ વચ્ચે, કોમ કોમ વચ્ચે હળીમળીને કામ કરવાની વૃત્તિનો લોપ થયો છે, ને તેને લીધે આખા સમાજની હસ્તી જોખમમાં આવી પડી છે. રાષ્ટ્રોની અરક્ષિતતા અને આમવર્ગની દરિદ્રતા તો જગતમાં સર્વ કાળે હતી; પણ સાથેસાથે અમુક અમુક વખતે લોહીની નદીઓ વહી મોટા ઉત્પાતો પણ થતા આવ્યા છે. જે સમાજવ્યવસ્થા ખરેખર અતિપ્રાચીન ને જંગલી દશામાંથી નીકળવા પામી નથી તેની જ એ બે જુદી જુદી બાજુઓ છે. ગ્રીક સંસ્કૃતિનો જન્મ કલહમાંથી થયો હતો. ત્યાંનાં નગરરાજ્યો એક તરફ માંહોમાંહે લડતાં હતાં, ને બીજી તરફ પરદેશી શત્રુઓ જોડે. રોમન સામ્રાજ્ય પશ્ચિમની સંસ્કૃતિનું રહેઠાણ અને આશ્રયધામ બન્યું હતું એ ખરું; પણ એની રચના તો અનેક વિનાશક, અને ઘણી વાર જંગલી રીતે લડાયેલાં, યુદ્ધોના પરિણામરૂપે જ થઈ હતી. મધ્ય યુગમાં યુરોપ આખું ખ્રિસ્તી ધર્મનું અનુયાયી બનેલું હોઈ, એ ધર્મ વાટે એનું ઐક્ય સધાયું હતું ખરું. છતાં એ પણ અવિરત, અવિશ્રાન્ત યુદ્ધોનો કાળ હતો. જગતનાં મહારાજ્યો પ્રતિદિન તેમના તાબાના વિશાળ પ્રદેશોના કોઈ ને કોઈ ભાગમાં નાની કે મોટી લડાઈ ચલાવી રહ્યાં છે, એમ કહેવામાં અતિશયોક્તિ નથી.[1] આજે પણ આપણે ત્યાં એક આંતરિક યુદ્ધ ચાલી રહ્યું છે — સમાજની વ્યવસ્થા સારી ને અધિક ન્યાયપુરઃસર બનાવવા માટે; અને બીજું બાહ્ય યુદ્ધ ચાલી રહ્યું છે — સ્વાતન્ત્ર્યની પ્રાપ્તિ માટે. માણસ પૂર્વે હતો એના કરતાં બૂરો નથી બન્યો. કેટલીક બાબતમાં તે એના પૂર્વજોના કરતાં સુધર્યો છે. પણ એટલાથી આપણે ફુલાઈ જવાનું નથી. શ્રીમતી રોઝીટા ફોર્બ્સ નામની એક

1. આ વચનો વર્તમાન મહાયુદ્ધ શરૂ થયા પહેલાં લખાયેલાં છે.

બાઈ સાવ પાવલો (બ્રાઝીલ)ના કેદખાનામાં ગઈ, ત્યાં તેણે પૂછ્યું કે "આમાં ઘણા ચોર છે શું?" જેલર સવાલ સાંભળીને હેબતાઈ ગયો. તેણે કહ્યું: "ના રે, બ્રાઝીલના લોકો બહુ પ્રમાણિક હોય છે. આ લોકો તો લગભગ બધા ખૂની છે!" મહાન સિકંદરને એક ચાંચિયાએ જવાબ આપેલો તે ઑગસ્ટાઈને સંમતિપૂર્વક ટાંક્યો છે. એ ચાંચિયાએ સિકંદરને કહેલું: "હું નાનું વહાણ લઈને લૂંટ ચલાવું છું એટલા માટે ચાંચિયો કહેવાઉં છું; અને આપ મોટો કાફલો લઈને લૂંટ ચલાવો છો માટે બાદશાહ કહેવાઓ છો!"

દરેક સમાજવ્યવસ્થા સ્ત્રીપુરુષોને કેટલું સુખ આપે છે ને તેમનું કેટલું કલ્યાણ સાધે છે તે પરથી તેની આખરી કસોટી થાય છે. જે લોકો આર્થિક સત્તા મેળવવા માટે અને રાજ્યને ખાતર જીવે છે તેમને પ્રજાને સુખ મળે કે તેનું કલ્યાણ સધાય એની પરવા હોતી નથી. તેથી યુદ્ધને એક રાષ્ટ્રીય ઉદ્યોગ તરીકે સ્વીકાર્યા વિના તેમને ચાલતું જ નથી. આપણી મનની ટેવોમાં અને પડોશીઓ સાથેના આપણા સંબંધોમાં અગાઉના કરતાં ઝાઝો સુધારો થયો નથી. પણ દુનિયાના દેશો હવે એકબીજાની બહુ જ નજીક આવી ગયા છે, અને સંહારનાં નવાં નવાં શસ્ત્રાસ્ત્રો યોજાઈ રહ્યાં છે, એવી સ્થિતિમાં દેશ દેશ વચ્ચેનાં ઝેરવેર અને ગેરસમજો ઘણાં જ વધારે ભયભરેલાં થઈ પડ્યાં છે. યાન્ત્રિક પ્રગતિ પાર વિનાની થઈ રહી છે, પણ આત્મા તો અણઘડ દશામાં જ રહ્યો છે. ધનદોલતની લાલસા ને તેને અંગે આવતી સત્તા મેળવવાની લોલુપતા વધી પડી છે. રાજકીય ક્ષેત્રમાં પ્રગતિનો સખત વિરોધ કરવામાં આવે છે, ને તેનાથી કરોડો માણસોને અન્યાય થઈ રહ્યો છે. એ બધાને લીધે આપણે એકાએક સુખદ નિદ્રામાંથી ભડકીને જાગી ઊઠ્યા છીએ. આપણે આપણાં મનને પૂછીએ છીએ કે આપણો મનુષ્યસમાજ અત્યાર લગી જે ટેકાઓને આધારે માંડ માંડ ઊભો રહ્યો છે તે ટેકા નીતિની

કસોટીમાં ટકી શકે એવા છે ખરા ? અત્યારની સમાજવ્યવસ્થામાં અમુક લોકો માલિક ને બીજા ગુલામ છે, અને દરેક વર્ગ અને દેશ પોતાનો જ સ્વાર્થ સાધવા મથે છે, એ સ્થિતિમાં ન્યાયના સિદ્ધાન્તો જળવાય છે ખરા ? અત્યારે જગતમાં ચોમેર લોભ એટલો વધી પડયો છે કે એને તૃપ્ત કરવાને પૂરતાં સાધનો રહ્યાં નથી. જીવનમાં અન્યાય અને વિષમતા એટલાં વધી પડયાં છે કે તેનો બચાવ કરવાને સારુ આખી પ્રજાઓની પ્રજાઓને યાન્ત્રિક શસ્ત્રાસ્ત્રોવાળી સેનાઓના રૂપમાં ફેરવી નાખવી પડી છે. આમવર્ગના લોકોને મનમાં ઊંડે ઊંડે થાય છે કે "ધન્ય છે તે કૂખને જેણે કદી બાળકને જન્મ આપ્યો નથી; ધન્ય છે તે સ્તનને જેણે કદી પયપાન કરાવ્યું નથી."

આવી સ્થિતિમાં આપણા સિદ્ધાન્તો ને આપણી શ્રદ્ધા બંનેની પરીક્ષા થવાની છે. માનવજાતિને જે ભોંઠપ વેઠવા વારો આવ્યો છે તેનું દુઃખદ દૃશ્ય જોઈ આપણે વિચાર કરવો જોઈએ, ને હૃદય-ગુહામાં ઊંડા ઊતરી તપાસ કરવી જોઈએ. જગત આજે નૈતિક દૃષ્ટિએ અપંગ બની ગયેલું છે. તેની આસપાસ ઊંટવૈદો ને લેભાગુઓ, ભુવા ને વૈદો વીંટળાઈ વળ્યા છે. દર્દીને આકરા ઉપચારની જરૂર છે. તેનું મન વિચારનાં જે ચોકઠાંમાં ભીંસાઈ રહ્યું છે તેમાંથી તેને કાઢવું જોઈએ, અને તેને અગાઉના કરતાં અધિક મોકળા વાતાવરણમાં વિચાર કરવાને છૂટું મૂકી દેવું જોઈએ. પરમાત્મતત્ત્વનો નાશ કોઈથી થઈ શકવાનો નથી. નીતિનિયમોની હાંસી કોઈ કરી શકવાનું નથી. જ્યૉર્જ મૅકડોનાલ્ડ નામના એક અંગ્રેજ લેખકે એક રૂપકકથા આપી છે. એક વાર પવન જોરથી વાઈને ચંદ્રને ઉડાડી મૂકવા માગે છે. પણ ચંદ્ર તો "હવાની પાર માઈલો પર સ્થિર ને અવિચળ" રહે છે. મોટું વાવાઝોડું આવી ગયું તેની એને ખબર પણ પડતી નથી. આપણે સાચી વસ્તુસ્થિતિનો સામનો કરવા જેટલું, અને સત્ય ને સહિષ્ણુતાના હાથમાં જીવનનું સુકાન સોંપવા જેટલું,

આત્મબળ કેળવ્યું નથી. તેને લીધે જ આપણે અન્યાય વડે મેળવેલા લાભોની રક્ષા કરવા માટે શસ્ત્રબળ વાપરવું પડે છે. આજે આપણી પાસે બે જ રસ્તા ખુલ્લા છે — કાં તો સત્ય અને સદાચારને માર્ગે ચાલવું ને ન્યાયના સિદ્ધાન્તને આધારે જગતની પુનર્ઘટના કરવી; અથવા તો જગતને શસ્ત્રાસ્ત્રથી સજ્જ બનાવવું. એ પ્રશ્ન આજે આપણી સામે ઊભેલો છે. એ અતિશય ગંભીર છે ને અતિશય તાકીદનો છે, કેમ કે આપણે આજે જ એના સકંજામાં સપડાયેલા છીએ.

ઇતિહાસ સાક્ષી પૂરે છે કે જે સંસ્કૃતિઓ સહનશીલતા, તપ, ત્યાગ, સત્યાગ્રહ, સહૃદયતા ને સહિષ્ણુતા જેવાં સાચાં આધ્યાત્મિક તત્ત્વોના પાયા પર રચાયેલી છે તે દીર્ઘજીવી બને છે; જ્યારે પ્રખર બુદ્ધિ, સત્તા, આક્રમણ, પ્રગતિ આદિ માનુષી તત્ત્વો પર જ સર્વાંશે આધાર રાખનારી સંસ્કૃતિઓ 'ભભકભર્યું તેજ' તો બતાવે છે, પણ અલ્પજીવી નીવડે છે ને થોડા સમયમાં નાશ પામે છે. એક બાજુ ચીન અને ભારતવર્ષની, પ્રમાણમાં લાંબી, તવારીખ; અને બીજી બાજુ ગ્રીકોનાં આઠસો કે એથી ઓછાં વરસ, રોમનો-નાં ઘણામાં ઘણાં ગણો તો નવસો વરસ અને બાઇઝેંટિયમનાં હજાર વરસ; એ બેની તુલના કરો. ગ્રીક સંસ્કૃતિએ લોકશાસન, વ્યક્તિગત સ્વાતન્ત્ર્ય, બૌદ્ધિક પ્રામાણિકતા વગેરે તત્ત્વોરૂપે મોટો ફાળો આપ્યો ખરો; છતાં તે અસ્ત પામી, કેમ કે ગ્રીકો કેવળ પોતપોતાનાં નગર-રાજ્યોને વફાદાર હોવાથી માંહોમાંહે મળીને પણ પોતાનું એક જૂથ બાંધી શક્યા નહિ. તેમની ઉન્નત કલ્પનાઓમાં માણસો-ને કાર્યમાં પ્રેરવાની શક્તિ નહોતી. એટલે જેઓ ગૂઢવાદી ધર્મોમાં ભળ્યા તે સિવાયના ગ્રીક પ્રજાજનોનાં મનમાં આખી માનવજાતિ એ એક સમાજ છે એ કલ્પના ખીલી ન હતી; જો કે પ્લેટો, એરિસ્ટોટલ, અને સ્ટોઇક લોકોએ તો એ વિષયમાં ઘણા

કીમતી ફાળા આપેલા છે. જગતની સંસ્કૃતિમાં રોમે આપેલો ફાળો બહુ કીમતી છે; પણ રોમના સામ્રાજ્યનું મંડાણુ ઈ. સ. ૫૦૦માં નામશેષ થઈ ગયું હતું. સામ્રાજ્યોમાં આપણો આત્મા હરી લેવાનું વલણુ હોય છે. માણુસનું રાજ્ય વિસ્તાર પામે તેને લીધે તેના આત્માનો વિકાસ થાય જ એવું નથી. રોમના અમલમાં શાન્તિ રહી, કેમ કે તેની સામે બાથ ભીડે એવી બળવાન સત્તા કોઈ બાકી રહી નહોતી. રોમ દુનિયાને જીતી ચક્રવર્તી બન્યું હતું; અને તેનો કોઈ હરીફ રહ્યો ન હતો. જેની સામે તે લઢે કે જેની વહાર કરીને લડે એવું કોઈ રહ્યું નહોતું. રોમન સત્તાએ સ્થાપેલી શાન્તિ સર્વત્ર પ્રવર્તતી હતી. પણ તે સ્મશાનશાન્તિ હતી. અનેક પ્રજાઓ નછૂટકે તાબે થઈ હતી પણ મનમાં ધૂંઆંપૂઆં થયા :કરતી હતી. હજારો લાચાર માણુસો રોમનોના ગુલામ બનતા ને વેચાતા. સામ્રાજ્યના આખા ચોકડાને ટકાવી રાખનાર શક્તિ તે સૈન્ય હતું. સૈન્યનો મુખી તે રાજ્યનો મુખી બનતો. તેને 'ઇંપરેટર' કહેતા. એ શબ્દ અંગ્રેજી 'એંપરર' (શહેનશાહ) ને મળતો છે. ત્રીજી સદીની અધવચમાં, ખોબા જેટલા અનુયાયીઓ ભેગા કરી શકનાર જાતજાતના લેભાગુ સૈનિકો રાજ્યના — પોતપોતાના પ્રદેશના ને પોતપોતાની સેનાના — રણીધણી થઈ બેસતા. રોમના બાદશાહની રાજ્યસત્તા નબળી પડી એટલે નૈતિક અંધાધૂંધી વધી ગઈ. દરિયા-કાંડાના પ્રદેશમાં ચાંચિયાઓની ધાડો પડવા લાગી. જમીનની સરહદ પર લૂંટારુઓનાં ટોળાં ફરવા લાગ્યાં. જાનમાલની સલામતી જતી રહી. ત્રીજી સદીની આખરે ડાયોકલીશિયને આખા રાજ્યની નવ-રચના કરવાનો પ્રયાસ કરી જોયો; પણ નીતિ અને સંસ્કારમાં જે અધોગતિ શરૂ થઈ હતી તેને કોઈ ઉપાયે રોકી શકાય એમ રહ્યું નહોતું.

યુરોપમાં મધ્ય યુગમાં વિદ્યા, કલા, સંસ્કાર આદિનું જે પુનરુત્થાન (રેનેસાં) થયું તે વખતના વિદ્વાનો ખ્રિસ્તી ધર્મરૂપી

'વહેમ'ના પ્રચારને રોમના પતનનું કારણ ગણે છે. રોમન સામ્રાજ્યના કાળમાં ખ્રિસ્તી ધર્મનો વિરોધ કરનાર જુલિયન નામનો બાદશાહ થયેલો, તેના રાજ્યકાળમાં પેગન ધર્મે ફરી જોર જમાવ્યું હતું; તે સમયના લેખકો ખ્રિસ્તીઓને પોતાની સર્વ આપત્તિઓનું મૂળ માનતા. તે જ મતનો પડઘો આ મધ્ય યુગના લેખકોએ પાડ્યો છે. સંભવ છે કે જેમ જેમ બહારની આફતો આવતી ગઈ તેમ તેમ ખ્રિસ્તી ધર્મનું પ્રાબલ્ય વધતું ગયું. જંગલી લોકોની ચડાઈઓને રોમના પતનનું એકમાત્ર કારણ ગણાવી શકાય એમ નથી. અંદરનો દગો એ બાહ્ય આક્રમણના જેટલું જ એનું કારણ હતું.[૨] લોભ અને લાંચરુશવત, ધનસંપત્તિની છોળ, અને ગુલામોની સંખ્યા બીજા પ્રજાજનોથી વધી જાય એટલો એ સંખ્યામાં વધારો —એ વસ્તુઓએ સમાજને ડામાડોળ બનાવી મૂક્યો હતો. એ અવ્યવસ્થા, ઉચ્ચતર બૌદ્ધિક જીવનની ક્ષીણતા, અને ધર્મની અવનતિનો યુગ હતો. યુરોપીય સંસ્કૃતિ એટલી અધોગતિએ પહોંચી હતી કે ઘણાને તો એમ જ લાગતું કે જગતનો પ્રલયકાળ આવી પહોંચ્યો છે. ઑગસ્ટાઈને કહેલું: "રોમનું પતન થતાં આખી દુનિયા ચીસ પાડી ઊઠેલી." સેંટ જેરોમે બેથલેહેમના એના મઠમાંથી લખેલું: "આ વિનાશમાં આખી માનવજાતિનો સમાવેશ થયેલો છે. જે નગર આખી દુનિયાને કેદી બનાવીને દોરી જતું હતું તે હવે કેદી બન્યું છે, એ વાતનો વિચાર કરતાં મારી જીભ

૨*. મિ. સ્ટેનલી કેસન લખે છે: "જંગલી લોકોની ચઢાઈઆ એ રોમની બીમારીનું કારણ નહિ પણ પરિણામ હતું. બન્યું એમ હતું કે પ્રજાની નીતિનું ધોરણ જ ઊતરી ગયું હતું. રોમન અમલ અને રોમન સ્વાતંત્ર્યના સર્વથા વિઘાતક એવાં તત્ત્વો ફૂટી નીકળ્યાં હતાં. સિડોનિયસના પત્રોમાં 'સેન્સર'ની પ્રથા, અકસ્માતના નામ તળે ખૂનોનો ઢાંકપિછોડો, ઊંચા હોદ્દા ભોગવનારનાં લાંચરુશવત, ને તે ઉપરાંત યહૂદી પર થતા જુલમ વિષે ઉલ્લેખો મળી આવે છે."

તાળવે ચોટે છે ને ડસકાંથી મારો સાદ બેસી જાય છે." ખ્રિસ્તીઓ તેમ જ પેગનો સહુને લાગેલું કે જે વસ્તુ અશક્ય હતી, અકલ્પ્ય હતી તે બનવા પામી છે. રોમ, જે આખા જગતનું ભાગ્યવિધાતા હતું, જે શાશ્વત નગર હોઈ જેનો અમલ યાવચ્ચંદ્રદિવાકરૌ ચાલવાનો હતો, તે પડ્યું.

રોમન સામ્રાજ્યના બે ટુકડા થઈ ગયા. રોમ પશ્ચિમના ભાગની રાજધાની બન્યું; અને બાઈઝેંટિયમ પૂર્વના ભાગની. પાંચમી સદીના અન્ત સુધીમાં આખું પશ્ચિમ અને વાયવ્ય યુરોપ જંગલી લોકોના હાથમાં જઈ પડ્યું. ઈટલી ઑસ્ટ્રોગોથ લોકોના હાથમાં ગયું, ગાલ ( ફ્રાન્સ ) અને આજે જ્યાં અર્વાચીન જર્મની છે તે પ્રદેશનો મોટો ભાગ ફ્રેંક લોકોના હાથમાં ગયાં. ઉત્તર આફ્રિકા વેંડેલ અને સ્પેન વીસીગોથ લોકોના તાબામાં આવ્યાં. પૂર્વનું રોમન સામ્રાજ્ય બાઈઝેંટાઈન સામ્રાજ્ય કહેવાયું, કેમ કે કૉન્સ્ટેન્ટાઈને જે જગાએ કૉન્સ્ટેન્ટીનોપલ વસાવ્યું તે જગાએ પ્રાચીન બાઈઝેંટિયમ નગર હતું. જાણે કુદરતે જ તેને મહાસામ્રાજ્યનું કેન્દ્ર બનવા સરજ્યું હોય એવે સ્થળે તે આવેલું હતું. તેની સાત ટેકરીઓ પરથી યુરોપ અને એશિયા બંનેનાં પ્રવેશદ્વાર પર ચોકી રાખી શકાતી. તેની સાંકડી સામુદ્રધુની પૂર્વ અને પશ્ચિમને સાંધતી હતી. આ ચોમેર વ્યાપેલા અંધકારમાં સંસ્કૃતિની જ્યોત ફરી પ્રગટાવનાર જે એકમાત્ર તેજકિરણ બાકી રહેલું તે બાઈઝેંટિયમની સાંકડી દીવાલોમાં સચવાઈ રહ્યું હતું. થિયોડોશિયસે એનો મોટો કિલ્લો બાંધ્યો, અને તેના અનુગામી જસ્ટિનિયને તેની સંસ્થાઓ નવેસર રચી. પણ દુનિયાના દરેક ભાગમાંથી જંગલી ધાડાંના હુમલાની બીક હમેશાં રહેતી. જ્યાં સતત ભય ઝઝૂમતો હોય અને આફત પડુપડુ થતી હોય તેવા વાતાવરણમાં આદર્શો ને સંસ્કારોનો વિકાસ સાધવો શક્ય નથી હોતો. ફિલસૂફી અટકી પડી. સાહિત્યનો સ્રોત ક્ષીણ થઈ ગયો. ધર્મમાં રૂઢિ અને વહેમનું જોર જામ્યું.

બાઈઝેંટિયમ ઈ. સ. ૧૪૫૩માં તુર્કોના હાથમાં ગયું ત્યાં લગીમાં તે ગ્રીસ અને રોમ પાસેથી મેળવેલો વિદ્યા અને સંસ્કારનો પ્રકાશ પાશ્ચાત્ય જગતમાં ફેલાવી ચૂક્યું હતું.

બાઈઝેંટિયમના પતન પછી આધુનિક સંસ્કૃતિનો ઉદય થયો. તેની જીવનશક્તિ હવે ખૂટવા આવી દેખાય છે, કેમ કે સંસ્કૃતિના અસ્તની સાથે જે જે ચિહ્નો અત્યાર લગી જોવામાં આવ્યાં છે તેને મળતાં બધાં જ ચિહ્નો અત્યારે આધુનિક સંસ્કૃતિમાં દેખાય છે. એ ચિહ્નો તે આ: સહિષ્ણુતા અને ન્યાયનો લોપ; બીજાના દુ:ખ પ્રત્યે નિષ્ઠુરતા; એશઆરામની ઝંખના, અને વ્યક્તિઓ તથા સમૂહોની સ્વાર્થપરાયણતા; મનુષ્યની મૂઢતા કરતાં અધિક અંશે બુદ્ધિ વાપરવાની તેની અનિચ્છાનો ગેરલાભ ઉઠાવનાર વિચિત્ર સંપ્રદાયોનો જન્મ; લોહી અને પ્રદેશના ભેદ પર રચાયેલા અલગ ને એકલપેટા સમૂહો. જગતમાં જ્યારે શસ્ત્રાસ્ત્રોના સરંજામ ઢગલાબંધ ખડકાતા હોય અને ઝેરવેર ને અસહિષ્ણુતા વિશાળ પ્રમાણમાં જામ્યાં હોય; સ્ત્રી પુરુષ બાળકો આગામી આફતના ભયથી ફફડતાં ને શિયાવિયા થઈ જતાં હોય ને બૉંબના વરસાદ વખતે ભરાઈ બેસવા માટે શહેરોની શેરીઓમાં ભોંયરાં ખોદાતાં હોય, ખાનગી ઘરોમાં ગેસ ન પેસી શકે એવી ઓરડીઓ બનાવાતી હોય, અને નગરજનોને ગેસ સામે રક્ષણ આપનારાં ઢાંકણ વાપરવાની તાલીમ અપાતી હોય; ત્યારે આખા જગતનો અધ:પાત જ થયો સમજવો. નરી દુષ્ટતા વડે, સહકારી પદ્ધતિના નહિ પણ સંહારક શક્તિઓના ઉપયોગનું સમર્થન કરીને, સત્તા અને લોલુપતાના આદર્શોની પૂજા કરીને, મનુષ્ય પોતે આજ લગી ધીરજ ને કુશળતા વડે રચેલી નાનકડી ઈમારતને પણ જમીનદોસ્ત કરવાની તૈયારી કરી રહ્યો છે. ઉદારતા વધવાને બદલે ઝેરવેર અને શત્રુતાનો વધારો થઈ રહ્યો છે. આપણે જીવવાનાં ફાંફાં ઘણાં મારીએ છીએ, પણ જીવવું તે શાને માટે? આપણને જીવવાનું કારણ કશું રહ્યું નથી. વિશ્વશાન્તિ એ અપ્રાપ્ય

સ્વપ્નવત્ થઈ પડી છે. અને આધુનિક સંસ્કૃતિ જો તેના અત્યારના પાયા પર જ કાયમ રહે તો તેને ઉગારવામાં કશો સાર પણ નથી.

૨

મહત્ત્વાકાંક્ષા અને સાહસ, ખાનદાની અને હિંમત, પ્રજાસેવાની વૃત્તિ અને સામાજિક ઉત્સાહ, એ ગુણોને પ્રતાપે પશ્ચિમની યુવાન પ્રજાઓ જગતના ઈતિહાસપટ પર પ્રબળ અને વેગવાળી શકિતઓ થઈ પડી છે. એ ઊંચા ગુણો ચીન અને ભારતવર્ષની સંસ્કૃતિઓમાં મોટા પ્રમાણમાં નથી. જે માણસો વિજ્ઞાનની શોધખોળને ખાતર જિંદગી જોખમમાં નાખે છે, જેઓ ઉત્તર ધ્રુવ કે દક્ષિણ ધ્રુવ જવાના રસ્તા પર ઠેરઠેર વેરાયેલા પડયા છે, જેઓ નવા નવા ખંડો શોધી કાઢે છે, અનેક નવાં નવાં સાહસો કરે છે, ઊંચા ઊંચા પહાડો પર ચડે છે, અને ભૂતળ પરના અજ્ઞાત પ્રદેશોની શોધખોળ કરવા નીકળી પડે છે, તેમાં આપણને ચીન અને ભારતવર્ષના લોકો ઘણી વાર જોવા નથી મળતા. પણ એ પ્રજાઓ દીર્ઘ કાળ જીવી છે, તેમણે અનેક વિકટ પ્રસંગો જોઈ નાખ્યા છે, અને છતાં પોતાનું અસલી સ્વરૂપ સાચવી રાખ્યું છે. એ પ્રજાઓનું દીર્ઘાયુષ્ય એમ સૂચવે છે કે તેમનામાં જીવવાની સારી આવડત છે, વિચિત્ર લાગે એવી જીવનશક્તિ છે, અને એક એવી સહનશકિત છે જેને લીધે તેઓ સામાજિક, રાજકીય ને આર્થિક પરિવર્તનોની સામે ટકી રહી છે. એથી ઓછી જીવનશક્તિવાળી સંસ્કૃતિઓના તો આ પરિવર્તનોમાં ભૂકા જ ઊડી ગયા હોત. દાખલા તરીકે ભારતવર્ષે અનેક સૈકાંનાં યુદ્ધો અને ચડાઈઓ, રોગચાળા, અને માણસનાં નિપજાવેલાં અંધેર સહન કર્યાં છે. સહેજસાજ સમજ અને સહિષ્ણુતા કેળવવા માટે માણસને કદાચ ઘણાં કષ્ટો ને મનોવ્યથાઓ ભોગવવાં પડતાં હશે. એકંદરે જોતાં, પૂર્વની સંસ્કૃતિઓને સંસારની ચાલુ પરિસ્થિતિ સુધારવામાં જેટલો રસ છે એના કરતાં અધિક રસ આ અપૂર્ણ

જગતમાં રહીને પણ થઈ શકે તે સેવા કરવામાં, પ્રસન્નતા અને સંતોષ, તથા ધીરજ અને સહનશીલતાના ગુણો ખીલવવામાં છે. યુદ્ધ અને સંઘર્ષ આવી પડવાનાં છે એમ જાણીને તેમને આનંદ નથી થતો. વાસનાઓ ઘટાડવી, ને કામક્રોધના સનાતન અગ્નિને શમાવવા, એ ધ્યેય એમણે સેવેલું છે. લાઓત્સે કહ્યું છે: "નમ્ર બનવું એટલે અજેય બનવું." એ લોકોની જીવનની જરૂરિયાતો ઘણાખરા માણસો ધારે છે એના કરતાં ઘણી ઓછી છે. પૂર્વની પ્રજાઓ જો સાદું, સ્વયંપૂર્ણ, ને ચડતીપડતીના ચકરાવામાંથી મુક્ત એવું જીવન કેળવવાનું ધ્યેય રાખતી હોય, તેઓ જો ઊંડા ઝેરવેરમાં ન ભળી શકે એવી નમ્ર રીતભાત કેળવવા માગતી હોય, તો આપણે એમ ન માનવું જોઈએ કે એ પ્રજાઓ મોળી ને નિઃસત્ત્વ છે, અને પ્રકાશ છોડી ફરી પાછી અંધારામાં ચાલી જવાને આતુર છે. પશ્ચિમની પ્રજાઓ કલહ કરવો પડે તો કરીને પણ સ્વાતન્ત્ર્ય મેળવવા તલસે છે; જ્યારે પૂર્વની પ્રજાઓ તાબેદારી ભોગવવી પડે તો તે ભોગવીને પણ શાન્તિ મેળવવા ઇચ્છે છે. તેઓ પોતાની શક્તિમર્યાદાને સદ્ગુણના રૂપમાં ફેરવી નાખે છે, અને અતિશય ઓછી વાસનાઓવાળા માણસને સુખીમાં સુખી માને છે. ડાયોજીનીસે પ્લેટોને ટોણો માર્યો હતો કે "તમે જો સાદો ભાજીપાલો ખાઈને જીવતાં શીખ્યા હોત તો તમારે જાલિમોની ખુશામત ન કરવી પડત." ભવિષ્ય તો આપણાથી અજ્ઞાત પડ્યું છે; પણ ભૂતકાળનો ઇતિહાસ આપણને ચેતવે છે કે જગત જેમને લોભાવી નથી શકતું તેઓ જ આખરે જગતના સ્વામી બનવાના છે. જીવન પ્રત્યેની આધ્યાત્મિક દૃષ્ટિએ પૂર્વની સંસ્કૃતિઓને પોષી છે, તેમનામાં જીવનને વિષે અવિચળ વિશ્વાસ ઉત્પન્ન કર્યો છે, અને ધીરતા ને સ્વસ્થતાથી જીવનનાં અગણિત પરિવર્તો તરફ જોઈ રહેવાની શક્તિ આપી છે. જે સંસ્કૃતિ કેવળ માનવસેવા ને માનવકલ્યાણથી જ અટકે છે ને તેમાં જીવનની પરિસમાપ્તિ માને છે તેની રહેણી વધારે

લડાયક ને વધારે પ્રાબલ્યવાળી હોય છે ખરી. આધુનિક સંસ્કૃતિની રહેણી એવી છે; પણ આજે જ્યારે તેને માથે વિનાશનો ભય ઝઝૂમે છે ત્યારે તેનો ભ્રમ ઊડી ગયો છે, તેની આંખ ઊઘડી છે, ને તેણે પોતાની નજર પૂર્વ તરફ વાળી છે. ગ્રીક પુરાણકથાઓમાં એક યુવાન ઈકેરસની વાત આવે છે. તેને આકાશમાં ઘણે જ ઊંચે ઊડાડવામાં આવ્યો હતો. એમ કરતાં છેવટે તેની પાંખોનું મીણ પીગળી ગયું, અને તે દરિયામાં પડ્યો. તેનો વૃદ્ધ પિતા ડિડૅલસ જરા નીચે ઊડ્યો, પણ ઊડીને સુરક્ષિત ઘેર પહોંચ્યો. આ વાર્તા સાવ તુક્કો નથી. પૂર્વની સંસ્કૃતિઓએ કેળવેલા ગુણો જીવન અને સ્થિરતાના પોષક છે; પશ્ચિમે કેળવેલા ગુણો પ્રગતિ ને સાહસના પોષક છે.

પૂર્વની સંસ્કૃતિઓ સ્વયંપૂર્ણ તો નથી જ. તેઓ આજે અસ્તવ્યસ્ત, અસહાય, અને ભેગી મળી આગળ વધવાને અશક્ત ભાસે છે. તેમની પ્રજાઓમાં વહેવારની આવડત નથી, કામ કરવાની કુશળતા નથી, અને તેઓ પોતાના જ દેશોમાં દીનદલિત બની જાણે મરવાને વાંકે જીવે છે ને રવડે છે. પશુબળ ઉપર સત્યનો, ન્યાયનો વિજય થશે એવી જૂનવાણી ઢબની શ્રદ્ધા તેઓ સેવે છે. જે નિર્બળતાઓ જરઠપણાનાં નહિ તો વૃદ્ધાવસ્થાનાં લક્ષણરૂપ છે તે તેમનામાં આવી ગઈ છે. તેમની આજની નિષ્ક્રિય અને અવ્યવસ્થિત દશા તેમનાં શાન્તિપ્રિયતા ને માનવપ્રેમને લીધે નથી નીપજી, પણ એ ગુણોની રક્ષાને માટે જે આપભોગ આપવો પડે તે ન આપવાને લીધે નીપજી છે. તેમણે જેટલે અંશે અધ્યાત્મજ્ઞાનમાં વધારો કર્યો છે તેટલે અંશે સામર્થ્ય ગુમાવ્યું દેખાય છે. તેમનામાં નવો પ્રાણ, નવું ચેતન પુરાવાની જરૂર છે. આપણે જીવનને વિષે એકાંગી વિચારો સેવીએ છીએ તેને લીધે જગતમાં ઘણી ભલાઈ અને ઘણો રચનાત્મક પ્રયત્ન એળે જાય છે. આધુનિક સંસ્કૃતિમાં બુદ્ધિવૈભવ અને ક્ષાત્રતેજ તો ઘણાં છે. તે જો સાથેસાથે સહિષ્ણુ

ને દયાવાન થાય, જરાક વધારે સહૃદય બને, જરા ઓછી સ્વાર્થી બને, તો એ ઇતિહાસની મોટામાં મોટી સિદ્ધિ થઈ પડે.

પૂર્વ અને પશ્ચિમ બંને તેમનો ઐતિહાસિક ભૂતકાળ છોડી એક નવી વિચારપ્રણાલિ તરફ આવી રહ્યાં છે. આજે જેમ ભૌતિક સાધનસામગ્રીમાં આખું જગત ભાગ પડાવે છે તેમ આખરે આ નવી વિચારપ્રણાલિને પણ સહુ અનુસરશે. આજે આપણે દુનિયાના એક ખંડમાં બેસીને બીજા ખંડો જોડે વાત કરી શકીએ છીએ; સંગીતને કચકડામાં પૂરી રાખી મરજી પડે ત્યારે તેના સૂરોને ફરી જગવી શકીએ છીએ; ફોટોગ્રાફનાં ચિત્રોમાં ચેતન અને ગતિ લાવી શકીએ છીએ. પણ એ વસ્તુઓ સંસ્કૃતિના પાયાને સ્પર્શ કરી શકતી નથી, જીવન અને માનસના સામાન્ય ઘડતરને બદલી શકતી નથી. એ તો જે જૂનાં ચોકઠાંમાં ઢળાયાં હોય તે ચોકઠાં કદી ભંગાયાં હોતાં નથી; જો કે તેમાં નવો નવો રસ તો રેડાયાં જ કર્યો છે. હવે એ ચોકઠાં ફાટવા માંડ્યાં છે. જે તડો દસકાઓ પર પહેલવહેલી દેખાઈ હતી તે હવે પહોળી થઈને મોટાં ગાબડાં દેખાવા લાગ્યાં છે. એ ચોકઠાં તૂટવાની સાથે જગતની સંસ્કૃતિ પણ તૂટવા લાગી છે. એ જૂનાં ચોકઠાં હવે વધારે વિકાસ પામીને લાંબાંપહોળાં થાય એ શક્ય નથી. આપણે આજે જોઈએ છે આદર્શો ને મૂલ્યાંકનોની — આન્તર જીવનનાં સત્યોની — નવેસર રચના ને ગોઠવણી. મનુષ્યના સુખને માટે બાહ્ય સંગઠન જેટલું આવશ્યક છે તેટલાં જ આવશ્યક આ આન્તર જીવનનાં સત્યો છે. આપણી સંસ્કૃતિમાં જે અજંપો, આગ્રહ ને અહંકાર છે તે તેની જુવાની, કચાશ ને અણઆવડતનો પુરાવો આપે છે. તે પુખ્ત વયની થશે એટલે આ ઉણપો દૂર થઈ જશે. પશ્ચિમના અધ્યાત્મવાદી ધર્મોની વિશેષતારૂપ મનાતા ગુણો ત્વરાથી ગ્રહણ કરી આત્મસાત્ કરવા પર આખી માનવજાતિના ભાવિનો આધાર છે. એ ક્રિયાને માટે મંગળ ચોઘડિયું આવી પહોંચ્યું છે.

આજનો જમાનો બેઠો ત્યાં સુધી જગત એક વિશાળ સ્થળ હતું, અને તેની પ્રજાઓ છૂટાછવાયા ખૂણાઓમાં, એકબીજાથી અલગ ને અસ્પૃષ્ટ, રહેતી હતી. વેપારના ધોરી રસ્તા તથા વહેવાર અને અવરજવરનાં સાધનોના અભાવને લીધે તથા આર્થિક વિકાસની અણઘડ અવસ્થાને લીધે, પારકા લોકો પ્રત્યે — ખાસ કરીને પરપ્રજાના માણસો પ્રત્યે — વિરોધ અને શત્રુતાની વૃત્તિ પોષવામાં મદદ થઈ હતી. તેથી મનુષ્યની આખી સંસ્કૃતિ એક અવ્યાહત પ્રવાહમાં કદી વહી નથી. એ સંસ્કૃતિની અનેક સરિતાઓ નોખી નોખી વહી છે, અને તેનો પ્રવાહ અવિચ્છિન્ન રહ્યો નથી. કેટલીક નદીઓ મુખ્ય પ્રવાહમાં પોતાનું પાણી પહોંચાડ્યા વિના જ સુકાઈ ગઈ હતી. આજે આખી દુનિયા ભેળસેળ થઈ રહી છે, ને જ્યાં જુઓ ત્યાં ગતિ અને હાલચાલ દેખાય છે. પૂર્વ અને પશ્ચિમ એકબીજા પર પોતાનો પ્રભાવ પાડી રહ્યાં છે. એમનો એવો સંયોગ આજે પહેલી વાર નથી થતો. આપણે એવી ફિલસૂફી નિપજાવવા પ્રયત્ન કરીએ, જેમાં યુરોપની માનવસેવા અને એશિયાનો અધ્યાત્મવાદ એ બંનેના સર્વોત્તમ અંશોનો સંયોગ થયેલો હોય, — જે ફિલસૂફી એ બંનેના કરતાં અધિક ઊંડી ને અધિક ચૈતન્યવાળી હોય, જેનામાં બંનેના કરતાં અધિક નૈતિક ને આધ્યાત્મિક બળ હોય, અને જે મનુષ્યોનાં હૃદય જીતી લે ને જગતની પ્રજાઓને પોતાની આણ સ્વીકારવા ફરજ પાડે!

૧૦

# જીવનનો પરમ પુરુષાર્થ — હિંદુ દૃષ્ટિએ[1]

## ૧. હિંદુ ધર્મનો પ્રાણ

આપણે જ્યારે આદર્શોના ક્ષેત્રમાં પ્રવેશ કરીએ છીએ ત્યારે ધર્મ ધર્મ વચ્ચેના ભેદ નજીવા બની જાય છે, અને તેમની વચ્ચેના સામ્યના અંશો જ નજર આગળ તરી આવે છે. મનુષ્યમાત્રને માટે એક જ આદર્શ છે. તે એ કે તેણે જ્ઞાની મનુષ્ય બનવું, પૂર્ણ પુરુષ બનવું. ઈસુ ખ્રિસ્તે પણ કહેલું : “ તમે પૂર્ણ પુરુષ બનો. ” યોગયુક્ત પુરુષ, પૂર્ણ પુરુષ એ આદર્શ પુરુષ છે, એ દેવાંશી પુરુષ છે. સેંટ પૉલે કહેલું: “ તમે પૂર્ણ પુરુષ બનશો તો ઈશ્વરપદને પામશો. ” આપણા નિયન્તા ને અંતર્યામી આત્માની શોધ કરવી એનું જ નામ પરમાત્માની શોધ છે. આત્માને શોધવો, આત્માને જાણવો, આત્માનું દર્શન કરવું, તેનો સાક્ષાત્કાર કરવો, એ મનુષ્યનું સર્વોચ્ચ ધ્યેય છે; એ જીવનનો પરમ પુરુષાર્થ છે.

ભારતવર્ષે, તેના ઇતિહાસના આરંભકાળથી, પોતાનાં કાર્યો કે વચનો વડે જગત પર પ્રભાવ પાડનાર પુરુષોને પૂજ્યા નથી, તેમને આદર્શરૂપ માન્યા નથી. તેણે સુભટો ને શાસકોને, વૈજ્ઞાનિકો ને ઉદ્યોગપતિઓને, કે કવિઓ ને ફિલસૂફોને પણ

---

૧. ૬ઠ્ઠી જુલાઈ ૧૯૩૬ ને રોજ લંડનમાં મળેલી સર્વધર્મપરિષદ સમક્ષ આપેલું વ્યાખ્યાન.

પૂજ્ય કે આદર્શરૂપ માન્યા નથી. તેણે તો પૂજાના આસન પર સ્થાપના કરી છે એવા વિરલ અને તપોનિષ્ઠ આત્માઓની, જેઓ તેમનાં ભગીરથ કામો કે સાહસોને લીધે નહિ પણ તેમનાં વિશુદ્ધ જીવનને લીધે મહાન ગણાયા છે; જેમણે દેશના આચાર અને વિચાર પર અનંતત્વની છાપ મારી છે; ને જેમણે જગતમાં સત્કાર્ય અને સદાચારનાં પોષક એવાં અદૃશ્ય બળોમાં ઉમેરો કર્યો છે. જે જગત સત્તા ને ભોગૈશ્વર્ય મેળવવાની પ્રવૃત્તિમાં ગરકાવ થઈ ગયું છે, સંપત્તિ ને કીર્તિ મેળવવાનાં વલખાં મારી રહ્યું છે તેને તેઓ પોકારીને કહે છે કે જે જગત આપણા ચર્મચક્ષુને દેખાતું નથી તે જગત સાચું છે, અને આપણે આત્માને શોધવાનો પુરુષાર્થ કરવો ઘટે છે. એમનાં શાન્તિ ને સંયમ, એમનું અકળ ને ઊંડું જ્ઞાન, એમનો મધુર વિનય, એમની નમ્રતા ને આત્માની સૌમ્યતા, એમની ઊભરાતી દયા, એ બધાં જગતને પોકારીને કહે છે કે મનુષ્યનું અંતિમ ધ્યેય — તેનો પરમ પુરુષાર્થ — એ છે કે તેણે પોતાના આત્માને જાણવો; અને તેને જાણીને, પોતે જે વિશ્વજીવનના એક અંશરૂપ છે તે જીવનને રુચિર અને સમૃદ્ધ બનાવવું.

ભારતવર્ષે ધર્મના વિષયમાં ચાર હજારથી પણ વધારે વરસ થયાં આ આદર્શનું સેવન કર્યું છે, ને તેની જ સાધના કરી છે. જે ધર્મ દીર્ઘ કાળ લગી એકધારો વિકાસ પામતો રહ્યો છે તેનો પ્રાણ શામાં રહેલો છે એ જો આપણે જાણવા માગતા હોઈએ, તો તે એ ધર્મની કોઈ પણ એક અવસ્થા યા તેનું કોઈ એકાદ અંગ લઈને જોવાથી ન જાણી શકાય. એ ધર્મના પ્રાણરૂપ ભાવના નથી જડતી તેના આરંભકાળમાં, નથી જડતી તેના પાછલા વિકાસમાં. કોઈ પણ ઐતિહાસિક ક્રિયાનું હાર્દ સમજવું હોય, એના મૂળમાં કઈ ભાવના સ્ફુરે છે તે જાણવું હોય, તો તે ક્રિયાનો આખો વિકાસ તપાસી જોવો જોઈએ; અને તેના ઊંડાણમાં રહેલું રહસ્ય — તેનો મર્મ, તેનો પ્રાણ સમજવાનો પ્રયત્ન કરવો જોઈએ. એ પ્રાણ એ ક્રિયાની

પ્રત્યેક ભૂમિકામાં પ્રગટ થવાનો પ્રયત્ન તો કર્યા કરે છે, પણ કોઈ પણ એક ભૂમિકામાં પૂર્ણપણે પ્રગટ થતો નથી. એ જ પ્રાણરૂપ ભાવના એના ઇતિહાસની ભિન્ન ભિન્ન ભૂમિકાઓમાં સ્ફુરતી રહે છે, ને એ ભૂમિકાઓને એકસૂત્રે બાંધે છે. એ ભાવના એ ક્રિયાના બાલ્યકાળમાં હોય છે, તેમ જ તેના યૌવન અને ઘડપણમાં પણ હોય છે. હિંદુ ધર્મનો આ મર્મ, તેનો આ પ્રાણ શામાં રહેલો છે? તેના પ્રાણરૂપ ગણાય એવી કઈ ભાવના તેના અરંભકાળથી આજ લગી તેના દેહમાં સ્ફુરે છે?

ગયાં થોડાંક વરસમાં પુરાતત્ત્વવિદોએ સિંધમાં ઘણું ખોદકામ કરીને સિંધુકાંઠાની પ્રાચીન સંસ્કૃતિનું દર્શન આપણને કરાવ્યું છે. મોહેન-જો-ડારોમાં મળેલા એ સંસ્કૃતિના ધાર્મિક અવશેષોમાં આપણને દેવીની મૂર્તિઓ તો મળે જ છે; પણ ઉપરાંત શિવજીને મળતા એક દેવની મૂર્તિઓ પણ દેખાય છે. અર્વાચીન હિંદુ ધર્મનાં ઘણાં અંગો એ અતિપ્રાચીન મૂળમાંથી ઊતરી આવેલાં છે, એ દેખીતી વાત છે. સર જૉન મારશલ કહે છે કે આ દેવને ત્રણ મોઢાં છે, અને તે પાદપીઠ પર પદ્માસન વાળીને બેઠેલા છે. તેમણે મૃગચર્મનું આસન કર્યું છે; અને હાથી, વાઘ, ગેંડો ને પાડો તેમની આસપાસ બેઠેલા છે. પુરાતત્ત્વવિદો માને છે કે સિંધુકાંઠાની આ સંસ્કૃતિ લગભગ ઈ. સ. પૂર્વે ૩૨૫૦ જેટલી જૂની છે; કદાચ એથી પણ જૂની હોય. જે માણસોને સાંભળવાને કાન છે તે સહુને, દેશના મૂળ વતનીઓને તેમ જ દેશ પર વારંવાર ચડાઈ લાવનારા ને આવજા કરનારા પરદેશીઓને, એ મૂર્તિ આદેશ આપે છે કે "બીજાઓના નહિ પણ તમારા પોતાના રાજા બનો; બીજાઓ પર નહિ પણ તમારાં પોતાનાં મન પર જીત મેળવો." કેવળ આત્મજય દ્વારા, ધૈર્ય અને તપસ્યા દ્વારા, જીવનમાં આત્મૌપમ્ય કેળવીને અને ભૂતમાત્રની સેવા કરીને જ, પૂર્ણત્વ પ્રાપ્ત કરી શકાય છે.

આજકાલ આપણે પશ્ચિમમાં પણ યોગને વિષે ઘણું સાંભળીએ છીએ. આપણા સ્વભાવમાં જુદાં જુદાં અંગો વચ્ચે — શરીર, મન અને આત્મા વચ્ચે, બાહ્ય જગત અને આંતર જગત વચ્ચે, વ્યક્તિ અને સમાજ વચ્ચે, સાન્ત ને અનન્ત, અનિત્ય ને નિત્ય, તત્ત્વ વચ્ચે, સમતોલપણું — સમત્વ — સાધવાની જે ક્રિયા છે તેને 'યોગ' કહે છે.[1] એ ક્રિયાનું જે પરિણામ આવે છે તે પણ 'યોગ' કહેવાય છે. ગીતામાં એક જગાએ કહ્યું છે કે આ જગતનાં મૂળ ઊંચે સ્વર્ગમાં છે, ને તેની શાખાઓ નીચે પૃથ્વી તરફ ફેલાયેલી છે.[2] મનુષ્યનું જીવન આ દૃશ્ય ને અનિત્ય જગતમાં પસાર થાય છે ખરું, પણ તેનાં મૂળ તો અદૃશ્ય ને નિત્ય એવા કોઈ તત્ત્વમાં રહેલાં છે. મનુષ્ય જે જગતમાં વિચરે છે તે જગત નરી આંખે જોઈ શકાય એવું છે, સાકાર છે, ને દિક્કાલના ગજથી તેનું માપ કાઢી શકાય છે. મનુષ્યનો દેહ જન્મ, જરા, મરણ આદિ ફેરફારોને વશ છે ખરો. પણ મનુષ્ય એ કંઈ માત્ર દેહ નથી. તે આત્મા પણ છે. આત્મારૂપે તે જે જગતમાં વસે છે તે જગત અદૃશ્ય અને નિરાકાર છે, અને આપણે તેનું સ્વરૂપ કોઈ પણ રીતે કળી શકતા નથી. આપણા દૃશ્ય જગતની ચીજો પરથી પ્રતીકો ને રૂપકો ઘડી તેની મદદથી પેલા અદૃશ્ય જગતને વિષે આપણે વિચાર કરીએ છીએ ને બોલીએ છીએ. આપણી ચેતના, જાગ્રદવસ્થાનું આપણું મન, એ તો એક અલ્પ તરંગમાત્ર છે. એ સભાન જાગ્રદવસ્થા જેટલું જ આપણું જીવન છે, ને એ ઉપરાંત જીવનમાં કંઈ નથી, એમ જો આપણે માનીએ તો આપણને આપણા સાચા સ્વરૂપનું જ્ઞાન નથી એમ જ કહેવું જોઈએ. આપણે જાગતા હોઈએ ત્યારે પણ આપણી બુદ્ધિ અમુક આદર્શોને સેવે છે, આપણામાં સદાચારની સીડીએ ઊંચે

---

૧. समत्वं योग उच्यते। गीता २; ४८.

२. ऊर्ध्वमूलमधःशाखम्। १५; १.

ને ઊંચે ચડતા રહેવાની અભિલાષા હોય છે, આપણા મનમાં સૌન્દર્યની ઝંખના હોય છે, અને પૂર્ણત્વ પ્રાપ્ત કરવાને આપણે તલસીએ છીએ. એ બતાવે છે કે, આપણી સભાન જાગ્રદવસ્થામાં પણ, આપણું અત્યારનું જીવન અને એથી વિશાળ આધ્યાત્મિક જગત એ બેની વચ્ચે કંઈક સંબંધ છે. આપણી ચેતનાની પાછળ આપણું ગૂઢ સ્વરૂપ છુપાયેલું પડ્યું છે. એ ગૂઢ સ્વરૂપ આપણામાં ન હોત તો ઉપરઉપરથી દેખાતી આપણી ચેતના — મન, બુદ્ધિ વગેરે — નભી ન શકત તેમ કશી ક્રિયા પણ ન કરી શકત. આપણામાં જે ચેતન તત્ત્વ છે તે અમુક અંશે દેખાય છે ને અમુક અંશે છુપાયેલું પડ્યું છે. આપણી ચેતનાના જે થરો ઊંડા ઊંડા, છુપાયેલા પડ્યા છે તેને કામમાં લાવીને આપણે એ ચેતનાના જાગ્રત અંશને વિશાળ બનાવી શકીએ છીએ. આપણે એટલે આપણાં શરીર, બુદ્ધિ કે મન, એવી ખોટી કલ્પના સેવવાને બદલે આપણે સમજવું જોઈએ કે આપણે આત્મવાન મનુષ્યો છીએ, ને આપણો અંતર્યામી આત્મા એ આપણું સાચું રૂપ છે. આપણે આપણા ઉપરઉપરથી દેખાતા ચેતનથી — આપણા મર્યાદિત આત્મભાનથી — શરૂઆત ભલે કરીએ; પણ દશ્ય તેમ જ અદશ્ય — આપણી આસપાસના તેમ જ આપણી ઉપરના — જેટલા જગતનું આકલન, તેનો સાક્ષાત્કાર આપણે કરી શકીએ તેટલાને આપણી દેખાતી ચેતનામાં ઉમેરીને એને સતત વધારીને સમૃદ્ધ કરવાની છૂટ આપણને છે જ. એ મનુષ્યનું ધ્યેય છે. મનુષ્યનો વિકાસ એ અવિરત પ્રગતિ અથવા ઊર્ધ્વગતિ છે; અને એમ આગળ વધતાં કે ઊંચે ચડતાં તે તેના ગૂઢ અને અન્તિમ એવા આત્મસ્વરૂપનો સાક્ષાત્કાર કરે છે;: જીવનના આભાસો જે આત્મસ્વરૂપને ઢાંકી રાખે છે કે અધૂરું દેખાવા દે છે તે સ્વરૂપનું તે યથાર્થ દર્શન કરી શકે છે. આમ કરવાથી આપણે આપણા સ્વતંત્ર વ્યકિતત્વનો નાશ નથી કરતા; પણ તેનું રૂપાંતર કરી, જ્ઞાનપૂર્વક સર્વવ્યાપી પરબ્રહ્મના એક અંશરૂપ બનીએ છીએ,

પરમાત્માના ગાનરૂપ બની જઈએ છીએ. આત્માનું દર્શન થાય, તેનો સાક્ષાત્કાર થાય ત્યારે મન અને બુદ્ધિ બંને કૃતાર્થ થાય છે. દેહ પવિત્ર બનીને દેહીની સાથે એકતાનતા અનુભવે છે; બુદ્ધિ પ્રકાશિત થઈને આત્માની પ્રેરણાને અનુસરે છે, ને તેણે બતાવેલે માર્ગે જ ચાલવા લાગે છે. શરીર અને મન, વૃત્તિ અને બુદ્ધિ આત્માના જાલિમ ધણિયામા મટી તેના કહ્યાગરા સેવક બને છે.

પ્રકૃતિની ઉપજાવેલી અખિલ સૃષ્ટિમાં મનુષ્ય બીજાં સૌથી જુદો પડે છે, એનું કારણ એ છે કે તેનામાં પ્રકૃતિ આજની અવસ્થાથી આગળ વધવા જ્ઞાનપૂર્વક પ્રયત્ન કરે છે. મનુષ્ય એ પ્રવૃત્તિ યંત્રવત્ જડતાથી કે અજાણપણે નથી કરતો; પણ મન, બુદ્ધિ, આત્મા આદિનો વિનિયોગ કરીને પ્રયત્નપૂર્વક સાધના કરે છે. મનુષ્ય એ વનસ્પતિ કે પશુપંખી નથી, પણ બુદ્ધિમાન ને આત્મવાન પ્રાણી છે; અને પોતાના જીવનને ઉચ્ચતર હેતુની સિદ્ધિને કાજે નવેસર ઘડવાનું કામ ઈશ્વરે તેને સોંપેલું છે. પોતાના જીવનનાં જુદાં જુદાં અંગો — શરીર, મન, બુદ્ધિ વગેરે — ની વચ્ચે તે સુવ્યવસ્થા, સંવાદ ને એકરાગ સ્થાપવા મથે છે, અને 'યોગયુક્ત' થવાની સાધના કરે છે. એના જીવનમાં મન, બુદ્ધિ, શરીર વચ્ચે જે વિસંવાદ હોય છે તે શમાવી, તે બધાની વચ્ચે એકરાગ ને મધુરતા ઉત્પન્ન કરવાના — મન વચન કર્મની એકરૂપતા સાધવાના — પ્રયત્નમાં સફળતા નથી મળતી ત્યાં લગી તેને ચેન પડતું નથી. તેના જીવનમાં નિરંતર માનસિક ને નૈતિક સંક્ષોભ અને વ્યગ્રતા ચાલ્યાં કરે છે; તેની વર્તમાન સ્થિતિ ને તેનો આદર્શ બેની વચ્ચે, જેના વડે તે જીવી શકે છે તે શરીર અને જેના દર્શનથી જીવન કૃતાર્થ થવાનું છે તે આત્મા એ બેની વચ્ચે, ઘર્ષણ રહ્યાં કરે છે.

## ૨. જીવનમાં ધર્મનું સ્થાન

માનવજાતિના વ્યવહારમાં આજે જે વિષમ પ્રસંગ ઊભો થયો છે તેનું કારણ એ છે કે મનુષ્યના મનમાં ભારે સંઘર્ષ ચાલી રહેલો છે;

તેના જીવનમાં મન, વચન ને કર્મ વચ્ચે, મન, બુદ્ધિ ને હૃદય વચ્ચે, જે એકરાગ હતો તે ઊડી ગયો છે. જગતની વૃત્તિ આજે આત્મા પ્રત્યે દુર્લક્ષ કરવા ને બુદ્ધિને ઉચ્ચ પદે સ્થાપવા તરફ ઝૂકી રહેલી છે. એ વૃત્તિ મુખ્યત્વે ગ્રીકોની અસરનું પરિણામ છે એમ કહી શકાય. વિજ્ઞાનના અભ્યાસ તરફ અને સત્યને ખાતર સત્યની શોધ કરવા તરફ પશ્ચિમનું માનસ વળ્યું તે પણ એ ગ્રીકોની જ અસરને લીધે. ગ્રીક સંસ્કૃતિ એ માનવબુદ્ધિએ મેળવેલી એક ભવ્ય સિદ્ધિ હતી. એ સંસ્કૃતિ એકાંગી નહોતી. ગ્રીક સંસ્કૃતિ પાસેથી મળેલા વારસાની મદદથી પશ્ચિમ જગતને નવેસર રચી શક્યું છે. પૃથ્વી, સમુદ્ર અને વાયુને મનુષ્યનાં સેવક બનાવવામાં આવ્યાં છે. બુદ્ધિના વિજયો મહાન છે ખરા, પણ એની નિષ્ફળતાઓ પણ કંઈ એનાથી ઊતરે એવી નથી. જીવનની કેટલીક સુંદરમાં સુંદર વસ્તુઓ બુદ્ધિના પાશમાં ન ફસાતાં છટકી ગઈ છે. અભણ ને અણઘડ ખેડૂતો, જેઓ વધારે કુદરતી જીવન ગાળતા ને પશુ પંખી વૃક્ષ આદિને પૂજતા, તેમની પાસે એ વસ્તુઓ હતી. તેમની દશા દીનહીન ને દયાજનક હતી ખરી; છતાં તેમનાં હૃદયમાં આશા હતી, તેમનાં જીવનમાં કાવ્યની ચિનગારી હતી, ને તેમના સાંસારિક સંબંધો હર્ષ અને સ્નેહની લાગણીથી ભરેલા હતા. એ લોકો અજ્ઞાન ને વહેમી હશે, પણ સાવ અધમ તો નહોતા જ. એમનાં જીવન શુષ્ક ને સંતોષહીન નહોતાં. એમનામાં સ્નેહની ઊંડી લાગણી હતી. પ્રેમ, સહવાસ, અને કૌટુંબિક સ્નેહ જેવી જીવનની નાની નાની વસ્તુઓ કેટલી મોંઘામૂલી હોય છે તેનું ભાન તેમને હતું. તેમના માનસમાં એક પ્રકારની ગૂઢતાનું તત્ત્વ હતું. કોઈ અણદીઠ શક્તિને વિષે તેમને શ્રદ્ધા હતી, ને તે તેમનાં સ્વપ્નોમાં તેમને આશ્વાસન આપતી. બુદ્ધિનું કામ એ છે કે ગૂઢતા-માત્રનું નિરસન કરવું, સ્વપ્નો દેખાતાં અટકાવવાં, જીવનમાંથી ભ્રમ-માત્રને રુખસદ આપવી, અને— ક્યારેક સુખદ અન્તવાળા પણ વધારેવાર દુઃખદ અન્તવાળા —માનવજીવનના મહાનાટકને નીરસ

દેખાવરૂપ બનાવી મૂકવું. જે પ્રાચીન ધર્મો ને સંપ્રદાયો તેમના અનુયાયીઓને તેમની પોતાની ભૂમિકા પર રહીને સુખી ને નીરોગી જીવન ગાળવામાં મદદ કરતા હતા તે ધર્મો ને સંપ્રદાયોને અણઘડ વહેમો કહીને ગણતરીમાંથી કાઢી નાખવામાં આવે છે. એકેએક ચીજમાંથી તેનો આત્મા, તેનો મર્મ, તેના અંતરમાં રહેલો પ્રાણ, હરી લેવામાં આવે છે. જે કંઈ છે તે આ જગત જ છે, તેની પાર કશું છે જ નહિ, અને આ જગતમાં જ રચ્યાપચ્યા રહેવું ને તેમાં જ સંતોષ માનવો, એવું શિક્ષણ આજે આપવામાં આવે છે.

પણ ધર્મનો છેદ એટલી સહેલાઈથી ઉડાવી શકાતો નથી. જીવન સાવ વ્યર્થ ને નિઃસાર છે, અંધારી ગલી છે, અને ઊંડા ઊતરીને જોઈએ તો કોઈ માણસ કે કોઈ વસ્તુ જરૂરનાં કે કામનાં નથી, એવી લાગણી કે બીક માણસના મનમાં પેસી જાય, પછી તે જીવી શકતો નથી. જીવન કશા હેતુ કે પ્રયોજન વિનાનું હોય, તો પણ માણસે કંઈક ને કંઈક સ્વપ્નની સિદ્ધિ માટે પ્રયત્ન તો કરવો જ રહ્યો. એના મનમાં રહેલી આશાનો તાંતણો તોડી નાખવામાં આવે, તો તેને જીવનમાં કશો રસ જ ન રહે. એ આશાને આધારે જ તે જીવી શકે છે. જગતમાં જે કંઈ નરી આંખે દેખાય છે તેટલાથી જ સંતોષ માનવો, ને તેમાં જ રચ્યાપચ્યા રહેવું, એવી વાત મનુષ્યને તૃપ્તિ આપી શકતી જ નથી. જગતના આરંભકાળથી માણસ બીજાની સોબતને ઝંખે છે. મનુષ્યની આ આશા, આ અતૃપ્તિ, આ ઝંખનાનો લાભ ધર્મોએ ઉઠાવ્યો છે. આ ફાની દુનિયા ને તેના ક્ષણભંગુર જીવનને જોઈ માણસ ભોળપણમાં એવી આશા સેવે છે કે દેહ મૃત્યુ પામશે તેથી કંઈ તેના જીવનનો સમૂળો અંત આવવાનો નથી; અને નિર્દોષ માણસે આ જગતમાં ભોગવેલા કષ્ટનું પારિતોષિક કદી ન મળે, ને દુર્જનોને ઇહલોકમાં મળેલી જીતનું વળતર કદી ન વળે, એમ બને જ નહિ. મનુષ્યની પણ કંઈક તો ગણતરી હોવી જ જોઈએ. મનુષ્યની આ જે અનાદિકાળની ભૂખ

કે જરૂરિયાત છે તેને તૃપ્ત કરવા માટે ધર્મો એને એક શ્રદ્ધા આપે છે, એક જીવનપંથ બતાવે છે, તાત્ત્વિક સિદ્ધાંતોનો એક સંચય આપે છે, અને એક સમાજ યા સમૂહ બાંધી આપે છે. મનુષ્યની તથા ઉપરના આધ્યાત્મિક જગત ને આસપાસના માનવ જગતની વચ્ચેનો જે સંબંધ તૂટી ગયેલો તેને ધર્મો, આ રીતે, ફરી સાંધી આપવાનો પ્રયાસ કરે છે. સત્યદર્શી ને ઈશ્વરના સંદેશવાહક એવા ધર્મસ્થાપકો તો કહે છે કે આખું જગત એક વિશાળ કુટુંબ છે. જ્યૂ અને જેંટાઇલ, ગ્રીક અને બાર્બેરિયન, આર્ય અને મ્લેચ્છ એવા ભેદ એ પેગંબરો તો પાડતા નથી. પણ ધર્મને નામે વેપાર ચલાવનારાઓ કહે છે કે આપણે પોતાના સંપ્રદાયની ને પોતાના સમૂહની મહત્તા સિદ્ધ કરવી એ જ આપણું ધ્યેય છે; બળજબરી ને હિંસા એ ધ્યેયની સિદ્ધિમાં સાધનરૂપ છે. તેઓ જગત પ્રત્યેની વફાદારી તજીને પોતાના નાના સમાજ કે સમૂહ પ્રત્યેની વફાદારી કેળવે છે. આવી લડાયકત સ્થિતિ પ્રવર્તતી હોય ત્યારે જ જિંદગીમાં કંઈ સાર કે લહેજત ગણાય, એમ ઘણા લોકોને લાગે છે. આવા ધર્મો મતાગ્રહ, ધર્માન્ધતા, અને સાંકડી સમૂહનિષ્ઠા તથા જામી ગયેલા સ્વાર્થોને મોટા સદ્‌ગુણ માને છે. એ ધર્મો પેલા જૂના, અણઘડ ને ઓછા સંસ્કારી સંપ્રદાયોના કરતાં જરાયે ચડિયાતા નથી. આ પાછળથી વિકસેલા ધર્મો, વધારે કૌશલપૂર્વક રચાયેલા હોઈ, વધારે ભયાનક છે; કેમ કે તેઓ મનુષ્ય મનુષ્ય વચ્ચેના સ્વાભાવિક સંબંધોમાં દખલ કરનારી, બુદ્ધિએ નિપજાવેલી, કૃતિઓ છે.

માણસને છૂટો મૂકી દેવામાં આવે, તો તે આખા વિશ્વની સાથે — ખાસ કરીને જીવમાત્રની સાથે તથા મનુષ્યોની સાથે — આત્મીયતા અનુભવે છે; તેને લાગે છે કે પોતે પ્રાણીમાત્રનો સહોદર છે. સમભાવ અને આત્મૌપમ્યની આવી લાગણી મનુષ્યોના હૃદયમાં જન્મથી જડાયેલી છે. આ કૃત્રિમ જગતમાં બુદ્ધિએ કોમ, જાતિ અને રાષ્ટ્રના ભેદો આપણે માથે પરાણે લાદ્યા છે, તે છતાં કેટલેક

પ્રસંગે માનવજાતિની મૂલગત એકતાનાં ઝરણાં ઊભરાઈ આવે છે. જપાનમાં ધરતીકંપ થાય છે કે હિંદમાં દુકાળ પડે છે, વિલાયતની ખાણુમાં ધડાકો થાય છે કે આટલાંટિક મહાસાગરમાં વિમાન તૂટી પડે છે, ત્યારે એ આફતના ભોગ થઈ પડેલા લોકો પ્રત્યે આપણાં હૃદયમાં દયા ને સહાનુભૂતિ ઊપજે છે. ક્યાંક વીરત્વ કે સાહસનું કામ થાય છે, વિજ્ઞાન કે કલાના ક્ષેત્રમાં ક્યાંક પ્રતિભા ઝળકી ઊઠીને નવી સિદ્ધિ દાખવે છે, ત્યારે આપણાં હૈયાં હર્ષથી નાચી ઊઠે છે; ને એ કાર્ય કરનાર માણુસ કયા ધર્મનો કે કઈ કોમનો છે તે પૂછવાની આપણે વાટ નથી જોતા. આપણે સ્વયંસ્ફૂર્તિથી જગતના મહાપુરુષોને વંદન કરીએ છીએ; અને રણજી કે રોબસન આપણા દેશના કે કોમના છે કે નહિ એ જાણવાને થોભતા નથી. કુદરતનો એક ધડાકો આખા જગતમાં આત્મીયતાની લાગણી ફેલાવે છે. સમગ્ર માનવજાતિને વિષે બંધુત્વની ભાવના આપણા સ્વભાવમાં જન્મથી જડાયેલી છે. આપણે એક વિશ્વકુટુંબના સભ્યો છીએ. ભિન્ન ભિન્ન વ્યક્તિત્વની લાગણી પેદા કરનાર તો આપણી બુદ્ધિ છે. અને આ અસ્વાભાવિક મનોવિકારને રોકવા સારુ કૃત્રિમ યુક્તિઓ યોજીને માણસોને પાછા સામાજિક સંબંધો સમજતા ને સાચવતા કરવાનો પ્રયત્ન કરવામાં આવે છે. રંગ કે કોમના કશા ભેદ વિના માણુસ માણુસ વચ્ચે સ્નેહ ટકાવી રાખનાર જે ગ્રંથીઓ છે તેને, માનવજાતિ એક વિશાળ કુટુંબ છે એવી કુદરતે સરજેલી ભાવનાને, આ નવા પ્રયત્નો મજબૂત નથી બનાવતા; પણ તેઓ માણસોને એકબીજાનાં વિરોધી એવાં જુદાં જુદાં દળમાં ગોઠવે છે ને રાખે છે; એ દુર્ભાગ્યની વાત છે. એ પ્રયત્નો આપણુને ભક્તિભાવે કોમ અને રાષ્ટ્રની પૂજા કરવાનું શિક્ષણ આપે છે. મુત્સદ્દીઓ ને ધર્માધિકારીઓ બળજબરી ને છળકપટ વડે, રાજકારણ ને ઘમંડી ધર્મસત્તા વડે, માણુસોનાં મનમાં રહેલી ભય અને લોભની હીન વૃત્તિઓનો ગેરલાભ ઉઠાવે છે; લોહી, કોમ અને રાષ્ટ્રના જીવલેણ અંકુશો

આપણે માથે પરાણે લાદે છે; અને એ રીતે મનુષ્યના આત્મામાં ચાલી રહેલા આંતરિક ઘર્ષણને અતિ તીવ્ર રૂપ આપે છે. મનુષ્યમાત્રમાં મૂળ કેવું ઐક્ય છે, જગત આખું કેવો 'એકપિતાપરિવાર' છે, માણસોનાં મનમાં કેવી વૃત્તિઓ ને ભાવનાઓ સ્ફુરે છે, અને માણસો સર્વ યુગોમાં ને સર્વ સ્થળોમાં કેવાં આદર્શો ને આકાંક્ષાઓ સેવતા આવ્યા છે, એની રાજદ્વારી સરમુખત્યારોને તથા ધાર્મિક મમત ને ઝનૂનવાળા લોકોને કશી ગમ નથી હોતી. ધર્મો પાપની સજા, નરકવાસ આદિનો ખોટો ખોટો ભય દેખાડે છે; પોતાની સત્તા અવિચળ ને અમર્યાદ છે એમ અહંભાવથી માને છે ને મનાવે છે; ઈશ્વરની વાણીનો ઇજારો પોતાને એકલાને જ મળ્યો છે એમ કહે છે. રાજકારણ આખી પ્રજાઓનાં મનમાં એવો કેફ ચડાવે છે કે જગતનો ઉદ્ધાર કરવાનું કામ ઈશ્વરે તેમને જ સોંપેલું છે. તે લોકોનાં મનમાં ઇતિહાસનાં જૂનાં સ્મરણો જાગૃત કરે છે; જૂના જખમોને રુઝાવા ન દેતાં ઉઘાડા રાખે છે; પ્રજાઓનાં મનમાં હદપારના આત્મગૌરવની ભાવના યા પોતે જુલમથી પીડાતી પ્રજા છે એવો પાકો ખ્યાલ પેદા કરે છે; પોતે વિશ્વકુટુંબનું એક અંગ છે એવો ભાવ તેના મનમાંથી નાબૂદ કરે છે; અને માનવજાતિને નાના નાના ને સાંકડા સમૂહોમાં વહેંચી નાખે છે. એ સમૂહો ગુમાની ને મહત્ત્વાકાંક્ષી હોય છે; ને એકબીજાની પ્રત્યે ઝેરવેર ને અસહિષ્ણુતા રાખે છે. ધર્મ રાજકાજની સાથે સેળભેળ થયો હોવાને લીધે અધોગતિ પામ્યો છે, અને એક પ્રકારના જડવાદ જેવો બની ગયો છે.

વિજ્ઞાને આપણા જ્ઞાનની મર્યાદા વધારી, અને આપણને અજ્ઞાત એવા વિશ્વની હદ સાંકડી બનાવી, એટલા જ માટે આપણે માનીએ છીએ કે આપણે પ્રકૃતિ પર જીત મેળવી છે. છતાં આપણી પોતાની આંતરિક પ્રકૃતિ પર આપણે હજુ વિજય મેળવી શક્યા નથી; ને એ વિજય આપણાથી જેટલો દૂર અગાઉ હતો તેટલો જ અત્યારે પણ છે. બાહ્ય સંગઠનના પ્રશ્નો કેટલીક બાબતમાં

એટલાં બધા તાકીદના નથી હોતા. પણ, જ્યાં લગી આપણી લોભ અને સ્વાર્થની વૃત્તિઓ જિતાઈ નથી ત્યાં લગી, આપણા બાહ્ય વિજયો માત્ર આપણા આંતરિક જંગલીપણાને બહાર નીકળી ફેલાવાને માટે દરવાજા ખુલ્લા મૂકી દેશે. આપણને સેંકડો વરસથી એકાંગી શિક્ષણ મળ્યું હોવાથી આપણી પ્રકૃતિમાં — આપણા સ્વભાવમાં — જંગલીપણું ઘણું મોટું સ્થાન ભોગવે છે; અને બાહ્ય સત્તા કે શક્તિની બાહ્ય મૂર્તિઓ આગળ સાષ્ટાંગ પ્રણિપાત કરવા તે તત્પર રહે છે. આપણા સ્વભાવના એ જંગલી અંશને પશુબળ આકર્ષક લાગે છે; નીતિ-નિયમ કે આધ્યાત્મિક આદર્શ આકર્ષક નથી લાગતા. પશુબળ સામે આપણે આપણાં શિર ઝુકાવીએ છીએ, તેનું કારણ આપણા ભય અને લોભ, આપણાં સ્વાર્થ અને અણુઆવડત હોય છે. જગતમાં વ્યક્તિઓ ને રાષ્ટ્રો વિનિપાત કે વિનાશ પામે છે તેનું મુખ્ય કારણ એ હોય છે કે આપણે વિનાશ અને વિગ્રહ નિપજાવનારા આપણા મનોવિકારોની ચુંગાલમાં ફસાઈએ છીએ, તેની ભીંસમાંથી સહેજે છૂટી શકતા નથી, અને એ વિકારો આપણને જબરદસ્તીથી મૃત્યુને પંથે ઘસડી જાય છે.

આપણી પાસે આજે ધનદોલતના ભંડાર ભર્યા છે ને આપણી બુદ્ધિએ અનેક સિદ્ધિઓ મેળવી છે આપણી પાસે જેમ નીતિનિયમો-વાળી સ્મૃતિઓ છે તેમ ધર્મતત્ત્વોનું પ્રતિપાદન કરનારા શાસ્ત્રગ્રંથો પણ છે. છતાં આજે જીવનમાંથી આપણે સુખ મેળવી શકતા નથી. આજે માણસોનાં મનમાં ચાલી રહેલા ઊંડામાં ઊંડા વિચાર જો આપણે જાણીએ, તો આપણને માલૂમ પડે કે કરોડો માણસોને પોતાની જાતથી તથા જે પ્રવૃત્તિઓમાં તેમની શક્તિ વપરાય છે તે પ્રવૃત્તિઓથી સન્તોષ નથી. તેઓ જીવનનાં તેજ અને આનંદ ગુમાવી બેઠા છે. તેમને એવી કશી આશાઓ નથી જે તેમને પ્રેરણા આપે, કોઈ મોટી અભિલાષાઓ નથી જે સફળ કરવા તેઓ મથે, એવું કંઈ સુખ નથી જે મેળવવાનું સ્વપ્ન તેઓ સેવે, એવી કોઈ શ્રદ્ધા નથી

જેને આધારે તેઓ જીવન વ્યતીત કરે. તેમનાં મન વ્યગ્ર છે, અને તેથી તેમનું કામ તૂટકતૂટક થાય છે ને નકામું નીવડે છે. દાખલા તરીકે, આજે જે એક જ પ્રશ્નની પાછળ આપણાં ધ્યાન અને પ્રયાસ રોકાઈ રહ્યાં છે તે પ્રશ્ન જ લો. એ પ્રશ્ન એ છે કે જગતને શાન્તિ અને માનવતાને માટે સુરક્ષિત કેવી રીતે બનાવવું. આ મહાન દેશ (ઈંગ્લંડ)માં એ પ્રશ્ન પરત્વે બે મત છે. સત્તાલોભી રાજકારણ અને શાન્તિવાદી રાજકારણ, બંધનકારક ગુપ્ત કરારો અને લીગની પ્રતિજ્ઞા. આન્તરરાષ્ટ્રીય અરાજકતા અને આન્તરરાષ્ટ્રીય સુવ્યવસ્થા ને ન્યાય, એ બેમાંથી શાની પસંદગી કરવી એનો નિશ્ચય આ દેશ કરી શકતો નથી. યુદ્ધ કેટલું નકામું છે ને તેમાં કેટલો વિનાશ કે રંજાડ થાય છે, અને તેમાંથી સંસ્કૃતિને માટે કેવાં ભીષણ પરિણામો નીપજે છે તેની આપણને પૂરેપૂરી ખાતરી છે. અને છતાં, આપણે જે સંચો ઊભો કર્યો છે તેના બળથી વિવશ બની જઈ આપણે યુદ્ધ તરફ ધસડાઈ રહ્યા છીએ; જાણે આપણે બુદ્ધિશાળી મનુષ્યો ન હોઈએ, પણ આંધળી ને ઊંડી, ધીમી ને અમોઘ, તથા વસ્તુમાત્રને ધસડી જનારી, શક્તિઓના નર્યા ભોગ થઈ પડેલા ન હોઈએ! દુનિયાની આજની દશા આપણને જોસેફ કોનરાડની 'ટાઈફૂન' નામની નવલકથાનું સ્મરણ કરાવે છે. એ એક વહાણના સાહસની કથા છે. એ વહાણ ચીની મજૂરોને લઈ જાય છે. દરિયામાં ભયાનક વાવાઝોડાની વચ્ચે, થોડાક ખોવાયેલા પૈસાને માટે, તેઓ એકબીજાનાં ખૂન કરવા મંડે છે. રાષ્ટ્રીય કીર્તિ અને માન એ કેવળ મનની માની લીધેલી કલ્પનાઓ છે, બજારની મૂર્તિઓ છે; છતાં આપણે તેની કિંમત ભરવા તૈયાર થઈએ છીએ, ને સામુદાયિક આત્મહત્યાનું જોખમ વહોરીએ છીએ; પણ વિશ્વશાન્તિની કિંમત ભરવા તૈયાર નથી થતા. તાબેદાર પ્રજાઓ પરનો અંકુશ જતો કરવામાં આવે, દરેક રાષ્ટ્ર પોતે પોતાને સર્વસત્તાધીશ માને છે તેને બદલે કંઈક આન્તરરાષ્ટ્રીય અંકુશ સ્વીકારે, અને પછાત મુલકોનો વહીવટ આંતર-

રાષ્ટ્રીય સંઘની વતી કોઈ દેશ કરે, તો જ વિશ્વશાન્તિ સ્થપાવા પામે. વ્યક્તિઓની પેઠે પ્રજાઓનું ઘડતર પણ તેઓ શું મેળવે છે તેના પરથી નહિ, પણ તેઓ શું જતું કરે છે તેના પરથી થાય છે. જગતમાં ઘણા વિશાળ ફેરફારો થોડા જ વખતમાં થવાના છે. આપણે આપણી નજર આગળ વિચારોના માંહોમાંહે આખડતા સમૂહોની સાડમારી જોઈ રહ્યા છીએ. જે રાષ્ટ્રોની પાસે જગતનું નૈતિક નેતૃત્વ છે તે રાષ્ટ્રો પ્રતિષ્ઠા ગુમાવી બેઠેલા આદર્શોની સેવા કરવી શા સારુ ચાલુ રાખે છે? આપણે ઠરીઠામ બેસતા પહેલાં, અને જુદાં જુદાં રાષ્ટ્રોની પરસ્પરવિરોધી માગણીઓની સમજાવટ અને ન્યાયપૂર્વક પતાવટ કરતા પહેલાં, લડાઈના કીચડ ખૂંદવા જ જોઈએ, ને નરકાગ્નિમાંથી પસાર થવું જ જોઈએ, એવું છે ખરું? લડાઈને અન્તે, જ્યારે લાગણીઓ ઉશ્કેરાયેલી હોય ત્યારે, થયેલી સન્ધિમાં અન્યાય હોય, અને વર્સાઈની સન્ધિની પેઠે તેને લીધે કડવાશ પેદા થાય ને જિતાયેલી પ્રજાને ભોંઠપ અને અપમાન વેઠવાં પડે, એ અનિવાર્ય છે. અત્યારે હજુ મનને અસ્વસ્થ ને બેચેન કરનાર લડાઈ સળગી નથી; તેવે વખતે આપણે ન્યાયપૂર્વક આખી પરિસ્થિતિનો વિચાર કરી શકીએ ને રચનાત્મક શાન્તિને માટે કામ કરી શકીએ એમ છીએ. લડાઈઓ જે હેતુઓ સિદ્ધ કરવાને સારુ આદરવામાં આવે છે તે હેતુઓ તેનાથી ભાગ્યે જ ફળીભૂત થાય છે. અને ફળીભૂત થાય તોપણ, એ લડાઈઓમાંથી નીપજનારાં બીજાં પરિણામો એટલાં હાનિકારક હોય છે કે વિજેતાઓ પણ તેમના વિજયમાંથી નહિ જેવો લાભ મેળવી શકે છે. આપણે શસ્ત્રાસ્ત્રોના જે ખડકલા વાળી રહ્યા છીએ તે જ્યારે ધડાકાબંધ ફૂટવા લાગશે ત્યારે તેનાથી સામાન્ય જનસમૂહને કેટલાં વિપત્તિ ને વિનાશ, ત્રાસ ને યાતના ભોગવવાં પડશે, એનો ચિતાર આપણે કલ્પનામાં ખડો કરી શકતા હોઈએ તો કેવું સારું થાય! એની અટકળ આપનારા જે આંકડા આપણને મળે છે તે

મનુષ્યોનાં હૃદયોની વેદના અને તેમનાં મનની વ્યગ્રતાને છુપાવે છે. લોહી અને માંસનો નહિ પણ માટી અને પાણીનો હિસાબ મુકાતો હોય એવી રીતે એ આંકડા બોલે છે. માનવજાતિ શું મુત્સદ્દીગીરીને શાણપણનું સાવ દેવાળું ફૂંકશે? તે શું ભવિષ્યનું સ્વરૂપ નક્કી કરવાનું કામ વિનાશકારી યુદ્ધના હાથમાં સોંપી દેશે? જ્ઞાનના યુગો પછી શું આપણે બુદ્ધિની હાર કબૂલ કરીશું ને પાછા અંધકાર-યુગમાં જઈ પડીશું? ફરી પાછા જંગલી બની જઈશું?

આપણે જીવનની સાવ ઉપરની સપાટી પર રહીએ છીએ. આપણે વિચાર કરતાં ડરીએ છીએ, કેમ કે આપણા વિચારોમાં બહુ જ ગોટાળો ને અવ્યવસ્થા હોય છે. આપણાં મનમાં પરસ્પરવિરોધી વિચારો વચ્ચે મહાસંગ્રામ ચાલી રહ્યો છે. આપણો જે સાચો સ્વભાવ છે તે આપણે, આપણી અહંતા ને મમતાને લીધે, ગુમાવી બેઠા છીએ; આપણાં અંતરમાં વસતો જે અંતર્યામી પરમાત્મા છે તેનાથી આપણે વિખૂટા પડી ગયા છીએ. રોડીને એક અદ્‌ભુત પ્રતિમા ઘડી છે તેને 'વિચારક' એવું નામ આપ્યું છે. એ ચિત્તાકર્ષક મૂર્તિમાં માણસ માથું નીચું નમાવીને બેઠો છે; આંખો ફાડીને અવકાશમાં જોઈ રહ્યો છે; તેનાં ભવાં પર વિચારને લીધે કરચલી પડી ગઈ છે; તેની મુખમુદ્રા પર દુ:ખથી લીટીઓ પડી ગઈ છે; અને એકાગ્ર ચિન્તનને લીધે તેનાં ભવાં ચડેલાં છે. તે જોઈ રહ્યો છે......શાની સામે? તે યુગોની પરંપરાને નિહાળે છે. યુગ પછી યુગ, જગત પછી જગત, નું અવલોકન કરતાં તે જુએ છે કે મનુષ્ય કાળની કેડી પર આગળ ને આગળ ચાલ્યો જાય છે; તે પોતાના ચંચળ ને બળવાન, વિવિધ, વિસંવાદી ને બસૂરા સૂરો કાઢનારા, મનને અંકુશમાં રાખવા મથે છે, અને પૂછે છે: "આપણે અંતરમાં ચાલતા આ વિરોધ ને વિસંવાદમાંથી કદી પણ છૂટી નહિ શકીએ શું? ઊંચું ધ્યેય રાખવું ને હીણાં કામ કરવાં એ સ્થિતિમાંથી આપણે છૂટવા વારો આવવાનો જ નથી? આપણાં અંતરમાંથી

પરસ્પરવિરોધી સૂરો નીકળે; આપણી આંખો ચકળવકળ થઈ જાય; આપણે વિશ્વકુટુંબ ને વિશ્વસંસ્કૃતિના આદર્શો સેવીએ, અને વિશ્વવ્યાપી જંગલીપણા તરફ લઈ જાય એવાં કામો કરીએ; એવા જ લેખ વિધાતાએ આપણે લલાટે લખેલા છે શું? સત્ય અને ન્યાયના સિદ્ધાન્તોને આધારે આપણો વ્યવહાર ચલાવવા જેટલી હિંમત અને નિઃસ્વાર્થતા, દીર્ઘદૃષ્ટિ ને ઉદારતા આપણામાં કેમ ન આવી શકે?

હિંદુ અને બૌદ્ધ વિચારકો એક અવાજે કહે છે કે અવિદ્યા અથવા અજ્ઞાન આપણા દુઃખનું મૂળ છે; અને વિદ્યા અથવા જ્ઞાન, બોધિ અથવા જ્ઞાનોદય આપણને મુક્તિ અપાવે એવાં છે. અવિદ્યા એટલે બુદ્ધિ દ્વારા મળેલું ને બુદ્ધિમાં જ રહી ગયેલું જ્ઞાન. તેનાથી સ્વભાન (અસ્મિતા) અને સ્વસંકલ્પ પેદા થાય છે. આપણી ચિંતાઓનું મૂળ કારણ એ છે કે આપણે બુદ્ધિમાં જ રચ્યાપચ્યા રહીએ છીએ. મનુષ્ય બુદ્ધિના જ વિલાસોમાં મચ્યો રહે છે તેને લીધે તેના જીવનમાં ફૂટ અથવા ભાગલા પડે છે. મનુષ્યજીવનનો વ્યવહાર એકધારી રીતે ને કુદરતી પ્રવાહમાં ચાલવાને બદલે તેમાં ખંડ પડે છે, તેનું સીધું કારણ એ છે કે માણસ બુદ્ધિના ક્ષેત્રથી આગળ વધતો જ નથી. એ બુદ્ધિના પ્રભાવને લીધે તે પોતાની જાતને ઓળખે છે, ને પોતે બીજા મનુષ્યોથી જુદો છે એવું ભાન તેને થાય છે. પહેલાં તો તેને થાય છે કે ભાવિ અચોકસ છે; એ અચોકસ ભાવિનો ચિતાર તે પોતાની કલ્પનામાં ખડો કરે છે. તેને લીધે તેના મનમાં આશા ને ભય જન્મે છે. બાકીની કુદરત સંપૂર્ણ શાંતિથી પોતપોતાનું કામ ચલાવ્યે જાય છે. પણ મનુષ્યને મૃત્યુની નિશ્ચિતતા ને અનિવાર્યતાનું ભાન થાય છે. મૃત્યુ વિષેના આવા જ્ઞાનમાંથી મૃત્યુ વિષેનો ડર પેદા થાય છે. મૃત્યુને તરી જઈ અમૃતત્વ કેમ મેળવાય એનાં માર્ગો ને સાધનો શોધવાની ફિકરમાં તે પડે છે. તે ચીસ પાડી ઊઠે છે: "આ મૃત્યુના પાશમાંથી મને કોણ ઉગારે?" તે સૃષ્ટિના એક અંગરૂપે

જ જન્મ્યો છે, છતાં તેને લાગે છે કે આખી સૃષ્ટિ જાણે તેની શત્રુ છે. પ્રકૃતિ તેની માતા છે, છતાં તે એવી કલ્પના કરે છે કે પ્રકૃતિ જાણે તેને ભરખી જવા ટાંપી રહેલી છે. તેને વિવશ બનાવી મૂકનાર ભય તેના જીવનને ગૂંગળાવે છે, તેની દૃષ્ટિને વિકૃત કરે છે, અને તેના મનમાં સ્ફુરતાં વિચારો ને વૃત્તિઓને દબાવી દે છે. બીજું, માણસમાં સજીવ સૃષ્ટિ સાથે ઐક્યનું જે મુગ્ધ ભાન હોય છે, તેના મનમાં મુગ્ધતાનો — જીવમાત્ર પ્રત્યે બંધુતાનો — જે ભાવ જન્મથી ભરેલો હોય છે તે નાશ પામે છે. સમાજની કંઈક વ્યવસ્થા બુદ્ધિપુરઃસર થતી હોય તો તેને તે સ્વેચ્છાએ વશ થતો નથી. તે સમાજના કલ્યાણને ગૌણ માને છે અને પોતાનાં વ્યક્તિગત સુખ-સગવડોનો વિચાર પહેલો કરે છે. તે પોતાને એકાકી, સર્વોપરી, ને સાવ સ્વતન્ત્ર માને છે; અને બીજા દરેક માણસને શત્રુ સમજે છે. તે લોભી જીવ બને છે, ધનદોલતનો સંગ્રહ કરવા મથે છે; અને આખો સમાજ પોતાને હાનિ કરવા ટાંપી રહ્યો હોય ને પોતાને એ સમાજની સામે આત્મરક્ષા કરવાની હોય એવી રીતે વર્તે છે. ત્રીજું, પોતે અચૂક મરવાનો જ છે, અને પોતે અટૂલો, એકલવાયો, ને નિરાધાર છે, એમ તે માનવા લાગે એટલે તેના મનમાં દ્વૈધીભાવ પેદા થાય છે — અંતરમાં જુદી જુદી વૃત્તિઓ વચ્ચે ઘર્ષણ અને સંગ્રામ ચાલે છે. આમ થતાં મનુષ્ય એ એક સમગ્ર વ્યક્તિ મટી જુદા જુદા ટુકડા જેવો બની જાય છે. તેનું જીવન અનેક જુદા જુદા પ્રવાહોમાં વળી જઈ છિન્નભિન્ન થઈ જાય છે. તેનું ચિત્ત શંકા, ભય અને દુઃખથી વલોવાઈ જાય છે. તેનું વ્યક્તિત્વ એકરૂપ મટી વિવિધરૂપ બને છે. તેનું મન ભમવા લાગે છે. તેની નિર્વ્યાજ મુગ્ધતા નાશ પામે છે. પછી તે સ્વતન્ત્ર આત્મા રહેતો નથી. ગાત્રને ઢીલાં કરી નાખનાર ભય અને એકલતામાંથી ઊગરવાને તે બહારથી કંઈક આધાર મેળવવા ફાંફાં મારે છે. તે કુદરતને, પડોશીઓને, જે કંઈ જુએ તેને, વળગે છે. તે જીવનથી ડરી ગયેલો

હોઈ બીજાઓની સાથે ટોળામાં ભળી જાય છે ને બીજાઓની હૂંફ શોધે છે. આજે માનવજાતિ ગભરાટમાં પડી છે. તેની રગે રગે ભય વ્યાપી ગયેલો છે. આપણે હંમેશાં સાવચેતી રાખીને ડગલું ભરીએ છીએ. રખેને ક્યાંક ભરાઈ કે ભટકાઈ પડીએ એવી શંકા આપણને રહ્યાં કરે છે. માણસને આખું જગત શત્રુરૂપ ભાસે છે ને તેની સામે પોતાને બચાવ કરવાનો હોય એવી રીતે તે હંમેશાં વર્તે છે. માણસ કુદરત સાથેની તથા બીજા માણસો સાથેની પોતાની ઐક્ય-ભાવના ગુમાવી બેઠો છે. આવી જે સ્થિતિ આજે પ્રવર્તે છે તેનું બીજું નામ છે આધ્યાત્મિક મૃત્યુ. આજે આપણે જે જગતમાં રહીએ છીએ તે જગતમાં ભય અને હિંસાનું સામ્રાજ્ય વર્તે છે; યુદ્ધો કે યુદ્ધોની અફવાઓ ચાલે છે; આપણે વસ્તુમાત્રથી ડરીએ છીએ; આપણા પગ નીચે કોઈએ સુરંગ તો ન મૂકી હોય, ઝાડીઓમાં કોઈ બંદૂકવાળા તો ન ભરાઈ બેઠા હોય; આપણે લેવાની હવામાં ને ખાવાના ખોરાકમાં કોઈએ ઝેર તો ન ભેળવ્યું હોય, એવી આશંકા આપણને ડગલે ડગલે રહ્યાં કરે છે. અજ્ઞાન ને અવિદ્યાથી ભરેલું પ્રાકૃત જીવન જ્યારે અતિ વેગથી ધસવા માંડે, અતિ તીવ્ર રૂપ પકડે, અને પ્રમાણની હદ વટાવીને ચાલ્યું જાય, ત્યારે આજના જેવી સ્થિતિ પેદા થાય છે. ખરી દુઃખની વાત એ છે કે આપણને આપણા અજ્ઞાનનું ભાન નથી. માંદગી જેટલી વધારે, તેટલું ભાન ઓછું.

ધર્મ મનુષ્યના સ્વભાવમાં જન્મથી જડાયેલો છે, અને ધર્મને અંગે જે સમસ્યા ઊભી થાય છે તેનું કારણ મનુષ્યના હૃદયમાં ચાલી રહેલો વિરોધ કે દ્વૈધીભાવ છે, એ વિચારને મહાધુરંધર વિદ્વાનોનો ટેકો છે. સૃષ્ટિની ઉત્પત્તિને લગતી જે દંતકથા આપણને પરિચિત છે તે કથા અનુસાર, અતિપ્રાચીન કાળના ઝાંખા પ્રકાશમાં મહા-ઉત્પાતની સાથે માનવી ઇતિહાસનો આરંભ થયો હતો. તેમાંથી આજે આપણે જોઈએ છીએ તે ઘટનાપ્રવાહની શરૂઆત થયેલી છે.

મનુષ્યે ઈશ્વરની આજ્ઞાનો પહેલવહેલો ભંગ કર્યો[૪] તેમાંથી ઘર્ષણ ને વિસંવાદનો ભાવ પેદા થયો. મનુષ્યની ચેતનામાં ભીષણ ઉત્પાત થયો તેને લીધે માણસ માણસ વચ્ચેના સ્વાભાવિક સંબંધમાં ક્રાન્તિ થવા પામી. આદમ અને હવાનું પતન થયું એ ઘટનાનો અર્થ એ છે કે મનુષ્યના જીવનમાં જે સુમધુર મેળ અને એકરાગ હતો તે નાશ પામી જીવન બસૂરું બની ગયું; સત્યયુગને ઠેકાણે કળિયુગ આવ્યો; માણસ માણસ વચ્ચે ઐક્ય ને અભેદની ભાવના હતી તેને ઠેકાણે ભેદભાવ ને સ્વાર્થની વૃત્તિ દાખલ થઈ. મનુષ્ય-સ્વભાવને ફરી પાછો એકરૂપ, સંવાદી ને સુરીલો બનાવવો — જીવનને 'યોગયુક્ત' બનાવવું, એનું જ નામ મોક્ષ કે વિમુક્તિ છે.

ભયને જીતવો એનું જ નામ ધર્મ. ધર્મ એ નાસીપાસી ને મૃત્યુનું નિવારણ કરતાર ઔષધિ છે. માણસને બીક લાગે છે એ બતાવે છે કે તેનામાં બુદ્ધિ છે. એ બીક તેના સંજોગોમાં ફેરફાર કરવાથી ટાળી શકાય એવી નથી. એ એવો સ્વભાવગત ભય નથી જે બીજી વૃત્તિઓને સતેજ કરવાથી દૂર થઈ શકે. આપણે મનુષ્યથી હલકાં પ્રાણીના જેવું જીવન ગાળવા માંડીએ, કે જે બુદ્ધિને લીધે આ દુઃખ પેદા થાય છે તે બુદ્ધિને જ નાબૂદ કરવાનો પ્રયત્ન કરીએ, એટલાથી કંઈ એ ભય ટળે એમ નથી. માણસથી તેની બુદ્ધિને ખંખેરી નખાય એવું નથી. આપણે ખોટી કાલ્પનિક વાતો ને ભ્રમણાઓરૂપી દવાઓ ઢીંચ્યા કરીએ એથી કંઈ આપણી શંકાઓ શાન્ત પડે એમ નથી. એમ કરવાથી આપણને એક પ્રકારની મનની શાન્તિ મળી શકે ખરી, પણ એ શાન્તિ લાંબો કાળ ટકે નહિ. જ્ઞાન — એટલે કે ભયને ભગાડી મૂકનારા સત્યનું દર્શન — એ જ સાચી નિર્ભયતા પ્રાપ્ત કરવાનો એકમાત્ર ઉપાય છે. જ્યાં લગી

---

૪ આદમ અને હવાએ ઈડનના બાગમાં ઈશ્વરની આજ્ઞા ઉથાપીને જ્ઞાનવૃક્ષનું ફળ ખાધું, એવી જે વાર્તા બાઇબલના જૂના કરારમાં છે તેનો અહીં ઉલ્લેખ છે.

ધર્મો પોતે જ ભયની વૃત્તિમાંથી જન્મેલા હોય ને એમાં પદે પદે ભયવૃત્તિ પ્રગટ થતી હોય, ત્યાં લગી તેઓ આપણને જે સલામતી ને રક્ષણ આપી શકે તેને માટે આપણે ઘણી જ ભારે કિંમત આપવી પડે છે; એટલું જ નહિ પણ એને પરિણામે અંતે મનુષ્યજીવન વિકૃત બની જાય છે. એ ધર્મોએ ઠરાવી રાખેલા ને આગ્રહપૂર્વક ટકાવી રાખેલા મતોને લીધે જગતમાં જાદવાસ્થળી મચે છે. માણસો એ ધર્મો પ્રત્યેની નિષ્ઠારૂપી જાળમાં ફસાઈ પોતાના દેહની જે આહુતિ આપે છે તેમાંથી કશું સારું પરિણામ નીપજતું નથી. એ સહુ ધર્મોના સિદ્ધાન્તો સરખા મનસ્વીપણે ઠરાવેલા હોય છે, અને એ પુરવાર કરવા અશક્ય હોય છે. એવા, માંહોમાંહે ઝઘડતા, ધર્મોને માણસોએ વફાદાર રહેવું એવી માગણી કરીને આપણે એ માણસોને એકબીજા સામે લડાવીએ છીએ. એક તરફ વિશ્વકુટુંબ અને આત્મૌપમ્યની ભાવનાને પોષનારા ધર્મના આદર્શો, અને બીજી તરફ સાંકડી સાંપ્રદાયિક નિષ્ઠાને પોષનારી ચાલુ માન્યતાઓ ને સામાજિક રૂઢિઓ, એ બેનો એકબીજા સાથે મેળ ખાતો નથી.

આપણને જોઈએ છે વિમુક્તિ આપનારો ધર્મ. એવો ધર્મ ભયનો નહિ પણ શ્રદ્ધાનો ભાવ જગવે; કર્મકાંડને નહિ પણ આત્મજ્ઞાનને પોષે; એકવિધ ને યાન્ત્રિક વિધિઓને નહિ પણ અનેકવિધ ને સમૃદ્ધ જીવનને ઉત્તેજન આપે. મન જ્યારે યન્ત્રવત્ કામ કરે ત્યારે જક્કી ને જડ મતાગ્રહ પેદા થાય. આદર્શોની બાબતમાં યન્ત્રવત્ વિચાર કરવામાં આવે તો જડ રૂઢિનિષ્ઠા પેદા થાય. માણસ જ્યારે સૃષ્ટિના સરજનહાર પરમાત્મા સાથે સંપર્ક સાધે ત્યારે તેનામાં ચેતન, તેજ, અને નિર્ભયતા આવે છે. આપણાં મન, બુદ્ધિ, ને અહંકારરૂપી કવચની અંદર આત્મારૂપી જે ગુપ્ત બીજ પડેલું છે તેને આપણે શોધી કાઢીએ, ને તેની પ્રેરણા અનુસાર ચાલવા માંડીએ, ત્યારે જીવન શુદ્ધ જ્યોતિરૂપ બને છે, ને તેમાં પ્રકાશ અને આનંદનાં પૂર રેલાય છે. ઉપનિષદમાં કહ્યું છે: "બ્રહ્મનો આનંદ

અનુભવ્યા પછી તે કશાથી બીતો નથી."[5] "તેને જાણીને જ માણસ મૃત્યુની પાર ચાલ્યો જાય છે."[6] "જે માણસ આ એકત્વને જુએ છે તેને મોહ શાનો હોય, શોક શાનો હોય?"[7] પછી આત્મા એકલો અટૂલો રહેતો નથી. તે આસપાસના જગત સાથે એકતા અનુભવે છે. પછી તેને નિરાશા કે નાસીપાસી રહેતી નથી; કોઈની સાથે કલહ રહેતો નથી. તે એક એવી આધ્યાત્મિક અવસ્થામાં પ્રવેશ કરે છે જ્યાં જીવનનાં નવા ને વધારે ઊંડા અર્થ ને પ્રયોજન દેખાવા માંડે છે. અભય અથવા નિર્ભયતા એ મનની એક વૃત્તિ છે. કોઈ મતનો સ્વીકાર કરવાથી કે કર્મકાંડના કોઈ વિધિ કરવાથી કંઈ એ વૃત્તિ આવતી નથી. એવું જ્ઞાન જ્યારે પ્રાપ્ત થાય ત્યારે બીજા મનુષ્યો આપણને કેવળ સ્થળકાળના પ્રવાહમાં વહેતા ને કુદરતના આકસ્મિક સંજોગોને લીધે આપણાથી વિખૂટા પડેલા જીવોરૂપે નથી દેખાતા. તેઓ પોતાનાં જીવન ટકાવવા માટે આપણી સામે લડવાને ટાંપી રહ્યાં હોય એવો ભાસ આપણને નથી થતો. ધર્મનિષ્ઠ થવું એનો અર્થ એ છે કે બીજા જીવોની હસ્તી પણ સાચી છે એ સમજવું. માણસો પ્રેમધર્મને અનુસરે છે તેનું કારણ એ નથી કે એ ધર્મને તેઓ જાણે છે યા તો એ ધર્મ તેમનાં મનને રુચે છે. એનું કારણ તો એ છે કે બીજા જીવો પર પ્રેમ રાખવો એ આત્માના વિકાસનું લક્ષણ છે. ઉપનિષદ કહે છે કે 'यस्मिन्सर्वाणि भूतानि आत्मैवाभूद् विजानतः' એનો અર્થ એ છે કે જે માણસ પરમાત્માનો સાક્ષાત્કાર કરે છે તે ભૂતમાત્રને આત્મવત્ માને છે. જે મનુષ્યોનાં પોતાનાં જીવન એકરાગવાળાં છે તે મનુષ્યો અંતે એકબીજા સાથે પણ એકરાગથી જ રહેવાનાં. એકલપેટા સ્વાર્થી

---

૫. आनन्दं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन। तैत्तिरीयोपनिषत् २; ८.

૬. तमेव विदित्वाऽतिमृत्युमेति। श्वेताश्वतर ६; १५.

૭. तत्र को मोहः कः शोकः एकत्वमनुपश्यतः। ईशोपनिषत् ७.

માણસ બનીને જીવવું એ આ સૃષ્ટિનું પ્રયોજન વિફળ બનાવવા બરોબર છે. અહિંસા, એટલે કે જીવમાત્ર પ્રત્યેનો બંધુભાવ, પોતાના દયામય ભુજપાશમાં હીનમાં હીન યોનિનાં પ્રાણીઓને પણ બીડી લે છે. એ અહિંસા અભયનું, એટલે કે આત્મપરાયણ જીવનનું, સ્વાભાવિક ફળ છે.

સાચી ધર્મનિષ્ઠાનાં લક્ષણ બે છે: અભય અને અહિંસા. સંવાદ, સમતોલપણું, શરીર અને આત્મા વચ્ચે તથા હાથ અને મગજ વચ્ચે સંપૂર્ણ એકરાગ, એ અભયનાં લક્ષણ છે. અહિંસાનો અર્થ છે પ્રેમ. અભય અને અહિંસા, જ્ઞાન અને પ્રેમ, સ્વતંત્રતા અને સમભાવ એ ધર્મનાં બે—તાત્ત્વિક ને વ્યાવહારિક—અંગો છે. મુક્ત પુરુષના જીવનમાં કશો વિસંવાદ નથી હોતો, બસૂરાપણું નથી હોતું. તે ક્રોધ યા નિરાશાને વશ નથી થતો—મનમાં 'પુણ્યપ્રકોપ' પણ નથી પ્રગટવા દેતો. કેમ કે જેઓ આપણો વિરોધ કરે છે તેઓ આપણા સહોદર છે. આપણી ને તેમની વચ્ચે સંજોગવશાત્ આંટી પડી ગઈ છે. પણ તેમને સ્નેહ અને સમભાવથી જીતી શકાય એમ છે. ગાંધીજી કહે છે: "મારા દેશનું હિત સાધવાને અસત્ય અને હિંસા આવશ્યક હોય, તો મારા દેશનું અહિત ભલે થાઓ." આ વચનોમાં ગાંધીજી કેટલાક ધર્મનિષ્ઠ કહેવાતા માણસોના કરતાં વધારે ધર્મનિષ્ઠા દાખવે છે. પેલા બીજાઓ તો આપણને કહે છે કે માણસોની હત્યા કરવી એ કેટલીક વાર આપણી ધાર્મિક ફરજ થઈ પડે છે![૮] આમ કહેતી વેળા એ લોકો ધર્મપરાયણ

---

૮. ૧૯૧૫ના નવેંબરમાં વેસ્ટમિન્સ્ટર એબીમાં આપેલા પ્રવચનમાં લંડનના બિશપે કહેલું: "એશઆરામ કરતાં સિદ્ધાન્તને અધિક માનનાર, તથા કેવળ ખાવાપીવા કરતાં જીવનને ઉચ્ચતર ગણનાર, દરેક માણસ જર્મનોને હણવાના એક મહાન ધર્મયુદ્ધમાં જોડાયેલો છે—એ લોકોને હણવાને ખાતર હણવાના નથી, પણ જગતને ઉગારવા ખાતર હણવાના છે. નઠારા સાથે સારાને પણ, આપણા ઘાયલો તથા આપણા મિત્રો પ્રત્યે જેમણે દયા બતાવી છે તેમને પણ, હણવાના છે."

પુરુષો તરીકે નહિ પણ રાજ્યપ્રકરણી પુરુષો તરીકે બોલે છે. આ અપૂર્ણ જગતમાં આક્રમણ સામે આપણા રક્ષણની યોજના જેટલી પાકી બની શકે એટલી કરવાની આપણી તાકીદની રાજકીય ફરજ કદાચ હોય; પણ પોતાનાં ભાઈભાંડુની કતલ કરવાની આપણી ધાર્મિક ફરજ કોઈ પણ સંજોગોમાં હોઈ ન શકે. પ્રજાઓ, રાષ્ટ્રો ને સંસ્કૃતિઓ શાશ્વત નથી. તેઓ જીવે છે ને મરે છે. માણસે આત્મા, સત્ય ને સદાચારના શાશ્વત આદર્શો માટે જીવવાનું છે. આત્માની સાચી સ્વતંત્રતાના લક્ષણરૂપ જે સર્વોચ્ચ પ્રકારની નિષ્ઠા છે તેવી નિષ્ઠા મુક્ત પુરુષમાં હોય છે.

જીવન એ પ્રભુનું આપેલું પરમ ધન છે. તેમાં દરેક માણસને સુખ મેળવવાનો અવકાશ રહેલો છે. સુખ મેળવવાની તક આપણા જેટલી બીજી કોઈ પણ પેઢીને મળી નથી. છતાં દ્વેષ અને મત્સર, ગર્વ અને લોભ, મૂઢતા ને સ્વાર્થરૂપી જે રોગો આપણને વળગેલા છે તેને લીધે, પૃથ્વીએ આપેલાં સુખો તે દુઃખરૂપ બની ગયાં છે. માણસ આજે છે તેવો જીવતો રહી શકે એમ નથી. તેણે કાં તો બદલાવું, નહીં તો નાબૂદ થવું રહ્યું. આજે છે એવો માણસ સરજીને ઈશ્વરે હાથ ધોઈ નાખ્યા છે એવું નથી. તે જો પોતાના પંડને ને પોતાની સંસ્થાઓને આજના જગતની જરૂરિયાત પ્રમાણે બદલશે નહિ, યા બદલી શકશે નહિ, તો તેની હસ્તી ભૂતળ પરથી ભૂંસાઈ જશે; અને તેની જગાએ કોઈ એવી યોનિ આવશે જે વધારે ભાવનાશીલ ને ઓછા કર્કશ સ્વભાવવાળી હશે. માણસની પાસે ઈશ્વરે જે કામ કરાવવા ધાર્યું છે તે જો એ નહિ કરે, તો એ કામ કરી શકે એવું બીજું પ્રાણી જગતમાં જન્મ લેશે.

આપણે આપણા આદર્શો કદી બદલી નહિ શકીએ ને આપણા જીવનની નવરચના કરી નહિ શકીએ, એવી નિરાશા આપણે સેવવાની જરૂર નથી. આપણે સ્વભાવે જંગલી ને હિંસક નથી. આપણે તો

અતિશય સૂક્ષ્મ ને તીવ્ર લાગણીવાળા છીએ. આપણે કુદરતે આપેલાં આપણાં લક્ષણોને જાળવી રાખવાનો પ્રયાસ કરવો જોઈએ; અને આપણી બુદ્ધિનો ઉપયોગ એ લક્ષણોને નબળાં પાડવામાં નહિ પણ તેમને દઢ બનાવવામાં કરવો જોઈએ. આપણે આપણી સત્યનિષ્ઠા અને જગત સાથેની આત્મીયતાની ભાવના, માનવજાતિ એક વિશાળ કુટુંબ છે એવી ભાવના, ગયેલી પાછી મેળવવાનો ને ટકાવી રાખવાનો જ્ઞાનપૂર્વક પ્રયત્ન કરવો જોઈએ. હિંદુ વિચારકો આપણને જ્યારે માયાના પાશમાંથી છૂટી જવાનો બોધ આપે છે, ત્યારે તેઓ આપણને કહે છે કે "જે અનિત્ય ને નાશવંત વસ્તુઓ તમારાં જીવન પર અમલ ચલાવી રહેલી છે તેની બેડી ફગાવી દો." જીવનને માયારૂપ માનવાનું કે જગતના કલ્યાણ પ્રત્યે દુર્લક્ષ કરવાનું તેઓ આપણને નથી કહેતા. પણ જે માયા આપણું ગળું પકડી રહી છે, અને જેનાથી પ્રેરાઈ આપણે વિષયતૃપ્તિ કે વર્ગ-હિતને સર્વોત્તમ આદર્શ માની તેની સિદ્ધિ માટે મહેનત કરીએ છીએ, તે માયામાંથી છૂટી જવાનું તેઓ આપણને કહે છે. જીવન પ્રત્યેની જે નિષ્ઠા મનુષ્યના મનમાં જન્મથી જડાયેલી છે, અને મનુષ્યસ્વભાવની જે અખંડિતતા છે, તેને ફરી પાછી સુદઢ બનાવવી; આપણે એકલા અટૂલા છીએ એ ભ્રમનું નિવારણ કરવું; ને આપણને ફરી પાછું સત્યનું દર્શન કરાવવું; એ ધર્મનું કામ છે. ધર્મનિષ્ઠ આત્મા આ ભવે દુઃખમુક્ત થવાની કે આવતે ભવે સ્વર્ગમાં સ્થાન મેળવવાની ઇચ્છા રાખતો નથી. તેની પ્રાર્થના તો, ઉપનિષદના શબ્દોમાં, આ પ્રમાણે છે: "મને અસત્‌માંથી સત્‌માં લઈ જા, તિમિરમાંથી પ્રકાશમાં લઈ જા, મૃત્યુમાંથી અમૃતમાં લઈ જા." મૃત્યુમાંથી અમૃતમાં જવું એનો અર્થ એવો નથી કે મરેલા માણસો કબરમાંથી સદેહે ઊઠીને સ્વર્ગ તરફ ચડવા લાગે છે, પણ સ્વાર્થરૂપી મૃત્યુમાંથી નિઃસ્વાર્થ પ્રેમરૂપી અમૃતત્વમાં જવાનું છે; સ્વાર્થી વ્યક્તિનિષ્ઠારૂપી તિમિરમાંથી પરમાત્મારૂપી પ્રકાશમાં પહોંચવાનું છે;

અસત્યમાંથી સત્યમાં જવાનું છે; જગતના દાસત્વમાંથી મોક્ષની સ્વતંત્રતામાં જવાનું છે. "સૃષ્ટિ, પાપના પાશમાંથી છૂટવા માટે અને ઈશ્વરનાં સંતાનોની કીર્તિરૂપી સ્વતંત્રતામાં વિહરવા માટે, આર્ત રવે પોકારી રહી છે."

## ૩. યોગની સાધના

આજે જગતમાં વ્યક્તિઓની સ્વાર્થનિષ્ઠા ઉત્પાત ને અંધાધૂંધી મચાવી રહી છે. ઇતિહાસની ઘટનાઓ કેવળ આર્થિક બળોને આધારે ચાલે છે એમ કહેનાર વાદ જગતમાં પ્રવર્તે છે. અને સુખચેનની પાછળ પડવું એ જ જીવનનો સાર છે એવો વિચાર જોરથી ફેલાઈ રહ્યો છે. એવી સ્થિતિમાંથી આપણે કેવી રીતે નીકળીને પાર જવું ? માયાથી ભરેલા આ જગતે આપણાં ચિત્તને વ્યગ્ર ને અસ્તવ્યસ્ત બનાવી મૂક્યાં છે. આપણે એ ચિત્તને પાછાં ઠેકાણે લાવી તેના વડે વધારે વસ્તુઓ, વધારે સ્પષ્ટ રીતે, જોવી જોઈએ. વધારે ને વધારે પ્રમાણમાં નિઃસ્વાર્થ બનતા જવું, આત્માનો પરમાત્મા સાથે અભેદાનુભવ સાધવો, એ વિકાસનો માર્ગ છે. પ્રાર્થના, પૂજા, ધ્યાન, તથા ફિલસૂફી, કલા ને સાહિત્ય અંતર્યામી આત્માને જાગૃત ને શુદ્ધ કરવામાં, તથા આત્માને પરમાત્મા સાથેના અભેદાનુભવની દિશાએ વાળવામાં, મદદ કરે છે. આ સાધનામાં જુદી જુદી અનેક ભૂમિકાઓ છે; જોકે તે એક બીજાથી નોખી તરી આવે એવી નથી. સ્થૂલ દૃષ્ટિએ જોતાં તેમાં ત્રણ ભૂમિકાઓ દેખાય છે—ચિત્તશુદ્ધિ, ધ્યાન, અને સમાધિ.

આ ભૂમિકાઓ તે એક પછી એક એવાં પગથિયાં નથી, પણ જુદાં જુદાં દૃષ્ટિબિન્દુ છે. પૂર્ણત્વપ્રાપ્તિનો માર્ગ એ સીડી નથી પણ ઢોળાવ છે. પહેલી ભૂમિકામાં નૈતિક તૈયારીનો આગ્રહ રખાય છે. એવી તૈયારી આત્મદર્શન માટે આવશ્યક છે. ચિત્તમાંથી

મલિન વિચારો ને વાસનાઓ કાઢી તેને અરીસા જેવું સ્વચ્છ બનાવવું જોઈએ, જેથી એમાં પરમાત્માનું પ્રતિબિંબ પડી શકે. સંસારનાં સામાન્ય કર્તવ્યો જ નહિ પણ બ્રહ્મચર્ય ને અપરિગ્રહ જેવાં કઠણ વ્રતોને શુદ્ધ નીતિમય જીવનના વિકાસમાં સહાયક ગણવામાં આવે છે. અકિંચન માણસ ઘણી ચિન્તાઓમાંથી મુક્ત થઈ જાય છે. તે જો ગુરુની આજ્ઞા પાળવાનું વ્રત લે — ઘણી વાર ગુરુઓ એવા વ્રતનો ગેરલાભ ઉઠાવે છે — તો તેને કશા તર્કવાદમાં ઊતરવાપણું રહેતું નથી. તે જો તપ, સંયમ આદિ કરે તો તેનો હેતુ મનોનિગ્રહ સાધવાનો ને સંકલ્પબળ વધારવાનો હોય છે; કોઈ કોપેલા દેવને રીઝવવાનો કે ભૂતકાળમાં થઈ ગયેલા પુરુષની નકલ કરવાનો નથી હોતો. ચિન્તા અને દોડધામનો અભાવ આત્મપરાયણ જીવનને માટે જરૂરનો હોય છે.

'પાતંજલયોગસૂત્ર' એ આ વિષયનો મહાગ્રન્થ છે. તેમાં આ નૈતિક સાધનાનો યોગનાં આઠ અંગોમાંનાં પહેલાં બે અંગો — યમ અને નિયમ[૯] — માં સમાવેશ કર્યો છે. કામ, લોભ, અત્યાહાર, દ્વેષ, અને પ્રમાદરૂપી સામાન્ય દોષો પૂર્ણત્વપ્રાપ્તિમાં વિઘ્નકર્તા છે; એટલે તેમને દૂર કરવા જોઈએ. યોગસાધનાની આ પછીની ત્રણ ભૂમિકાઓ છે તેનો હેતુ ચિત્તને શારીરિક બાજુએથી અંકુશમાં આણવાનો છે. એ ભૂમિકાઓ છે: આસન, પ્રાણાયમ, અને પ્રત્યાહાર (વિષયોમાંથી ઇંદ્રિયોને ખેંચી લેવી તે). આ વસ્તુઓ ચિંતનપરાયણ જીવનમાં મદદરૂપ છે. સગવડભરી સ્થિતિમાં[૧૦] બેસવાથી ને શ્વાસોચ્છ્વાસને નિયમમાં લાવવાથી મન હળવું પડવામાં મદદ થાય છે.

૯. અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય ને અપરિગ્રહ એ યમ. શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય ને ઈશ્વરપ્રણિધાન એ નિયમ.

अहिंसासत्यास्तेयब्रह्मचर्यापरिग्रहा यमाः । पातंजलयोगसूत्र २; ३०.
शौचसन्तोषतपःस्वाध्यायेश्वरप्रणिधानानि नियमाः । २; ३२.

૧૦. स्थिरसुखमासनम् । योगसूत्र २; ४६.

આપણે ઇંદ્રિયોને વિષયોમાંથી ખેંચી લઈએ એટલે માનસિક સાધનાનો આરંભ થાય છે. માણસો કેટલીક વાર પહાડ પર કે મઠોમાં, રણમાં કે ગુફાઓમાં જાય છે, તેનું કારણ એ છે કે સ્થળો આત્માને તેના પરિચિત વાતાવરણમાંથી ખેંચી લેવામાં મદદગાર હોય છે. આમ જગત છોડીને એકાંત સ્થળમાં ચાલ્યા જવું એ મદદગાર છે ખરું, પણ તેના વિના સાધના ન જ થઈ શકે એવું નથી. નિગ્રહથી ટેવાયેલા મનની એકાગ્રતામાં સામાન્ય જીવન અથવા પરિચિત વાતાવરણથી ભંગ પડતો નથી. પ્રત્યાહાર એટલે ઇન્દ્રિયોને તેના વિષયોમાંથી ખેંચી લેવી તે.[11] તે પછીની ત્રણ ભૂમિકાઓ તે ધારણા અથવા એકાગ્રતા, ધ્યાન, અને સમાધિ છે. આમાં એમ માની લીધેલું છે કે મનુષ્યોનો જે ખરો સ્વભાવ છે, અને તેનામાં ઈશ્વરપ્રાપ્તિની જે જન્મસિદ્ધ શક્તિ છે, તે કદી ભૂંસાઈ જાય એવાં નથી. આપણે બહારનાં પડો ભેદીને આપણાં સ્વભાવનાં ઊંડાણ લગી પહોંચી શકીએ છીએ. છેક ઊંડે ઊંડે, ગૂઢ સ્થાનમાં, અંતર્યામી આત્મા છે;[12] ત્યાં સુધી આપણે પહોંચવું જોઈએ. એ આત્મા પર

---

૧૧. स्वविषयासंप्रयोगे चित्तस्वरूपानुकार इवेन्द्रियाणां प्रत्याहारः । योगसूत्र २; ५४.

(ઇન્દ્રિયો પોતપોતાના વિષયોને છોડી ચિત્તના આંતરિક વિષયોના સ્વરૂપનું જ અનુસરણ કરે તેનું નામ પ્રત્યાહાર.)

૧૨. तं दुर्दर्शं गूढमनुप्रविष्टं गुहाहितं गह्वरेष्ठं पुराणम् ।
अध्यात्मयोगाधिगमेन देवं मत्वा धीरो हर्षशोकौ जहाति ॥
कठोपनिषत् १; २; १२.

(આ દેવ—આત્મા—દેખાવો મુશ્કેલ છે: ગૂઢ સ્થાનમાં ભરાયેલો છે: હૃદયગુહામાં છેક ઊંડે ઊંડે બેઠેલો છે; તે પુરાણ એટલે કે પ્રાચીન છતાં નવો છે; એવા આત્માને અધ્યાત્મયોગ વડે જાણ્યા પછી ધીર પુરુષના હર્ષશોક દૂર થઈ જાય છે.)

'અધ્યાત્મયોગ'નો અર્થ શંકરે આ પ્રમાણે આપ્યો છે: "ચિત્તને વિષયોમાંથી ખેંચી લઈ આત્મામાં સમાધિસ્થ કરવું એનું નામ અધ્યાત્મયોગ."

(विषयेभ्यः प्रतिसंहृत्य चेतस आत्मनि समाधानम् ।)

ઇતર વસ્તુઓ, વિકારો આદિના થર જામેલા છે તે ગૌણ છે; અને આત્મા એ જ પ્રધાન વસ્તુ છે. એ આત્મા આપણને સમગ્ર વિશ્વ સાથેના આપણા એકત્વની નિરંતર યાદ દેવડાવે છે. આપણા અંતરમાં વસતા આત્માનું દર્શન કરવું એ, પ્લેટોના શબ્દમાં કહીએ કહીએ તો, પુનઃસ્મરણનું કામ છે. કેમ કે એ આત્મા તો ત્યાં રહેલો જ છે; આપણે માત્ર તેને ઓળખવાનો બાકી રહે છે. પ્રશાંત થઈને અંતરદૃષ્ટિ કરી જોઈએ એટલે એ ક્રિયા શરૂ થાય છે. આત્મદર્શન માટેની સમાધિનો આ અતિ અલ્પ આરંભ છે. કોઈ મંત્રનો ઉચ્ચાર કરીને, અથવા તો મૂર્તિ જેવા કોઈ બાહ્ય પદાર્થ પર ચિત્ત એકાગ્ર કરીને, આપણે પરાણે ધસી આવતા વિચારોને મનમાંથી કાઢી મૂકવા ને ચિત્તને સ્વસ્થ બનાવવા મથીએ છીએ. ધારણાનો અર્થ છે ચિત્તની એકાગ્રતા. મનમાં આડાઅવળા વિચારો ને સંકલ્પ વિકલ્પો ઊઠવા ન દેવા, ને મનને એક જ વિષયમાં પરોવવું, એનું નામ ધારણા.[૧૩] મનને સામાન્યપણે કૂદાકૂદ કરતા વાંદરાની ઉપમા અપાય છે. એવા મનને એક જ વિષય પર એકાગ્ર કરવું એ સહેલું કામ નથી. આમ કરવા જતાં નકામા વિચારો મનમાં વચમાં આવી પડશે, વાસનાઓ ને ચિન્તાઓ વિક્ષેપ પાડશે; અને મહાપ્રયત્ને જ આપણે ધારેલા વિષય પર મનને ઠેરવી શકીશું. આડીઅવળી વસ્તુઓ તરફ ધ્યાન જવું ઓછું થાય, એકાગ્રતા વધે, અને મન ભમતું મટી જાય, એટલે આપણે ધ્યાનની અવસ્થામાં પ્રવેશ કરીએ છીએ.[૧૪] જે વિષયનું ધ્યાન ધરવાનું હોય તે સિવાયનો એકેએક વિચાર આત્મામાંથી નીકળી જાય છે; અને ધારેલો

---

૧૩. देशबन्धश्चित्तस्य धारणा । योगसूत्र ३; १.
(ચિત્તને કોઈ પણ હૃદયાદિ સ્થળમાં સ્થિર કરવું તેનું નામ ધારણા.)

૧૪. तत्र प्रत्ययैकतानता ध्यानम् । योगसूत्र ३; २.
(ધારણામાં ચિત્તવૃત્તિ એકતાન થાય તેનું નામ ધ્યાન.)

વિચાર જ આત્મામાં રમી રહે છે. ચિત્તને જે સત્ય તરફ પ્રેર્યું હોય તે સત્યનું જ ભાન તેને રહે ને બીજું બધું ભૂલી જવાય, ત્યારે એકાગ્રતા પેદા થાય છે, ત્યારે ચોમેર જામેલો અંધકાર દૂર થઈ પ્રકાશ પ્રાપ્ત થાય છે.

બાહ્ય વિષયોનું જ્ઞાન સહેલાઈથી મેળવી શકાય છે; પણ આંતર સત્યનું જ્ઞાન મેળવવા માટે ચિત્તને જ્ઞેય વિષય પર સંપૂર્ણ-પણે એકાગ્ર કરવું જોઈએ. એટલે ધ્યાન પછીની ત્રીજી, એટલે સમાધિની, અવસ્થામાં આત્મા પરમાત્મા વચ્ચેનો, જ્ઞાતા અને જ્ઞેય વચ્ચેનો, ભેદ અને અંતરાય દૂર થઈ જાય છે. બદ્ધ મનુષ્યોને એવા ભેદનું જ્ઞાન નિરંતર હોય છે. પણ સમાધિદશામાં માણસ જ્ઞેય પદાર્થ સાથે તન્મય બની જાય છે; અને એ પદાર્થ જ તેના ચિત્તતંત્રને સમગ્રપણે વ્યાપી વળે છે. જે પદાર્થને તે જુએ છે તે પદાર્થમય એ પોતે જ બની જાય છે. દ્રષ્ટા અને દૃશ્ય, જ્ઞાતા અને જ્ઞેય વચ્ચેનો ભેદ શમી જાય છે. આત્મા કશાનો સ્વાદ લેતો નથી. ખાસ કશી વસ્તુનું આકલન કરતો નથી, 'સ્વરૂપશૂન્ય' જેવો બને છે,[૧૫] ને તે પોતે વસ્તુમાત્રનો સ્વામી છે એવો અનુભવ કરે છે. વીજળીનો ચમકારો, તેજનો એકાએક થતો ઝબકારો, આ સાંસારિક જીવન પર ક્ષણિક પણ શાશ્વત પ્રકાશ નાંખે છે. આત્મામાં અવનવી સ્વસ્થતા આવે છે, ને ભારે શાન્તિ વ્યાપે છે. એ દર્શન, એ ઝબકારા જેવી ઝાંખી, સમાધિ કે સાક્ષાત્કારની એ સર્વોત્તમ ક્ષણ, આખા જીવનમાં ચૈતન્ય પૂરી તેને પરમ પુરુષાર્થની સાધનામાં પ્રેરે છે. એ દર્શનની, એ સાક્ષાત્કારની, સાથે નિરવધિ આનંદ આવે છે; જેને બુદ્ધિ પહોંચી ન શકે એવું જ્ઞાન આવે છે; ખુદ જીવનનાં કરતાંયે તીવ્રતર એવું સંવેદન થાય છે; અને અપાર

---

૧૫. तदेवार्थमात्रनिर्भासं स्वरूपशून्यमिव समाधिः । योगसूत्र ३; ३.
(એ ધ્યાનમાં જ્યારે માત્ર ધ્યેયનું જ દર્શન થાય ને ચિત્તનું વૃત્ત્યાત્મક સ્વરૂપ જાણે ભૂલી જવાય ત્યારે તે સમાધિ કહેવાય.)

શાન્તિ ને સંવાદનો અનુભવ થાય છે. આપણને જ્યારે આપણા હ્રદયમાં પરબ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે ત્યારે આપણે પરમાનંદ અનુભવીએ છીએ ને નમ્ર બનીએ છીએ. એ શાશ્વત તેજના સ્મરણની અસર કાયમની રહી જાય છે, અને એવો અનુભવ ફરી મેળવવાને મન ઝંખે છે.

આત્મદર્શન કરવાની આ શક્તિ આપણા સહુમાં પડેલી છે, પણ તેનો ઉપયોગ બહુ થોડા કરે છે. આ શક્તિનો વિકાસ એ મનના સામાન્ય વ્યાપારોથી નિરાળી વસ્તુ નથી; પણ એ સર્વ વ્યાપારોને સર્વભાવે ઇશ્વરને વિષે એકાગ્ર કરવાથી સધાય છે. એ એકાએક પ્રાપ્ત થતી કોઈ ગૂઢ શક્તિ નથી, કેમ કે એ ઇન્દ્રિયાનુભવથી ઇશ્વરસાક્ષાત્કાર સુધીનો ક્રમિક અને એકધારો વિકાસ છે. એ વિકાસક્રમનાં જુદાં જુદાં પગથિયાંનો આશય એવો નથી કે જેમ તાર્કિક દલીલમાં થાય છે તેમ આવા આત્મદર્શનમાં પણ માણસ એક પછી એક એમ પગલે પગલે ચાલીને સત્યનો સાક્ષાત્કાર સાધી શકે. એ પગથિયાંનો આશય તો માણસોમાં એવી મનોદશા પેદા કરવાનો હોય છે જેમાં સત્ય તેમના જીવનમાં ને તેમની દૃષ્ટિ સમક્ષ પ્રગટ થવા પામે.

જેઓ શરીરસુખમાં ને જગતની દેખીતી ચીજોના પ્રેમમાં રચ્યાપચ્યા રહે છે તેમને ઇશ્વરસાક્ષાત્કારની આ સાધના સહેલી કે સુખદ લાગતી નથી. અહંકાર અને મમતથી વણસી ગયેલા સ્વભાવોને આ પન્થે ચાલી ગિરિશિખર સુધી ચડવું મહાવસમું લાગશે. અજ્ઞાન આત્માને ઘેરી વળેલું છે; તે આત્માના સ્વરૂપમાં જન્મથી જડાઈ ગયેલું હોય એવું દેખાય છે. એ અજ્ઞાનને જ્ઞાનરૂપી અગ્નિમાં બાળી તેનો નાશ કરવો જોઈએ. ચિત્તવૃત્તિના ઊંડામાં ઊંડા થરોમાં જામી ગયેલી ગ્રંથીઓ ઉકેલી નાખવી જોઈએ. જે વિકારો ને અપૂર્ણતાઓ માનવજાતિના જન્મકાળ જેટલાં જૂનાં છે તેમને આપણે ભૂલથી આપણા અસલી સ્વભાવનાં અંગ માની લઈએ છીએ.

આપણું અંતર જ્યારે અતિ તીવ્ર વેદના અનુભવે ને આર્ત રવે પોકાર કરે, અને 'ઘૂંઘટનો પટ ખોલે', ત્યારે જ તેમને પરમાત્માનું દર્શન થવા પામે. આ જગતની વસ્તુમાત્રનો ત્યાગ કરી એ પરમાત્માને સર્વભાવે શરણુ જવું જોઈએ. પોતે શૂન્ય બનીને જ મોટા થઈ શકાય; મરીને જ જીવી શકાય. આપણે જગતની વસ્તુમાત્ર પરથી કબજો કે માલિકી સોએ સો ટકા ઉઠાવી લેવાં જોઈએ.

સમાધિદશામાં આપણને પરબ્રહ્મ સાથેના અતિનિકટ કે અપરોક્ષ સંપર્કનું ભાન થાય છે; આપણા સ્વભાવનાં જુદાં જુદાં અંગો એકબીજા સાથે ભળી જઈ તેમાંથી સુમધુર સંગીત નીકળતું આપણે અનુભવીએ છીએ. એ અપરોક્ષ દર્શન યા સાક્ષાત્કારની સ્થિતિ હોય છે. તેમાં આપણું આખું વ્યક્તિત્વ અનેકરૂપ મટી સંપૂર્ણ એકરૂપતા અનુભવે છે. આપણા આખા વ્યક્તિત્વનું પરમાત્માના સ્વરૂપ સાથેનું આ તાદાત્મ્ય ક્ષણિક ને વિચળ ઘટનારૂપ ન રહેતાં કાયમની ટેવ, સ્થાયી અવસ્થા, બની જાય, એ ધાર્મિક સાધનાનો ઉદ્દેશ છે. ક્ષણિક અભાનોર્મિ કે લાગણીની ઉત્તેજના પેદા કરવી એ ધાર્મિક સાધનાનું ધ્યેય નથી. ઈશ્વરના અપરોક્ષ દર્શન યા સાક્ષાત્કારથી જે સંપૂર્ણ એકરાગવાળું જીવન, આત્માની જે યોગયુક્ત અવસ્થા, પ્રાપ્ત થાય છે તે આપણી સ્થાયી ને અવિચળ સંપત્તિરૂપ બની જવાં જોઈએ.

ધ્યાન અને સેવા જેવાં જે સાધનોનો ઉપયોગ ધર્મો કરે છે તેમનો આશય એ હોય છે કે આપણા સ્વભાવને સ્થિર રૂપ આપવું અને આપણા આખા જીવનને વ્યવસ્થિત રીતે શુદ્ધ કરવામાં મદદ કરવી. સમાધિદશાની પ્રાપ્તિ અને ઈશ્વરસાક્ષાત્કાર માટે આવી સ્થિરતા ને શુદ્ધિ અતિ આવશ્યક હોય છે. લાંબા વખતની ટેવને લીધે આપણી શક્તિઓ સ્વાર્થ સાધનમાં વપરાય છે. એ શક્તિઓને જો આપણે સર્વાત્મભાવ ને વિશ્વકુટુંબભાવની સાધના માટે વાપરવી હોય, તો

તેને માટે ધરમૂળથી જીવનપલટો કરવો જરૂરનો છે. ધર્મ જ્યારે આપણને ધર્મપરાયણ બનાવવામાં સફળ થાય ત્યારે આપણા હૃદયની ગ્રંથીઓ છેદાઈ જાય છે, અંતરમાં ચાલતા સંઘર્ષો શમી જાય છે, અને આપણે જીવનના મહાપ્રવાહમાં વહેવા લાગીએ છીએ. કોઈ પણ મનુષ્ય આપણને પરાયો નથી લાગતો. આપણે કોઈ એક નાનકડા સમૂહના સભ્ય નથી રહેતા, પણ આખા માનવકુટુંબનાં અંગ બની જઈએ છીએ. આપણામાં વિશાળમાં વિશાળ દેશભક્તિનો ભાવ આવે છે. એવી દેશભક્તિનું નામ જ માનવ-જાતિ પ્રત્યેનો પ્રેમ છે. જગતના સ્વરૂપમાં જે વિવિધતા જન્મથી જડાયેલી છે તેને વિષે આપણે આદર ધરાવીએ છીએ, અને એ બધી વિવિધતાની તળે એકતા રહેલી છે એમ સમજીએ છીએ. આપણા આત્મામાં આપણે માનવમાત્ર સાથે તેમ જ જીવમાત્ર સાથે એકતા અનુભવીએ છીએ. ઈશ્વર દરેક મનુષ્યને કેવો બનેલો જોવા ઇચ્છે છે તે આપણે સમજીએ છીએ. વિજ્ઞાન બુદ્ધિથી એમ માની લે છે કે સમગ્ર જીવન એકરૂપ છે, ને તેની દેખીતી વિવિધતાના મૂળમાં કોઈ એક જ તત્ત્વ છુપાયેલું પડયું છે. એવી એકતાનું ભાન ઋષિમુનિની રગેરગે વ્યાપી જાય છે, ને તેના જીવનનું પ્રેરક બળ બને છે. જે જ્ઞાન તે બુદ્ધિ વડે મેળવે છે તેના જેવો જ ભાવ તે હૃદયમાં અનુભવે છે ને તે જ પ્રમાણે વર્તે છે. પોતાનાં આત્મજય ને આત્મશુદ્ધિ વડે તે અંતરમાં જે સંતોષ, આત્મામાં જે સ્વસ્થતા, ને જે ઊંડી શાન્તિ અનુભવે છે તે કોઈ ક્ષણિક કે છીછરી લાગણી નથી. તે અપાર ને અવિચળ શાન્તિ હોય છે (शान्तिमत्यन्तमेति); ને એ શાન્તિ મેળવનાર કહી શકે છે કે 'મેં જગતને વશ કર્યું છે.' જગત ગમે તેટલું દુષ્ટ કે દુરાચારી હોય, તેમાં ગમે તેટલાં દુઃખ ને વિપત્તિ હોય, તો પણ તે બેચેન થતો નથી; કેમ કે તેણે જોઈ લીધું હોય છે કે જગત મૂળે તો સારું છે, એટલું જ નહિ પણ વિશ્વમાં એક શકિત એવી છે જે નિરંતર

પાપ અને દુષ્કર્મને દબાવી તેનું રૂપાન્તર પુણ્ય અને સત્કર્મમાં કરે છે. વિશ્વના અંતસ્તલમાં રહેલી આ શક્તિનું સાન્નિધ્ય તે નિરંતર અનુભવે છે, ને એ શક્તિ જેમ નચવે તેમ નાચે છે. એ શક્તિ મનુષ્યને ક્યાં લઈ જવા માગે છે તેનું દર્શન તેને થાય છે. અંતર્યામી આત્માનો સાક્ષાત્કાર કરવો; જ્ઞાનપૂર્વક તેનું દર્શન કરવું; ઈશ્વરને પ્રાપ્ત કરવાની જે આશા મનુષ્યમાત્રને માટે પડેલી છે તે આશાને ફળીભૂત કરવી; એ ઈશ્વરે મનુષ્યને માટે નિર્મેલો આદર્શ છે, એમ તે જાણે છે. તે પોતાના જીવનમાં એવા કોઈ બળનો અનુભવ કરે છે જેને પ્રતાપે તે માનવી વાસનાઓ ને વિકારોના સંઘર્ષમાંથી સ્વારસ્ય ને સૌંદર્યનું સર્જન કરે છે. જે વસ્તુઓ ને આદર્શોને તે પવિત્ર ગણે છે તેને ખાતર તે ગરીબાઈ ધારણ કરશે ને દેશવટો ભોગવશે; અને જીભે અસત્ય ઉચ્ચારવા કરતાં એ જીભને ખેંચી કાઢવા દેશે. તે ગર્વપૂર્વક જગતથી અળગો, ગિરિશિખર પર ઊભો રહેતો નથી; પણ જગતને આત્મપરાયણ બનાવવામાં તથા તેને તેની ઊંચામાં ઊંચી કક્ષાએ પહોંચાડવામાં પોતાની શક્તિ વાપરે છે. જગત જ્યારે મદદ માટે પોકાર કરતું હોય ત્યારે કોઈ પણ માણસ સ્વસ્થ બેસી નથી શકતો — પૂર્ણત્વ પામેલો માણસ તો હરગિજ નથી બેસી શકતો. તેને બીજાઓનું કલ્યાણ કરવાની તાલાવેલી હોય છે. બીજાઓને તો જેનો ખ્યાલ પણ નથી હોતો એટલી કોમળતા ને ઉત્કટતાથી તે પોતાના માનવબંધુઓને ચાહે છે. જેમ સૂર્યમુખીથી સૂર્ય તરફ મોઢું ફેરવ્યા વિના રહેવાતું નથી, તેમ તેનાથી માનવજાતિ પર સ્નેહ ઢોળ્યા વિના રહેવાતું નથી. મોક્ષ પામવો એનો અર્થ એ નથી કે સુખદ એશઆરામ ને અપાર વિશ્રાંતિનાં પ્રદેશમાં પ્રવેશ કરવો. મુક્ત પુરુષ કુદરતની એક મહાશક્તિ જેવો, આત્મશક્તિનો સંચય કરનાર યંત્ર જેવો બની જાય છે, ને અપાર વેગથી કામ કરે છે. તેણે જે ત્યાગની સાધના કરી હોય છે તેમાં તેને કર્મમય જગતને તજી નાસી જવું નથી પડતું, પણ પોતાના અહંકારને જ હણવાનો

રહે છે. મોક્ષ યા નિર્વાણ યા અમૃતત્વ આ ભવે ને આ સંસારમાં જ મળી શકે એમ છે. તે આપણા અમર અંશનું, આપણા અંતરમાં વસતા જ્યોતિનું, બુદ્ધિ અને પ્રેમનું, જીવન છે; એ જીવનમાં જે પદાર્થોની પ્રાપ્તિ માટે પ્રયત્ન કરવામાં આવે છે તે પદાર્થો બગડી જાય કે નાશ પામે એવા હોતા નથી.

એકાંતવાસમાં રહેતો આત્મા એ ધર્મનું ઉત્પત્તિસ્થાન છે. મૂસાને સૂના ને નિર્જન સિનાઈ પર્વત પર, બુદ્ધને બોધિવૃક્ષની તળે બેસી ધ્યાન ધરતાં, ઈસુને જોર્ડન નદીને કિનારે પ્રાર્થનાની શાન્તિમાં, પોલને નિર્જન રણનો પ્રવાસ કરતાં, મહમદને મક્કાના નિર્જન પર્વત પર, અને એસીસીના ફ્રાન્સીસને આલ્વર્નોના પહાડોની દૂર-દૂરની કરાડો પર બેસી પ્રાર્થના કરતાં, ઈશ્વરની હસ્તીનું દર્શન થયું હતું; અને તેમ થયા પછી તેમણે બળ ને આશ્વાસન અનુભવ્યાં હતાં. ધર્મમાં જે કંઈ મહાન, નવીન ને સર્જનાત્મક અંશો છે તે બધા, પ્રાર્થનાની શાન્તિ કે સમાધિની નીરવતા અનુભવતા આત્માનાં અગાધ ઊંડાણોમાંથી ઉદ્ભવે છે.

## ૪. ભારતવર્ષનો આદર્શ

હિંદુ આદર્શની સામે કેટલીક વાર એવી ટીકા કરવામાં આવે છે કે તેમાં સદાચાર પર પૂરતો ભાર દેવામાં આવતો નથી. આ ટીકાનો ચોક્કસ અર્થ શો એ સમજવું મુશ્કેલ છે. જે આદર્શ આપણ-ને અંતરના વિરોધ ને વિસંવાદો શમાવી જીવનને એકરાગવાળું બનાવવાનો, આત્માના વિકાસમાં અંતરાય નાખનારા વિષયવિકારો સાથે નિરંતર યુદ્ધ કરવાનો, કામ ક્રોધ ને ચિન્તાની સામે લડવાનો, ઉપદેશ કરે છે તે આદર્શમાં સદાચારની ઊંડી ભાવના ન હોય એમ બને જ નહિ. પરમ સત્યનું દર્શન કરવાની, તેને પોતામાં સમાવવાની ને તેમાનાં સમાઈ જવાની શક્તિ, એ આત્મશુદ્ધિની અધરી, અવિરત ને એકધારી ક્રિયાનું જ ફળ છે.

વળી એમ પણ ન કહી શકાય કે સંતપુરુષો કૌશલપૂર્વક કામ કરવાની જરૂર નથી જોતા, કે કષ્ટસહન અને આપભોગથી જગતનો ઉદ્ધાર કરવાની શક્તિમાં તેમને આસ્થા નથી હોતી. દરેક આત્મા એ પરમાત્માનો અંશ છે એમ જે માણસો માને છે તેમનાથી જગતને ઈશ્વરપરાયણ બનાવવામાં મદદ કર્યાં વિના રહેવાતું જ નથી. માનવજાતિ દૂર દૂર સુદૂર રહેલા દૈવી આદર્શ પ્રત્યે જે મોટી કૂચ કરી રહેલી છે તેમાં તેને મુખ્ય ચીલો બતાવનાર ને તે ચીલા પર ટકાવી રાખનાર જો કોઈ વસ્તુ હોય, તો તે સાધુસંતોનાં પ્રયાસો ને દૃષ્ટાન્તો છે. એ સાધુસંતો માનવજાતિના સ્વાભાવિક નેતાઓ છે. ધર્મ એ તેમને માટે વાસ્તવિકતાથી નાસીને ભરાઈ બેસવાનું આશ્રયસ્થાન નથી. તેઓ નાસી છૂટીને કાલ્પનિક જગતમાં ભરાઈ બેસતા નથી, અને એ રીતે જીવનની જવાબદારીઓમાંથી છટકી જતા નથી. હિંદુ આદર્શ તો કહે છે કે મનુષ્ય આ સંસારમાં ને આ ભવે જ મોક્ષની પ્રાપ્તિ કરી શકે છે. ઈશ્વરનું રાજ્ય આપણાં અંતરમાં છે. એની પ્રાપ્તિ માટે આપણે ભવિષ્યની કોઈક અનિશ્ચિત તિથિની રાહ જોવાની, કે આકાશમાં કંઈક દૈવી નિશાની માટે આંખ માંડીને બેસવાની, જરૂર નથી. એ વાત સાચી છે કે આધ્યાત્મિક જીવનનું ઊંડામાં ઊંડું રહસ્ય સામાન્ય માણસોની દૃષ્ટિથી છુપાયેલું પડ્યું છે, ને તે પ્રયત્ન વડે જ પ્રાપ્ત થઈ શકે એવું છે. એ પ્રયત્ન માણસે એકલાએ કરવાનો છે; એકલાએ ઊડીને એકમેવાદ્વિતીય એવા પરમ તત્ત્વને પહોંચવાનું છે. એ વાત પણ સાચી છે કે જ્યારે આપણે જગતથી થાકીએ છીએ ત્યારે કાચબાની પેઠે અંગો સંકેલી લઈએ છીએ; અંતર્મુખ થઈ આત્મારૂપી ઊંડા સરોવરમાં ડૂબકી મારીએ છીએ; અને તાજા, શાંત, સંતુષ્ટ ને સુખી થઈને ત્યાંથી પાછા ફરીએ છીએ. એટલા માટે એમ ન કહી શકાય કે આપણું જીવન વ્યક્તિનિષ્ઠ બની ગયું છે. વસ્તુતઃ તો એ વ્યક્તિનિષ્ઠાનો ત્યાગ છે. પૂર્ણ પુરુષ જ્યારે જગતની સેવાને કાજે

કરે છે, ત્યારે તેની વાટે ઈશ્વરના પ્રભાવરૂપી પ્રવાહ વહેલા લાગે છે. તે તો નિમિત્તમાત્ર થઈ પડે છે. 'હું કરું છું છતાં કરતો નથી,' (कर्तारम् अकर्तारम्) એવા ભાવથી તે કામ કરે છે.

ભારતવર્ષે ઊંચા આધ્યાત્મિક આદર્શો સેવ્યા છે ખરા, છતાં રાજકાજના ક્ષેત્રમાં તે નિષ્ફળ નીવડ્યું છે; એ હકીકતને લક્ષમાં રાખીને પાછળ કહેલી ટીકા કરવામાં આવી છે, એ દેખીતું છે. તેના નેતાઓ ઉપાસનામાં મશગૂલ રહ્યા, ને તેમણે સૈન્યોને પોતાની નજર આગળથી પસાર થઈ જવા દીધાં. એકાંત અને વિજનવાસ એ તેમના જીવનને પોષનાર વસ્તુઓ હતી. તેમણે બહુ બહુ તો હરણાંને ખવડાવ્યાં, રાતે તારાઓ જોડે વાતો કરી, માંદાંને સાજાં કર્યાં, અને ઈશ્વરનાં વચનોનો માણસોને ઉપદેશ કર્યો. એવી ટીકા પણ થાય છે.

આ ટીકા અમુક અંશે સાચી છે. તેનો અર્થ એ છે કે ભારતવર્ષે હજુ હમણાં સુધી રાષ્ટ્રપૂજાનો ધર્મ સ્વીકાર્યો ન હતો. અમે અમારા દેશને રાષ્ટ્રીય દેવ માન્યો નહોતો; તેને કંઈક ઐતિહાસિક ભાવિ છે, ઈશ્વરે નિર્મેલું કંઈક પવિત્ર કાર્ય છે, અને પોતાનો ક્ષેત્રવિસ્તાર કરવાનો હક છે, એવો દાવો અમે કર્યો નહોતો. બીજાઓ જેવી રીતે 'બ્રિટાનિયા', 'લા ફ્રાન્સ', અને 'પિતૃભૂમિ' (ફાધરલૅંડ) ને પૂજે છે તેવી રીતે અમે ભારતમાતાને પૂજી નહોતી. અમે લોકોને એમ કહ્યું નહોતું કે ભારતવર્ષનો શત્રુ તે ઈશ્વરનો શત્રુ છે; અને 'મારે પણ દેવ છે,' એમ જો અમારો શત્રુ કહે તો એ ખોટો દેવ હોવો જોઈએ. અમારા નેતાઓને સૈન્યના નેતા બનવું રુચતું નહોતું. 'અમે જગતની સર્વોત્તમ પ્રજા છીએ, વિશ્વની માનીતી પ્રજા છીએ,' એમ લોકો આગળ જાહેર કરવાનું તેમને પસંદ નહોતું.

બીજું, આપણે એ પણ યાદ રાખવું ઘટે છે કે વિજયો અને

સામ્રાજ્યો એ ધાર્મિક સદ્‌ગુણોના આચરણનાં પરિણામ નથી હોતાં. શેતાને પ્રજાઓના આત્મા વેચાતા લઈ તેની કિંમતરૂપે તેમને સુરક્ષિતતા, સત્તા ને સંપત્તિ આપ્યાં, એમ તો નહીં બન્યું હોય? 'તમે જો નીચાં પડશો ને પ્રજા–રાષ્ટ્રરૂપી મારી મૂર્તિને પૂજશો તો હું આ બધી વસ્તુઓ તમને આપીશ,' એમ તો એણે નહિ કહ્યું હોય? બાહ્ય સફળતા ને ભીષણતા ભારતના સર્વોત્તમ પુરુષોને આકર્ષક લાગી નહોતી.

દરેક દેશને માટે સ્વતંત્રતા એ વાજબી હક છે એ ખરું; પણ જે આક્રમણશીલ રાષ્ટ્રીયતા અવનતિ પામી સામ્રાજ્યવાદનું રૂપ ધારણ કરે છે તેમાં કંઈક અશિષ્ટ અને અભદ્ર અંશ આવી જાય છે. એવી રાષ્ટ્રીયતાના પંજામાં આપણે સપડાઈએ છીએ ત્યારે તે આપણને વિવશ બનાવી મૂકે છે, આપણી નજરને બગાડે છે, આપણા આરામમાં ખલેલ પાડે છે, આપણી આદર્શોની કલ્પનાઓમાં ગોટાળો પેદા કરે છે, અને શાશ્વત કરતાં અશાશ્વત વસ્તુઓને અધિક મહત્ત્વની કરી દેખાડે છે. આજના વિષમ પ્રસંગે ગ્રેટબ્રિટન સ્પષ્ટપણે જોઈ શકતું નથી કે પ્રામાણિકપણે વર્તી શકતું નથી તેનું કારણ તેનાં સામ્રાજ્યવાદી સ્વાર્થો ને આકાંક્ષાઓ છે. સ્વતંત્ર ને સર્વસત્તાધીશ રાષ્ટ્રોની પૂજા કરનારી દુનિયા છિન્ન-ભિન્ન થઈ રહી છે; અને અમીરઉમરાવોવાળી દુનિયાની પેઠે આજની દુનિયા પણ જોતજોતામાં માનવી ઇતિહાસનું એક સ્મૃતિ-શેષ પ્રકરણ બની જશે. આપણે તો વસુધાને કુટુંબ માનતાં જ શીખવું ઘટે છે.

છતાં, ભારતીય સંસ્કૃતિ પોતાના આદર્શોને રાજકાજના ક્ષેત્રમાં અમલ કરી શકી નથી, એ વાત સાચી છે. આત્મજ્ઞાન અને આત્મદર્શન માટે સંપત્તિ ને સત્તા પણ અગત્યનાં છે એ વસ્તુ સિદ્ધાંત તરીકે તો સ્વીકારાઈ હતી, પણ અમલમાં મુકાઈ નહોતી. એ બેદરકારીનાં માઠાં ફળ ભારતવર્ષને ભોગવવાં પડ્યાં

છે. જે પરદેશીઓ મુલક જીતવા આવ્યા હતા છતાં આ દેશમાં જ રહી ગયા તેમના ઉપર પણ ભારતવર્ષે ઊંડો પ્રભાવ પાડ્યો ખરો; પણ રાજકીય દૃષ્ટિએ તે નિષ્ફળ નીવડ્યું છે. પશ્ચિમના સંસર્ગને પ્રતાપે આજે તેના લોકોને રાષ્ટ્રીયતાની ઘેલછાનો ચેપ લાગ્યો છે. તેમાંના કેટલાકને લાગે છે કે રાજકીય સ્વતંત્રતા જો ન્યાયને નામે માગી ન મળે, તો જગતના ઇતિહાસમાં માન્ય રખાયેલો સંગઠિત હિંસાનો રસ્તો લેવો વાજબી છે. લશ્કરી સત્તા ને લશ્કરી તૈયારીઓને વાજબી ને સકારણ ઠરાવવા માટે આખી દુનિયામાં એવી દલીલ કરવામાં આવે છે કે વફાદારી ને સંયમ, હિંમત ને સંગઠન, આરોગ્ય ને જોશ જેવા વીરતાના ગુણોને યુદ્ધથી પોષણ મળે છે—આવી દલીલો હિંદમાં પણ અપરિચિત નથી. પણ તેના ધાર્મિક નેતા, જેઓ સદ્ભાગ્યે રાજકાજમાં પણ તેના નેતા છે, તેગણે હિંદને રાજકીય ગુલામીમાંથી છોડાવવાની જે રીત યોજી છે તે એ દેશની ધાર્મિક પ્રણાલિકા તથા તેના માનસ સાથે ભળી જાય એવી છે. આ રીતને હજુ મોટા પાયા પર અજમાવવામાં આવી નથી. વિલિયમ જેમ્સે[૧૬] શસ્ત્રયુદ્ધની અવેજીમાં ચાલી શકે એવું કોઈ નીતિસંમત શસ્ત્ર માગ્યું હતું. એ શસ્ત્ર તરીકે ગાંધીજીની આ રીત સારી પેઠે ચાલી શકે એવી છે. તેમાં આપણને શસ્ત્રયુદ્ધનાં ત્રાસ ને યાતનાઓ ભોગવ્યા વિના જ એ યુદ્ધથી થતા લાભ મળી રહે છે. 'તલવારનો ન્યાય' એ નામના એક પ્રસિદ્ધ લેખમાં ગાંધીજીએ કહ્યું છે :

"હું તો ખસૂસ માનું છું કે જ્યારે નામર્દાઈ અને હિંસા વચ્ચે જ પસંદગી કરવાની હોય, ત્યારે હું હિંસાની સલાહ આપું...... હિંદ નામર્દ બનીને તેની પોતાની નામોશીનું લાચાર સાક્ષી બને કે રહે, એના કરતાં તો તે પોતાની લાજઆબરૂની રક્ષાને ખાતર

૧૬. અમેરિકન ફિલસૂફ.

શસ્ત્ર ઉગામે એ હું વધારે પસંદ કરું. પણ હું માનું છું કે અહિંસા હિંસાના કરતાં અનંતગણી ચડિયાતી છે, ક્ષમામાં સજાના કરતાં વધારે મર્દાનગી રહેલી છે. क्षमा वीरस्य भूषणम्...... જેમ હિંસા એ પશુજીવનનો નિયમ છે, તેમ અહિંસા એ મનુષ્યજીવનનો નિયમ છે. પશુમાં આત્મા સૂતેલો રહે છે; અને તેને શરીરબળ સિવાય બીજા કોઈ નિયમની જાણ હોતી નથી. મનુષ્યનું ગૌરવ તેની પાસેથી માગી લે છે કે તે ઉચ્ચતર નિયમને અનુસરે, આત્માના બળ પર આધાર રાખે. જે ઋષિઓએ ચોમેર ચાલતી હિંસાની વચ્ચે અહિંસાનો નિયમ શોધ્યો તેમનામાં ન્યૂટનના કરતાં વધારે પ્રતિભા હતી. તેઓ પોતે વેલિંગ્ટનના કરતાં મોટા લડવૈયા હતા. તેઓ શસ્ત્રાસ્ત્રનો ઉપયોગ જાણતા હોવા છતાં, તેમણે શસ્ત્રોની નિરુપયોગિતા જોઈ; અને થાકેલી દુનિયાને શીખવ્યું કે તેની મુક્તિ હિંસા દ્વારા નહિ પણ અહિંસા દ્વારા સધાવાની છે. અહિંસા જ્યારે વેગવાન બને છે ત્યારે તે ઐચ્છિક કષ્ટસહનનું રૂપ ધારણ કરે છે. અહિંસામાં અન્યાય કરનારની ઇચ્છાને નમ્રપણે તાબે થવાપણું નથી. અહિંસાનો અર્થ તો એ છે કે જાલિમની ઇચ્છા સામે આપણા આખા જીવનને ખડું કરવું. આપણા આ જીવનધર્મને અનુસરતાં જ માણસ અન્યાયી સામ્રાજ્યના સમગ્ર બળને પડકાર આપી શકે છે; પોતાની લાજઆબરૂનું, પોતાનું, ને પોતાના આત્માનું રક્ષણ કરી શકે છે; અને એ સામ્રાજ્યના પતન કે પુનરુદ્ધારનો પાયો નાખી શકે છે... અને તેથી હિંદુસ્તાન પોતાની નિર્બળતાને કારણે અહિંસા આચરે એવું હું નથી કહેતો. તે પોતાનાં શક્તિ ને સામર્થ્યના ભાનને લીધે અહિંસા આચરે એમ હું ઇચ્છું છું. હિંદુસ્તાનની પાસે જે આત્મા છે તે કદી નાશ પામવાનો નથી. ગમે તેવી શારીરિક નિર્બળતાને વટાવી વિજયવંત નીવડવાનું, ને આખા સામ્રાજ્યના પશુબળને પડકારવાનું સામર્થ્ય ધરાવે છે; એ વસ્તુ હિંદુસ્તાન પોતે સમજતું થાય એમ હું ઇચ્છું છું.”

હિંદુસ્તાનમાં ગરીબાઈ છે, અવનતિ છે, તે દુઃખ ને દાસત્વ ભોગવે છે; છતાં તે હજુ આત્મોપાસનાની સાક્ષી પૂર્યાં કરે છે.

હિંદુસ્તાન આધ્યાત્મિક વસ્તુઓની પાછળ પડયું એને લીધે તેને નિષ્ફળતા મળી, એવી ફરિયાદ કરવી વાજબી નથી. તે આધ્યાત્મિક વસ્તુઓની પાછળ પૂરતા પ્રમાણમાં નથી પડયું તેને લીધે

તેને નિષ્ફળતા મળી છે ખરી. આત્માને પૂર્ણપણે જીવનનો સ્વામી ને કર્ણધાર કેમ બનાવવો એ તે શીખ્યું નથી. થોડાક સમયથી તેણે આત્મા અને જીવન વચ્ચે મોટો સમુદ્ર પેદા કર્યો છે, અને માંડવાળ કરીને જંપ વાળ્યો છે. અમારા કેટલાક પુણ્યાત્માઓને સંસારથી અળગા થવાનું, પરમાત્માની પ્રાપ્તિ માટે સંસારથી ભાગી છૂટવાનું, રુચે છે. ઈશ્વરને શોધવાની અમારી તાલાવેલીમાં અમે જો માનવજાતિના હિત પ્રત્યે દુર્લક્ષ કરીશું, તો કદાચ અમે ખોબા જેટલા મહાત્માઓ પેદા કરીશું, પણ આખી પ્રજાને ઉન્નત નહિ બનાવી શકીએ. આત્મવિકાસ ને આત્મપ્રાપ્તિની સાધના વડે વ્યક્તિઓ કેટલે ઊંચે ચડી શકે છે, અને કોઈ પ્રજા પોતાના એકાંગી વિકાસથી કેટલી નીચે પડી શકે છે, એ બંને વસ્તુઓ અમે બતાવી છે. જીવન પર પ્રભુત્વ મેળવવું, જીવનને તરછોડવાને બદલે તેને સ્વીકારવું ને સુધારવું, એ કામ વ્યક્તિને માટે અઘરું છે; ને પ્રજાને માટે તો એથીયે અઘરું છે. સમાજવ્યવસ્થામાં એકરાગ આણવો ને ટકાવવો એ આત્મજ્ઞાની ને આત્મપરાયણ મનુષ્યનું ધ્યેય હોવું જ જોઈએ.

આપણા વિચારોમાં ઈશ્વરી જ્ઞાનથી પ્રેરાવું; ઈશ્વરી ઇચ્છામાં આપણી ઇચ્છા ભેળવવાનો નિશ્ચય રાખવો; આપણી લાગણીઓને ઈશ્વરી આનંદમાં ભળે એવી રીતે વાળવી; સત્ય, શિવ ને સુંદર એવો જે પરમાત્મા છે તેનું દર્શન કરવું; આપણા આખા ચિત્તંત્ર અને જીવનને ઈશ્વરી કક્ષાએ ચડાવવું; એ માનવજીવનનાં અંતિમ ઉદ્દેશ અને પ્રયોજન છે. કેટલીક અપવાદરૂપ વ્યક્તિઓએ આવી સ્થિતિ, આવી શાંતિ, ને આવી યોગયુક્ત અવસ્થા પ્રાપ્ત કરી છે. માનવજાતિએ આજ લગીમાં જે ઊંચામાં ઊંચી સ્થિતિ પ્રાપ્ત કરી છે તેનાં એ દૃષ્ટાન્તો છે; અને માનવજાતિને અંતે કેવું સ્વરૂપ પામવાપણું રહેલું છે તે તેઓ બતાવી આપે છે. તેઓ નવી માનવતાના અગ્રગામીઓ છે. પ્રજ્ઞા અને પ્રાણવાળા, અવિચળ જ્ઞાનવાળા ને અવિશ્રાન્ત સમાજસેવા કરનારા, આ પુરુષો જાતિ, દેશ આદિ મર્યાદિત સંઘોના સભ્યો નથી.

જે જગત હજુ જન્મ્યું નથી પણ હજુ કાળના ગર્ભમાં પડેલું છે તેના તેઓ નાગરિકો છે.

જે કામ કોઈ વ્યક્તિઓએ કર્યું છે તે સમગ્ર માનવજાતિ પણ અંતે કરી શકશે; તેણે કરવું જોઈએ. ઈશ્વરનો અવતાર થોડીક વ્યક્તિઓમાં નહિ પણ આખી માનવજાતિમાં થાય ત્યારે આપણે નવી સૃષ્ટિ — સ્ત્રીપુરુષોની નવી પ્રજા જોઈશું. ત્યારે માનવજાતિ ઉદ્ધાર, પુનર્જન્મ, ને કાયાપલટો પામી હશે; અને જગતનું નવું સર્જન થયું હશે. એ જગતનું અંતિમ ધ્યેય છે, તેનો આખરી મુકામ છે; માનવજીવનનો પરમ પુરુષાર્થ છે. તે એકલો જ આપણી ઊંડામાં ઊંડી સર્જનશક્તિને જગવી શકશે; ભાવવિહોણી બુદ્ધિના પાશમાંથી આપણને ઉગારી શકશે; આપણને નવરચનાની પ્રેરણા ને ધગશ આપશે; અને માનસિક, નૈતિક ને આધ્યાત્મિક દૃષ્ટિએ આપણું ઐક્ય સાધી સમગ્ર જગતનો એક બન્ધુસમાજ સ્થાપશે.

## પરિશિષ્ટ ૨

આ પુસ્તકમાં અંગ્રેજીમાં જ્યાં જ્યાં 'Intuition' (ઇન્ટ્યુઇશન) શબ્દ આવ્યો છે ત્યાં ત્યાં સંદર્ભને અનુસરી તેનો ગુજરાતી અર્થ મૂકેલો છે. અંગ્રેજીમાં એ શબ્દ જુદાં જુદાં ક્ષેત્ર પરત્વે જુદા જુદા અર્થમાં વપરાય છે. ઇન્દ્રિયો વડે થતા જ્ઞાનને 'પ્રત્યક્ષ' જ્ઞાન કહેવામાં આવે છે. એવું જ પ્રત્યક્ષ જ્ઞાન અતીન્દ્રિય (એટલે કે ઇન્દ્રિયો વડે ન અનુભવી શકાતી) વસ્તુઓનું પણ થઈ શકે છે. એવું જ્ઞાન તે 'ઇન્ટ્યુઇશન'. એ જ્ઞાન મેળવવાની શક્તિને પણ 'ઇન્ટ્યુઇશન' કહેવામાં આવે છે. એ જ્ઞાન પણ પ્રત્યક્ષ હોય છે, એટલે કે જ્ઞાનનો વિષય હૂબહૂ જોઈ શકાય છે. પણ ઇન્દ્રિયો દ્વારા થતા 'પ્રત્યક્ષ જ્ઞાન'થી જુદું ઓળખાવવા માટે હિંદુ તત્ત્વચિન્તકો એને 'અપરોક્ષ જ્ઞાન' કહે છે. એને 'સાક્ષાત્કાર' પણ કહી શકાય. (આચાર્ય આનંદશંકર ધ્રુવે એ બેને માટે અનુક્રમે 'જગત્પ્રત્યક્ષ' ને 'ઈશ્વર-પ્રત્યક્ષ' એવા શબ્દો વાપર્યા છે.) "આપણે માત્ર ચર્મચક્ષુ વડે જ નથી જોઈ શકતા; આત્મારૂપી ચક્ષુ વડે પણ જોઈ શકીએ છીએ. દૃશ્ય વસ્તુઓ જેવી ચર્મચક્ષુને સ્પષ્ટ દેખાય છે, તેવી જ સ્પષ્ટ અદૃશ્ય વસ્તુઓ આત્મચક્ષુને દેખાય છે. અતીંદ્રિય વસ્તુઓનું દર્શન તે 'ઇન્ટ્યુઇશન.' (રાધાકૃષ્ણન : 'એન આઇડિયાલિસ્ટ વ્યૂ ઑફ લાઇફ,' પૃ. ૧૪૩) એને જ 'દિવ્ય દર્શન' કહે છે, ને એ દર્શન કરવાની જે શક્તિ તેને, ચર્મચક્ષુથી જુદી ઓળખાવવવા માટે, 'દિવ્ય ચક્ષુ' કહે છે. (दिव्यं ददामि ते चक्षुः पश्य मे योगमैश्वरम्। गीता ११; ८) 'ઈશ્વરનો યોગ' દિવ્ય ચક્ષુ વડે જ જોઈ શકાય.

આવા સાક્ષાત્કારને વિષે રાધાકૃષ્ણને લખ્યું છે : "ઉપનિષદોના મત પ્રમાણે, આપણી પાસે એક એવી ઉચ્ચતર શક્તિ છે જેના વડે આપણે આ પરબ્રહ્મનું દર્શન કરી શકીએ છીએ. આત્માને લગતી વસ્તુઓને તો આત્મચક્ષુ વડે જ જોઈ શકાય. યોગસાધન એ આ સાક્ષાત્કારનો રસ્તો બતાવનારી સાધના છે. મનુષ્યમાં દિવ્ય દર્શન અથવા બ્રહ્મનો અભેદ સાક્ષાત્કાર કરવાની શક્તિ છે. તેના વડે તે

બુદ્ધિએ પાડેલા ભેદોને તરી જઈ, તર્કથી ન ઉકેલાતા કોયડાને ઉકેલે છે. વિશુદ્ધસત્ત્વ આત્માઓ વિચારના ગૌરીશિખર પર પહોંચી પરમ સત્યનું અપરોક્ષ દર્શન કરે છે. એવું દર્શન થાય ત્યારે 'જે (આત્મા) સંભળાયેલો નહોતો તે સંભળાય છે; જે દેખાયો નહોતો તે દેખાય છે; અને જે અજ્ઞાત હતો તેનું જ્ઞાન થાય છે.'[1] આપણે તર્કની પાર જઈ આત્મપરાયણ જીવન ગાળવા માંડીએ એટલે બુદ્ધિએ ઊભા કરેલા કોયડા આપોઆપ ઊકલી જાય છે.[2] તેથી ઉપનિષદ આપણને કહે છે કે બુદ્ધિનો ગર્વ અને ઘમંડ કોરે મૂકો, ને બાળકના જેવી નવી દૃષ્ટિથી જગતને જોવા લાગો. તેણે કહ્યું છે: 'બ્રાહ્મણે પાંડિત્ય છોડી દઈ બાળકના જેવા બનવું.'[3] કોઈ પણ માણસ નાના બાળકના જેવો બન્યા વિના ઈશ્વરના રાજ્યમાં પ્રવેશ કરી શકતો નથી. સર્વોચ્ચ સત્યો બુદ્ધિની પટાબાજીથી સિદ્ધ થતાં નથી, પણ નિર્દોષ ને વિશુદ્ધસત્ત્વ આત્માઓને દેખાય છે, ને તેઓ એને અનુભવી શકે છે. 'માણસે ઘણા શબ્દોની પાછળ ન પડવું, કેમકે એ કેવળ વાણીનો થાક છે.'[4] 'આ આત્મા પ્રવચનથી મળતો નથી, મેધા વધારવાથી મળતો નથી, ઘણાં પુસ્તકો વાંચવાથી મળતો નથી.'[5] યોગીઓ જ્ઞાન યા સાક્ષાત્કારની ક્ષણોમાં તેને પ્રાપ્ત કરી શકે છે. એ દર્શન અથવા અપરોક્ષ જ્ઞાન હોય છે. એવા અનુભવમાં આત્મા પરમાત્માને નજરોનજર જુએ છે. તે પરબ્રહ્મનાં જ્ઞાન, સમાધિ ને આનંદમાં તન્મય થઈ જાય છે. ત્યાં પહોંચ્યા પછી આત્માને ભાન રહેતું નથી કે જેને પોતે જુએ છે એ શું છે. એના કરતાં ઉચ્ચતર એવી કોઈ

---

૧. अश्रुतं श्रुतं भवति, अमतं मतं, अविज्ञातं विज्ञातमिति । छांदोग्य ६; १; ३.

૨. भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्वसंशयाः ।
क्षीयन्ते चास्य कर्माणि तस्मिन्दृष्टे परावरे ॥ मुण्डक २; २; ८.

૩. तस्माद् ब्राह्मणः पांडित्यं निर्विद्य बाल्येन तिष्ठासेत् । बृहदारण्यक ३;५;१.

૪. नानुध्यायाद् बहून् शब्दान्वाचो विग्लापनं हि तत् । बृहदारण्यक ४;४;२१

૫. नायमात्मा प्रवचनेन लभ्यो, न मेधया, न बहुना श्रुतेन । कठ १; २;२३

વસ્તુ નથી.[6] બીજી બધી વસ્તુઓ એની અંદર સમાઈ ગયેલી છે. પછી આત્માને પાપથી, અસત્યથી ડરવાનું રહેતું નથી, પણ તે સંપૂર્ણ આનંદ અનુભવે છે. આ આત્મદર્શન — યા બ્રહ્મસાક્ષાત્કાર આપણને રાગદ્વેષ અને દુઃખમાત્રમાંથી છોડવે છે......મનુષ્યના મનની સર્વ આકાંક્ષાઓ, તેની બુદ્ધિની માગણીઓ, તેની ભાવનાઓ, ને તેના આદર્શો બધાની ત્યાં પરિપૂર્તિ થાય છે. એ મનુષ્યના પુરુષાર્થનો પરમ આદર્શ છે; તેના વ્યક્તિગત જીવનની પરિસમાપ્તિ છે. 'આ એની પરમ ગતિ છે, આ એની પરમ સંપત્તિ છે, આ એનું પરમ નિવાસસ્થાન છે, આ એનો પરમ આનંદ છે.'[7] એ અનુભવ ઇન્દ્રિયો દ્વારા થતા પ્રત્યક્ષ અનુભવ જેવો છે. પણ ઇન્દ્રિય-પ્રત્યક્ષની પેઠે એ દ્રષ્ટા કે જ્ઞાતાથી ભિન્ન એવી કોઈ વસ્તુનો અનુભવ નથી; એટલે તે ખરો છે કે ખોટો એની પરીક્ષા બીજાથી થઈ શકતી નથી. અનુમિત જ્ઞાનની પેઠે એ અનુભવની વાત બીજાને કરી શકાતી નથી. એનું માનવી ભાષામાં વિવરણ થઈ શકતું નથી. એ સાક્ષાત્કારને વાચા હોતી નથી. જેમ અંધાપો લઈને જન્મેલા માણસને આપણે મેઘધનુષ્યની શોભા કે સૂર્યાસ્તની સુંદરતા સમજાવી શકતા નથી, તેમ જ જેણે એ અનુભવ કદી કર્યો નથી તેની આગળ એ અનુભવનું વર્ણન કરી શકાતું નથી...પણ એનું વર્ણન બીજાની આગળ કરી શકાતું નથી એ કારણે જ્ઞાનના બીજા પ્રકારો કરતાં એ ઓછો સાચો નથી ઠરતો. આ અનુભવનું વર્ણન આપણે રૂપકો વડે જ કરી શકીએ છીએ. કેમકે એ પ્રકાશથી આપણે અંજાઈ જઈએ છીએ ને આપણી વાચા બંધ થઈ જાય છે......બુદ્ધિ એની કંઈક વ્યાખ્યા સૂચવે, તો આપણે કહીએ છીએ : 'ના, આ નહિ, આ નહિ.' (नेति नेति). આ અભાવવાચક શબ્દો બતાવે છે કે પરાત્પરનાં ભાવ-

---

૬. सा काष्ठा सा परा गतिः । कठ १; ३; ११.

૭. एषास्य परमा गतिः, एषास्य परमा संपद्, एषोऽस्य परमो लोकः, एषोऽस्य परम आनन्दः । बृहदारण्यक ४; ३; ३२.

વાચક વર્ણનો કેવાં અધૂરાં હોય છે. ' જેનો યશ ખરેખર મોટો છે તેને માપવાનું કશું સાધન નથી.'[૮] એને વિષે એકબીજાથી ઊલટાં વર્ણનો અપાય છે, એમાં એમ બતાવવાનો ઉદ્દેશ હોય છે કે જ્યાં લગી આપણે બુદ્ધિની ભાષા વાપરીએ ત્યાં લગી અભાવવાચક શબ્દો જ વાપરવા પડવાના; જોકે બ્રહ્મનો જ્યારે સાક્ષાત્કાર થાય છે ત્યારે તેનાં ભાવવાચક અંગો પણ આપણને દેખાય છે. ' તે અણુ કરતાંયે સૂક્ષ્મ છે; તે મોટામાં મોટી વસ્તુ કરતાંયે મોટો છે.'[૯] ' તે હાલે છે; તે હાલતો નથી. તે દૂર છે; તે પાસે છે. તે આ બધાની અંદર છે; તે આ બધાની બહાર છે.'[૧૦] આ એકબીજાથી ઊલટાં દેખાતા વર્ણનો વિચારના કશા સંભ્રમનાં ચિહ્નો નથી."[૧૧]

જ્ઞાતા અને જ્ઞેયની તદાકારતા એ ' ઇન્ટ્યુઇશન 'નું એક મુખ્ય લક્ષણ છે. પરબ્રહ્મના સાક્ષાત્કારમાં એવી તદાકારતા સંપૂર્ણપણે થાય છે. બીજાં ક્ષેત્રોમાં પણ ઓછેવત્તે અંશે થાય છે — ખાસ કરીને કવિતામાં. એવી તદાકારતા વિના સાચી કવિતા શક્ય નથી. તેના વડે જ કવિ વસ્તુમાત્રનો આત્મા જોઈ શકે છે; તે ક્રાન્તદર્શી બને છે. ('We see into the life of things — વર્ડ્ઝવર્થ') કવિતાના ક્ષેત્રમાં 'Intuition' નો અર્થ છે ' પ્રતિભા '. રાધાકૃષ્ણન લખે છે : " વિજ્ઞાનની શોધકબુદ્ધિ, કવિતાની પ્રતિભા, ધર્મશાસ્ત્રનો અંતરાત્મા, ને તત્ત્વજ્ઞાનનો સાક્ષાત્કાર, એ બધાને માટે અંગ્રેજીમાં ' ઇન્ટ્યુઇશન ' એ એક જ શબ્દ વાપરવો પડે છે એ ખેદની વાત છે. આ વિવિધ ક્રિયાઓ એ સમગ્ર મનની પ્રવૃત્તિના વિવિધ પ્રકારો

---

૮. न तस्य प्रतिमा अस्ति यस्य नाम महद्यशः । श्वेताश्वतर ४; १९.

૯. अणोरणीयान्महतो महीयान् । कठ १; २; २०.

૧૦. तदेजति तन्नैजति तद् दूरे तद्वन्तिके । तदन्तरस्य सर्वस्य तदु सर्वस्यास्य बाह्यतः । ईश ५.

૧૧. ' ઇંડિયન ફિલોસોફી ' વો. ૧, પૃ. ૧૭૭–૮.

છે એ ખરું; પણ કેટલાંક ક્ષેત્રોમાં એ પ્રવૃત્તિ જ્ઞાન મેળવવા તરફ, કેટલાંકમાં આનંદ ભોગવવા તરફ, ને કેટલાંકમાં સર્જન કરવા તરફ ઢળે છે. હિંદુ તત્ત્વજ્ઞાનમાં કવિ કે શોધકની સર્જનશક્તિને 'પ્રતિભા' કહે છે; અને ઋષિમુનિઓએ કરેલા બ્રહ્મસાક્ષાત્કારને 'આર્ષજ્ઞાન' કહે છે."[૧૨]

બીજે એક સ્થળે રાધાકૃષ્ણને લખ્યું છે: "આ જે જ્ઞાન ઇન્દ્રિયો દ્વારા થતું નથી તેને જુદાં જુદાં અનેક નામ અપાય છે—જેવાં કે પ્રજ્ઞા, પ્રતિભા, આર્ષજ્ઞાન, સિદ્ધદર્શન, યોગીપ્રત્યક્ષ."[૧૩] "બુદ્ધઘોષ કહે છે કે વિજ્ઞાન યા તાર્કિક જ્ઞાન અને સંજ્ઞા યા ઇન્દ્રિયપ્રાપ્ત જ્ઞાનના કરતાં પ્રજ્ઞા યા અપરોક્ષ જ્ઞાન શ્રેષ્ઠ છે."[૧૪] યોગભાષ્યમાં એને 'परं प्रत्यक्षम्' કહેલું છે.

અપરોક્ષ જ્ઞાન અને બુદ્ધિ વચ્ચેના સંબન્ધને વિષે અહીં વિસ્તારના ભયથી કંઈ કહી શકાય એમ નથી. એનું ઘણું જ સુંદર ને વિશદ વિવેચન રાધાકૃષ્ણને 'એન આઇડિયાલિસ્ટ વ્યૂ ઑફ લાઈફ' ના ચોથા ને પાંચમા પ્રકરણમાં આપેલું છે.

---

૧૨. 'એન આઈડિયાલિસ્ટ વ્યૂ ઑફ લાઈફ,' પૃ. ૨૦૦

૧૩. એજન, પૃ. ૧૨૮.

૧૪. એજન, પૃ. ૧૨૯.

# સૂચી

## ગુજરાતી સાહિત્ય પરિષદનાં

### — પ્રકાશનો —

## શ્રી. મુનશીની

– અન્ય કૃતિઓ –

### નવલકથાઓ

| | |
|---|---|
| જય સોમનાથ . . | ૫–૦ |
| વેરની વસુલાત . . | ૬–૦ |
| પાટણની પ્રભુતા . . | ૪–૦ |
| ગુજરાતનો નાથ . . | ૭–૦ |
| રાજાધિરાજ . . | ૭–૦ |
| ભગવાન કૌટિલ્ય . . | ૪–૦ |
| પૃથ્વીવલ્લભ . . . | ૨–૮ |
| કોનો વાંક ? . . . | ૨–૮ |
| સ્વપ્નદ્રષ્ટા . . . | ૫–૦ |
| લોમહર્ષિણી . . . | ૪–૦ |
| ભગવાન પરશુરામ . . | ૫–૮ |

### નાટકો

| | |
|---|---|
| પૌરાણિક નાટકો . . | ૨–૮ |
| સામાજિક નાટકો . . | |
| ધ્રુવસ્વામિની દેવી . . | ૧–૮ |
| કાકાની શશી . . . | ૧–૪ |
| બ્રહ્મચર્યાશ્રમ . . . | ૧–૪ |
| લોપામુદ્રા ૧ થી ૪ . . | ૪–૮ |
| ડૉ. મધુરિકા (એક નાટિકા) | ૧–૪ |

— પ્રાપ્તિસ્થાન —

ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય

ગાંધીરસ્તો : અમદાવાદ

પ્રિન્ટેડ: શારદા મુદ્રણાલય: અમદાવાદ